# અમૂલ્ય ઔષધો અને ઈનામો.

વંશપરંપરાથી વૈદકી ધંધામાં કુશળતા અને ઉત્તમ સર્ટી ફીકેટો મેળવ્યાં છે. જગત્પ્રસિદ્ધ અને તાત્કાળ ગુણદાયક છે.

## શક્ત માટે "સર્વાંગમિત્ર ટોનીક પીલ્સ."

સર્વાંગમિત્ર–સર્વેને શક્તિ માટે અમૃત સમાન છે ધાતુને દૃઢ કરી પુરૂષત્વ બક્ષવામાં બીન હરીફ દવા છે. રૂ. ૧.

## કમપુરૂષત્વપણા માટે "સાંઢાનું શંઢત્વ વિનાશક તેલ.

સાંઢાનું તેલ–ગુપ્ત સ્નાયુને બળવાન બનાવી પુરૂષત્વને વધારે છે. નામ પ્રમાણે ગુણ છે. રૂા. ૩ અને રૂ. ૫–૦–૦

## "પ્રમેહ માટે પ્રમેહારિ રસ."

ગમે તેવા જુના યા નવા પ્રમેહ ( પરમીયા )થી પીશાબ થતી આગ, કપડાંપર થતા ડાઘ વિગેરે ગરમીના રોગને જડમુળ ટુંક વખતમાં નાશ કરે છે. કીં. શીશી ૧ ના રૂા. ૨–૦–૦ ૨ રૂા. ૩–૦–૦.

## લોહી સુધારવા (સ્ત્રી પુરૂષ બન્ને માટે) "જીવનામૃત.

લોહીને સુધારી, ધાતુને ઘટ બનાવી, શરીરમાં તેના પ્રમાણે ... માન ગુણ આપી લાલી બક્ષે છે. કીંમત ... ૩ ...

... ન–આંખની, દરેક જાતની વ્યાધીઓને દૂર કરે છે. ... તૈયાર કર્યો છે. મોતીઓ, ફુલું, ખીલ, પડળ, આંજ ... કરે છે. સફેદ બ ... ઓની રૂ. ૧ાા કાલુ તો. રૂા. ... ૫.

... રાવળ–આ દરદથી માણસો ઘણા હેરાન થઈ મરણ પ ... ઉપર ખાસ દવાઓ શોધી કાઢી છે. ... દવા રૂા. ૫.

કેશકલપ–વાળને પાંચ મીનીટમાં ... જેવા ... બનાવે છે. આઠ આના. ... ણું.

... એ શિવાય બીજા દરેક ભયંકર રો ...

પ્રદર–સ્ત્રીઓનાં દરેક જાતનાં ... ગુણકારક નીવડી છે. રૂા. ૩–૦–૦.

બીજી અનેક ભસ્મો, રસો, દવાઓ વિગેરે ... માટે પ્રાઇસલીસ્ટ મંગાવો.

**રાજવૈદ્ય દ... શ્રી જટાશંકર પ્રેમજી.**

ધણું–કાલબાદેવી રોડ, પુતલાવાલા ... ની ...

**"રોયલ ટોનીક પીલ્સ"**—આ ગોળીઓ કેસર કસ્તુરી અંબર વીગેરે દેશી વનસ્પતીઓની બનાવેલી હોવાથી સ્વપ્નામાં કે પીશાબમાં જતી ધાતુ બંધ કરી વીર્ય વીકારના ગુપ્ત દરદો મટાડી પુરૂષાતન આપે છે તથા હરેક પ્રકારની નબળાઈ દુર કરી ભુખ વધારી અવયવોને તાકાત બક્ષે છે. સ્ત્રીઓના અનિયમિત શ્રાવને અટકાવી ગર્ભસ્થાનને સુધારી ગર્ભ ધારણ થવા યોગ્ય બનાવે છે. અને જઈફીએ પુગેલા બુજરગોની લથડતી દેહને સુધારી તંદુરસ્તી આપે છે. એટલુંજ નહીં પણ આ ગોળીઓ ફક્ત ત્રણ દિવસ વપરાસમાં આવવાથી પોતાની અદ્ભૂત શક્તિ આબેહુબ બતાવે છે. **રજીસ્ટર નાο ૧૮૦** તપાસીને લેજો. કીંમત ગોળી ૩૦) ની બાટલીનો રૂા. ૧–૪–૦.

**"રોઝ ડ્રોપ્સ"** (આંખનાં દરદો માટે)—આંખનું આવવું અને તેનાથી ઉત્પન્ન થનારા ખીલ, દર વખતે ચીપડા આવવા, પાણીનું ગળવું, ઝાંખ તથા તરતની બંધાયલી છારી વીગેરે આંખનાં દરદો મટાડી તેજ વધારે છે. તે ઉપરાંત નીરોગી આંખોમાં મુકવાથી તેજ કાયમને માટે જળવાઈ રહે છે. કીંમત બાટલીનો રૂા. ૧.)

**"ટ્રીફસોલા"** (લોહી સુધારનારી દવા)—ગરમાથી અથવા પારાની મેળવણીના [illegible] રસાયણ ખાવાથી લોહીનો બગાડો થઈ, શરીરે ફોલ્લાં, ચાંદાં ફુટક નીકળી આખરે ચામડી કાળી પડી શરીરે [illegible] થઈ જાય છે તેને માટે આ "ટ્રીફસોલા" કંઈ પણ નુકશાન વગર ચમત્કારીક ગુણ કરે છે. તેમજ ચામડીનાં સર્વ દરદો ફોડલી અને [illegible] ગાંઠા, બદ, ખીલ, ખુજળી, રસોળી, ચાંદા વીગેરે મટાડી [illegible] ના લોહી સુધારી વધારે [illegible]

[illegible] ના, [illegible] તથા [illegible] વીગેરે દૂર કરી [illegible] બાટલીનો રૂા. [illegible] કીંમત [illegible]

**[illegible] મીક્સચર** [illegible] પ્રમાણમાં [illegible] દરદ [illegible] આ [illegible] [illegible] કરી [illegible] માં થતા [illegible] ખુલાસાથી [illegible] છે. એટલુંજ નહીં [illegible] થયલાં અથવા [illegible] કાતીલ [illegible] દરદો મટાડે [illegible] કીંમત બાટલીનો રૂા. [illegible]

"યુનીવરસલ પેનબામ" (તંબીવાનાં દરદો ભરેલ કરાર)—ગમે તેવાં લાંબા વખતનો સંધીવા અને તેને લગતાં બીજા દરદ જેવાં કે સાંધાએ દુખાવો, હાથ પગમાં થતી તોડ, શરીરનું અકડાવું, લવો, ગળાના સ્નાયુનાં દરદો, કમરનું ઝલાઈ જવું, મરડાનું ફાટફાટ થવું, શરદી અથવા પીતથી માથાનું દુઃખવું, શ્લેષ્મ, લચક, સોજો વીગેરે દરદોપર તરતજ અસર કરે છે એટલુંજ નહીં પણ છાતી તથા પાંસળાંના દુખાવાપર આ "યુનીવરસલ પેનબામ"નો ઉપયોગ કર્યાથી ખાંસી કફનું વગેરે ટુંક વખતમાં મટી જાય છે. કીંમત બાટલીના રૂા. ૦-૧૨-૦.

"રોયલ રીંગવરમ પેસ્ટ"—ખાસ ઉંચી દવાનો બનેલો આ પેસ્ટ, નવી કે જુની ગમે તેવી દરાજને ટુંક વખતમાં જડમુળથી મટાડે છે. આ પેસ્ટથી હજારોને ગુણ થયલો હોવાથી અમે ખાત્રીથી કહીએ છીએ કે એનાથી કદાચ દરાજ નહીં જાય તો પૈસા પાછા આપીશું. કીંમત ડબી અથવા બાટલીના આના ૪.

"સ્લેટરનું ફીવરોડાઇન"—(તાવને માટે)—શરદીનો ઓખાર, દરરોજ આવતો, આંતરીઓ તથા ચોથીઓ તાવ, પીત્તજ્વર, મલેરીઆ, ઈનફ્લુએન્ઝા, ગાંઠીઓ તાવ, વીગેરે સર્વે જાતના તાવ મટાડનારી [illegible]ીજ અસરકારક દવા. કીંમત બાટલીના આના ૧૪.)

"ઈફેકટીવ પરગેટીવ પીલ્સ"—જુલાબની ગોળીઓ—આ ગોળીઓ એટલી તો અસરકારક છે કે પેટમાંનો મેલ મળદ્વારા કહાડી નાખી પેટ નિર્મળ રાખી તંદુરસ્તી બક્ષે છે. તે ઉપરાંત એમાં સમાયલાં તત્વો બીલકુલ નુકશાનકારક નહીં હોવાથી, અજીર્ણ, પેટનો વાયુ વિગેરે મટાડી કબજીઆત તોડી, દસ્ત નિયમીત લાવે છે. અને ગુરદા, હોજરી, તથા આંતરડાંપર જલદીથી અસર કરી દસ્ત સંબંધી વ્યાધીઓ મટાડે છે. કીંમત બાટલીના રૂા. ૦-૮-૦.

"ઓરીશ ટુથ પા[illegible]ડર"—આ ખુશબોદાર દંતમંજન દાંતમાંથી નીકળતું લોહી બંધ કરી, પીઢીઆ મજબુત કરી, દાંતને સડતા અટકાવે છે અને મોઢામાંથી નીકળતી ખરાબ વાસ બંધ કરી, દાંતને હીલતા ર[illegible] સાફ ચકચકાત બનાવે છે. કીંમત બાટલીના રૂા. ૦-૮-૦

ગોવિંદજી દામોદરની કું. { જથ્થાબંધ તથા છુટક દવા વેચનાર,
નં. ૫૭ નવી હનુમાન ગલી, મુંબઇ.

# રૂપનગરની રાજકુંવરી



અનુવાદક

સ્વર્ગવાસી નારાયણ હેમચં.



પ્રકટકર્તા.

મુંબઇ: ગૂજરાતી પ્રીન્ટિંગ પ્રેસ: ૧૯૦૪



કિંમત રૂ. ૨.

# પ્રસ્તાવના.



આ નવલકથા સ્વર્ગવાસી નારાયણ હેમચંદ્ર મરાઠીમાંથી અવતરણ તરીકે લખતા હતા અને અર્ધું પુસ્તક લખાયું એટલામાં ઈશ્વિરેચ્છાથી ગ્રંથિક સન્નિપાતના ભોગ થઇ પડયા. પોતાનું અવસાન સમીપમાં આવ્યું છે એમ જાણીને તેમણે પોતાના એક સ્નેહી રા૦ અમૃતરાય આત્યાજી બક્ષીને સજલનેત્રે કહ્યું કે, મેં "ગૂજરાતી"ના તંત્રીને ભેટનું પુસ્તક લખી આપવાની પ્રતિજ્ઞા કરી છે; પરંતુ તે પ્રતિજ્ઞા પૂર્ણ કરતાં પહેલાં મારી આ દશા થએલી છે. તે ઉપરથી તેમના મિત્રે કૃતજ્ઞહ્રદયથી અપૂર્ણ ગ્રંથને પૂર્ણ કરીને મિત્રની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, તેમને માટે તેમને ધન્યવાદ આપવામાં આવે છે. સ્વર્ગવાસી મી૦ નારાયણ સારા લેખક, સત્યવાદી અને સાદી જીંદગી ગુજારનારા હતા. તેમના જીવનનો સંક્ષેપ, "ગુજરાતી"ના તા૦ ૧૦ મી એપ્રેલના અંકમાં આ પ્રમાણે અપાયો છે.

ગુજરાતી સાહિત્યના મોટા પોષક અને લગભગ ભરતખંડમાં સામાન્ય રીતે સર્વત્ર પ્રસિદ્ધ મી૦ નારાયણ હેમચંદ્ર ગઇ તા૦ ૫ મીએ ગ્રંથિક સન્નિપાતના દુષ્ટ અને પ્રાણહારક રોગમાં સપડાઈ મરણ પામ્યાના દુઃખદ સમાચાર લેતાં અમને જે દિલગીરી થાય છે તે અવર્ણનીય જ છે. તા૦ ૨૮ મી માર્ચને દિવસે તેમને તાવ આવ્યો હતો અને દિવસના વહેવા સાથે તેઓ સન્નિપાતની અસરમાં જતા ગયા હતા. સ્વર્ગસ્થના બંધુ મી૦ વિઠ્ઠલ હેમચંદ્રે ઘર આગળ ડા. પુરંદરને બોલાવી તેમની સારવાર શરૂ કરાવી હતી, પરંતુ રોગ વધતો જવાથી મરાઠા હૉસ્પીટાલમાં મોકલી મરકીના રોગના પૂર્ણ અનુભવી ડા. ચોકસીની સારવારમાં તેમને મુકવામાં આવ્યા હતા, છતાં 'બૂટીની બૂટી જ નથી' એ કહેવતની માફક આખરે તેમનો પવિત્રાત્મા આ ક્ષણભંગુર જગતને છોડીને ગયા મંગળવારે રાત્રીના ચાલ્યો ગયો છે અને ગુજરાતમાંના તેમના મોટા મિત્રમંડળમાં એ બનાવથી બહુ દિલગીરી ફેલાઇ છે.

મી૦ નારાયણ હેમચંદ્રનું નામ જેમ સઘળે સ્થળે પ્રસિદ્ધ છે તેમ તેમનું જીવન પણ બહુ પ્રસંગે રમણીય અને શીક્ષણીય છે, માટે તેનો કંઇક સાર આપવો અત્ર પ્રાપ્ત થાય છે. મી૦ નારાયણના દાદા મૂળ દિવ બંદરના વતની હતા, તે વ્યાપાર રોજગારને અર્થે વિક્રમ સંવતના ઓગણીસમા શતકમાં મુંબઇ આવ્યા હતાં. મુંબઇમાં તેમની બ્રહ્મ ક્ષત્રિયની નાતનાં તે વેળાએ જો કે ઘણાં ઘર ન હતાં, પરંતુ જે હતાં તેમાં તેઓ ઉજળા અને કીર્તિવાળા ગણાતા હતા. બ્રહ્મ ક્ષત્રિયની

જાત જે કેટલાંક શતક થયાં હુનર ઉદ્યોગના વ્યવસાયમાં પડેલી છે, તેને જ અનુસારી મી૦ નારાયણના પિતાએ એક કારખાનું કાઢેલું હતું અને તેમના મરણ સૂધી તે સારી રીતે ચાલવાથી મી૦ નારાયણ બાલ્યાવસ્થામાં ઠીક સુખ ચેનમાં ઉછર્યા હતા. મુંબઇ બહાર કોટમાં ફીકા સ્ટ્રીટમાં જ્યાં હાલ ડા. શિવદાસ પરમાનંદ રહે છે ત્યાં સંવત્ ૧૯૧૧ ની સાલમાં જેઠ શુદ ૧૫ ને દિવસે મી૦ નારાયણનો જન્મ થયો હતો. અગીયાર વર્ષની વયે પિતા અને તેર વર્ષની વયે માતુશ્રીના મરણથી મી૦ નારાયણ અને તેમના ભાઇ નિરાધાર થઇ પડ્યા હતા, અને તેઓની બાલ્યાવસ્થાને લીધે પિતાએ શરૂ કરેલું કારખાનું પડી ભાગવાથી તેમની સ્થિતિ પણ દૈન્યમાં ડુબતી જતી હતી. મી૦ નારાયણને શરૂઆતમાં નિશાળે મૂકવામાં આવ્યા હતા, પરંતુ તેમનું લક્ષ ઉપલાં દુઃખો અને અનિશ્ચિત સ્થિતિને લીધે સ્થિર નહીં રહેવાથી, તેમણે પ્રકૃતિજન્ય દર્શન શિક્ષણ લેવા તરફ ધ્યાન દોડાવ્યું, અને અહીં તહીંથી જૂદી જૂદી જાતનું કેટલુંક હુન્નરી શિક્ષણ મેળવ્યું. એમ છતાં સાહિત્ય તરફ તેમને સ્વાભાવિક ભાવ હોવાથી પોતાના હુન્નરી શિક્ષણ દરમ્યાન પણ તેઓ કેટલાંક પુસ્તકો વાંચતા રહેતા હતા, અને તેના બહુ ઉંડા સંસ્કાર તેમના મન ઉપર થતા જતા હતા, ને તે તેમની પ્રૌઢાવસ્થામાં તેમનાં ભિન્ન ભિન્ન વિષય ઉપર લખાયલાં પુસ્તકોમાં અત્યારે પણ અવલોકનકારને દૃષ્ટિગમ્ય થયા વગર રેહેતા નથી.

મુંબઇમાં આ પ્રમાણે હુન્નરી અને સાહિત્ય સંબંધીનું શિક્ષણ તેઓ પોતાની મરજી પ્રમાણે લેતા હતા, એટલામાં તેમની અઢાર વરસની વયે મુંબઇમાં જ બાબુ નવિનચંદ્ર રાયની તેમને મુલાકાત થઇ, અને તેમના નમ્ર શાંત સ્વભાવથી પ્રસન્ન થઇ બાબુ નવિનચંદ્ર તેમને પોતાની સાથે લઇ ગયા. મી૦ નારાયણ તે પછી બંગાળ અને ઉત્તર હિંદુસ્તાનમાં ફરતા રહેતા, અને પ્રીતિથી સાહિત્યનું શીક્ષણ મેળવતા, લગભગ એક વીશી જેટલો લાંબો સમય ઉત્તર હિંદુસ્તાનમાં જ રહ્યા હતા. 'હું પોતે' નામનાં સ્વરચિત જીવનમાં તેમણે પોતાના આ કાળનું એવું સરસ વર્ણન કર્યું છે કે જેમાંથી વાંચનારને ઘણું જાણવાનું અને શીખવાનું મળે છે. બાબુ નવિનચંદ્રરાયની સાથે રહેતાં મી૦ નારાયણને દેશાટન અને પંડિત મિત્રતાનો અત્યુત્તમ લાભ મળ્યો હતો, અને તેઓ પોતે પ્રવાસપ્રિયજન હોવાથી તેમણે ભરતખંડમાં લગભગ સઘળે ઠેકાણે પ્રવાસ કરી, દરેક શહેર અને જોવા જોગ સ્થળ વગેરે જોયાં હતાં. હિંદુસ્તાનના પ્રાચીન સાહિત્યકારોને મુગ્ધ કરનાર હિમાલયની પણ મી૦ નારાયણે દશ બાર વાર મુસાફરી કરી હતી, અને જો તેમને સત્તાવાળાઓ તરફથી અટકાવવામાં ન આવ્યા હોત, તો તેઓ કદાપિ ટીબેટ અને ચીન તરફના પ્રદેશોમાં પણ પ્રયાણ કરી આવ્યા હોત. નિઃસ્પૃહતાથી અને નિઃસ્વાર્થથી રહેનાર સાધુ પુરુષની માફક રહેતાં મી૦ નારાયણે બાબુ નવિનચંદ્રરાય સાથેના કાળમાં સાહિત્યનાં વાંચનથી મોટું ભંડોળ એકઠું કર્યું હતું, અને પછી તેમને તે પોતાની માતૃ ભાષામાં ઉતારવાનો ઉત્સાહ થઇ આવ્યો હતો. ૧૮૮૦ ની લગભગ તેમણે પોતાની કલમને ગુજરાતી સાહિત્યમાં ગ્રંથસમૃદ્ધિ વધારવા તરફ

ચલાવી (જો કે તે પૂર્વે પણ કેટલાક નાના ગ્રંથો લખ્યા છે ખરા) અને ભિન્ન ભિન્ન વિષયોનાં ભિન્ન ભિન્ન ભાષામાં લખાયલાં પુસ્તકોનાં અનુકરણ, ભાષાંતર અને સાર પુસ્તકરૂપે, નિબંધરૂપે અને વિષયરૂપે ગુજરાતીમાં પ્રકટ કરવા માંડ્યા. એક પછી એક સપાટાબંધ તેમનાં પુસ્તકો પ્રકટ થતાં ગયાં હતાં. ગુજરાતની ચોંરે દિશાઓ તેમના સાહિત્યપ્રતિ ઘોષથી ગાજી રહી, અને ગુજરાત, કાઠીઆવાડ તથા મુંબઇના રાજા રાણા, અને શેઠ શાહુકારો તરફથી તેમનાં પુસ્તકોને અનામંત્રિત મદદ મળવી ચાલુ થઇ. મી૦ નારાયણ આ પ્રમાણે એક તરફથી તે સઘળાં છપાવતા ગયા, અને બીજી તરફથી નવાં નવાં પુસ્તકો લખતા ગયા, તેથી થોડા જ વખતમાં એટલે કે દશ વર્ષમાં તેમણે ઘણાં પુસ્તકો પ્રકટ કર્યાં. સને ૧૮૮૯ માં તેઓ વિલાયત તરફ પ્રવાસ ગયા તે પહેલાં તેમણે ગુજરાતીમાં લગભગ ૫૩ પુસ્તકો પ્રકટ કર્યાં હતાં.

મી૦ નારાયણને સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ, ધર્મ અને જીવનચરિત્ર લખવાની તથા વાંચવાની એવી રઢ લાગી હતી કે તેમણે સંસાર સુખ તરફ દૃષ્ટિ પણ નહીં કરતાં કુંવારા રહેવાનું જ પસંદ કર્યું હતું. બંગાળી, હિંદુસ્તાની અને મરાઠી વગેરે ભાષાઓમાંથી ઉપર પ્રમાણે ઘણાંક પુસ્તકોનાં ભાષાંતરો બહાર પાડ્યા પછી, યુરોપ તરફના સાહિત્ય ઉપર તેમનું લક્ષ ગયું, અને જો કે તેઓ અંગ્રેજી ભણેલા ન હતા તેમ છતાં યુરોપને પ્રવાસે જઇ ત્યાંની વિદ્યાકળાને માતૃ ભાષામાં ઉતારવાની તેમને ઉત્કંઠા થઇ આવી. મિત્રોએ અને રાજા રજવાડાઓએ તેમની નિ:સ્વાર્થ પ્રવૃત્તિ જોઇ બનતી મદદ આપી ઉત્તેજ્યા, અને ઓન. મી૦ ઝવેરીલાલ યાજ્ઞિક, બાબુ સત્યેંદ્રનાથ. ટાગોર, બાબુ રમેશચંદ્રદત્ત, મી૦ હરિદાસ વિહારીદાસ, મી૦ બહેચરદાસ વિહારીદાસ, મી૦ મનસુખરામ સૂર્યરામ, બાબુ નવિનચંદ્રરાય પંડિત, મી૦ માધવદાસ રુઘનાથદાસ, અને મી૦ બહેરામજી એમ. મલબારી વગેરે ગૃહસ્થોએ ભલામણ પત્રો આપ્યા, તથા મી૦ કૃષ્ણલાલ મોહનલાલ, મી૦ મણિલાલ, મી૦ માર્કંડ નંદશંકર અને બીજા મિત્રોએ યુરોપના પ્રવાસ માટેની માહિતીઓ અને બીજી ઘણીક મદદ કરી, તેથી મી૦ નારાયણ હેમચંદ્ર પારીસના પ્રદર્શનનો પ્રસંગ સાધી તા૦ ૧ લી અકટોબર ૧૮૮૯ ને દિને મુંબઇથી વિલાયત તરફ ઉપડી ગયા હતા. છ વર્ષ સૂધી ઇંગ્લંડ અને યુરોપના બીજા દેશોમાં ફરી તેમણે વિવિધ વિદ્યાકળાનું નિરીક્ષણ કરતાં ઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું, અને બ્રિટીશ મ્યુઝીયમમાં બેસી કેટલાંક વિદ્યાકળા સંબંધીનાં ઉત્તમોત્તમ પુસ્તકોના અનુવાદ કરી લીધા હતા. ફ્રાંસ, ઇંગ્લંડ, ઇટલી, જર્મની, ઑસ્ટ્રીઆ અને છેલ્લે અમેરિકાની મુસાફરી કરી મોટા મોટા પ્રસિદ્ધ પુરુષો અને ગ્રંથકારોને મળી તેઓ ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા હતા, અને નિ:સ્વાર્થ બુદ્ધિ હોય તો વગર નાણાંએ કેવી રીતે પૃથ્વી પ્રદક્ષિણા થઇ શકે છે તે હિંદવાસીઓને તેઓએ બરાબર બતાવી આપ્યું હતું. ચીકાગોમાં એક લક્ષાધિપતિને મળતાં અને મી૦ નારાયણથી વગર પૈસે કેવી રીતે પ્રવાસ થાય છે અને કેમ રહેવાય છે તેનો પ્રશ્ન તેની તરફથી થતાં,

મી૦ નારાયણે પોતાની ઇશ્વર ઉપરની અનન્ય આસ્થાનો જ દૃષ્ટાંત આપ્યો હતો, અને તેની પાસેથી એક કોડી પણ નહીં લેતાં ચીકાગો જેવા ખરચાળ શહેરમાં રહી અમેરિકામાં સઘળે ઘુમી તેવી આસ્થાએ કેમ રહેવાય છે તે દેખાડી આપ્યું હતું. મી૦ નારાયણ યુરોપ તરફ એકવાર નહીં પણ ચાર વાર આ પ્રમાણે મુસાફરી કરી આવી બહુ શિક્ષણ, જ્ઞાન અને વ્યાવહારિક વિદ્યા સંબંધી જ્ઞાન મેળવ્યું હતું, ને તેનો લાભ ગુર્જ્જર સાહિત્યને સંપૂર્ણ રીતે આપ્યો છે.

આ પ્રમાણે બાલ્યાવસ્થામાં સુખમાં ઉછરી પહેલી વિશીમાં નમાબાપા થઇ પરાધીન રહી પાછળથી આખું જીવન સાહિત્યન અર્પણ કરી મી૦ નારાયણ હેમચંદ્રે જે ચરિત્ર આપણને આપ્યું છે તે અનંન્ય પૂર્વ છે એમ કહેવું જ જોઇએ. ઉંચા પ્રકારનું શિક્ષણ નહીં મેળવેલું હોવા છતાં મી૦ નારાયણે ગુર્જ્જર સાહિત્યને બહુ આભારી બનાવેલું છે, ને એમ કહીએ તો ચાલે કે ગુજરાતમાં એકકે ઘર એવું નહીં હોય અને એકકે ભણેલો પુરુષ કે સ્ત્રી એવાં નહીં હોય કે જેમણે નારાયણની ગ્રંથાવલિનો એકાદ ગ્રંથ પણ વાંચ્યો ન હોય! મનનું વલણ, મહેનત, ખંત અને ઉદ્યોગ શું કરી શકે છે તે નારાયણે આપણને સારી રીતે બતાવી આપેલું છે, એમ કહેવામાં અમો કશી પણ અતિશયોક્તિ કરતા કહેવાઇશું નહીં. મી૦ નારાયણ હેમચંદ્ર, એક સાદા, નીતિવાન્ અને સદ્વર્તનનો આદર્શ તથા નિઃસ્વાર્થ કાર્ય કરનાર નિઃસ્પૃહી સાધુ પુરુષ હતા અને તેથી જ તેમને રંક અને રાજા સહુ એક સરખી રીતે ચહાતા હતા. શાંત, નમ્ર, વિનયશીલ અને સાદા સ્વ[illegible] જેથી તેમણે પોતાના પરિચયમાં આવનાર સર્વ કોઇ માણસોનાં દિલ જીતી લીધાં હતાં. ગુજરાત ને ગુજર્જર સાહિત્યને મી૦ નારાયણ હેમચંદ્રના સ્વર્ગવાસથી જે ખોટ ગઇ છે તે હાલ તો અપૂર્વ જ કહેવાશે, અસ્તુ. ઇશ્વર તેના આત્માને અમર શાંતિ આપો. 'તથાસ્તુ.'



# અનુક્રમણિકા.





# રૂપનગરની રાજકુંવરી.

## પ્રકરણ ૧ લું.

### ભવિષ્ય.

રૂપવતી, એ પોતાના બાપનો જીવ અથવા પ્રાણ હતી. રજપૂતોના રીતરીવાજ પ્રમાણે તે હવે જનાનખાનામાં રહેવા જેવડી ઉમ્મરની થઇ હતી. છોકરાંમાં તે એકલી જ હતી, તેથી તેના વૃદ્ધ પિતાએ હજી સુધી તેને લાડમાં રાખી હતી. દિકરીને પોતાના દિકરા જેવી માનીને, તે સર્વદા તેને પોતાની જોડે જ રાખતો હતો.

આપણી વાર્તા શરૂ થયા પહેલાં, છ મહિના કે વર્ષ પૂર્વે, રાણાને ક્યાંઇ બહારદેશ જવાનો પ્રસંગ આવે, તો તે પોતાની દીકરીને સાથે લઇ જતો નહતો, પણ દરબારમાં તો તે તેને પોતાની પાસે લઇને બેસતો હતો. રૂપનગરમાં કોઇ જગ્યાએ જવું હોય ત્યારે પણ તે તેને પોતાની જોડે લઇ જતો હતો. પણ લોકો તેના આ કામને માટે હસવા લાગ્યા. રૂપવતીને સોળમું વર્ષ બેઠું છે, તે જુવાનીમાં આવી છે, તેને પુરૂષોની સભામાં બેસવું નહિ, હોજલ વિના ક્યાંઇ પણ કોઇને પોતાનો ચહેરો બતાવવો નહિ, ઇત્યાદિ યૌવનના નિયમો પાળવા જોઇતા હતા. પણ તેના પિતાના ધ્યાનમાં હજી કાંઇ વાત ઉતરી નહિ, તેથી દરબારના મોટા માણસો પણ તેની આ વર્તણુંક તરફ ખેદ જણાવવા લાગ્યા. રાણા વિજયસિંહને કાને પણ આ વાત ઉડતી ઉડતી આવી હતી; પરંતુ તેણે તે બાબત ઉપર લક્ષ ન આપવા નિશ્ચય કર્યો. તેનો એકનો એક પુત્ર, જસવંતસિંહની સાથે કાબુલ તરફ ગયો હતો, એ તેની મરજીથી વિરૂદ્ધ થયું હતું. તેને રૂપનગર છોડીને જવાનું કંઇ પ્રયોજન નહતું, તેમ જ જે કુટુંબે મુસલમાનના ઘરમાં પોતાની પુત્રી આપી, કુળને કલંક લગાડ્યું હતું, તે કુટુંબના એક મુખ્યની જોડે પોતાનો પુત્ર જાય અને તેના હાથ નીચે કામ કરે, એ વિજયસિંહને બીલકુલ ગમતું ન હતું. અકબરથી

ઔરંગઝેબ સુધી, દરેક યત્નો કરવા છતાં પણ, જે કુટુંબે પોતાની પુત્રી બાદશાહને અથવા શાહજાદાને આપી નહતી અને પોતાના ક્ષત્રિયવટનું માન આજ દિવસ સુધી ટકાવી રાખ્યું હતું, તે કુટુંબનો રાણો વિજયસિંહ હતો. જોધપુરના રાણાએ અકબરના વૈભવથી તથા તેના પરાક્રમથી લલચાઇને, પોતાની પુત્રી તેને આપી હતી, ત્યારથી મેવાડના રાણા અને તેના ખંડીઆ રાજાઓને તેનાપ્રતિ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તે કુટુંબની સાથે મળવાનો આજ સુધી તેને કદી પણ પ્રસંગ આવ્યો નહતો. આવી ક્ષત્રિયવટ કેટલાએક ખંડીઆ રાજાઓમાં સ્થિર થઇ રહી હતી, અને તેથી જ આજ સુધી પોતાનું વ્રત તેઓએ પાળ્યું હતું. વિજયસિંહ કુળાભિમાની હતો. પોતાનો પુત્ર પોતાની સાથે ગુસ્સે થઇને, જસવંતસિંહની પાસે ચાકરીને માટે ગયો, તે તેને ગમ્યું નહિ. જે દિવસે પુત્ર ગયો, એમ ખબર સાંભળી, તે જ દિવસથી તેના મનમાં અત્યંત ખેદ થયો. તેણે નિશ્ચય કર્યો કે, "પુત્રનું મુખ હું ફરીને જોઇશ નહિ." પોતાની કન્યા રૂપવતી એ જ પોતાનો પુત્ર અને એ જ મારા રાજ્યની માલિક થાય, આમ તેણે દરબારના માણસોને કહી રાખ્યું હતું. રૂપનગરના રાજ્યના કોઇ પણ માણસે રાજકુંવર, જેનું નામ શિવસિંહ હતું, તેથી શિવનું નામ પણ ઉચ્ચારવું નહિ, એવી સખ્ત તાકીદ પ્રજામાં આપવામાં આવી હતી. રાણો રૂપવતીને પોતાથી કદીપણ દૂર થવા દેતો નહીં. શિકાર કરવા જાય તો તેને પોતાની જોડે લઇ જતો, તેને હાથે શિકાર કરાવતો; રાજમહેલમાં પણ તેના વિના તેને જરાએ આનંદ થતો નહીં.

પરંતુ આજે રૂપવતી એકલી જ હતી. તે પોતાની બહેનપણીઓની જોડે રાજમહેલની ઘણી જ ઉંચી અગાસીપર ચઢીને, ઉદેપુરના રસ્તા તરફ તાકી તાકીને જોતી ઉભી હતી. પાંચ દિવસ થયાં ઉદેપુરથી રાજસિંહની તરફથી તેડું આવવાથી વિજયસિંહ ત્યાં ગયો હતો. 'હું છઠ્ઠે દિવસે સૂર્યાસ્ત પહેલાં પાછો આવીશ,' એમ રૂપવતીને તે કહી ગયો હતો. રૂપવતીને પાંચ દિવસ સહજ વીતિ જાય, ત્યાં સૂધી તેને પોતાનું સ્મરણ ન આવે અને હસતી રમતી કાળ ગાળે એટલા માટે, પોતાનો ભાટ રૂપાજી, ખુશ મસ્કરો શામળો અને રૂપવતીની બે બહેનપણી—કુન્દ અને પદ્માને તેનું મન રીઝવવાને માટે ઘણું સમજાવીને તે વિદાય થયો હતો.

રૂપાજીના જેવો ભાટ કવિ અને શામળના જેવો ખુશ મસ્કરો, આખા રજપૂતસ્તાનમાં મળી શકે કે નહિ એ શક ભરેલું હતું. શામળો મૂળ તો ગુજરાતના અણહિલવાડનો રહેવાશી હતો, ત્યાંથી ફરતો ફરતો ઉદેપુર આવ્યો. ત્યાં વિજયસિંહ હતો, તેણે તેની ગમત જોઇ, પોતાની

પાસે રાખ્યો. રૂપાજી ભાટ પેઢી દરપેઢીનો રૂપનગરનો નોકર હતો. તેણે દરરોજ નવી નવી કવિતાઓ કરીને, પોતાના માલિકના વંશના મૂળ પુરૂષોનાં તથા રજપૂતોના પ્રસિદ્ધ પરાક્રમી પુરૂષોનાં, નાનાં પ્રકારનાં પરાક્રમોનાં વર્ણન લખ્યાં હતાં.

છેલ્લા ચાર દિવસમાં તેણે કનૈયા રાધાનાં ચરિત્રો અને રામાયણની કથાનાં સુંદર કવિતામૃતો કહીને, રૂપવતીનું મન રીઝવવા માટે અત્યંત પ્રયત્નો જારી રાખ્યા હતા. શામળોપંડિત (જેને ખુદ વિજયસિંહ તથા તેના દરબારી માણસો વિનોદથી શામળોપંડિત કહેતા હતા) તેણે રૂપવતીને રીઝવવા માટે કેટલીક જાતની રમતગમત કરી, નાના પ્રકારની વાતો કરી, દાસીઓની તથા બીજા ચાકરોની ઘણાક પ્રકારની ઠઠ્ઠા મશ્કરી કરી, કુંવરીને રીઝવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેની મહેનતના પ્રમાણમાં તે બિચારાને યશ મળ્યો નહિં. રૂપવતીનું બધું ધ્યાન પોતાના પિતા તરફ હતું. જે કલાક જતો હતો તે તેને એક દિવસ જેટલો મોટો લાગતો હતો. તોપણ પોતાના પિતાને પાછાં આવવાનો સમય નજીક આવતો જાય છે, એમ માનીને તે મનનું સમાધાન કરતી હતી. રૂપાજીના કાવ્ય ઉપર, શામળપંડિતની ઠઠ્ઠા મશ્કરી ઉપર તથા પોતાની સખીઓનાં મધુર ભાષણો ઉપર તેનું લક્ષ બિલકુલ લાગતું ન હતું.

જે વખતે આપણી કથાની શરૂઆત થાય છે, તે વખત ત્રીજા પ્રહરનો હતો. તડકો કાંઇક નરમ પડયો હતો. અત્યાર સૂધીમાં ઓછામાં ઓછી પચાસ વખત રૂપવતી તે અગાસી ઉપર ચઢી, ઉદેપુર તરફથી આવતા રસ્તા ઉપર નજર નાંખી આવી હશે. સૂર્યાસ્ત થશે કયારે? અને મારો પિતા મળશે કયારે? આવા પ્રશ્નો વારંવાર તે મનમાં કરતી હતી. વિજયસિંહ પાસે હોય ત્યારે પોતાનાં બધાં આભૂષણો તે ધારણ કરતી, પરંતુ આજે તેણે પોતાના શરીર ઉપર એક આભૂષણ ધારણ કર્યું નહતું, ફક્ત ઝરીની કિનારીનો સફેદ લેંઘો પહેર્યો હતો અને તેવી જ ઓઢણી ઓઢી હતી. નિત્ય નિયમ પ્રમાણે કેશમાં ફૂલો નાંખ્યા શિવાય ત્રણ પડનો ચોટલો ગુંથીને તે પીઠ ઉપર નાંખ્યો હતો. કાંચળી પણ ઘણીજ સાદી પહેરી હતી, કાનમાં કર્ણ ફૂલો વગેરે કાંઇ નહોતું—માત્ર પદ્માએ વિનોદથી નાંખેલી એક ચંપાની કળી એક કાનમાં ઝુલતી હતી. કપાળમાં માત્ર એક ચાંદલો હતો, પગમાં તોડા વગેરે સાદાં આભૂષણોજ હતાં.

વિજયસિંહ ગયા ત્યારથી તેણે ઉંચી અગાસીના એક ઓરડામાં બેસવાનું તથા સૂવાનું રાખ્યું હતું, તેનું કારણ એ જ હતું કે, જ્યારે ઇચ્છા થાય ત્યારે અગાસીમાંથી દૂરને રસ્તે પોતાના પિતાને આવતા જોવાય.

# ૪

રૂપવતી અગાસીપર જઇને ઘણો વખત સુધી ઉદેપુરના રસ્તા તરફ ફરીથી જોવા લાગી અને કંઇ ન દેખાવાથી નિરાશ થઇને અંદર આવી. તે જોઇને કુન્દે હળવે જ પદ્માને કહ્યું, "પદ્મા! તારા લક્ષમાં આવ્યું? રૂપવતી આટલી બધી આતુર થઇ છે તેનું કારણ જાણે છે કે? બાપા કાંઇ એકલા આવનાર નથી, પણ બીજા કોઇને સાથે લાવનાર છે તેથી જ."

"સાચું કહે, કોની પધારામણી થનાર છે?" કુન્દે હસીને તેનો જવાબ આપ્યો; "તને માલમ નથી કે કોનું નાળિયેર આવવાનું છે? એકલા બાપુને માટે શું રૂપવતી આટલી ઉત્કંઠાથી રાહ જુએ છે? તું ઘેલી થઇ છે ઘેલી! તને બધું માલમ છે. એ શું મારાથી અજાણ્યું છે? તારા ઉપર તો બહેનનો ઘણો વિશ્વાસ છે, માટે તને તો બધું કહી રાખ્યું હશે અહં? મને તે જણાવવું નથી, એવો તમારો બન્નેનો નિશ્ચય છે, પણ હું કયાં ઓછી છું કે તમને પકડી નહિ પાડું." એમ કહેતી રૂપવતી પાસે તે દોડી ગઇ અને બોલી; "બહેન સાહેબ! પદ્મા જ તમારી સખી છે અને હું નહિ કે! મને તો બધું કહેતું જોઇતું હતું. હું બીજા કોઇને કહેત કે? જરાએ નહીં. નહીં બોલો તો શું મેં મારી કલ્પનાથી તે જાણી લીધું નથી કે!! શામળપંડિત! ઓ શામળપંડિત! હા હા શામળપંડિતને બધી ખબર હોવી જ જોઇએ. તેને બધી ખબર છે. જોઉં છું કે તે . . . ."

પરંતુ તેટલામાં દૂરથી કોઇ માણસ આવે છે, એવી રૂપવતીની ખાત્રી થઇ; અને તે માણસોમાં પોતાના પિતા અને તેમની સાથે ગયેલાં માણસો છે એવું તેને જણાયું, તેથી તેણે એકદમ આનંદથી ઉભરાઇ જઇ, તાળીઓ પાડવા, હર્ષોદ્ગાર કાઢવા તથા હસવા માંડયું. તેનો ચહેરો પ્રફુલ્લિત થયો, તેના હોઠો ઉપર સ્મિત હાસ્ય ચળકવા લાગ્યું તથા અત્યાર સુધી જેણે પોતાની સખી સાથે બિલકુલ વાત કરી નહતી તેમને ઉદ્દેશીને બોલી; કુન્દ! પદ્મા! બાપુ આવ્યા!!! "જો પેલા રસ્તાપર કેટલી ધૂળ ઉડે છે! બાપુ અહીં કેવી રીતે ઝટ પહોંચે, એવી ઉત્કંઠા થાય છે. હવે.........."

"હવે શું?" કુન્દે કહ્યું. "હવે અમારી ફરીયાદ કરીશ કે? અમે તારી ઠઠ્ઠા મશ્કરી કરતાં હતાં તે કહી દઇશ કે? બેલાશક કહેજે! જા કહેજે."

"તમે? તમે મારી મશ્કરી કરતાં હતાં? મને કાંઇ પણ ખબર નથી, કે તમે મારી મશ્કરી કરતાં હતાં. મારૂં લક્ષ તમારા બોલવા તરફ મુદ્દલે નહતું."

પદ્મા વચમાં જ બોલી ઉઠી; "શા માટે હોય વારૂ? બાપુની સાથે જે આવનાર છે તેના તરફ ધ્યાન હશે તેથી અમારા તરફ શા માટે હોય?"

# ૫

"બાપુની સાથે આવનાર? કોણ આવનાર છે? મને તો કાંઇએ ખબર નથી."

"તને ખબર નથી, પણ અમને ખબર છે કે તું એ વાત સારી રીતે જાણે છે. શું તું પિતાના આવવા માટે જ આટલી આતુરતા જણાવે છે એમ અમને મનાવા ધારે છે કે?" પદ્માનો આ પ્રશ્ન પવન ઉપર ઘસડાઇ ગયો, કારણ રૂપવતી એટલામાં પાછી અગાસીપર જઇને, ઉદેપુરના રસ્તા તરફ જોવા લાગી. રજ ઉડવાથી, પૂરેપૂરાં નહીં દેખાતાં માણસો હવે રૂપવતીને સ્પષ્ટ દેખાવા લાગ્યાં. પોતાનો પિતા આવે છે એવી તેની ખાત્રી થઇ. જેમ જેમ તે માણસો ગામની નજીક આવતાં ગયાં, તેમ તેમ તેના હૃદયમાં હર્ષ ઉભરાવા લાગ્યો. તે પોતાના મહેલપરથી નીચે આવી અને પિતાને કિલ્લાના દરવાજાપર જઇને મળવું, એવા વિચારથી દોડતી દોડતી તે તરફ ચાલી. કુન્દ અને પદ્માએ તેને 'શું છે, શું છે?' એમ પ્રશ્નો કર્યાં; પરંતુ તે કાંઇ જવાબ આપવા અટકી નહીં. 'તમે પણ ચાલો' એમ કહી તે આગળ દોડી ગઇ. સખીઓ ત્યાં જ ઉભી રહી; કારણ રૂપવતીની પેઠે સ્વેચ્છાચારી તેઓ નહતી. રજપૂત સ્ત્રીઓ જનાનખાનાની બહાર પગલાં ભરતી નથી. રૂપવતીની સાથે શામળ તથા રૂપાજી તરત ગયા. પિતાપુત્રી દરવાજાપર જ મળ્યાં. રૂપવતી અત્યંત હર્ષથી પિતાને ભેટી પડી અને પિતાની આંખમાં પણ પ્રેમાશ્રુ આવ્યાં—જાણે એઉનો મેળાપ કેટલાંએક વર્ષો પછી થયો હોયની એવું એક અજાણ્યા જોનારને લાગે. વિજયસિંહ ઘોડા ઉપરથી ઉતર્યો કે, રૂપવતી તેની કોટે બાઝી પડી, અને પ્રેમાશ્રુથી ગળગળી થઇ ગઇ. પિતાપુત્રીનો પ્રેમ હમેશાં અવલોકન કરનારા માણસોને પણ આજનો પ્રસંગ જોઇને ઘણું જ આશ્ચર્ય લાગ્યું.

પ્રેમનો પહેલો ઉભરો શમાયા પછી, સર્વ માણસો વિજયસિંહના દિવાનખાનામાં બેઠા. પુત્રીને આપેલા વચન પ્રમાણે જલદી આવી પહોંચવા માટે વિશ્રામ લીધા શિવાય અત્યંત ચાલવાથી તે થાકી ગયો હતો. હજુરીયાએ તેનો પ્રવાસનો પોશાક ઉતારીને તેને એક ખુલતું પહેરણ તથા પાયજામો પહેરાવ્યો; અને સોનાની ઝારીમાં રૂપવતીએ પોતે આણેલા જળથી કોગળો કર્યો; પછી તકીયાને અઢેલી બેસતાં તે બોલ્યો; "પુત્રી! તારો હાથ જોવરાવવા માટે એક ઘણો કુશળ જોશી મારી સાથે લાવ્યો છું. તે મૂળ તો કાશ્મીરનો રહીશ છે; અને તેને રાજા રાજસિંહે આશ્રય આપી રાખ્યો છે. તારો હાથ દેખાડવો તથા જન્મ પત્રિકા દેખાડવી, એવી ઇચ્છા થવાથી તેને આપણે ત્યાં ચાર દિવસને માટે લાવ્યો છું. હમણાં જ તારો હાથ દેખાડી, ભવિષ્યમાં તારૂં કેવું ભાગ્ય

છે તે જોવાની મને ઉત્કંઠા છે. કેમ જોશી મહારાજ! જો તમારા મનની સ્વસ્થતા હોય તો હમણાંજ કુંવરીનો હાથ જુઓ. ગમે તે ચમત્કાર હો, પણ ચાર દિવસ પહેલાં મેં આપને જોયા કે, તરત મારી પુત્રીનો હાથ અવશ્ય આપને દેખાડવા અહીં તેડી લાવવા મને ઇચ્છા થઇ; અને આપે મારી વિનતિ સ્વીકારી, અહીં સુધી આવવા તસ્દી લીધી, તે પણ ઠીક કીધું."

"પણ બાપુ! હમણાં તમે થાકેલા પાકેલા છો, માટે જરા વિશ્રામ લ્યો. જોશીજી ચાર દહાડા રહેવાના છે ..."

"પુત્રિ! તારૂં ભવિષ્ય જેટલું જલદીથી જણાય તેટલું જલદીથી જાણવા મારી ઇચ્છા છે; માટે જેમ જલદી જણાય તેમ સારૂં. હું હવે વૃદ્ધ થયો છું તેથી મને તારે માટે બહુ ફીકર રહે છે, તે તને શી રીતે સમજાય વારૂ?"

"પણ બાપુ! જોશીજી કહેશે તે આપની ફીકરનું નિવારણ થવા જેવું હશે કે કાંઇ બીજું તે કોને ખબર છે?"

"નહીં! નહીં! એવું બોલીશ મા! તું ઘેલી દિકરી છે! આવું અશુભ શા માટે બોલવું? ફીકર રાખવા જેવું તે શું કહેશે?"

આ પ્રમાણે પિતાપુત્રીની વાતચિત સાંભળીને, દુર્ગાચરણ જોશી, રૂપવતીના ચહેરા તરફ ઘણી જ બારીકીથી જોતો હતો—જાણે તેના પેલા મુખકમળ ઉપરથી તેનું ભવિષ્ય વાંચતો હોય તેમ, ગંભીરતાથી અને ધ્યાનથી તેણે નજર ચોંટાડી હતી. કોઇ પત્ર વાંચનાર માણસને વાંચતાં વાંચતાં કઠિણ શબ્દ આવે તો તેના કપાળ ઉપર કરચલી પડે છે તથા તે શબ્દ ઉકલવા માટે આંખો સંકોચવી પડે છે, તેવી જ સ્થિતિમાં દુર્ગાચરણ, રૂપવતીનું મુખારવિંદ વાંચતો હતો. તે વાંચવામાં તેને આનંદપ્રદ કંઇ પ્રકાર ન હોય અથવા દૈવે જ અટકાવ્યો હોય તેમ એકદમ જોતો બંધ થઇ, વિજયસિંહને કહેવા લાગ્યો, "મહારાજ! મને અહીં લાવ્યા છો; પણ આજે જ કાંઇ ઉતાવળ છે? આવતી કાલે સ્વસ્થ થયા પછી રાજ કન્યાની હસ્ત રેખા જોઇશું."

પરંતુ એકાદ બાબત કરવાનું મનપર લીધા પછી, તે થવાનો, વૃદ્ધ માણસને ઘણો આગ્રહ હોય છે. તેજ પ્રમાણે આપણા વિજયસિંહે પણ આગ્રહ કર્યો. દુર્ગાચરણને પોતાનો મનોભાવ કહેતાં મનમાં સંકોચ થયો, પણ વિજયસિંહ રાજા છે, અને હું તેમના મિત્ર મહારાણાનો આશ્રિત છું, માટે મારાથી તેમની આશાનો ભંગ થઇ શકે નહીં એમ માની, ના ઇલાજે, શાહી તથા કલમ મંગાવવા, વિજયસિંહને વિનતિ કરી કહ્યું. "મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે હું રાજપુત્રીનો હાથ તો જોઉં છું અને મને જે જણાશે તે લખી રાખીશ; પરંતુ મારે વિનતિ કરવાની કે,

હું હાથ જોતો હોઉં તે વેળાએ મને વચમાં સવાલો પૂછવા નહિ. મને જે કાંઇ જણાશે અથવા સમજાશે તે બધું હું લખી રાખીશ. વિજયસિંહે તેમાં અનુમતિ આપી. દુર્ગાચરણે, રૂપવતીનો હાથ લઇને તેના તરફ વારે વારે જોઇને આશરે પચીશેક લીટી લખી. અને એક મોટી હાય મારી, તે કાગળ વિજયસિંહની પાસે નાંખ્યો.

વિજયસિંહે તે કાગળ લઇને પહેલી બે લીટી તો પૂરી વાંચી નહીં, એટલામાં તે કાગળ તેના હાથમાંથી નીચે પડી ગયો. તે પત્રમાં નીચે પ્રમાણે શરૂઆત હતી.

"મહારાજ! આ કન્યાને લીધે આખા રજપૂતાનાના ઉપર, થોડા જ સમયમાં મોટું સંકટ પડનાર છે." રાજા વિજયસિંહના હાથમાંથી પત્ર પડી જવાનું કારણ એ હતું કે, રાજકન્યાને માટે, રજપૂતાનાપર જે દુ:ખ આજ સુધી આવી પડતું હતું તેવું જ દુ:ખ પોતાને આવી પડશે આવું તેને શરૂઆતમાં જ સૂચવ્યું હતું. રાજ્યકન્યાને માટે પ્રસંગ આવવાનું કહીએ તો તે મોગલોની કામવાસનાને લીધે હોય. અકબરની પહેલાં જ કેટલાક મોગલો તથા પઠાણ બાદશાહો થયા હતા, તેઓએ કેવળ કામવાસનાથી રજપૂત કન્યાનું હરણ કરવાનું અથવા જબરદસ્તીથી માગવાનું અને તેમાં પાર ન પડે તો રાજ્યનો ધ્વંશ કરવાનું વ્રત લીધું હતું. માત્ર અકબરે જ લગ્ન કરીને એક મોટા રજપૂત વંશને તાબે કર્યો અને ત્યારથી શાહજાદાઓએ એક એક રજપૂત પત્ની કરી લેવાનો રીવાજ પડયો. દિલ્લીના મોગલ બાદશાહોને બીજી સ્ત્રીઓ ગમે તેટલી હોય, તો પણ એક રજપૂત સ્ત્રી હોવી જોઇએ, એવો ચાલ પડયો હતો. રજપૂત રાજામાંની અમુક વંશની કન્યા ઘણીજ રૂપવતી અને પરણવા યોગ્ય છે, એવું બાદશાહના કાનપર પડ્યું, કે તેણે પોતાને માટે અથવા પોતાના છોકરાને માટે તેનું માગું મોકલ્યું જ છે. માગા સાથે ધમકી પણ આવી જ આપવામાં આવતી હતી કે, જો આ માગણી નાકબૂલ કરવામાં આવે તો બાદશાહનું મોટું અપમાન થયું ગણાશે. મોગલના આવા નીચપણાથી અને કઠોરતાથી આજ સૂધીમાં કેટલીએક રજપૂત કન્યાના જીવ ગયા હતા, કેટલાંએક માબાપે પોતાને હાથે તેને મારી નાંખી હતી, અને કેટલાકોએ તેને માટે ભયંકર રણ જગાડીને રાજસ્થાનના યુવાન્ વીરોની આહૂતિ આપી હતી.

રૂપવતી ઘણી સુંદર હતી. તેના રૂપની ખ્યાતિ સર્વ દેશમાં પ્રસરી રહી હતી. ઘણાક રાજવંશમાંથી તેને માટે માગાં આવતાં હતાં. પરંતુ તેનો વિયોગ કરવાની ઇચ્છા વિજયસિંહના મનમાં જલદી થઇ નહિ. કોઇનું પણ માગું તેણે કબુલ્યું નહિ, તેમ કોઇને ચોખી ના પણ કહી ન હતી. તે વૃદ્ધ, શુદ્ધ અંત:કરણવાળો અને શીલવાન્ હોવાથી, "આપ

આમ કેમ કરો છો?" એવું કોઇ પણ તેને પૂછવાને સમર્થ ન હતો. સૌના મનમાં તેને માટે પૂજ્યભાવ હતો. રાજસિંહ મુખ્ય રાજા અને વિજયસિંહ ખંડીઓ રાજા હતો, પરંતુ વિજયસિંહ વૃદ્ધ અને અનુભવી હોવાથી રાજસિંહ તેને ઘણું માન આપતો. કોઇ પણ મોટા વિષયની મસલત કરવી હોય તો તેની પૂર્ણ સલાહ વિના તે કંઇ કરતો નહિ. તેને વારંવાર પોતાના દરબારમાં બોલાવતો અને પુત્રની પેઠે તેની આજ્ઞા પાળતો. કોઇ કોઇ વખતે રાજસિંહ પોતે રૂપનગરમાં આવીને ચાર ચાર દહાડા પરોણા તરીકે રહેતો હતો, તેથી આખા રજપૂતાનામાં વિજયસિંહને સૌ માન આપતું હતું, અને તેનો જમાઇ થવાને રજપૂતાનાનો દરેક વીર માનવંતુ ગણતો હતો. પણ તે માન કોને મળે છે? રૂપવતીનો કરસ્પર્શ થાય એવો કોણ ભાગ્યશાળી થાય છે? તે સમ્બન્ધે સર્વ ચાતકની પેઠે રાહ જોતા હતા. વિજયસિંહના મનમાં શિવસિંહના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તેને પોતાની પછવાડે રૂપનગરની ગાદી મળે નહીં, એવો વિજયસિંહે મનમાં ઠરાવ કર્યો હતો. ગાદી પોતાના જમાઇને, ઘર જમાઇ રાખી, આપવામાં આવે, એવો તેનો વિચાર હતો, તેથી રજપૂતોમાં જે કોઇ ગાદીનો માલિક ન હોય તેવા એકાદ જુવાનને, પોતાનું અમૂલ્ય ધન અર્પણ કરવું અને તેને જ ગાદીનો વારસ બનાવી, રૂપવતીને પોતાની પાસે રાખવી અને પોતાના છેલ્લા દહાડા સુખમાં કાઢવા, એવો તેનો વિચાર હતો. આ ઇચ્છા પૂર્ણ કરવા માટે તે રજપૂત વીરોમાં એવા પુરુષની શોધ કરતો હતો; અને તેણે એક વીરને મનમાં ચિંતવ્યો પણ હતો. પરંતુ આટલામાં જ લગ્નની ગાંઠથી જોડી, એક પ્રેમને બે હૃદયમાં વહેંચી નાંખવો એવી ઇચ્છા આટલી જલદી શા માટે કરવી? આવો આત્મપરાયણ વિચાર તેના મનમાં ઘોળાતો હશે કે શું? તે કારણથી તેણે રૂપવતીના લગ્નનો વિચાર મુલતવી રાખ્યો હશે. ગમે તેમ હોય, તે અમે જાણતા નથી ને તેનું હૃદય જોવાનું અમારાથી બન્યું નથી; પણ રૂપવતીને વિષે આવી તેના મનની સ્થિતિ હોવાને લીધે જ, આજે તેનું ભવિષ્ય જાણીને તે ઘણો જ દિલગીર થયો હોવો જોઇએ. આગળના ઇતિહાસિક પ્રસંગ પ્રમાણે પોતાની કન્યાને લીધે પોતાના ઉપર તથા આખા રજપૂતાના ઉપર આફતનો પ્રસંગ આવશે કે શું? તેનો તેના મનમાં ખેદ થતો હતો. હા! તે અસંભવિત નથી. ઔરંગજેબ બાદશાહના અથવા તેના કોઇ શાહજાદાના કાનપર, પોતાની પુત્રીના રૂપની કીર્તિ જો ન ગઇ હોય તો બહુ સારૂં; કારણ ઔરંગજેબના નીચ મગજમાં એક વખત આ ઇરાદો જો પેઠો તો તે પૂરો પાડવાને શું ઉપાય ન કરશે? તે કોઇના ધારવામાં પણ આવી શકે તેવું નથી. તે રાજ્યનો નાશ કરવા

ચૂકશે નહીં—હું જો ના પાડીશ તો ગમે તેમ કરી પોતાનો ઇરાદો તે પાર પાડયા વિના રહેશે નહીં. અગરજો રાજસિંહ તથા બીજા ખંડીઆ રાજાઓ આ બાબતમાં મને મદદ કરશે, તોપણ મોટો રણયજ્ઞ થઇ, તેમાં હજારો રજપૂત વીરોનું બલિ અપાશે, અથવા કોણ જાણે આટલું બધું વીત્યા પહેલાં, મારી પુત્રીને સ્વર્ગમાં વળાવવાનોજ મને વખત કેમ ન આવે? ઇત્યાદિ હજારો વિચારોનો ભોગ વિજયસિંહ અહુણાં થઇ પડયો હતો. રૂપવતીની મા ઉપર વિજયસિંહનો ઘણો જ પ્રેમ હતો. પુત્રી જન્મ્યા પછી થોડા જ વખતમાં તેનું મૃત્યુ થયું હતું. તેણે મરતી વખતે, “આ મારી પુત્રીને જીવ પ્રમાણે જાળવજો,” એવી ભલામણ કરી હતી, તેથી તેના ઉપર તે આટલો બધો પ્રેમ રાખતો હતો. તે દીકરીને લીધે પોતાના ઉપર તથા આખા રજપૂતાના ઉપર ભયંકર પ્રસંગ આવી પડશે, એ સાંભળતાં જ તેનું મન ઘણું ખિન્ન થઇ ગયું, તેમાં આશ્ચર્ય લાગવા જેવું કંઇ નથી.

ઉપરના વિચારોનો ઉભરો શાંતિ પામ્યા પછી, થોડી જ વારે દુર્ગાચરણ જોશીએ આગળ શું લખ્યું છે? તે વાંચવાની ઇચ્છા થઇ અને તેથી તેણે તે કાગળ ઉપાડયો તથા વાંચવા માંડયો. વાંચતાં વાંચતાં આખરે કાગળ પૂરો કર્યો ત્યારે તેને ઘણો જ આનંદ થયો. તે દુર્ગાચરણ જોશીની તરફ જોઇને બોલ્યો; “જો એ પ્રમાણે થનાર છે તો મને બિલકુલ ચિન્તા નથી. તેને માટે મને જરા પણ ખરાબ લાગતું નથી. બાદશાહને કોઇએ અક્કલ સુધારવી જોઇએ; કારણ તે સિવાય તે સુધરવો મુસ્કેલ છે. તેની આંખોમાં ધૂળ નાંખ્યા સિવાય તે કાંઇ ઠેકાણે આવશે નહીં એવું મને લાગે છે. દુર્ગાચરણ! તમને કાંઇ આ વાતની ખબર નથી એમ તો નથી. બાદશાહે બધી રીતે અંધાધુંધી કરી મૂકી છે. હિં[illegible] ધર્મનો, હિંદુ લોકોનો, હિંદુ સ્ત્રીઓનો કપટથી કેવી રીતે નાશ[illegible] રંભેલો છે, તેનો સારી પેઠે વિચાર કર્યાથી, તેની પડતી અમારે હાથે [illegible]ની જરૂર છે; તે સિવાય બીજો ઉપાય નથી. તેના જેવો [illegible] પણ ઘાતકી નથી, ને તમો જેમ કહો છો તેમ જો ખરેખર થાયપણ હું તમો માંગશો તે ઇનામ આપીશ, પણ તમે જે કહો છો [illegible] સત્ય છે એમ મારી ખાત્રી કરી આપો. ચાલો, અહુણાં જ મારો હાથ જુઓ. એક કલાક પછી શું થશે? જોઉં વારૂ, તેમાંનું શું શું ખરૂં પડે છે? અને શું શું નહિ?” દુર્ગાચરણે જોયું કે હવે આ, આપણી પરીક્ષાની અણીનો વખત આવ્યો છે. પણ તેથી તે જરાએ ગભરાયો નહીં. તેણે તરત વિજયસિંહનો હાથ ઝાલીને જોયો અને એકદમ ચહેરા સામે જોઇને બોલ્યો; “રાણાજી! આપે હમણાં એમ કહ્યું કે, ‘બાદશાહ ઘણો ઘાતકી છે, તો એક કલાકમાં આપને કોઇ પણ તેનાં ભયંકર ઘાતકી-

પત્રોની હકીકત આવીને કહેશે. તે સાંભળી આપને ઘણું જ ખરાબ લાગશે; પણ એટલું તો ચોક્કસ છે કે ઔરંગઝેબ બાદશાહ ઉપર આપનો દ્વેષ સેંકડો ઘણો વધશે. હું જે કહું છું તે સાંભળો. મારૂં કહેવું જો સાચું નહીં પડે તો મારી વિદ્યા ફોકટ છે એમ ધારજો." "ઠીક છે," વિજયસિંહે તેને કહ્યું અને બેઉ જણા એકમેક સાથે વાતો કરતા બેઠા. આશરે પા કલાક ગયો ને વિજયસિંહ શંકાશીલ થઇને દુર્ગાચરણ તરફ જોતો હતો; અને દુર્ગાચરણ પણ કંઇક તેવી જ સ્થિતિમાં રાહ જોતો હતો, એટલામાં એક ચાકરે આવીને, "દીલ્લીથી એક હલકારો આવ્યો છે" એવી વરદી આપી. વિજયસિંહ આશ્ચર્ય પામ્યો અને ચારે તરફ દૃષ્ટિ ફેંકી. દુર્ગાચરણને આનંદ થયો. હલકારાને રાજાએ અંદર બોલાવવા હુકમ આપ્યો. તેણે એકાન્તભુવનમાં દાખલ થઇ, એક પત્ર વિજયસિંહના હાથમાં મૂકયો. વિજયસિંહે તે ઉઘાડીને વાંચ્યો. તે પોતાના દિલ્લીના વકીલ તરફથી આવ્યો હતો. તેમાં શરૂઆત આ પ્રમાણે હતી.

" બાદશાહે તો હદ કરી. રાણા જસવતસિંહના કુંવર પૃથ્વીસિંહને તેડાવી, ઝેરી પોશાક પહેરાવીને મારી નાંખ્યો છે. આપના ઉપર પણ સંકટ આવશે, માટે સાવધ રહેજો. વધારે વિગતવાર હકીકત બીજા માણસની જોડે મોકલું છું."



## પ્રકરણ ૨ જું.



### તે રાત.

સમાચાર ખરાબ તો ખરા, પરંતુ તે પોતે કહેલા ભવિષ્યને અનુસરતા છે એમ જોઇને દુર્ગાચરણ જોશીને જરા શાંતિ થઇ. જેનો જે ધંધો હોય છે, તે ધંધામાં જો ફતેહ મળે છે તો તેથી તેને આનંદ થાય એ કુદરતી છે. દુર્ગાચરણના ભવિષ્યને માટે વિજયસિંહે થોડો સંશય પ્રદર્શિત કર્યાથી તેને ગુસ્સે થવા જેવું હતું, તેથી તેણે પોતે, હમણાં ધ્યાન લગાડીને, આ ભવિષ્ય કહ્યું હતું અને તે ખરૂં પડયું એમ જાણીને તેને બહુ આનંદ થયો. કારણ, પોતાની અને પોતાનાં શાસ્ત્રોની કિમત તેથી વધી હતી. ભવિષ્ય કહ્યા પ્રમાણે થોડા વખતમાં જ્યારે બાતમીદાર આવ્યો ત્યારે તેની પહેલી ચિંતા નાશ પામી તે નવાઇ લાગવા જેવું ન હતું; પણ જ્યારે વિજયસિંહે તે બાતમીદારે લાવેલો કાગળ વાંચી જોયો, અને " જોશીજી! તમારી વિદ્યા સર્વ પ્રકારે ખરી છે," ને હું તમારી પરીક્ષા જોવાના હેતુથી થોડું વધારે પડતું બોલ્યો, તેને માટે ક્ષમા કરવી

જોઇએ;" એવું કહીને તેણે તે કાગળ દુર્ગાચરણ તરફ ફેંકયો. જોશી મહારાજે આનંદિતપણે તે લઇને વાંચ્યો ત્યારે વધારે આનંદ પામ્યો.પછી તે વિજયસિંહની તરફ જોઇને બોલ્યો; "મહારાણાજી ! આ કાગળમાંના છેલ્લા વાકયમાં જે જણાવ્યું છે, તે સંકટ આપના ઉપર આવવાને હજી થોડો વખત છે. આ પત્રમાં અથવા કાલે પત્ર આવશે તેમાં આવનારા સમાચારથી આપે જરા પણ ધીરજ છોડવી નહીં." એ સમે વિજયસિંહનું ધ્યાન દુર્ગાચરણના બોલવા તરફ ન હોતું. તેનું બધું ચિત્ત તેની કુંવરી તરફ હતું. તેના મનમાં કંઇ કંઇ વિચાર ચાલતા હતા અને તે વિચારમાં તે એકદમ ઉઠીને બોલ્યો; "દીકરા રૂપા ! હવે તું પણ..........." આગળનો અક્ષર બોલી શકયો નહીં. તેણે તરતજ પોતાના સુવાના ઓરડાનો રસ્તો લીધો. તે ઉઠયો, સાથે બધાં માણસો પણ ઉઠયાં. રાણાજીએ પોતાના કારભારી માનસિંહને દુર્ગાચરણ જોશીની બરદાસ્ત રાખવા તાકીદ આપી, રૂપાના ખભા ઉપર પોતાનો હાથ મૂકી ઓરડામાં ગયો.

આ બધો બનાવ જોઇ રૂપવતી ઘણીજ દિલગીર થઇ ગઇ. પોતાના પિતાની વૃદ્ધાવસ્થામાં પોતાની તરફથી સુખ મળવાનું નથી, એ વિચાર તેના મનમાં ખુંચવા લાગ્યો. આજ દિવસ સુધી તેના મનમાં માત્ર એકજ વિચાર હતો, ને તે એજ હતો કે પોતાના પિતાને જેટલું સુખ આપી શકાય તેટલું સુખ આપવું. પોતાના ભાઇ શિવસિંહે, જસવતસિંહની નોકરી લીધી હતી તેથી તેને ઘણું ખરાબ લાગતું હતું, પણ તે વાત વિસારે પડાવવા રૂપવતી નિરંતર રાણાને યત્નો કરતી હતી. પણ તેની અસર વિજયસિંહના ઉપર જરા જેટલી થઇ નહિ. હમણાં, પોતાના પિતાને પોતાથીજ સંકટ ઉત્પન્ન થશે, એ સાંભળતાં તેનું મન ઘણું જ દિલગીર થઇ ગયું. દુર્ગાચરણ જો કે મોટા જોશી છે, અને તેના કહેવા પ્રમાણે બધું બન્યું છે, તોપણ આ ભવિષ્ય ખોટું પડે એવું તે અંતઃકરણથી ઇચ્છવા લાગી, અને તે ખોટું પાડવાને માટે વારંવાર ઇશ્વર પાસે પ્રાર્થના કરવા લાગી. તે પિતાની સાથે ચાલવા લાગી. વિજયસિંહ એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય તેના ખભા ઉપર હાથ મૂકી ચાલતો હતો. વખતો વખત નિઃશ્વાસ નાંખવાથી તેના મનમાં કંઇ પણ ખેદ તથા ક્રોધ ઉત્પન્ન થવાના વિચારો ચાલેલા છે, એવું રૂપવતીના મનમાં જણાવા લાગ્યું. વિજયસિંહ સુવાના ઓરડા નજીક પહોંચતાં રૂપવતીના ખભા ઉપરનો હાથ ઉઠાવી બોલ્યો કે, "બેહેન ! હવે નિરાંતે સુ. હું પણ સુઉં છું."

"આપને પાણી પીવું નથી ? આજે આટલા વહેલા શા માટે સૂવો છો ?"

"ગાંડી, તું આ શું પૂછે છે ? સૂર્યાસ્ત થયાંને ઘણો સમય થઇ

બો મારે હવે પાણી પીવાનું શા માટે પૂછે છે. તું પણ મારી પેઠે બેવકૂફ થઇ જાણાય છે. આજે મારું જરા માથું ચઢી આવ્યું છે તેથી વહેલો સુઇશ, બીજું કંઇ નથી. તું ચિંતા રાખીશ નહીં હો. જા, સુઇ જા."

"પણ પિતાજી! રૂપવતી ઘણા દયામણા અવાજે બોલી; "તમે સુવો. હું તમારે માથે જરા જાયફળ ચોળું અને પગને તળીએ ઘી લગાડું. આપને તેથી આરામ થશે."

પુત્રીનાં પ્રેમાળ વચન પ્રેમપૂર્ણ સાંભળતાં જ વિજયસિંહ બધી દિલગીરી ભુલી જઇને હસતાં હસતાં છોકરીના માથા ઉપર હાથ ફેરવીને બોલ્યો કે, "મારા સુખના ભંડાર! તેં આટલું કહ્યું તેથી જ મારું માથું ઉતરશે અને હવે તું તારા મહેલમાં જઇને સૂ. કુન્દ અને પદ્માને પણ ત્યાં લઇ જા."

"પિતાજી! હું નાનપણમાં તમારી પાસેની ઓરડીમાં સૂતી હતી, તે પ્રમાણે આજે પણ ત્યાં જ સૂવાની છું, મહેલમાં હું જવાની નથી. તમને ઉંઘ ન આવે તો મને બોલાવજો. હું આવીને મજેની વાતો કરાવીશ."

"કેવી ગાંડી છોકરી!" વિજયસિંહ જરા હસીને રૂપવતીના પ્રેમથી આનંદિત થઇને બોલ્યો. "હવે તું નાની કયાં છે કે મારી પાસેની ઓરડીમાં સુએ. જા હવે પછી ........"

"પિતાજી! આટલું પણ મારૂં નહીં સાંભળો કે? હું કયાંઇ જવાની નથી. આજે ........"

વિજયસિંહે આખરે રૂપવતીનું કહેવું કબૂલ કર્યું અને તે પ્રમાણે તે બાજુની ઓરડીમાં સૂતી—સૂવા કરતાં તે જાગતી બેઠી એમ કહીએ તો હરકત નથી, કારણ કે તેની આંખ જરા પણ મીંચાઇ નહીં. પદ્મા અને કુન્દને વિજયસિંહે ખાસ તેની સાથે સૂવાનું કહ્યું હતું તથા બહાર દાસીઓ વગેરે હતી જ. તે બધાંને ગાઢી ઉંઘ આવી હતી. માત્ર એકલી રૂપવતી જ દુર્ગાચરણ જોશીએ કહેલા ભવિષ્ય ઉપર વિચાર કરતી જાગતી હતી. "હું પોતે મારા નામ પ્રમાણે ખરેખર રૂપવતી છું તેને માટે મને આજ દિવસ સૂધી કદી પણ ખરાબ લાગ્યું ન હતું, પરંતુ આજે પોતાના પિતા ઉપર તેને લીધે માઠો પ્રસંગ આવ્યો તેથી રૂપને તે ધિઃકારવા લાગી. તેનું મન ઘણું જ ઉદાસ થઇ ગયું. ઔરંગઝેબ બાદશાહના દુષ્ટપણા માટે તેણે ઘણીક વાતો સાંભળી હતી. મેવાડના રાજની એક છોકરી પોતાને મળે એવા હેતુથી કરેલા અનેક યત્નો નિષ્ફળ જવાને લીધે તે વંશ ઉપર કેવા કેવા જૂલમો તેણે ગુજાર્યા છે? તે સર્વ તેના જાણવામાં હતા. તેને જે સ્ત્રી જોઇતી હતી તે જસવતસિંહને મળી તેથી તેની સામે મોટું વૈર બાંધ્યું છે; અને તેને જીવથી મારીને

પણ તે સ્ત્રીને પોતાના જનાનખાનામાં લાવવાના તેણે અનેક પ્રયત્નો કર્યા છે, એ બધી હકીકતો તેને કાને પડી હતી. તે હમેશાં બાપની પાસે બેસીને વખત ગાળતી હતી—સખીઓ જોડે રમત ગમતમાં તે થોડો જ વખત ગાળતી તેથી તેને સર્વ ખબર હતી. વિજયસિંહ તથા તેના હાથ નીચેના સરદારો, ઔરંગઝેબને માટે પ્રસંગોપાત્ એટલા તિરસ્કારથી વાત કરતા હતા કે, તે તિરસ્કારથી રૂપવતીના મન ઉપર પૂર્ણ અસર થઇ હતી. તેણે મન સાથે એવો નિશ્ચય કર્યો હતો કે, હું લગ્ન કરૂં તો એવા પુરૂષની સાથે કરૂં કે જે ઔરંગઝેબનો કટ્ટો વૈરી હોય, અને તેનો જડ મૂળથી નાશ કરે એવો પણ હોય. કદી પોતાને પેટે પુત્ર જન્મે તો તે પણ તેવા જ વિચારનો થાય, એવી તેના મનની આશા અને હોંશ હતી. કદી મારા પિતા ઉપર ઔરંગઝેબ તરફથી કાંઇ સંકટ આવશે, તો તે મને મદદ કરશે.

દુર્ગાચરણ જોશીનું ભવિષ્ય કદી ખોટું પડશે નહિ, એવું તેના મનમાં પૂર્ણ રીતે જણાયું અને તે જણાવાથી તે સંબંધમાં એક સરખો વિચાર મનમાં આવતાં, ઉપર જણાવ્યા પ્રમાણે તે જાગ્રત જ બેઠી હતી. તેની આંખ ક્ષણવાર પણ મોંચાઈ નહિ. પેલી તરફ વિજયસિંહની પણ તેવી જ સ્થિતિ થઇ હતી. તે પણ દુર્ગાચરણના ભવિષ્યનો વિચાર કરતો આખી રાત ઉંઘ્યો નહીં. ઔરંગઝેબ ગાદીપર આવ્યો તથા તે મેળવવા માટે તેણે જે જે પ્રયત્નો કર્યાં અને જે જે ભયંકર બનાવો બન્યા, કેટલાકની સાથે દગો કર્યો, કેટલાકોને ફસાવ્યા, કેટલાકના ઉપર જુલમ કર્યાં, કેટલાંક દેવલો અભડાવ્યાં અને મૂર્તિઓને ભ્રષ્ટ કરી, તે બધાનું તેને સ્મરણ આવ્યું, ને તેથી તેનું મન ઘણુંજ અસ્વસ્થ થયું. તેને મારી નાંખવાને દેવ કેમ દોડતા નથી? બધા રજપૂત રાજાઓ અને ખંડીઆ રાજાઓ એકઠા થઇને એ દુષ્ટનો નાશ કરે એવી તેઓને કેમ બુદ્ધિ ઉત્પન્ન થતી નથી? તેને માટે તેને ઘણું જ માઠું લાગતું હતું. રાજસિંહ પાસે તેનું વારંવાર જવું આવવું થતું હતું, તેમ જ રાજસિંહ પણ તેને ત્યાં જતો આવતો હતો, તે આપણે ઉપર કહી ગયા છીએ. આવી રીતે તેનો મેળાપ થયાથી પોતાના વિચારો હમ્મેશાં તે તેને જણાવતો હતો તથા “આખા રજપૂતાનાને એક કરીને તેનું ઉપરીપણું લેવાને તમારા શિવાય બીજો કોઇ સમર્થ નથી,' એવું તેને વારે વારે કહેતો હતો. રાજસિંહ તેને હા! હા! કહીને જવાબ આપતો હતો; પણ “જસવતસિંહ તથા તેના પક્ષનાં માણસો કદી પણ મને અનુકૂલ થશે નહીં તેથી મારે વગર વિચારી શરૂઆત કરી રાજ્યને ધોકામાં નાંખવું એ ઠીક નહીં,” એવા મુત્સદ્દીપણાનું બોલવું બોલીને, વૃદ્ધ વિજયસિંહનું સમાધાન કરતો

હતો. વિજયસિંહ, જસવંતસિંહ ઉપર ઘણો જ ગુસ્સે હતો. જ્યારે એનું નામ નીકળતું અથવા રજપૂતાનામાં બીજા રાણા એકઠા થાય ત્યારે જસવંતસિંહ ત્યાં આવી શકતો નહિ, તેથી વિજયસિંહને અત્યંત ક્રોધ ઉત્પન્ન થતો હતો. જોધપુરનો રાજા કમજોર, કપટી, હીજડો, લાચાર વગેરે કહી ગાળો આપતો. આવું ચાર પાંચ વખત થયું હતું. આખા રાજસ્થાનના શૂરવીરો એકઠા થતા પણ બાદશાહનો ગર્વ ઓછો કરવો અશક્ય છે એવું પણ તેને જણાવા લાગ્યું હતું. પરન્તુ બાદશાહને માટેનો તેનો તિરસ્કાર ઘણો વધી જવાથી તેના મનમાં ગર્વ તોડવાની વાત વારંવાર જાગ્રત થતી હતી. તેવી રીતની આજની રાત હતી. પૃથ્વીસિંહને વિશ્વાસ આપી ઝેર દઇ મારી નાખ્યો, જેની નોકરી પોતે વિશ્વાસથી કરે છે તેવા પુરુષનો દગલબાજીથી જીવ લીધો તે ઔરંગઝેબનું પતન કરવા માટે, આખું રજપૂતાના એકઠું થાય તે વખતે, જસવતસિંહ પણ તેમને આવી મળે એવી આશા આજે વિજયસિંહના મનમાં પૂરી જાગ્રત થઇ. જસવતસિંહને વિજયસિંહે ઘણો ધિક્કાર્યો હતો, પરન્તુ તેના છોકરાને બાદશાહે આવા કપટથી માર્યો તે તેને કદી પણ સારૂં લાગ્યું નહિ. જસવતસિંહને હવે તો બાદશાહ ઉપર ઘણો ગુસ્સો ઉત્પન્ન થશે, અને તેનું વેર લેવાને તે આગળ પડયા વિના રહેશે નહીં આવું તેનું માનવું હતું.

આમ પૃથ્વીસિંહના મરણ સમાચારથી તે રાજી થયો. પોતાના વડીલને તો કાગળ ઘણો જ ટૂંકો લખ્યો હતો અને તેમાં આખરે ફક્ત તમારા ઉપર પણ સંકટ આવશે તે ઘણું જ ટૂંકામાં લખ્યું હતું; એમ જણાવવાનું તે નહીં જણાવ્યું, અને ટૂંકો પત્ર લખી ફીકર ઉત્પન્ન કરી ઇત્યાદિ ઇત્યાદિ વિચારમાં, સવારનો પહોર ક્યારે થશે? તેની તે રાહ જોતો હતો. પોતાના ઉપર શું સંકટ આવશે? તે કાંઇ તેના ધારવામાં આવ્યું નહીં અને તેથી કાંઇ પણ સંકટ પોતાનાપર આવી પડે તે પહેલાં શું બંદોબસ્ત કરવો? તે તેને સુઝતું ન હતું. તેવો વખત આવ્યો તો રાજ્યના સિપાઇઓ સાથે, હાથમાં હથિયાર લેઇશ ને છોકરાનો પણ નાશ થાય ત્યાંસુધી લડીશ; ને મારા ગામની સ્ત્રીઓ તથા રાજમહેલની સ્ત્રીઓને રાજમેહેલમાં રક્ષણ આપી તેમનો ખરેખરો અંત આવેલો જોઇ મારે એકલાએ શત્રુપર તૂટી પડી મારો પ્રાણ આપવો, આવો પણ તે મનમાં નિશ્ચય કરતો હતો. મારા ઉપરનું સંકટ એ આખા રજપૂતાના ઉપરનું સંકટ છે, બધા ખંડીયા રાજાઓ ઉપરનું સંકટ છે એવું સમજીને રાજસિંહ વગેરે મને આવીને મળશે. કદી સ્વાર્થી વિચારથી રજપૂતાનાના બીજાઓ, મારી સામે લડશે તો તેમની સાથે પણ લડવું, પણ બાદશાહને

શરણ જવું નહીં, તેની દયા માગવી નહીં, તેના હાથનો સ્પર્શ મારી છોકરીને તો શું પણ રૂપનગરની એક પણ છોકરીને થવા દેવો નહીં, એવો પોતાના બિછાનામાં પડયાં પડયાં નિશ્ચય કરીને તે નિશ્ચયના આવેશમાં તે પલંગપરથી નીચે કુદ્યો અને પોતાના ભવ્ય ઓરડાની પ્રદક્ષિણા કરવા લાગ્યો. ઓરડામાં ઘણું જ અંધારૂં હતું. દીવો રાખીને તેને ઉંઘ આવતી ન હતી. તે અંધારામાં તથા પોતાની વૃદ્ધાવસ્થાને લીધે, મંદ થયેલી પરન્તુ આ વખતે આવેશથી વિદ્યુત સત્તાના જેવી ગતિ આવવાથી તે ચારે તરફ ઝડપથી ફરતો હતો. એટલામાં એક ખૂણામાં કાંઇક પ્રકાશ તેની નજરે પડયો. તેના તરફ તે નિહાળીને જોવા લાગ્યો તો તેને તે તેજની વચમાં એક સુંદર મુખ કમળ જણાવા લાગ્યું. તે શું છે? તે તેને સમજાયું નહીં. હું સ્વપ્નામાં તો નથી? એવું મનમાં આવ્યાથી પોતાની આંખોપર બે હાથ ફેરવ્યા. ફરીથી સારી રીતે આંખ ઉઘાડી જુએ છે તો સ્વપ્નું નહીં, પણ એક ખૂણાના ઉપલા ભાગમાં ખરેખર પ્રકાશ જ છે એવી તેની ખાત્રી થઇ અને પોતાની મૃત પત્ની, રૂપવતીની માનો સુંદર ચહેરો તેની નજરે પડયો. તે પોતાની તરફ વિશાળ નેત્રથી અને ઉત્કંઠાથી જુએ છે એવું તેને જણાયાથી તે એકદમ સ્તબ્ધ થઇને ઉભો રહ્યો.

પાસેની ઓરડીમાં રૂપવતી જાગતી હતી. તેના મનમાં પણ તેવા જ વિચારો ઘોળાતા હતા, એમ આપણે કહી ગયા છીએ. તેના કાનપર માણસના જવા આવવાના શબ્દો પડયા તેથી શું ગડબડ છે? તે કાન દઇને તે સાંભળવા લાગી. તેના સમજવામાં આવ્યું કે મારી પેઠે પિતાના મનની સ્થિતિ થયાથી તેમને પણ ઉંઘ આવતી નથી. તે પણ મારી પેઠે કાંઇ વિચાર કરે છે, તે શિવાય બીજું કાંઇ નથી. તેના મનની ખાત્રી થતી ન હતી અને તેથી તે પોતાના પલંગ ઉપરથી ઉઠીને બાપના ઓરડા તરફ, દરવાજા પાસે જઈ કાન દઇ સાંભળવા લાગી. તેના કાનપર નીચલા શબ્દો પડયાઃ—"અરે! કદી નહીં ને વળી આજે આ શું! આટલા દિવસે સ્વપ્નામાં પણ કદી જણાઇ નહીં ને આજે કયાંથી દેખાઇ? ગમે તે આશ્ચર્ય હો. મારી આટલી ઉમ્મરમાં મેં જે વાતપર કદી પણ વિશ્વાસ રાખ્યો નથી તેના ઉપર મને આજે ભરૂંસો લાવવાની બુદ્ધિ કેમ થાય છે? દેવ નથી, ભૂત નથી, પિશાચ નથી, ત્યારે આ શું છે? શ્રીશંકરની ઇચ્છાથી સઘળું થાય છે. તેની ઇચ્છા કદી કોઇને સમજાતી નથી. એવું કહેનાર હું, આજે જ્યોતિષ ખરૂં પડવાથી તેને સાચું માનવા લાગ્યો અને વળી આજે સોળ વર્ષે પાછું પહેલા જેવું જ જણાય છે. 'બાઇ! શા માટે આવ્યાં છો?"

રૂપવતીને, આ સર્વ બોલવાનો હેતુ સમજાયો નહીં. પણ છેવટના શબ્દો, "બાઇ! શા માટે આવ્યાં છો," તે જો કે વિજયસિંહ પિશાચ યોનિમાં દૃષ્ટિગોચર થયેલી પોતાની સ્ત્રીને સંભળાવવાના હેતુથી બોલ્યો હતો; તોપણ રૂપવતીએ એમ માન્યું કે, બાપુએ નક્કી મને સંબોધીને જ પ્રશ્ન કર્યો છે, એમ માની તેણે દરવાજાને ધક્કો મારી જવાબ દીધો કે, "બાપુ! તમારી પેઠે મને પણ આખી રાત ઊંઘ આવી નથી, તેથી હું અહીં આવી છું. તમે તમારા ઓરડામાં અહીંથી ત્યાં ફરો છો તેનો અવાજ સાંભળી મેં આ દરવાજો ઠોકયો છે." પુત્રીનું બોલવું વિજયસિંહે કાંઇ સાંભળ્યું નહીં. દરવાજો ઉઘડી જતાં, 'હું આવી છું' એવા કંઇક શબ્દ તેના કાનમાં વાગ્યા તથા દરવાજો ઉઘડવાનો અવાજ તેણે સાંભળ્યો તેથી તે વધારે ચકિત થયો. પોતાના પ્રેમનો તે પિશાચે જવાબ દીધો એવું તેને લાગ્યું. રૂપવતી અંદર આવી તેથી દરવાજો ઉઘડી ગયો હશે એમ તેના મનમાં પણ આવ્યું નહીં! કેમ આવે વારૂ? આટલી રાતે તે પોતાનું બિછાનું છોડીને આવે અથવા જાગતી હશે એવું તેને સ્વપ્નામાં પણ શી રીતે લાગે? પિશાચની યોનિમાં આવેલી પોતાની સ્ત્રી જ બોલે છે, એમ માની તે ફરીથી તેને કહેવા લાગ્યો કે, "તું શા માટે આવી? તે મને કહે. તારી શેમાં વાસના રહી છે?" રૂપવતીના કાનપર પહેલો પ્રશ્ન "શા માટે આવી" આટલા જ શબ્દો પડયા. તે મોટેથી બોલી કે "બાપુ! આમ શું કરતા હશો! દરવાજો ઉઘડયો ને પછી હું શા માટે આવી એમ કેમ પુછો છો?" બિચારા વિજયસિંહને આ શબ્દો સાંભળીને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું, પરંતુ પોતાની દીકરી પોતાને જવાબ આપે છે એવું તેને જરાપણ લાગ્યું નહીં. સામે ઉભેલી આ મારી સ્ત્રીનો હોઠતો હાલતો નથી અને સ્વર તો બરાબર તેના જેવોજ આવે છે એ શું? એ તે જાદુ છે કે બીજું કાંઇ, તે કંઇ સમજાતું નથી. વિચારમાં તે ગભરાઇ ગયો. આખરે રૂપવતી મોટેથી બોલી ત્યારે "તું કોણ છે?" એમ પૂછવા તે લાગ્યો. તેની આંખ પેલા તેજથી વ્યાપેલી સ્ત્રીની તરફ લાગેલી હતી.

રૂપવતીએ "હું તે છું" એવો જવાબ દીધો તેથી તે વધારે ચકિત થયો અને એકદમ સ્તબ્ધ થઇ ગયો. રૂપવતીની નજર પેલી તેજોમય મૂર્તિપર પડી તેથી તે પણ જરા ચમકીને પાછી હઠી.

## પ્રકરણ ૩ જું.

### બીજો દિવસ.

પિતા અને પુત્રીની નજર તે તેજથી વિંટાયલી મૂર્તિપર ચોંટી રહી. રૂપવતીએ પોતાની માને આગળ કદીપણ જોઇ ન હતી, તોપણ તેજમાં જણાતી પ્રતિમા સાથે સરખાવતાં પોતાની જ આબેહુબ આકૃતિ છે એમ લાગતાં તે મારી મા હોવી જોઇએ, આવું તેણે અનુમાન કર્યું. નાનપણથી જ તેનો પિતા તથા બીજાં માણસો, "તું આબેહુબ તારી માના જેવી છે," એમ હમ્મેશાં કહેતાં હતાં, તેથી ચિત્રમાં પડેલાં પોતાના પ્રતિબિંબ પ્રમાણે આબેહુબ દેખાતી તે સુંદર મૂર્તિ પોતાની માની હોવી જોઇએ, એવું તેના મનમાં આવ્યું. તે રૂપ તથા તેજ જોઇને તે ઘણીજ ચકિત થઇ ગઇ. બીજી તરફ જોવાની તેની ઇચ્છા જ થઇ નહિ અને કદી તેની ઇચ્છા થઇ તોપણ તેની આંખો બીજી તરફ જતી ન હતી, તેવી જ હાલત વિજયસિંહની પણ થઇ પડી હતી. તેની આંખો પણ તે સુંદર આકૃતિ ઉપર ઠરી રહી હતી, એકના મોંમાંથી એક શબ્દ પણ નિકળી શકયો નહિ. આખરે વિજયસિંહે હાથ મારીને રૂપવતીને કહ્યું, "રૂપા! આપણા ઘરની તથા રાજ્યની કાંઇ પણ સારી અવસ્થા નથી, સ્વર્ગમાં ગયેલાં માણસો આવીને આપણને દેખાવ આપે છે, ત્યારે દુર્ગાચરણના લખેલા ભવિષ્યના બનાવો જલદીથી આવશે એને માટે હવે મને શંકા રહેતી નથી." આ બધું તે બોલતો હતો ખરો, પરંતુ તેની આંખો એક પળ પણ પેલાં દિવ્ય રમણીય, પરંતુ ખિન્ન થયેલાં મુખ કમળ ઉપરથી ખસી નહોતી, એટલામાં તેને એવું જણાયું કે, તે મૂર્તિ પોતાને કાંઇ કહેવા માટે પોતાના સુંદર હોઠ હલાવે છે; તેથી તે ઘણીજ ઉત્કંઠાથી ત્યાં જોવા લાગ્યો તથા કાન માંડવા લાગ્યો, પણ કાંઇ સભળાયું નહિ. બીજી તરફ રૂપવતી પણ દિવ્ય મૂર્તિ તરફ જોતી હતી તેને પણ એવો ભાસ થયો કે, પોતાને પોતાની મા કંઇ કહેવા ઇચ્છે છે; પરંતુ તે દિવ્યાકૃતિના મોંમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહીં. થોડા વખત એ પ્રમાણે થયા પછી ખરેખર તે દિવ્ય મૂર્તિ રૂપવતીની નજીક આવતી હોય, એવો ભાસ થયો. તેજનો પ્રકાશ રૂપવતીના શરીર ઉપર પડયો, તેથી તેનો ચહેરો વિશેષ સતેજ, દિવ્ય તથા પ્રકાશિત થવા લાગ્યો. વિજયસિંહ તો તટસ્થ રીતે જોતો હતો. વળી પાછી એએક પળ ગઇ એટલામાં તો તે દિવ્યાકૃતિએ પાસે આવીને, રૂપવતીના માથા ઉપર હાથ લગાડયો અને કાંઇ શબ્દો ઉચ્ચાર્યા, પણ તે વિજયસિંહને જરાએ સમજાયા નહિ; પરંતુ જોતાં જોતામાં એવું જણાયું કે, તે દિવ્ય આકૃતિ રૂપ-

વતીના શરીરમાં પ્રવેશી અંતર્ધ્યાન થઈ ગઈ. રૂપવતી તે બનાવ જોઈને ગભરાવાથી, કે બીજા કંઇ કારણથી કે બેશુદ્ધ થઇને જમીન-પર પડી. તેના મોંમાથી લાગટ "હા હા! તેમ જ ખચીત કરીશ," એવા જ શબ્દ માત્ર નિકળતા હતા. તે દિવ્યમૂર્તિ અંતર્ધ્યાન થયા પછી થોડીક પળે વિજયસિંહ પણ શુદ્ધિમાં આવ્યો ને જુએ છે, તો રૂપવતી પોતાની પાસે જ પડેલી છે ને મોંમાંથી "હા હા ! ખચીત તેમ જ કરીશ!" આ શબ્દોની ધારા વહેતી હતી. વિજયસિંહને કાંઇ સમજાયું નહિ, ત્યારે તેણે હાંક મારી, પરંતુ તેના જવાબમાં ઉપલા શબ્દોના ઉચ્ચાણ વિના બીજો કંઇ પણ જવાબ નહતો, તેથી ગભરાઇને તે પોતાનાં માણ-સોને હાંકો મારવા લાગ્યો. રૂપવતીને તેમાંનું કાંઇ પણ જાણવામાં ન હતું. તે નિશ્ચળ થઇને પડી હતી, અને ફકત ઉપર કહેલા શબ્દો જ ઉચ્ચારતી હતી. દાસ દાસીઓ વગેરે દોડી આવ્યાં. તેઓ આ દેખાવ જોઇને ઘણુંજ આશ્ચર્ય પામ્યાં, પરંતુ બધાંએ સ્તબ્ધ થઇને બેસવાનો વખત આ ન હતો. વિજયસિંહે તરત રાજવૈદ્યને લાવવાનું કહ્યું અને દાસીઓએ રૂપવતીને તેના પલંગ ઉપર સૂવાડી, તેને શુદ્ધિ આવી નહીં. તેને મુખે તો અગ્યાર અક્ષરનો મંત્ર લાગટ ચાલેલો હતો તે જોઇને વિજયસિંહનું ગળું સુકાયું. વૈદ્યરાજ ક્ષેમરાજ પંડિત આવે ત્યાં સુધી પાણી વગેરે છાંટી શુદ્ધિમાં લાવવા અનેક પ્રયત્નો કર્યા, પરંતુ બધા નકામા !! તરત જ દુર્ગાચરણના ભવિષ્યની યાદ આવ્યાથી તે પોતાને કહેવા લાગ્યો, "દુર્ગાચરણનું ભવિષ્ય જો ખરૂં થવાનું હોય તો છોકરીને શુદ્ધિ આવવાનું કાંઇ કામ નથી–ભવિષ્યં ખરૂં માનવું એમ મને લાગે છે. પણ આ શું થયું? એને આ પિશાચનો સંચાર તો નહિ હોય ? ગમે તેમ હો ! કાંઇ પણ છે ! ! મારી દૃષ્ટિ આગળ એની માએ એના શરી-રમાં પ્રવેશ કર્યો છે; માટે હવે તે બાબતમાં શંકા શી ચલાવવાની ? આ કેવો ભયંકર બનાવ ! ! છોકરી ઉપર આ કંઇ નવું જ સંકટ આવ્યું છે. આવા તે મનમાં અનેક વિચારો કરતો ને બબડતો હતો. આમ કર, તેમ કર, આને બોલાવો, તેને બોલાવો, એમ ઘેલાપણું લાગ્યાની પેઠે તે બકતો હતો. એટલામાં ક્ષેમરાજ પંડિતે આવી રૂપવ-તીને જોઇ, તેની નાડી જોઇ, કંઇપણ તેને થયું નથી એમ જણાવ્યું. પરંતુ તેને કંઇ થયું નથી ત્યારે એકદમ મૂર્ચ્છા શી રીતે આવી એવી શંકામાં રાણો વિચાર કરવા લાગ્યો. વિજયસિંહને વૈદે સવાલ પૂછ્યો, પરન્તુ તે તો પહેલેથી જ ગભરાયા જેવો થઇને, "વૈદ્યરાજ! પહેલાં તેને સારી રીતે ઉઠાડો, પછી હું બધું તમને કહીશ." આવું કહીને તેને તેણે વધારે સાવધ કર્યો. આવી સ્થિતિમાં વૈદ્યરાજ બિચારો શું કરે ? તેણે એક માત્રા કાઢીને

તેની જીભ ઉપર ચોળી અને આંખમાં એક આંગળી ભરીને અંજન ફેરવ્યું. અડધી પળમાં કુંવરી શુદ્ધિમાં આવી, એકદમ વિજયસિંહની તરફ જોઇને બોલી; "બાપુ ! મા શા માટે ચાલી ગઇ ? અહીંઆં તે હતી ને ?" વિજયસિંહે કાંઇ પણ જવાબ આપ્યો નહીં. તે ગાંડા જેવો તેની સામે જોવા લાગ્યો. કુંવરી ઉઠવાનો યત્ન કરવા લાગી, પરન્તુ ક્ષેમરાજે તેને ઉઠવા દીધી નહીં. તે તદન ઘેલીના જેવી પિતાની તરફ જોવા લાગી અને એકદમ બોલી; "હું કયાં છું ? બાપુ, તમે કયાં છો ? મા કયાં ગઇ ? મને તે લેવા માટે આવી હતી, પછી મને કેમ છોડી ગઇ ? હા, હા ! પણ તેણે મને સારૂં જ કર્યું હતું." ક્ષેમરાજને તેનું બોલવું ક્ષણમાત્ર પવનની લહેરના જેવું જણાયું, તેથી તેણે વિજયસિંહને કહ્યું, "રાણાજી ! રૂપવતીને સારી ઉંઘ આવી નહીં હશે, ને તેને અસ્વસ્થ ઉંઘમાં કોઇ જાતનું આશ્ચર્યકારક સ્વપ્નું આવ્યું હશે, તે સ્વપ્નાંએ કરીને તેની આવી સ્થિતિ થઇ છે; બીજો કાંઇ પણ સંદેહ મને આવતો નથી. હવે બધાં માણસો અહિંથી બહાર જાઓ. હું તેને ઉંઘ આવે એવો કંઇક ઉપાય કરૂં છું, તેથી તેને સારૂં લાગશે." ક્ષેમરાજના મોંમાંથી આવા શબ્દો સાંભળતાં જ, વિજયસિંહના કહેવા પહેલાં બધાં માણસો ઉઠી ગયાં. ફકત કુન્દ અને પદ્મા એ જ રહી; તેમાંની એક તેને ઓશીકે બેઠી અને બીજી તેના પગ આગળ બેઠી. તેઓને ઉઠી જવાનો કોઇએ આગ્રહ પણ કર્યો નહિ; કારણ કે તેમની ત્યાં જરૂર હતીજ.

ક્ષેમરાજે આસપાસનો વિચાર કરીને ઔષધ કાઢયું, તથા રૂપવતીને ઘણીજ મમતાથી પાસે બોલાવી, તે લેવાનું કહ્યું. ઔષધ ખાધાને આશરે અરધો કલાક તો નહિ થયો હોય, એટલામાં રૂપવતી પથારીપર એકદમ પડી અને તેને ગાઢ નિંદ્રા આવી. વિજયસિંહને પણ આખી રાત ઉંઘ નહીં આવેલી હોવાથી, તે પણ થાકી ગયો હતો. ક્ષેમરાજે તેને પણ આગ્રહ કરીને સૂવાનું કહ્યું. રૂપવતીને કાંઇ હરકત નથી, તમે નિશ્ચિન્ત રહેજો, એવું વારંવાર વિનતિ કરીને કહ્યું ત્યારે તે પણ પોતાના બિછાના-પર જઇને પડયો અને તેને પણ ઉંઘ આવી ગઇ. રાતનો બધો વખત એઉને સ્વપ્નવત્ થયો હતો, પરન્તુ મન ઉપર કાંઇ પણ અસર કરે નહીં, એવા સ્વપ્નામાંનું આ સ્વપ્નું ન હતું.

બીજે દહાડે પ્રહર દિવસ ચઢયો ત્યારે વિજયસિંહ જાગ્યો અને જાગતાં જ તેનો પહેલો સવાલ રૂપવતીની તબિયત સંબંધીનો હતો. તેના જાણવામાં આવ્યું કે, રૂપવતી હજી સૂધી નિરાંતે ઉંઘે છે. તે સાંભળતાં જ તેને એક રીતે ઘણી ખુશાલી થઇ અને તે પોતાના પ્રાતઃ-કર્મ, વંદનાદિ વિધિ તથા પૂજન અર્ચનમાં લાગ્યો. પા પા કલાકે તે તેની ખબર કાઢવા માણસને મોકલતો હતો. આખરે રૂપવતી ઉઠી.

સમ્પૂર્ણ શુદ્ધિમાં જાગી છે, એવું માલમ પડયું; ત્યારે રાણાના ખોળીઆમાં પ્રાણ આવ્યા. તથાપિ આગલા દિવસની રાતે બનેલો બનાવ કોઇ રીતે તેના મનમાંથી જતો ન હતો. વારંવાર તે બનાવ સર્વ પ્રકારે તેના મનમાં રમતો હતો. તે દિવ્ય મૂર્તિ તેની આંખની સામે એકસરખી જણાતી હતી એવું ન હોતું, પણ તે દિવ્ય આકૃતિમાં પાછી પોતાની સામે આવે અને હું તેને ચિત્ત લગાડીને નિહાળું એવું તેના મનમાં વારંવાર થતું હતું. તે કાંઇ કામ કરતો હોય તોપણ વચમાં ઉપર પ્રમાણે વિચારમાં નિમગ્ન રહેતો હતો. પોતે પોતાની મેળે હસતો હતો, ખિન્ન થતો હતો, આવી રીતનો તેનો ક્રમ ચાલતો હતો. રૂપવતી હુશિયાર થઇ. તેની આગલા દિવસની ચપળતા, આનન્દમયતા, ઉલ્લાસવૃત્તિ વગેરે લુપ્ત થયું. ચહેરાપર એક જાતની ખિન્નતા આવેલી, એમ કોઇને પણ લાગે એમ હતું. કુન્દે અને પદ્માએ તેને ઘણા પ્રશ્નો પૂછયા અને જો કે ઘણું કરીને પોતાની સખીઓના દરેક પ્રશ્નનો જવાબ તે તુરત આપતી, તોપણ આજે તેણે તેમના એક પણ પ્રશ્નનો જવાબ આપ્યો નહીં. વધારે પ્રશ્ન પૂછવાથી પણ તેના હૃદયનો મર્મ કાઢી શકાયો નહીં. ઘણાં કડવાં વચન કહીને, આગ્રહ કરીને તે ન કહેવડાવવાની તેમના મનની વૃત્તિ થઇ નહિ; તેમ તેને પૂછવા કરતાં કયી તરફ તેની વૃત્તિ દોડે છે તે સંભાળવાનું કામ જ તેઓએ ચલાવવા માંડયું.

*

આગલે દહાડે દિલ્લીથી આવેલા કાગળમાં લખ્યું હતું કે, વધારે વિસ્તારપૂર્વક કાલે લખીશ. તેથી આજે પત્ર આવવાનો હતો તેની વિજયસિંહ આતુરતાથી રાહ જોતો હતો. તેમાં આવનારા ખબરમાં એક તો પૃથ્વીસિંહના મરણના વિસ્તારપૂર્વક સમાચાર શિવાય, પોતાના સંબંધ વિષે પણ લખવામાં આવશે એવું તે માનતો હતો. એટલામાં હેલકારો આવ્યો તથા તેણે વિજયસિંહને કાગળ આપ્યો. તેમાં લખ્યું હતું કે;

**મહારાણા વિજયસિંહની** ચરણ સેવામાં.

મુ. રૂપનગર.

ઘણા જ વિનયયુક્ત અનેક પ્રણામપૂર્વક વિનતિ એ છે કે, બાદશાહ ઔરંગઝેબે પરમ દહાડે કેટલું ભયંકર કર્મ કર્યું તે મેં ટૂંકામાં કાલે જણાવ્યું છેઃ આજે વિસ્તારીને લખી મોકલું છું. મોકલવામાં કાંઇ ડર નથી. તેવું કંઇ જણાશે તો વધારે પાછો લખી મોકલીશ જ. આપણી આજ્ઞા પ્રમાણે ચલાવેલી રીતિ મુજબ હજુ સૂધી કદી પણ અડચણ આવી નથી. રાણા જસવંતસિંહના કાગળ જેવા પકડાયા છે તેવા હજી સૂધી આપના

પકડાયા નથી તે આપના જાણવામાં જ છે. આપણે કાંઈ પણ ખટપટ કરીએં છીએ એવી હજુ સુધી કોઈને પણ શંકા આવી નથી અને તેથી આ બધું બની શકે છે.

મહારાજ! આલમગીર બાદશાહ એટલો બધો ખુની છે, એટલો આપમતલબીઓ છે, એટલો દાંભિક છે, અને એટલો અસ્થિર મનનો છે એવી કલ્પના પણ કેટલાએક દિવસ પહેલાં કોઈને ન હતી. પરન્તુ હમણાં દર કલાકે જે અનુભવમાં આવે છે તેથી દરેકની ખાત્રી થઈ છે કે, તે અત્યંત નીચ માણસ છે. મહારાજ! જસવંતસિંહ મહારાજ બાદશાહનો સત્યનિષ્ઠ નોકર છે ને તેનાપર તેનો પૂર્ણ વિશ્વાસ છે. તે મોગલ બાદશાહાતનો આધાર સ્તમ્ભ છે એવું હમણાં સુધી બાદશાહે ભરદરબારમાં કહ્યું હતું અને પરમ દહાડે ઘણી જ અધમ રીતે વિશ્વાસઘાતનો પ્રસંગ આવ્યો ત્યાં સુધી તેણે આવો ઉદ્‌ગાર કાઢ્યો હતો. પરમ દહાડે સવારે પૃથ્વીસિંહની મુલાકાત લીધી ત્યારે તેણે તેના પિતાના સમાચાર પૂછ્યા અને બાદશાહે, તે રાજ્યનો આધાર સ્તમ્ભ છે, એવું કહી દેખાડયું અને, તું તારા પિતાની પેઠે વર્તજે, બીજા રજપૂતોની મસલહત પ્રમાણે વર્તીશ નહીં, એવો ઉપદેશ તેને કર્યો હતો. બપોરે ભરાવાની દરબારમાં તને માન આપવાનું છે એવું પણ તેને કહ્યું, પરન્તુ બપોરે, કેવો ભયંકર બનાવ! પૃથ્વીસિંહને જોધપુરથી તેડું મોકલી તેડાવ્યો હતો. તેડાવવાનું કારણ એમ બતાવ્યું કે, જસવંતસિંહ મહારાજ અમારી પાદશાહીના આધાર સ્તમ્ભ છે: ત્યારે તેના છોકરાને એક વખત જોઈને સારો ઉપદેશ આપવો જોઈએ. બધાં માણસને આ કારણ પ્રશંસનીય જણાયું અને બધાંએ જસવંતસિંહ તથા પૃથ્વીસિંહનું નસીબ ઉઘડયું એમ કહેવા માંડયું; અને બધા, દરબારમાં આજે તેને કેવું માન મળે છે તે જોવાની મતલબથી દરબારમાં જવાની તૈયારી કરવા લાગ્યા. તે દહાડાનો દરબાર તદ્દન અજાયબ જેવો ભરાયો હતો. દરબારમાં જેને આવવાનું માન હતું એવા બધા તે દહાડે દરબારમાં આવ્યા વિના રહ્યા ન હતા. પૃથ્વીસિંહને બાદશાહે પોતાની જમણી બાજુપર બેસાડયો અને તેની સાથે ઘણા જ પ્રેમથી વાતચિત કરી. ત્યારપછી દરબારનાં માણસોને ઉદ્દેશીને તેણે કહ્યું, "દરબારીઓ! આ પૃથ્વીસિંહ, મહારાણા જસવંતસિંહનો પુત્ર છે, અને એ આજથી અમારો પુત્ર જેવો થયો. એનો બાપ જેવો આપણી બાદશાહીનો આધાર છે તેવો જ આ પણ છે એવું હું સમજું છું." આટલું બોલીને પાસે બેઠેલા અમીરની તરફ જરા આંખની ઇશારત કરીને બાદશાહે પૃથ્વીસિંહનો હાથ ઘણા જ જોરથી પકડયો અને તેને કહ્યું, "કયો પુતજી! તું પણ તારા બાપ

એવો જ બહાદુર છે એવી ખ્યાતિ મેં સાંભળી છે તે શું ખરી છે? તું શું કહે છે તે કહે જોઇએ.”

ખરો રજપૂત પૃથ્વીસિંહ ઠંડે અવાજે બોલ્યો;–“ગરીબોકે વાલિ! આખી દુનિયાપર જેનો અમલ છે એવા બાદશાહની ફક્ત કૃપાદૃષ્ટિ એકાદાપર પડવાથી તેને કેવું સ્ફુરણ આવે છે? જ્યારે મારા જેવાના આપે બે હાથ પકડયા ત્યારે મારા શરીરમાં કેટલી સ્ફુરતી આવી છે તે હું કહી શકતો નથી. સ્ફુરતીનો ઉદ્દગાર કાઢતાં તેના બાહુનું ખરેખર જ સ્ફુરણ થયું, તે ઔરંગઝેબને પણ સમજાયું હશે; કારણ કે તેનો તે વીર્યોદ્દગાર સાંભળતાં જ ઔરંગઝેબની મુખચર્યા પણ એકદમ બદલાયલી જણાઇ. તેણે એકદમ તેને કપટયુક્ત પ્રેમથી ભરેલા શબ્દોમાં કહ્યું, “વાહવા! વાહવા! તારા બોલવામાં મને જાણે જસવંતસિંહ જ પાછા મારી દરબારમાં આવ્યા હોય એવું જણાય છે.” એટલું બોલ્યા બાદ પાછળ ઉભેલા સિદ્દિ ખુદાદાદને ઇશારત કરીને પોશાક લાવવાને કહ્યું. તે પોશાક લાવ્યો અને બાદશાહે પોતે તે પોશાક પૃથ્વીસિંહના શરીર ઉપર ચઢાવ્યો અને દરબાર તરત જ ગરબડમાં બરખાસ્ત કરીને ત્યાંથી તેને જવા દીધો. પણ પછી શું બન્યું? પૃથ્વીસિંહ પોતાના મકાનપર જતાં જતાંમાં તેને પોતાના શરીરપર એટલો દાહ થયો કે કોઇને પોતાના શરીરને સળગાવેલી મશાલ લગાડી હોય ને ઠેકાણે ઠેકાણે દઝાડયો હોય તેવું જણાયું. તે ભોંય ઉપર આળોટવા લાગ્યો. વૈદ્યને બોલાવી મંગાવવાની પણ ફુરસદ મળી નહિ–એટલામાં જ એ બિચારાનો જીવ ગયો. હાય હાય થતાં જ્યાં ત્યાં આ દુષ્ટ ખબર પ્રસર્યાં. બાદશાહના કાનપર તે ખબર પહોંચ્યા, ત્યારે તે એટલો તો શોક કરવા લાગ્યો કે, જાણે પોતાનો વહાલો છોકરો મરણ પામ્યો હોય! દરબારમાં તેની માનપ્રતિષ્ઠા થઇ અને તેણે રજપૂતનું પાણી દેખાડયું જેથી તેને કોઇની દુષ્ટ નજર લાગી તેથી જ આમ બન્યું એમ તેણે પોતાની આસપાસના લોકોને કહેવા માંડયું અને ઘણો જ આશ્ચર્ય પમાડે તેવો શોક પાળવા લાગ્યો. પરન્તુ એ દલગીરીમાં કંઇપણ ખરાપણું નથી એવું દરેકને જણાવા લાગ્યું. દરેક પોતાના મનમાં પકી રીતે સમજ્યા કે, બાદશાહે જસવંતસિંહના ઉપરનો પોતાનો ગુસ્સો હજી સૂધી છોડયો નહોતો, તેથી આમ કર્યું છે. પણ સઘળામાં મોટો ચમત્કાર એ હતો કે, બાદશાહે પોતે પોતાને હાથે એક પત્ર લખીને આ દુષ્ટ વાર્તા જસવંતસિંહને જણાવવા માટે હલકારો મોકલ્યો છે. કાગળમાં, “તમારો નહિ પણ મારો પુત્ર મરી ગયો છે એમ હું સમજું છું ને મારા મનની સ્થિતિ આ બનાવથી ઘણી જ શોકજનક થઇ પડી છે,” ઇત્યાદિ ઇત્યાદિ રીતે લખી, શોકમાં ભાગ પડાવ્યો છે.

વિજયસિંહે અહિ સુધી પત્ર વાંચીને નીચે મૂકયો તથા એક લાંબો નિઃશ્વાસ મૂકીને ખૂબ દાંત પીસ્યા.

વિજયસિંહે મોગલોને ઘણા ધિક્કાર્યા. તેમાં પણ ઔરંગજેબ બાદશાહે રાજ્ય મેળવવા માટે જે નાના પ્રકારનાં દુષ્ટ કાર્યો કર્યાં હતાં, તે સાંભળીને તેને એટલો દ્વેષ આવ્યો કે, જો તેની સાથે ધર્મયુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો બધા રજપૂત વીરોએ એકત્ર થઇને પોતાના દેશમાંથી તેને હાંકી કાઢવો, એવું તે રાજસિંહને હમેશાં કહેતો હતો. સ્વાર્થ સાંધવાને તે કોનો કેવી રીતે ઘાત કરશે તથા કયારે વિરોધી થઇ પડશે, તે કોઇને સમજાતું નહતું અને કોઇએ કદી તેનો વિશ્વાસ કરવો નહિ, એવું તે રાજસિંહની પાસે જ નહિ, પણ જે કોઇ રજપૂત વીર તેને મળતો તેને કહેતો હતો. ઔરંગજેબના કાનપર આ વાત પડશે તો તેના ઉપર તે મોટો અનર્થ ગુજારશે, એવું અનુમાન કરનારા રજપૂતોએ તેને ચેતવ્યો પણ ખરો! પણ તેના ઉપર તેણે મુદ્દલે લક્ષ આપ્યું નહતું. ઉલટું એવું બોલનારાઓને તે ધિક્કારતો હતો.

ઔરંગજેબના ભયંકર કામની તપસીલ વાંચ્યાથી તેને નખશીખ આગ લાગી. ઔરંગજેબ ઉપર તેને દ્વેષ આવ્યો, એમાં કાંઇ નવાઇ નહોતી. જસવંતસિંહને માટે તેના મનમાં જરાપણ માન નહતું, પરંતુ તેના પુત્રને આવા વિશ્વાસઘાતથી મારીને બાદશાહે તેના ઉપર માન ખાટવા માટે સાંત્વનાનો પત્ર મોકલ્યો એવી તેની નીચતા જોઇને, તેને જસવંતસિંહ ઉપર દયા આવી. મોગલોની ઇચ્છા પૂર્ણ કરી અથવા પોતાની જાત વટલાવી મહત્તા મેળવનાર જસવંતસિંહ ઉપર વિજયસિંહ જેવા ખરા રજપૂતને કયાંથી પ્રેમ હોય? પરંતુ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને કૃતઘ્નતાનો ઉપયોગ કરે એવા ઔરંગજેબ તરફ તિરસ્કાર આવે અને તેની કૃતઘ્નતાનો ભોગ થઇ પડેલા જસવંતસિંહ તરફ દયા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. જસવંતસિંહના ઉપર દયા અને બાદશાહના ઉપર તેને ક્રોધ આવ્યો અને દાંત પીસી, સંતપ્ત થયેલો, શૂન્ય દૃષ્ટિથી, ઉપરની છત તરફ તે જોવા લાગ્યો.

રૂપવતી કયારનીએ તેની પછવાડે આવી ઉભી હતી અને હવે વળી શું બનશે તે જોવાના વિચારથી તટસ્થ તેની તરફ તથા કાગળ તરફ જોવા લાગી, પણ તેને કાંઇ સમજાયું નહિ. વિજયસિંહ પોતાના સંતાપ અને વિચારમાં નિમગ્ન હતો, તેના મનમાં નાના પ્રકારના વિચારો ઘૂમતા હતા. મુખ્ય વિચાર એ હતો કે, મોગલની તરફથી—તેમાં પણ આ દુષ્ટ ઔરંગઝેબથી, વિશેષે કરી રજપૂતોની આટલી બધી ખરાબી થયા છતાં બધાએ એકઠા મળી તેનો નાશ કરવો એવી બુદ્ધિ કેમ તેમને થતી નથી? આવી રીતના,

મનને ખિન્ન કરનારા ઘણા વિચારો તેને દુઃખ દેવા લાગ્યા. આવી સ્થિતિમાં જો મારી આંખ મિંચાય તો ઘણું સારૂં, એવો પણ તેના મનમાં તરંગ ઉઠતો હતો. એકાદિ ખરાબ બાબત ન બનવા દેવાનું આપણા હાથમાં નથી, પણ તે બને તે પહેલાં આપણી હયાતિ ન હોય તો ઠીક, એમ તેને લાગતું હતું. આ વિચાર તેના મનમાં આવવાથી આખરે તેણે હાય મારી અને ફરીથી પેલા કાગળ તરફ આંખ ફેરવી ફેરવી જોયો, તેટલામાં તે રમણીય મુખકમળ તેની દૃષ્ટિ આગળ આવી ખડું થયું.

રૂપવતી ઉપરનો વિજયસિંહનો કેટલો પ્રેમ છે, તે વાંચનારે અત્યાર સુધીમાં ઘણી રીતે જાણ્યો છે. તે મુખકમળ જોતાં જ વિજયસિંહના હૃદયે જરા શાંત થઇને, મુખ ઉપરની ખિન્નતાને ફેરવીને, તે જગાપર જરા હાસ્યને માર્ગ આપ્યો, તેમાં કાંઇ આશ્ચર્ય નથી. રૂપવતી તેની આંખની કીકી હતી. આંખની કીકાને વિપત્તિમાંથી બચાવવાને દરેકનો પ્રયત્ન હોય છે, તેમ રૂપવતીની વિપત્તિ તથા સંકટ દૂર કરવા માટે, વિજયસિંહનો નિરંતરનો પ્રયત્ન હતો. તેથી કાંઇ પણ વિષાદ ઉત્પન્ન કરનારી બાબત જો બની હોય ને તેથી તે ગમે તેટલી વિપત્તિમાં આવ્યો હોય તોપણ, તે એવો સાવચેત રહેતો હતો કે, રૂપવતીને પોતાની દિલગીરી જણાઇ આવે નહીં. જે બાબત ચિન્તા રાખે તેને જોતાં જ તેની અરધી ખિન્નતા જતી રહેતી હતી, ને બાકી રહેલી અરધીને છૂપાવવાને માટે તે બહુ યત્ન કરતો હતો.

રૂપવતીને જોતાં તેના ચહેરા ઉપર સ્મિત દેખાયું. તે એકદમ બોલ્યો;–"દીકરી રૂપા! તું આજે અહીં આવશે એવું મને લાગતું નહોતું. કાલે આટલો ઉજાગરો થયો છતાં પણ તું અહિં શામાટે આવી? આજે આખો દહાડો પથારીમાં પડી રહી હોત તો તને સારૂં થાત. વળી મને પણ સારૂં લાગત.........તારો........."

પણ રૂપવતીએ તેને આગળ બોલવા દીધો નહિ. તે વચમાં જ બોલી ઉઠી કે, "બાપુજી! કાલના દિલ્હીના કાગળમાં લખ્યા પ્રમાણે આજે કાગળ આવ્યો હશે એવું જણાય છે. તે પત્રમાં શું લખ્યું છે? મને તે હકીકત જાણવાની ઇચ્છા થાય છે."

વિજયસિંહે તે કાગળ એક કોરે મૂકીને એકદમ તેને કહ્યું કે, "તારે તે હકીકત જાણીને શું કરવું છે? તને એક જ હઠ છે. તે કાગળમાં કહેવા જેવું કાંઇ પણ નથી. તેમાં શું હોય તે......."

"હા, શું હોય? આટલો મોટો પત્ર શું અમસ્થો જ લખ્યો છે કે? કોણ આટલી ફોગટ મહેનત લે? વળી કાલે જે હકીકત લખી છે

તેનો ખુલાસો તેમાં હશે તે મારે સાંભળવો છે. બધી હકીકત હમેશાં મને જણાવો છો ને આજે આટલું બધું લખ્યું છે, છતાં મારાથી શામાટે છૂપાવો છો? આ પત્રમાં શું છે?"

"છૂપાવીશ નહિ!" તેણે જરા મમતાથી કહ્યું. "પણ આવી રાજ્યકાજની, વિશ્વાસઘાત તથા દગલબાજીની વાતો સ્ત્રીઓને કાને નાખવામાં કંઇ ફાયદો નહિ." તે સાંભળતાં જ રૂપવતીના કપાળમાં રેખા પડી. એ જોઇને તે બાળાને પોતાની પાસે મમતાથી બેસાડી રાણે કહ્યું કે, "અરેરે! તું નિરાશ થઇ ગઇ શામાટે? જો આ કાગળ. મારૂં શું જાય છે? બધું વાંચ, એથી તને મોગલ કેવા છે, કેટલા કૃતઘ્ન છે, આપણું કહીને જેને બોલાવે છે તેના સંબંધમાં પણ સ્વાર્થ સાંધવાનો લાગ આવતાં કેવો વિશ્વાસઘાત કરે છે તે સમજાશે. છી, છી! એવી જાતનો નીચ સ્વાર્થી પુરૂષ આખી દુનિયામાં કોઇ જ નહિ હોય. પણ આપણે શું કરીએ? રજપૂતવીરોએ જ જો બધું છોડીને મુસલમાનોની—આ નીચ મોગલની સેવા કરવી સ્વીકારી, તેમાં જ તેઓને સારતા જણાઇ, તો આપણે એકલા શું કરીએ? ઠીક છે. આ એકલો એકનિષ્ઠાથી સેવા કરે છે, તો પણ તેઓ તેના તરફ કાંઇ પણ સારી રીતે વર્ત્યા નથી."

"જા દીકરી! તું તારાં સંતાનને તેની સેવા કરવા દઇશ નહિ!" એમ કહીને કાગળ તેની સામે મૂક્યો. રૂપવતીએ પહેલેથી છેલ્લે સુધી તે વાંચ્યો. વાંચતાં વાંચતાં તેનું શરીર ગરમ થયું, તેની આંખમાં આંસુ આવ્યાં અને વારંવાર દાંત પીસવા લાગી. વિજયસિંહ તેની તરફ ઘણી બારીકીથી જોતો હતો અને તેના મનમાં થતા વિકારો જેમ જેમ તેના સુકુમાર ચહેરા ઉપર સ્પષ્ટ થતા હતા, તેમ તેમ તે, તેને જોતો હતો તેથી તેને સમાધાન થતું હતું. આ પ્રમાણે તેણે તે કાગળ વાંચીને બાપની પાસે મૂક્યો અને ઓઢણીથી પોતાની આંખ લુછી. પછી બોલી: "બાપુજી! આ વાત હવે કાબુલમાં ગયાથી ચન્દ્રાવતી માસીને કેવું લાગશે? ઔરંગજેબની સાથે લઢતો જસવંતસિંહ જ્યારે એકવાર સમરાંગણ છોડીને જોધપુર પાછો આવ્યો ત્યારે તેણે નગરના બધા દરવાજા બંધ કરાવીને રજપૂતને અયોગ્ય એવું કામ કરવા માટે નિર્ભર્ત્સના કરી હતી. ઔરંગજેબની ક્ષમા માગીને જ્યારે દરબારની સરદારી લીધી ત્યારે તેણે તેને ચેતાવ્યો હતો, પણ બધો પ્રયત્ન નકામો ગયો. તેણે ઉગતા સૂર્યની પૂજાના વ્રતની પેઠે ઔરંગજેબની નોકરી સ્વીકારી અને આટલું કરતાં પણ છેવટે આવો પ્રસંગ પોતાપર ખેંચી લાવ્યો છે. જ્યારે આ બાબત તેના જાણવામાં આવશે ત્યારે તેને કેટલું દુઃખ થશે? પણ વિચાર શું કરે? હવે જો જસવંતસિંહ ચેતે તો ઠીક છે; નહીં તો ચન્દ્રાવતી માશીના શા હાલ

મારી ! તે આ સાંભળ્યા પછી જીવશે નહીં, પોતાનો પ્રાણ આપશે. બાપુજી ! ઔરંગજેબના મનની ખરી મતલબ તમને ખબર નથી. તે મને ચાર જ દિવસ થયાં પદ્માએ કહ્યું છે. તેને ક્યાંથી માલમ પડ્યું હશે તે કોણ જાણે ? પણ બાપુ ! તેનું કહેવું ખરૂં જણાય છે. નહિ તો ઔરંગજેબ આવી રીતે તેની સાથે દગલબાજી કરે નહીં."

"તને પદ્માએ શું કહ્યું છે ? પદ્મા પણ ઘણી જ ચોક્કસ જણાય છે."

"બાપુજી! તેમાં ચોક્કસ શું ? તે થોડા દિવસ ઉપર ઉદેપુર ગઇ હતી, ત્યાંથી તેને સમાચાર મળ્યા તે તેણે મને કહ્યા."

"પણ તે શી હકીકત છે ? ઔરંગજેબની મતલબ તેને શું ખબર ?"

"બાપુજી! શહાજહાંન બાદશાહના મનમાં ઔરંગજેબને ઉદેપુરની એક કન્યા પરણાવવાની હતી; પણ તે બની શકયું નહિ. ચંદ્રાવતી માશીનું તેણે માગુ કર્યું હતું; પણ તેના દાદાએ ના પાડી. પોતાને માટે તે કન્યાનું માગું કર્યું ત્યારે તેના બાપે ના પાડી ત્યારથી ઔરંગજેબના મનમાં એ વાત રમી રહેલી છે ને જસવંતસિંહ સાથે તેનાં લગ્ન થયાં ત્યારથી તેનો ગુસ્સો બહુજ વધ્યો છે; કારણ કે જસવંતસિંહ ઉપર હુમલો કરીને તેને પોતાના જનાનખાનામાં લાવી શકાતી નથી; તે બાદશાહનો દોસ્ત છે અને ઘણો પ્રબળ છે; માટે કોઈ રીતે તેને દુઃખ દેવું અને દિલ્લિમાં લાવવો આવો ઘાટ છે. ઉદેપુરના રાણાના વંશની સ્ત્રીઓ પોતાના જનાનખાનામાં હોવી જોઇએ, એમ બાદશાહની મોટી ઇચ્છા છે; પણ તે પૂરી પડતી નથી તેથી એક ફિરંગી સ્ત્રી લાવીને તેને ઉદેપુરીનું નામ આપ્યું છે. એવી વાત દરબારમાં પણ થઈ હતી. બાપુ ! માશી ઘણી જ સારી છે. જસવંતસિંહનું એક પણ કામ તેને પસંદ નથી, પણ તે ખરી પતિવ્રતા છે, તેથી તેને છોડીને એક પળ પણ દૂર રહેતી નથી અને તેની સેવામાં જરા પણ ઓછપ રહેવા દેતી નથી. તેના ઉપર આવાં સંકટો આવેલાં જોઇને બહુ ખરાબ લાગે છે. બાપુ ! આવા મોટા કર્ત્તા કારવતા છોકરાને બાદશાહે માર્યો, તેણે તેનો શો અપરાધ કર્યો હતો ? એ દુષ્ટને કોઇ પણ સજા કરશે નહિ ? કોઈ તેનું અભિમાન તોડશે નહિ ? બધા રજપૂતો શું નિર્માલ્ય થઇ ગયા ? શું આ ભૂમિ નક્ષત્રિય થઈ ?"

રૂપવતી ઘણી જ ગુસ્સે થઈ. રાણી ચંદ્રાવતી—જસવંતસિંહની સ્ત્રી રૂપવતીની માના કાકાની પુત્રી થતી હતી. માશીએ ભાણેજને કદી જોઇ ન હતી, તો પણ ચંદ્રાવતીને માટે રૂપવતીના મનમાં એટલું માન હતું કે, તેને તે પાંચ સતીમાંથી એક સમજીને તેની ભક્તિ કરતી હતી, તેનું સ્મરણ કરતી હતી, ખરી રજપૂતાણી તે છે એવું તેને જણાતું હતું; તથા જસવંતસિંહને જોધપુરની સીમાથી બહાર રાખીને, રજપૂત વીર

પત્નીને ઉચિત એવું નૈષ્ઠૂર્ય દેખાડવાનું સાંભળ્યું ત્યારથી તે પૂજનીય તથા અનુકરણનીય દેવી તે થઈ રહી હતી. તેનું જ્યારે જ્યારે નામ નિકળતું ત્યારે ત્યારે રૂપવતીનું અંતઃકરણ પ્રેમરસથી ઉછળતું હતું. પોતે એવી રીતે ચાલીને રજપૂત તખ્તનું તથા જાતનું નામ રાખીશ, મારા પતિને શૂરવીર બનાવીશ અને કદી મારે પેટે પુત્ર ઉત્પન્ન થશે તો તેને રજપૂત વીરને ઉચિત એવી બહાદૂરી રાખતાં શીખવીશ, એવું તે હમેશાં પોતાના મનમાં કહેતી હતી તથા નિશ્ચય કરતી હતી. પોતાના પૂજ્ય દેવતાપર આજે આવો ખરાબ પ્રસંગ આવેલો જોઇને, તેને ઘણું જ ખરાબ લાગ્યું,

વિજયસિંહને તેનો આવો સંતાપોદ્વેગ જોઇ, એક રીતે ખરેખરૂં સમાધાન થયું તથા તે સમાધાની જોતાં તે પોતે તટસ્થપણે, પરંતુ હસતે ચહેરે તેની તરફ જોઇ રહ્યો. ચંદ્રાવતીની બધી હકીકત તેના જાણવામાં હતી અને તેના પતિવ્રત માટે તેને પણ માન હતું; જસવંતસિંહની સાથે તેનું લગ્ન થયું તે તેને બિલકુલ પસંદ ન હતું; ઉદેપુરના રાણાનો અપ્રત્યક્ષ રીતે પણ મુસલમાનોની સાથે સંબંધ થાય તેની તે વિરૂદ્ધ હતો; કેમકે તેની પોતાની જ પત્ની–રૂપવતીની મા–તે જ વંશની હોવાથી, તેને પોતાના સસરાના પક્ષની કોઈ પણ કન્યા મુસલમાનમાં ન જાય એવી ઇચ્છા હતી. વિજયસિંહ ઉમરે ગમે તેટલો મોટો હતો તથા તેને માટે બીજાં કુટુંબોના મુખ્ય પુરુષોના અંતઃકરણમાં કેટલી પૂજ્ય બુદ્ધિ તથા માન હોય તો પણ, તે ઉદેપુરના રાજાનો ખંડિયો રાજા હતો, તેથી બધી વાત તેના ધારવા પ્રમાણે શી રીતે થાય?

ચંદ્રાવતીના બાપે જસવન્તસિંહની મહત્તા પોતાને ઉપયોગી થઈ પડશે, એવી આશાથી પોતાની કુંવરી તેને આપી હતી. વિજયસિંહને ખરાબ લાગ્યું, પરંતુ તે નિરૂપાય હતો; તોપણ ચંદ્રાવતીને માટે તેને ઘણી દયા આવી. જસવન્તસિંહને, પોતાનું કર્તવ્ય શીખવવા માટે તેણે વખતો વખત, રજપૂત વીરપત્નીને યોગ્ય એવી વાતો કહી. તે જ્યારે તેના સાંભળવામાં આવી, ત્યારે તેના ઉપર તેને ઘણો આદર તથા પ્રેમ ઉત્પન્ન થયો. જસવંતસિંહે નહીં પણ ચંદ્રાવતીએ રજપૂતનું નામ રાખ્યું, તે પણ તેને સમાધાન કરનારૂં હતું.

રૂપવતીએ કાગળ વાંચીને ઉપર લખ્યા પ્રમાણે વાતચિત કરી, છેવટ કહ્યું કે, "બાપુ! ચંદ્રાવતી માશીને એક પત્ર લખી તેને દિલાસો આપવો, એવું મારા મનમાં થાય છે. કાગળ કોણ લઇ જાય વારુ?"

વિજયસિંહ તે સાંભળીને હસ્યો તથા કહેવા લાગ્યો કે, "પત્ર મોકલવામાં કંઈ હરકત નથી? ગમે તે રીતે પત્ર મોકલી શકાય; પણ તું તેમાં શું લખીશ?"

બીજું શું લખું? તેનો ઉછરેલ પાળેલ પુત્ર ગયો, તેનો શોક હશે. બીજું શું? બાપુજી! પૃથ્વીસિંહ તેના પિતાના જેવો નહતો, ને તેને એની વાત ગમતી ન હતી એમ આજ સુધી મેં ઘણાંને મોઢે સાંભળ્યું છે. તેનો આવી રીતે ઘાત થયો તે સાંભળીને તેની કેવી સ્થિતિ થઇ હશે? મને જો પાંખ હોત તો હું ઉડીને તેની પાસે જઈ તેને દિલાસો આપી આવું, પણ તે શકય નથી. બે શબ્દો લખતાં આવડે છે તે લખીને તેને આપું, એટલે થયું. કયો ભરૂસાદાર માણસ મોકલશો? ઔરંગજેબના જાસુસો બધે ફરતા રહે છે એવું મેં સાંભળ્યું છે, તેથી હું પૂછું છું. ખેપીઆના હાથનો કાગળ કોઈ જાસુસના હાથમાં જાય તો તેને વળી આપણી ખાતર વધારે દુઃખ ખમવું પડે."

"પુત્રી! એવું તું શું લખનારી છે કે જે ઔરંગજેબના હાથમાં જાય તો એઉને દુઃખ થાય? થવા દે, થવા દે, એક વખત મને દુઃખ! એક વખત મારે અને પેલા નીચ બાદશાહને સંગ્રામ થાય એવી મારી ઇચ્છા છે. કોઈ બીજો પરાક્રમી પુરુષ આવ્યો તો ઠીક જ છે. નહિ તો હું એકલો કાં તો તેને સ્વર્ગમાં પહોંચાડીશ અથવા રણમાં પડીને વીર ગતિને પામીશ, પણ જસવંતસિંહની માફક પીઠ દેખાડીને નાશી આવીશ નહિ. રજપૂતતા તદન નાશ પામી નથી.જુવાનીઆઓમાં કદાચ નહીં હોય પણ મારી ઉમરનાઓમાં તો મારા જેવા ઘણાક છે એટલું તો હું દેખાડી શકીશ. તું કાગળ લખ, તારૂં લખાણ પૂરૂં થાય એટલામાં હું કોઇ વિશ્વાસુ જાસુસ શોધી કાઢી, તારો કાગળ મોકલવાનો બંદોબસ્ત કરૂં છું. તું ફીકર કરીશ નહિ. જોઉં છું કે બાદશાહનો જાસુસ શું કરે છે?" એવું કહીને તેણે રૂપવતીને પત્ર લખવાને મોકલી.

માણસ વૃદ્ધ થાય છે ત્યારે તેને શાંતિ મળે છે, તેમ વખતોવખત ઉચ્છ્રૃંખલતા પણ આવે છે. વિજયસિંહની હાલ આવી સ્થિતિ હતી. ઔરંગજેબને માટે તેનો દ્વેષ ઘણો જ વધી ગયો હતો. જો લડાઇ થાય તો તેને બરાબર હાથ દેખાડવો એવો તેણે નિશ્ચય કર્યો હતો અને એવો કોઇ પણ રજપૂત વીર નીકળશે નહિ તો બાદશાહને કરવું હશે તેમ કરશે, તેનો તેને ભય ન હતો.

રૂપવતી ખેપીયાને માટે બોલત નહિ તો પત્ર લખવાની વાત તોડી નાંખત, કારણ કદી જાસુસદ્વારા પત્રની ખબર બાદશાહને પડી તો તે સંતાપીને પોતાનું પારિપત્ય કરવાને ઉદ્યુક્ત થશે, આવો વિચાર આવતાં વળી તેને એક જાતનું શૂર ચઢયું અને પોતાના એક પત્ર ઉપરથી જ લઢાઇનો પ્રસંગ આવે તેના જેવું એકે નહિ, એમ માની પત્ર નક્કી મોકલવો એવો દૃઢ નિશ્ચય કર્યો. રૂપવતીના પત્રમાં ઔરંગજેબને માઠું લાગે

અને ક્રોધ ચઢે એવું તે લખશે એવો તેને સંભવ ન હતો, તેથી તેણે પોતે જસવન્તસિંહને એક પત્ર લખવો એવો ઠરાવ કર્યો અને તેમાં શી બાબત હોવી જોઇએ? શી રીતે લખવો? વિગેરે વિચાર કરી તે પ્રમાણે પત્ર લખ્યો. રૂપવતીએ પણ એક પત્ર લખ્યો. આ બે પત્રો ખેપીઆની સાથે કાબુલ મોકલ્યા. પરંતુ પરિણામ શું આવ્યું તે કહેવા પહેલાં આપણે રૂપનગરનો કિલ્લો છોડી, બીજી તરફ માણસો શું હિલચાલ કરતા હતા તે જોઇએ.



## પ્રકરણ ૪ થું.



### અચલેશ્વરનું મંદિર.

તે જગાપર રહેનારાં પશુઓને એવું જણાયું કે, આજે પરમેશ્વરે વાયુને મનમાં આવે તે પ્રમાણે વાઇને અને મેઘને મનમાં આવે તે પ્રમાણે વરસવાને તથા અર્બુદાચલને નવરાવી નાંખવાને પરવાનગી આપી હોવી જોઇએ. શિખરોપર મેઘ માળાની હાર થઇ રહી હતી, તે વખતની આકાશની શોભા કલ્પનામાં પણ આવવી અશકય છે. શિખરની બાજુપર કેટલાં વાદળાં હશે તે કોઇ પણ જાણતું ન હોતું; પરંતુ તે શિખર ઉપર ઉભા રહેવાના ધૈર્યવાળો તથા નીચે જોવાના સામર્થ્યવાળો એક માણસ આવે વખતે પહાડના શીખર ઉપર ઉભો રહ્યો હતો. નીચેની બાજુએ દરિયાની ખો છે એવું સ્વપ્નામાં પણ તેને માલમ પડે તેવું ન હતું. આવો તે આબુનો દરિયો તથા ખાઇ વાદળાંથી આચ્છાદન થઇને જ્યાં ત્યાં સપાટી જ સપાટી થઇ છે એમ તેને જણાયું હોત. પોતે આબુનાં ઘણાં જ ઉંચાં શિખરમાંના એક શિખર ઉપર છે એવું તેને માલમ પડયું નહિ, પણ શિયાળાની ઋતુની પેઠે ધૂમસથી વ્યાપેલી એક સપાટ જમીન ઉપર પોતે ઉભો છે એવી તેના મનની ખાત્રી થતી હતી. પ્રચંડ વાયુ તે દિવસે એટલા ભયંકર રૂપમાં વાહતો હતો કે જાણે તેને ભગવાન્ અચલેશ્વરે ઘણા કાળથી પાતાળમાં પૂરી રાખવાના કારણથી અકળાઇને આજે છૂટવાની સાથે તે બધાનો ખાર કાઢતો હોય. વીજળી, એકાદા સંતમ વીરે શત્રુના લશ્કરના ટુકડે ટુકડા કરવાને ધરેલી તરવારની પેઠે આખા આકાશમાં ચોમેર ચમકતી હતી. બધાં પંચમહાભૂતોને આજ સુધી દાબી રાખ્યાં હતાં; તે ભગવાન્ અચલેશ્વરે આજે કેટલેક વર્ષે છોડ્યાં તેથી તેઓને પહેલાંનું સ્મરણ થવાથી, અર્બુદ પર્વતને અહીંથી ઉખેડી ફેંકી દેવાનો વિચાર હોય નહીં તેમ પ્રયત્નો કરતાં હતાં.

ૐ

હિમાલયના શિવાય આ આર્યાવર્તમાં અર્બુદ પર્વતના જેવું બીજું પુરાણું સ્થાન પ્રસિદ્ધ નથી એમ કહેવાથી અર્બુદના ગૌરવમાં આપણે વધારો કરી શકીશું. આ પર્વતની પુરાણુમાં જે જે કથાઓ આપી છે તે બધીમાં ગ્રંથકારોએ હિમાલય બાદ કરતાં બીજા બધા પર્વતોમાં તેને શ્રેષ્ઠ ગણેલો છે. આ પહાડ આરાવલ્લીના પર્વતની સાથેનો એક ભાગ છે ખરો, પરંતુ તેનાપર રીસાઇને જાણે એક જૂદા થયેલા ભાઇ પ્રમાણે એકલો જૂદોજ તે ઉભેલો છે. પુરાણુમાં તેની ઘણીક કથાઓ છે.

શિવાદિ દેવ હિમાચળ ઉપર રહેનારા છે ખરા, પરંતુ એક ઉંચી જગાપર રહીને તેમને કંટાળો આવ્યો હશે તેથી, તેઓ એ જગાપર આવીને રહેતા હતા. તે યુગમાં આબુ, આરાવલ્લી પહાડથી જૂદો ન હતો, અથવા તેના કરતાં ઘણો ઉંચ્ચો ન હતો. તે પહાડથી બીજા ભાગની સપાટીનો પણ એજ એક ભાગ હતો. તે વખતે તેના ઉપર શિવભક્તિ પરાયણ ઋષિઓનાં મોટાં મંડળ રહેતાં હતાં. મંડળમાં કુળપતિ ભગવાન્ વસિષ્ઠ હતા. સૂર્યોદયની પહેલાં ઉઠીને પોતાના યજ્ઞો, પોતાનાં યજનો, જપ, તપ વગેરે બધાં પવિત્ર કામો કરવાં, પોતાની કામધેનુના દૂધનું પોતે સેવન કરવું, પોતાના શિષ્યોનો પોતે પ્રસાદ લેવો, કંદ મૂળ ફળો લાવવાં અને સર્વેએ શરીરનું રક્ષણ કરીને બ્રાહ્મણોચિત પોતાનાં કર્મ કરવાં એ તેમનું કર્તવ્ય હતું. ત્યાં શાંતિ પરીપૂર્ણ બિરાજતી હતી, કોઇને જરા પણ ફિકર ન હતી. વાઘ તથા બકરી એકજ આરે પાણી પીતાં હતાં, એવી સર્વત્ર સમાન રીતભાત ચાલી રહી હતી અને તેથી ઋષિને, ઋષિ પત્નીને, ઋષિ કુમારને, કોઇ વખતે કોઇ પણ જાતનો પણ ત્રાસ થયો ન હતો. શિવાદી દેવતા વખતો વખત ત્યાં રહેવા માટે આવતા હતા, તેથી તો તે તપોવનના ઋષિકુળમાં ઘણો જ આનંદ થતો હતો.

પરંતુ જે તપોવનનાં એક ભાગમાં ઘણો જ વિસ્તારવાળો અતિશય ઉંડો કુંડ હતો. તે કુંડના કિનારાપર ઉગેલી લીલીછમ ચાર ખાતાં ખાતાં વસિષ્ઠ ઋષિની કામધેનુનો પગ લપશી ગયો ને ધેનુ તે કુંડમાં પડી, ઋષિઓએ જાણ્યું કે હવે તે આપણા હાથથી ગઇ. પરંતુ વસિષ્ઠ ઋષિના પુણ્ય પ્રતાપથી એ કુંડમાં એકાએક ગંગા ઉત્પન્ન થઇને, પોતાની સપાટીના ભાગપર કામધેનુને તારીને ઋષિયોને સ્વાધીન કરી. એક વખત તો આપણને તે મળી, પણ ફરીને આવું ન બને એવી તજવીજ કરવી જોઇએ, એવું મનમાં આવવાથી, ભગવાન્ વસિષ્ઠ ઋષિયે શંકરની પ્રાર્થના કરી. પ્રાર્થનામાં જણાવ્યું કે શંકર આ કુંડ પરિપૂર્ણ ભરીને ત્યાં આટલો ઉંચો પહાડ મૂકે. ભગવાન શંકરે તે પ્રાર્થના પૂરી કરી, કારણ કે તે ભક્તનો બંધુ છે. તેણે

કેટલાક હિમાચળના પુત્રોને બોલાવીને કહ્યું, " અરે આરાવલ્લી પર્વતની હારોમાં વસિષ્ઠ ઋષિના આશ્રમમાં જે એક કુંડ છે, તે કુંડમાં જઇને કાયમ રહેવાની કોઇને પણ ઇચ્છા હોય તો તેને આગળ આવવું. હિમાચળનો સર્વથી નાનો છોકરો જરા વાંકાચૂંકા શરીરનો હતો તેને જણાયું કે મારે અહીં રહેવાના કરતાં ત્યાં જવું ઠીક, કારણ કે ત્યાં મારી વધારે માન્યતા થશે. પરંતુ તેના પગ ટૂંકા હતા તેથી આટલી લાંબી મુસાફરી કેમ થાય? કોઇએ પણ તેને લઇ જઇ ત્યાં રાખવો જોઇયે. હિમાચળ ઉપર તક્ષક હતો તેણે આ કામ ઉપાડી લેવાની ઇચ્છા કરી, તેથી તેણે હિમાચળના પુત્રને લઇ જવાનું કબૂલ કર્યું. તેણે લઇને હિમ પુત્રને ત્યાં પહોંચાડયો. પોતાની પ્રાર્થના પૂર્ણ કરીને માંગવા પ્રમાણે કુંડ ભરીને પ્રત્યક્ષ હિમાચળના પુત્રને મોકલ્યો, એ જોઇને તે શિવભક્તને કેટલો આનંદ થયો હશે? હું શા માટે આવ્યો છું? એ હિમાચળના પુત્રે ઋષિઓને કહીને, તરત જ તેમને નમન કરીને, કુંડમાં કુદકો માર્યો અને તક્ષકને પણ પોતાના મિત્રને છોડી જવાનું મન ન થવાથી તેણે પોતાના મિત્રના શરીરને વળગીને પોતે તેની સાથે રહેવાનો નિશ્ચય કર્યો. તે વખતથી તે ઠેકાણે આ પર્વત ઉત્પન્ન થયો છે પણ તે કુંડ તે પર્વતથી પૂરો ભરાયો નહિ. સાથેની જગા જરા બાકી રહી તેથી કહો, કે પોતે હિમાચળ છોડીને તેના પુત્રના કહેવાથી નકામો આવીને બેઠો છે એવો પશ્ચાત્તાપ થઇને તક્ષક ઘણો આતુર થવા લાગ્યો તેથી કહો, પણ તે નવો પહાડ ઘણો હાલવા લાગ્યો. ત્યારે ઋષિયોને નવો જ ડર ઉત્પન્ન થયો કે કદાપિ આ પહાડ હાલીને આપણા આશ્રમ ઉપર પડશે અને આપણા તપોવનનું સત્યાનાશ વાળશે તો? તેને અચળ કરવા માટે કંઇ પણ તદબીર કરવી જોઇએ. પર્વતને અચળ કરવાનો પોતાના હાથમાં ઉપાય એટલો જ હતો કે પાર્વતિરમણની ફરીને સ્તુતિ કરવી. વસિષ્ઠે ફરી સ્તુતિ કરી, ભગવાન્ શંકર પાછા પોતાના ભક્તના કામને માટે પોતાનું તપોભંગ કરીને આવ્યા. પોતાના એક પગનો અંગુઠો પાતાળમાં નાંખીને ત્યાંથી તે પહાડમાં પેસાડીને તેને તેના માથામાંથી બહાર કાઢયો. ભગવાન શંકરના પગનો જેને આધાર છે તે પછી શું હાલે? તે હવે ખરેખર જ અચળ થયો અને ત્યારથી તેનું હાલવું બંધ થયું. તે અચળ થયો ને જે જગ્યા ઉપર શંકરનો અંગુઠો નીકળ્યો હતો તે જગ્યા ઉપર શંકરનું એક સુંદર મંદિર બનાવીને તેને અચળેશ્વર એવું ઋષિઓએ નામ આપ્યું.

આ કથા ઘણી નવાઇ જેવી છે, પરંતુ આ કથાથી આબુનું, ભૂપદિક્ષાનું, તેના મહત્વનું અને તેના ઉપરના મંદિરના પ્રાચીનત્વનું કેટલું નવાઇ જેવું જ્ઞાન આપે છે? એ પહાડનું અર્બુદ નામ શા માટે પડયું હશે તે

જાણવું મહા મુશ્કેલ છે. કેટલાકોનું કહેવું એવું છે કે, ત્યાં ઘણાં જૂનાં બૌદ્ધ મંદિરો છે, તેના ઉપરથી એ નામ પડયું હોવું જોઇએ. "અર્હત બુદ્ધ" મૂળનો શબ્દ છે, પછી તેનો "અર્બુદ" થયો અને આખરે "આબુ" થયો હશે. કેટલાકના કહેવા ઉપરથી અર એટલે તક્ષક તથા બુદ્ધ એટલે પહાડ. આ બે નામના મેળાપથી આ નામ પડયું હોવું જોઇએ. ગમે તેમ હો, પરંતુ આટલી વાત તો ચોકસ છે કે હિમાલયના શિવાય જે પહાડની ભવ્યતાથી તથા તેના ઉપરના સૃષ્ટિ સૌન્દર્યથી, આર્યાવર્તનું ઘણું મહાત્મ્ય વધ્યું છે, એવા પહાડમાંનો આ શ્રેષ્ઠ પર્વત છે. એ હાલ ગુજરાત અને રજપૂતસ્થાનનો આરોગ્યસ્થાન થઇને બેઠેલો છે. એ આરાવલ્લી પર્વતનો ભાગ છે, તો પણ તેનાથી છૂટો પડીને એકલો જ બરાબર આકાશ ભેદવાને ગયો છે. શિરોહિ સંસ્થાન ઘણું કરીને વચમાં હોવાથી આરાવલ્લી તથા તેની વચમાં આશરે સાત આઠ કોશ પહોળાઇની એક ખો છે. આરાવલ્લી પહાડની ઉગમણુથી એ ખોમાં એક નદી વહે છે. એ પહાડના ઘણા ઉંચા શિખરનું નામ ગુરુશિખર છે. તેની ઉંચાઇ આશરે ૫૬૬૩ ફુટની અને તેનો વિસ્તાર તળાટીથી આશરે વીશ માઇલ છે. ગુરુશિખરની સાથેના વિસ્તારમાં એક ખડકની હાર છે; તેથી તે શિખર ઉપર જાણે એક તખ્તો થયો હોય તેમ તે અત્યંત ઉંચી તખ્તીની ઉપરથી નીચેની સપાટીની તથા ખોની ઘણી જ સુંદર શોભા જણાય છે. કેટલીક જગાપર તે ગુરુશિખરની સપાટ પથ્થરની હાર તૂટેલી હોવાથી એવું જણાય છે કે, ઘણા જ જુના કાળમાં—સત્ય દ્વાપરાદિ યુગમાં, હિમાચળપર વસનારા દેવ કંટાળીને, તે ગુરુશિખર ઉપર આવીને રહેતા હતા ત્યારે નિચેના મૃત્યુ લોક ઉપર શું ચાલે છે તે જોવા માટે જાણે કાંઇક ઝરૂખો જ કરી મૂકેલો હોય નહિ?

આ પહાડ ઉપર કેટલીએક બાજુએ ચઢવું ઉતરવું ઘણું મુશ્કેલ છે, કેટલીક જગ્યાપર વરસાદથી ઘણી જ મોટી શિલાઓ પડેલી છે, તે સર્વ જોતાં એવું જણાય છે કે, એ પહાડની ઉપર તથા આસપાસના ભાગમાં તપઃસ્વાધ્યાયનિષ્ઠ બ્રાહ્મણોના કર્મમાં વિઘ્ન લાવીને તેનો છળ કરનારા દૈત્યનો સંહાર કરવા માટે, આ વિસ્તારવાળા કુંડમાંથી ભગવાન્ શંકરે અગ્નિ કુળ રજપૂતો ઉત્પન્ન કર્યા. તે ઉત્પન્ન થતાં જ, જે દૈત્યને માર્યા છે તે હજી સૂધી તેમ જ પડેલા છે. તેની આકૃતિ વિલક્ષણ તથા વિકરાળ છે. કેટલીક જગાપર ચાલતાં માથા ઉપર એવા પથ્થરો જણાય છે કે તે હમણાં નીચે આવી આપણા માથા ઉપર પડીને આપણો ભૂકો કરી નાંખશે, એવું મનમાં આવ્યા વિના રહેતું નથી. આજ સૂધી બે પથ્થર એવા મોટા જણાય છે તથા તેની આકૃતિ

એવી નવાઇ જેવી લાગે છે કે, તેના ઉપરથી તેમનાં નામ પણ પડયાં છે. એકની આકૃતિ તદ્દન એક પ્રચંડ દેડકાના જેવી જણાય છે તથા તેના પરથી તેનું નામ તેવું પડયું છે; તથા બીજાની આકૃતિ એક તપસ્વિની પેઠે હોવાથી તેનું તે નામ પડયું છે. કેટલીએક જગ્યાએ કેટલીએક ગુફા છે. આબુના પહાડ ઉપર અંતર્ભાગમાં જે દેખાય છે તે ભાગ ઘણો જ રમણીય છે. ત્યાં જાણે આર્યાવર્તની બધી વનસ્પતિ લાવીને રોપી હોય નહીં અને બધી જાતનાં પ્રાણિઓ ત્યાં લાવીને મૂકયાં હોય નહિ એવું જણાય છે.

જે વખતની અમારી વાત છે તે વખતે 'ફૉરેસ્ટ' ખાતું નહીં હોવાને લીધે, તે પર્વત ઉપરની શોભા કંઇક ઓર તરેહની જ જણાતી હતી. હાલમાં તેમાંના ઘણાક ભાગનું જંગલ તોડયાથી તેની શોભા કેટલીક ઓછી થઇ છે તે સ્પષ્ટ જ છે. તે વખતે પહાડ ઉપર ભિલ્લ, કોળી, ગોંડ, બોંડ વગેરે લોકો શિવાય અને કેટલીએક સુંદર જગ્યાએ તપશ્ચર્યા કરવા માટે વસેલા સિદ્ધ તથા યોગીઓ શિવાય, બીજા કોઇ નજરે પડતા નહતા. આબુ પહાડની સિમા સંસ્થાનોની ઘણી જ નજીક હોવાથી, અને અચળેશ્વરની ભક્તિથી, તથા સર્વ જગતને તુચ્છકારી, ત્યાંનાં કંદમૂળ ફળ ઉપર સંતુષ્ટ થઇ રહેનારા સિદ્ધ પુરુષને માટે, બધાના મનમાં અત્યંત ભક્તિભાવ હોવાથી, ત્યાંનાં માણુસોને કદી કોઇથી ઉપદ્રવ થતો નહતો. એ પહાડપર હાલમાં ઘણા ઝરા, ઘણાં નાળાં અને થોડા ઘણા પ્રવાહો છે. આશરે બસો વર્ષ ઉપર એવી જ સ્થિતિ હશે, એમ સંભવતું નથી. તે વખતે તેના ઉપરનું જંગલ ઘણું જ ગાઢું હતું. ને તેમાંથી વહેનારાં નાળાં ઝરા ઘણા હોવા જોઇએ. વરસાદના દિવસે તથા ત્યારપછી કેટલાએક દહાડા સૂધી, માત્ર હાલના વખતમાં એ પહાડ ઉપર તેની પૂર્વની શોભા કંઇક પ્રમાણમાં મુસાફરને નજરે પડે છે. એ દિવસોમાં જૂદી જૂદી જગ્યાપર તળાવો બને છે. ઉરીયા તળાવ તો સરોવરની હારમાં મૂકી શકાય તેવું છે; તેને હમણાં "નક્કી" તળાવ કહે છે. તે પહેલાં ઘણું સુંદર સરોવર જ હોવું જોઇએ અને તેવું હતું એવું આપણે કહીએ તો કાંઇ ખોટું નથી; પણ આશરે બસો વર્ષની પહેલાં જે તેનો વિસ્તાર હતો તે આજે નથી. પણ તેની પહેલાં બસો ચારસો વર્ષપર હતું તેવું અત્યારે ન હતું. ટાઢ તથા આરોગ્યકારક હવા માટે ગરમ દેશના માણસો ત્યાં જઇને વર્ષમાંના કેટલાક દિવસો આજ સૂધી ગાળે છે તેઓએ તેની નૈસર્ગિક શોભામાં પોતાની કૃત્રિમ શોભા ભેળવવાની ઘણી કોશેશ કરી નથી. એ તળાવને નક્કી અથવા નખી તળાવ કહે છે અને તેને નખી

આ માટે કહે છે તેને માટે પણ એક આખ્યાયિકા છે. પૂર્વે મહિષાસુરે જ્યારે બધા દેવનો ઉચ્છેદ કરવા માંડયો; ત્યારે તેઓ પોતાનો જીવ બચાવવા માટે નાઠા. તે વેળાએ કેટલાએક એ પહાડ ઉપર આવીને ત્યાં સંતાવા માટે નખોથી એક કોતર તૈયાર કર્યું; અને મહિષાસુરનું મર્દન થાય ત્યાં સૂધી પોતાનું રક્ષણ કર્યું. એ કોતર નખથી કર્યું હતું તેથી તેને નખી કહેવા લાગ્યા. દેવોએ તેનો પછીથી ત્યાગ કર્યાંથી ત્યાં પાણીની ઉત્પત્તિ થવાથી તેને નખી સરોવર કહેવા લાગ્યા. એવી રીતની ઘણીક જગ્યાપરના દરેક સ્થાનની, સરોવરની, ગુફાની તથા નાળાંની અનેક પ્રકારની જુની કથાઓ છે. તેના નામ ઉપરથી તે સ્થાનનું મહત્વ કેટલું છે તે વાંચનારના ધ્યાનમાં આવશે.

ઉપર એક જગ્યાએ કહ્યું છે કે આ પહાડ ઉપર આર્યાવર્તની બધી વનસ્પતિનો સંગ્રહ હોય તેમ દરેક વનસ્પતિ ઉગે છે. અમુક ઝાડ ત્યાં નથી અથવા પહેલાં કદી નહિ હોય એવું ખાત્રિથી કહી શકાતું નથી. કેરી, જાંબુ, જામફળ વગેરે ઝાડની મોટી ઘટા છે. તેમ જ શિરીષ અને ધાવ એ ઝાડનાં તો જંગલનાં જંગલ જ હતાં. અમે જે કાળની વાત કરીએ છીએ તે કાળે તો એ પર્વતના ઉપરની વનશોભા કેટલી વિલક્ષણ હશે તેનો ખ્યાલ આવતો નથી. આજે સરકારી હોદ્દેદાર તથા શ્રીમંતને માટે કેટલાક ભાગ ઉપરનાં ઝાડોનો નાશ કરીને તે જગ્યાની એવી સ્થિતિ કરી નાખેલી જોવામાં આવે છે કે, ફરી હવે તે જગ્યા ઉપર કદી પણ ઝાડ ઉગશે કે નહીં તે કોણ જાણે? ઘણાં જ વર્ષો સૂધી જંગલ સાફ કર્યાં છે અને હવે સરકારી હોદ્દેદારોના મનમાં આવ્યું છે કે, ફરી જંગલની સાચવણી શરૂ કરવી; તેથી જંગલનો નાશ કરવાનું બંધ પાડયું, તે પર્વતનાં નશીબ! ત્યાં વડ, પીપળો, ગુલેર, સાગ, અને ખજુરનાં ઝાડનો ઘણો ફેલાવો છે; અને કેટલાક પીપળાઓએ મોટી મોટી જગા રોકી છે; કેટલાક વડોએ વડવાઇઓ એટલી વિસ્તારી દીધી છે કે, મૂળ ઝાડ કયાં ઉગ્યું હશે, તે સમજવું મુસ્કેલ થઇ પડે. તે જ પ્રમાણે બીજા ઘણાં—અશોકાદિ ઝાડો પણ નજરે પડે છે. કેટલાએક ભાગમાં વાંસનાં ઝુંડેઝુંડ, પસરેલાં છે જેની ગણતરી કરી શકાય નહિ, એવું ભવ્ય જંગલ ત્યાં છે. ત્યાં દેવદાર તથા સુગંધવાળાં ફુલનાં ઝાડનો કાંઇ થાગ નથી. દેવોએ જે જગ્યાએ પોતાનો કાળ ગાળ્યો ત્યાં પારિજાતકાદિક ફુલનાં ઝાડ, ગુલાબ, જાઇ, જુઇ, મોગરો, ચંપો ઇત્યાદિની કેટલી રેલમ છેલ હશે એ કલ્પનામાં પણ આવી શકતું નથી. એ જ પ્રમાણે એવાં જંગલોમાં મારી ખાનારાં પશુઓ ઘણાં હોય છે તેવાં ત્યાં પણ છે

સસલા, હરણ, સાબર ઇત્યાદિ જનાવરો તો આજસુધી છે, કેટલીએક જાતના સાપો છે, અને પક્ષીની સંખ્યાની તો હદ જ નથી. કેટલાંક પક્ષીઓ એવાં છે કે, તે ફકત આબુ ઉપર જ જોવામાં આવે છે, પણ બીજે કયાંઇ પણ જોવામાં આવતાં નથી. એવાં આ અરણ્યમાં તથા આ પર્વત ઉપર અચળેશ્વરનું દેવળ છે. એ દેવળ આજે જે સ્થિતિમાં જોવામાં આવે છે તેના કરતાં અમારી વાતની વખતે ઘણી જૂદી સ્થિતિમાં હતું, એ કહેવું પડે તેમ નથી. અને તે આરંભમાં બાંધેલું હશે ત્યારે તેની જે સ્થિતિ હશે તે અમારી કથાના કાળમાં ન હોય તે વાસ્તવિક જ છે.

અમારી કથાની વખતે આ દેવળને માટે બધા રજપૂત રાજાઓ ઘણીજ સંભાળ રાખતા હતા. અને ઔરંગજેબની આંખ તે તરફ નહિ ફરે એ માટે બારીકીથી તપાસ રાખતા હતા.

આ દેવળની ઉત્પત્તિની પૌરાણિક કથા શું છે? તે આપણે કહી ગયા છીએ. ઐતિહાસિક કથા કાંઇ પણ મળતી નથી; તથાપિ કેટલીક જગાપર શિલા લેખો છે તેના ઉપરથી જણાય છે કે ઇ૦ સ૦ ૧૨૦૯ માં અમરશ્રીધરાધ્રજ નામના રાજાએ તેનો જીર્ણોદ્ધાર કર્યો હતો. અચળેશ્વરના ગર્ભાગાર આગળ એક ત્રિશૂલાકૃતિ છે, જેને માટે એવું કહેવાય છે કે, તે અમદાવાદના પાદશાહ મહમદ બેગડાનાં હથીયારની બનેલી છે, કારણ કે જ્યારે હિંદુ દેવાલયોનો નાશ કરતો અને ધનાશાએ મૂર્તિઓનું ખંડન કરતો કરતો તે અર્બુદાચળ ઉપર આવ્યો ત્યારે તેણે અચળેશ્વરના દેવાલયમાં જઇ, ધનની આશાએ નંદીકેશ્વરની મૂર્તિનું પણ ખંડન કરાવ્યું હતું. પણ પાદશાહ પર્વત ઉપરથી પાછો ફરતો હતો, એટલામાં દેવાલયમાંથી મોટા મોટા ભમરાઓ નીકળી તેની ઉપર તૂટી પડયા. પાદશાહ ભમરાઓથી બચવાને હથીયારો મુકીને નાશી ગયો અને તેની યાદગીરીમાં ત્યાં ત્રિશૂલીકૃતિ પડી રહી.

આ જુની પુરાણિક કથા અત્યંત મનોરંજક છે, છતાં આપણે તેને છોડીને આપણી વાર્તા તરફ વળી, એ અચળેશ્વરના દેવળમાં, તેના સામેના ભાગમાં તથા એ આબુ પહાડ ઉપર અમારી વાતનો કેટલોક પ્રસંગ આવનાર છે, તેથી આ સ્થળનું આટલા વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે.

હમણાં કહ્યું હતું કે પંચમહાભૂતોમાંનો એક અગ્નિ શિવાય બાકીનાં બધાં ભૂતોએ બહાર લઢાઇ ચલાવેલી છે, ત્યારે હવે આપણે તેનાથી બચવા માટે સળગાવેલી એક ધૂણીની પાસે જઇએ.

## પ્રકરણ ૫ મું.

### વૈકુંઠ યોગી.

જે વખતની નવલકથા અમે લખીએ છીએ તે વખતે અચળેશ્વર ઉર્ફે પાતાળેશ્વરનું મહત્વ ઘણું હતું; તથાપિ આબુ જેવા પહાડના ઘણા ઉંચા શિખર ઉપર એ હોવાને લીધે અને ત્યાં સહેલાઇથી જવું મુસ્કેલ હોવાથી, ભક્તોની જેટલી ભીડ થવી જોઇએ તેટલી ત્યાં સદાકાળ થતી નહતી. વર્ષમાં એકવાર મહા શિવરાત્રિની લગભગમાં કંઇક ભીડ થતી હતી; બાકીના દિવસોમાં સહજ કોઇ યાત્રાળુ ખાસ આવ્યો હોય તો તે, ને બીજા બાવા, વૈરાગી વગેરે લોકોની માત્ર કોઇ કોઇ વખતે સારી ભીડ થતી હતી. પણ જે દિવસે આપણે ઉપર ગયા છીએ તે દિવસે તે મંદિરમાં પક્ષી પણ મળવું મુસ્કેલ છે. સર્વ શિખર પ્રાંત અને બધા પહાડ, લીલોછમ જેવો છે. તેના ઉપર ખરેખર સર્વ સંસાર ત્યાગીને કેવળ તપશ્ચર્યા કરવા માટે ગુફામાં રહેલા યોગીઓના શિવાય અથવા તેઓની પાસે રહીને યોગાભ્યાસ કરવાને માટે આવેલા વૈરાગી શિવાય તથા તે પહાડ ઉપર જેમનો જન્મ ગયો છે એવા ભિલ્લ વગેરે લોકોના શિવાય, કોઇપણ માણસ અથવા પ્રાણી દૃષ્ટિએ પડતું નહતું. ઉપર કહેલાં આ વીતરાગી, વિષયથી સર્વદા દૂર થયેલાં મંડળ માત્ર ઠેકાણે ઠેકાણે ગુફામાં તથા ખાડામાં બેઠેલાં જણાતાં હતાં. કોઇ જગાપર એકાદો યોગી એક હાથ ઉંચો કરીને તથા એક પગ બીજા પગની જાંગ ઉપર રાખીને, એક જ પગ ઉપર ઉભો રહીને ભગવાન્ શ્રીશંકરનું નામ સ્મરણ કરે છે; કોઇ ઠેકાણે પોતાના ત્રણ ભાગ શરીરને ગુફાના પથ્થરમાં દાટીને તથા મોંજ માત્ર બહાર કાઢીને પડેલા છે; કોઇ સ્થળમાં હાથ ઉપર બધું વજન મૂકીને, બાકી આખું શરીર તેના ઉપર ઉપાડવાની પેઠે તદન ખાંધો ઉપર બેસવા પ્રમાણે બેઠા છે; કોઇ નીચે માથું અને ઉપર પગ કરીને તે સ્થિતિમાં જ હાથ ઉપર સરખો ઉભો રહીને પાતાળેશ્વરના નામનું સ્મરણ કરે છે. એક એ નહિ પણ તે પહાડના બધા ખુણામાં, બધી ગુફામાં, અને બધી ખોમાં જો શોધવામાં આવે તો હઠયોગમાં કહેલાં બધાં આસનોનો તથા પ્રાણાયામોનો અભ્યાસ કરીને, તેમાં નિમગ્ન થયેલા યોગિઓનું દર્શન થયું હોત. એના વિના કેટલાક અઘોરી, પોતપોતાની ઇચ્છા પ્રમાણે આદિમાતા, આદિશક્તિ જે ચંડી છે, જેની મૂર્તિ પાતાળેશ્વરના મંદિરમાં મુખ્ય જગ્યાએ છે તેની ઉપાસના કરતા જોવામાં આવતા હતા. તેઓનો ઉપાસના માર્ગ ઘણો ભયંકર છે. તે જોતાં જ આપણા જેવા માણસને ભય

તથા ત્રાસ ઉત્પન્ન થયા વિના રહેજ નહિ. કેટલાક અઘોરી ગળામાં ખરેખર રૂંઢમાળા નાખીને પોતાની તપશ્ચર્યા કરતા ઉભા રહ્યા હતા, તેનાં લોહી તથા માંસથી ભરપૂર શરીરો ભયંકર જણાતાં હતાં અને તેની આસપાસનો પ્રદેશ માણુસનાં આંતરડાં, ગાંસ તથા ભેંજાની દુર્ગંધથી બહુ કંટાળો તથા કંપારી છૂટે તેવો હતો; તથાપિ તેને અથવા તેની પાસે બેઠેલા તેના શિષ્યો તથા ભક્તોને કંઇ પણ જણાતું નહતું. ગમે તેમ હો, પરંતુ આબુના પહાડ ઉપર અમારી આ કથાને વખતે કેઇ જાતનાં માણસો મળવા સંભવિત હતાં એ વાંચનારને એકવાર સમજાવવા માટે ઉપરનું વર્ણન આપ્યું છે.

અચળેશ્વરના દેવળમાં ઉપર કહ્યા પ્રમાણે એક ધૂણી સળગાવેલી હતી. તે ધૂણીમાંના ક્ષીણ તેજમાંથી ત્યાંનો પ્રદેશ કેટલો અંધારામય છે એટલુંજ જોવાને માત્ર સરલ લાગતું હતું; બાકી તેની પાસે ધ્યાનસ્થ બેઠેલા યોગીને તેનાથી કેટલું અજવાળું તથા ગરમી મળતી હશે એનું અનુમાન થવું મુશ્કેલ છે. અથવા તે અજવાળાની તથા ગરમીની કેટલી જરૂર હતી તે પણ જણાતું કઠણ છે. તેનો લય ખરેખર લાગેલો જણાતો હતો. એક જાંગ ઉપર બીજી જાંગ ચઢાવીને અને એક હાથમાં રૂવડી ધરીને, ને બીજો હાથ વાઘના ચામડાની ગૌમુખીમાં ઘાલીને મનોભાવથી જપ ચલાવતા આ બાવાએ જણાયા. બહાર હવા એટલી ઠંડી હતી, મેઘ ગર્જના એટલી ઝપાટાથી ચાલેલી હતી, વીજળી એવી ક્ષણે ક્ષણે ચમકતી હતી, વરસાદની તો એવી એક સરખી હેલી થઇ રહેલી હતી કે આબુ પહાડ હમણાં પાણીના રેલાની સાથે ઘસડાઇ જશે કે શું? એવો ડર લાગવા જેવી અવસ્થા હતી. આબુના પહાડ ઉપર ધરતીકંપ વારંવાર થવાને લીધે તે દહાડે ધરતી કંપનો એક આંચકો લાગશે કે શું? એવો ત્યાંના રહેવાસીઓને ભય લાગતો હતો. પણ તે માણસો ઘણાં આતુર હતાં એવા ધરતીકંપના કેટલાક ધક્કા આજ સૂધી તેઓએ ખાઇ નાખ્યા હતા કે તેઓને એક વધારે ધરતીકંપની કાંઇ પરવા ન હતી.

ઉપર કહેલી ધૂણીનો મંદ તથા ક્ષીણ જ્વાલાનો પ્રકાશ વખતો વખત સહજ તે પાતાળેશ્વરની ઉપરની બાજુથી આદિ માતાના ભેંસાસુરના ચહેરાપર પડીને તેની ભેસુરતામાં વધારો કરતો હતો. કોઇ કોઇ વખતે સામેની બાજુએ અતિશય ભયંકર રીતે વિજળીના ચમકારા થવાથી તથા તેનું તેજ પેલી ધૂણીના તાપ ઉપર પડવાથી તે, વખતો વખત ધૂણીના પ્રકાશની શોભા કાંઇ ઓરજ થઇ પડતી હતી. તે પ્રકાશથી તેનામાં ઉજ્જવલતા આવીને એવું જણાતું હતું કે જાણે તે આદિ શાંતિને, બહારનાં પંચમહાભૂતની ગડબડ જોઇને

ભળી હર્ષ થયો હોય નહીં ! બહાર વાદળાંની ગર્જનાનો પ્રતિધ્વની આ મંદિરમાં થતો હતો તેથી એવું જણાતું હતું કે જાણે આદિમાતા હર્ષથી વિકટ હાસ્ય કરતી હોય આમ આ બધા વિકટ પ્રકાર બહાર ચાલેલા હતા ખરા, પણ પેલી ધૂણીની પાસે બેઠેલા મુનિને તેમાંનું કાંઈ પણ જણાતું નહતું. વિજળીના દરેક પળે થતા ચમકારા તથા મહાભયંકર ગર્જનાઓથી પણ તેની પાંપણ ફરકતી નહોતી; તેનો એક તંતુ પણ અણુ રેણુ માત્ર હાલતો ન હોતો. તે શાંતિથી પોતાના જપ, ધ્યાનમાં તલ્લિન થયો હતો. ચિત્તની એકાગ્રતા જોઇને પૂર્વકાળના વસિષ્ઠ વિશ્વામિત્રે મોંમા આંગળાં નાંખ્યાં હોત. વૈકુંઠયોગીને આરાવલ્લી ઉપર, આબુ ઉપર અને આખા રજપૂતાનાના લોકો વસિષ્ઠનો અવતાર કહેતા હતા તથા તેમ કહેવરાવવા તેને માન પણ હતું. તેની તપશ્ચર્યાના પ્રભાવથી તે બીજી સૃષ્ટિ બનાવી શકશે, તે મોટો ત્રિકાળજ્ઞ છે એવી તેની બધે ખ્યાતિ હતી; અને તેથી પાતાળેશ્વરનાં દર્શન કરતાં પણ તેના દર્શનને માટે ઘણાં માણસો આવતાં હતાં. પરંતુ સદા સર્વદા તેમનાં દર્શનનો લાભ મળશે એમ કોઇને ખાત્રી ન હોતી, કારણ કે આબુનો પહાડ છોડીને જો કે યોગીરાજ ક્યાંય જતા ન હતા, તોપણ વખતે વખતે તે કોઈ એવી વિકટ જગાપર જઇને બેસતા હતા કે ત્યાં માણસો શું પણ કોઈ પ્રાણી પણ જઇ શકે કે નહિં તેનો સંદેહજ હતો. ગમે તેમ હો, પણ યોગી આજ તેમના મનમાં કોણ જાણે શું આવ્યું તેથી પાતાળેશ્વરના ચરણારવિન્દમાં બેઠા હતા.

બેઠાં બેઠાં આશરે એક પ્રહર થયો. પંચમહાભૂતનો તો હવે વધારે ને વધારે પ્રલય ચાલતો હતો; અને તેનો અંત આવશે એમ જણાતું હતું. મધ્યરાત્રિ ચાલી ગઇ. તે વખતે વૈકુંઠયોગીની સમાધિ ઉતરી એટલે તેણે "જય પાતાળેશ્વર, જય પાતાળેશ્વર" એવી ગર્જના કરીને મોંથી ડમરૂ નાદ કર્યો. તેની જોડે તે મંદિરના બીજા ભાગમાંથી એક વૈરાગીએ આવીને તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં. યોગીરાજે પોતાના હાથની ઇશારતથી ફક્ત આશિર્વાદ આપ્યો તથા બેસવાની ઈશારત કરી અને ફરી તેણે પોતાની આંખો વીંચીને મોંથી જપ ચલાવ્યો. મંદિરની પછવાડેના ભાગમાંથી આવેલો વૈરાગી અતિશય પૂજ્યભાવથી યોગીરાજ તરફ જોતો બેઠો; અને તે મૂર્તિ જોઇને તલ્લીન થયો છે એવું જણાતું હતું. વળી એક કલાક ગયો. આ કલાકમાં કોઇએ પણ એક શબ્દ કહ્યો નહિ. આખરે ફરી પેલા યોગીરાજે પોતાની આંખ ઉઘાડી એકવાર પેલી આદિમાતાના ચહેરા સામું જોયું અને પછી પાતાળેશ્વરના ચર-

બુના તરફ જોયું. ત્યારપછી પેલા વૈરાગીની તરફ જોઇને કહ્યું, "બેટા! શા માટે આવ્યો છે?"

તે વૈરાગી, એકદમ બોલ્યો; "ગુરુજી! મહંમદ બેગડાની યાદગીરી હજી ગઇ નથી તેટલામાં જ ફરી આપણા મંદિર ઉપર તેવોજ પ્રસંગ આવશે એવું જણાય છે. અમદાવાદના પાદશાહે પૈસાની આશાથી નંદીકેશ્વરના ઉપર પ્રહાર માર્યો, પણ આ ઔરંગજેબ તદન મસ્તીમાં આવીને અહીંયાના દેવળનો નાશ કરનાર છે તેનો કાંઇ પણ બંદોબસ્ત કરવો જોઇએ."

વૈકુંઠ યોગીરાજ તે સાંભળીને હસ્યો. ત્યારપછી તે બોલ્યો; "બેટા! જે થવાનું હશે તે તો થવાનું જ, તેને મિથ્યા કરવાનું મારામાં સામર્થ્ય છે? નહીં. તું પોતે નિરાંતે બેસ. પાતાળેશ્વરને પોતાના અપમાનની ચીડ હોય તો તે શું પોતાનું રક્ષણ કરી શકશે નહીં? તું અને હું કોણ? તેનું અને તેના મંદિરનું રક્ષણ કરનારા ગાંડા!" વૈરાગી તે સાંભળીને નિરાશ થઇ, યોગીરાજના ચહેરા તરફ જોવા લાગ્યો, ત્યારે વળી વૈકુંઠ યોગી બોલ્યો, "ઠીક છે! પણ આ સમાચાર તું કયાંથી લાવ્યો?"

વૈરાગી—"રૂપનગરમાંથી. હું રૂપનગરમાંથી આજે આવ્યો. ત્યાં......"

યોગી—"રૂપનગરમાંથી? રૂપનગરમાંથી તે ખબર કયાંથી આવી?"

વૈરાગી—રૂપનગરમાં દુર્ગાચરણ જોશી હમણાં છે. તેણે વિજયસિંહના આગ્રહ ઉપરથી ઘણાંક ભવિષ્ય કહ્યાં છે; તેમાંનું આ એક છે. દુર્ગાચરણ કાંઇ જેવો તેવો જોશી નથી.

યોગી—ઠીક ઠીક, પણ તેણે શાં શાં ભવિષ્યો કહ્યાં? શું આટલું જ કહ્યું?

વૈરાગી—તેણે એક એવું કહ્યું હતું કે એક મહિનામાં આબુના પહાડપર મોટો બનાવ બનશે. વળી પાદશાહ તેથી ગુસ્સે થઇને પાતાળેશ્વરના મંદિરને જમીનદોસ્ત કરશે. વળી રૂપનગરની રાજ્ય કન્યાને લીધે તે રાજ્ય ઉપર તથા આખા રજપુતાના ઉપર ભારે દુઃખદાયક પ્રસંગ આવશે. એવું તેણે ભવિષ્ય વર્ત્યું છે. સર્વમાં વધારે અજાયબી તો એ છે કે ભવિષ્ય કહ્યું એટલામાં જ જસવંતસિંહના કુંવરનું કવખતે મૃત્યુ થયું. તેના સંબંધમાં જે ભવિષ્ય ભાખ્યું હતું તે અક્ષરે અક્ષર ખરૂં પડયું ને તેજ ઘડીએ તેનો અનુભવ મહારાણાને થયો.

વૈકુંઠ યોગી—તે શું? જસવંતસિંહના કયા કુંવરનું મૃત્યુ થયું?

વૈરાગી—કયો કુંવર એટલે શું? યોગીરાજ! જસવંતસિંહને પૃથ્વીસિંહ એ એકજ કુંવર હતો. તે જોધપૂરમાં હતો. તેને પાદશાહે ખાસ આદર સત્કારથી બોલાવ્યો; આદરસત્કાર કરવાને બહાને તેને એક ઝેરી પોશાક પહેરાવીને તેનો જીવ લીધો. આ સમાચાર રૂપન-

ગરમાં પહોંચ્યાની આગમચજ દુર્ગાચરણુ જોશીએ રૂપનગરમાં વિજય-સિંહને કહ્યા હતા. તે તેને કેમ માલમ પડયું હશે? તો તે જાણે. કંઇ પણ યોગ સાધન તેની પાસે હોવુંજ જોઇએ. તેણે વળી એમ પણ કહ્યું હતું કે આવા સમાચાર તમને કલાક બે કલાકમાં આવી પહોંચશે અને તેટલી મુદતમાં જ તે દિલ્લીમાંથી આવી મળ્યા.

વૈકુંઠ યોગીરાજ એકાગ્રચિત્તથી તેનું બોલવું સાંભળતો હતો. ત્યારપછી તેણે તેને પૂછયું; "હમણાં ઔરંગજેબે જસવંતસિંહના કુંવરને માર્યો ત્યારે હવે તો તેની આંખ ઉઘડયા વિના રહેશે નહિ. પણ નહિ હવે તેની આંખ શી રીતે ઉઘડશે? એકંદર ચંદ્રાવતીના દિવસ ઘણાજ માઠા આવ્યા છે ખરા, પણ ડરીશ માં! તારા સતીત્વથી તને અંતે સારૂં ફળ મળશે. આજે નહિ તો કાલે પણ મળશે જ. તારો એકનો એક ઉછ-રેલો છોકરો પૃથ્વીસિંહ મરણ પામ્યો. હવે બધી આશા પેલા નવા છોકરા ઉપર બાંધવાની! ઠીક છે! કંઇ ખરાબ નથી, જે જે બનાવ જેમ જેમ બનવાના તેમ તેમજ બને છે."

આ બધું ઘણું કરીને તે પોતાના મનમાં જ બોલ્યો હતો, એ સિદ્ધ છે, વૈરાગીને ઉદ્દેશીને નહોતું તેથી તે વૈરાગી થોડોક વખત સુધી સ્તબ્ધ જ રહ્યો. પછી તે બોલ્યો—"યોગીરાજ! રૂપનગરમાં આ પૃથ્વીસિંહના સમા-ચાર પ્રસર્યા ત્યારે બધા લોકો કહેવા લાગ્યા કે પૃથ્વીસિંહ ગયો એટલે હવે જોધપુરનું રાજ્ય ગયું. જસવંતસિંહને પૃથ્વીસિંહની માના પેટે અથવા બીજી કોઇ રાણીને પેટે એક પણ છોકરો થયાનું કોઇના જાણવામાં આવ્યું નહોતું, પણ આપે હમણાં વચ્ચમાં કહ્યું હતું કે જસવંતસિંહનો મોટો છોકરો મરી ગયો. હવે બધી આશા પેલા નાના છોકરા ઉપર બાંધવી! એવું કહેવાનો અર્થ શો? વળી આપ અચળેશ્વરનો નિભાવ શી રીતે કરશો? ઔરંગજેબ ઘણો દુષ્ટ છે. તેના જેવો પોતાના ધર્મના નામને બહાને બીજા ધર્મોની પાયમાલી કરનારો પુરુષ શોધવા જતાં મુદલે મળનાર નથી એવું સારી રીતે લાવવું. તેણે જો એક વખત નિશ્ચય કર્યો તો તે દેવળના કાંકરા કરી નાખશે."

"ભગવાનનાં મનમાં પોતાના દેવળના કાંકરા કરી નાખવાનું હશે તો આપણે તેની વચમાં શામાટે આવવું? ગાંડા! ભગવાનનું રક્ષણુ કર-વાની આપણે શું હામ ભીડીએ? તેના મનમાં હશે તે પ્રમાણે થવાનું જ; કોઇનું શું પારિપત્ય કરવાનું? તેના અપરાધ મહત્વની સંખ્યા પૂરી થવી જોઇએ! તે સિવાય ઇશ્વર પણ તેને હરાવવામાં શી રીતે પ્રવૃત્ત થાય? જવા દે, એમાં કાંઇ માલ નથી. જે વાત આપણા હાથમાં નથી તેની આપણે અમસ્તી ફીકર કરવામાં કંઇ પણ માલ નથી. જે થવાનું હશે તે થશે.

વૈરાગી–ગુરુ મહારાજ! આપ જ આમ બોલો છો, ત્યારે અમે વધારે શું કરીએ? પણ આપ આમ બોલો છો ત્યારે આપને ભવિષ્યમાં કાંઇ જૂદું થનાર છે એમ ભાસતું હશે એવું જણાય છે નહિતર આપ આજ સૂધી આ પહાડ ઉપર રહો છો, ત્યાંસુધી ઔરંગજેબના કે તેનાં માણસોમાંનાં કોઇનો પગ અહીંયાં આવવાનો નથી, તે આવશે કેમ? શું આજ સૂધીની આપની તપશ્ચર્યા કંઇ જ ઉપયોગી થઇ પડશે નહીં? તદ્દન અશક્ય! અશક્ય! દુર્ગાચરણ જોશીએ ગણતરીમાં તો કાંઇ ભૂલ કરી નહીં હોય?

વૈકુંઠયોગી હસીને બોલ્યો, "આટલી તો તારા મનની ખાત્રી છે, તો પછી તું શા માટે આટલી ફીકર રાખે છે? તારા મનની ખાત્રી નથી તેથી જ તને શંકા આવે છે ને મારી પાસે પ્રશ્ન કરવા આવ્યો છે. જા બેટા! આવી નકામી ફીકર કરીને પોતાના કર્તવ્યમાં વ્યર્થ વિઘ્ન નાખીશ માં. આપણે વૈરાગીને શું છે? આ મંદિર નહીં તો વળી બીજે જઇને તપશ્ચર્યા કરીશું? જા, હવે જા."

તથાપિ વૈરાગી હાલ્યો ચાલ્યો નહીં.

"હજી કેમ જતો નથી?" આવો પ્રશ્ન ફરીને યોગીરાજે પૂછયાથી તે બોલ્યો; "ગુરુમહારાજ! લોકોનું કહેવું છે કે, 'જસવંતસિંહને બીજો છોકરો નથી. પૃથ્વીસિંહ એકનો એક હતો તે મરણ પામ્યો, વળી આપ કહો છો કે મોટો છોકરો મરણ પામ્યો. બીજો નાનો છે તેના ઉપર હવે આશા બાંધવી, ત્યારે એમ કેમ? આ બોલવાનો અર્થ શો! યોગીમહારાજ! આપને આ રજપુતાનાનાં બધાં માણસો ગુરુની પેઠે માને છે. ભગવાન રામચંદ્રે કુલગુરૂ વસિષ્ટ જેમ પહેલાં આજ પહાડ ઉપર આજ અગ્નિ કુંડ ઉપર તપશ્ચર્યા કરતા હતા તેમ જ આજે આપ છો. તે જ અગ્નિકુંડમાંથી વસિષ્ટ ઋષિના જ આશિર્વાદથી ક્ષત્રિય કુલનાં ચાર કુલ ઉત્પન્ન થયાં; તેજ પુરોહિત છે. તેના ઉપાધ્યાય આજ આપ છો. આમ હોવાથી આપને તેમની ફીકર હશે જ તેમાં નવાઇ નથી. વળી આપ વારંવાર કહો છો કે, "ત્યાં શું થાય છે તે મને જણાવજે."

વૈકુંઠ યોગી ફરી હસ્યો અને બોલ્યો કે, 'બેટા! તને એક મહિનામાં જસવંતસિંહનો બીજો છોકરો દેખાશે, ત્યાંસુધી નિરાંતે બેસીને જે જે થાય તે જોતો રહે. હવે તારે બીજું કાંઈ કહેવું છે? બેટા! હમણાં બહાર જેમ પ્રલય આવેલો છે તેવો પ્રલય દર વર્ષે આ દિવસોમાં આજે કેટલાંક વર્ષોથી થતો આવે છે, તેની તને કાંઇ કલ્પના છે? અસંખ્ય વર્ષોથી આવે છે! પણ અર્બુદ પર્વત જ્યાંનો ત્યાંજ છે. ભગવાન પાતાળેશ્વર જ્યાંના ત્યાંજ છે. ગમે તેટલું તોફાન આવે તોપણ આ બે અને ભરતખંડ પણ તેવો ને તેવોજ રહેશે.

આ શબ્દો બોલતાં વૈકુંઠ યોગિરાજનો ચહેરો ઘણો વિચારથી ભરેલો જણાયો; એટલુંજ નહીં પણ તેને કાંઇ સંદેહ જેવું ભાસ્યું. પોતે જે કાંઇ બોલે છે તે પ્રમાણે ખરેખર થવાનું કે શું? ગમે તેટલી અવ્યવસ્થા થાય તો પણ આ પહાડ, આ પાતાળેશ્વર અને આ આર્યાવર્ત, આ ત્રણ આજ સુધી છે તેવાંજ રહેશે કે નહિ તેની તેને જરા શંકા આવી હોય એવી રીતિથી તેણે પોતાના છેલ્લા શબ્દો ઉચ્ચારેલા જોવા લાગ્યા, પણ એ શંકા ફક્ત ક્ષણ માત્રને માટે. તે બોલવાપર પોતાને હસવું આવ્યું એવું જણાયું. તે પોતાને કહેવા લાગ્યો કે, "કેવી નવાઇની વાત છે? આ ત્રણ કાયમ રહેશે કે નહીં? તેની પણ મને શંકા આવી! પણ તે વળી કેમ નહિ થાય? આજ પાતાળેશ્વરનું મંદિર શું પહેલાં જે સ્થિતિમાં બંધાયું ત્યારે હતું તે સ્થિતિમાં આજ છે શું? તેની દિવાલ કેવડી હતી! તેના શિખરની સ્થિતિ કેવી હતી અને આજ તે કેવી છે? વસિષ્ઠ અને દેવતાઓના વખતમાં તેની જે સ્થિતિ હતી તે આજે કયાં છે? પ્રલય વૃષ્ટિ દરસાલ થાય છે, પરંતુ તેણે કરેલી ખરાબીનું સમાર કામ કોણ કરે છે? આજ સુધી મોગલોની નજર આ ડુંગરાપર ગઈ ન હતી, તેથીજ તે આજ છે તેવી સ્થિતિમાં છે. પણ હવે ઔરંગજેબની દુષ્ટ દૃષ્ટિ જો ફરી તો તેનું સત્યાનાશ થયા વિના રહેવાનું નથી એ સ્પષ્ટજ છે. ઔરંગજેબના બધા ગુણો હજી સુધી પ્રકટ થયા નથી, પરંતુ તેનાં કેટલાંક કામો ઉપરથી તેની ચાલનું અનુમાન બાંધી શકાય છે. તેની ક્રૂરતા તથા પારકા ધર્મનો છળ કરવાની મોટી ઇચ્છા ઘણાક લોકોના અનુભવમાં આવી ચૂકયાં છે.

વૈકુંઠ યોગી આબુ ઉપર કેવળ ઋષિની પેઠે રહેતો હતો ખરો, કેમ કે તે ઋષિજ હતો. તેની તે પ્રદેશમાં મોટી કીર્તિ હતી તથા લોકોમાં તેના તરફ પૂજ્યભાવ હતો, તે વાંચનારે વૈરાગીના બોલવા ઉપરથી સહેલાઇથી જાણ્યું હશે. તે બધાં રાજ કુળનો પુરોહિત ગણાતો હતો એવું કહીએ તો તેમાં કાંઈ નવાઇ નથી. તેની તપશ્ચર્યામાં જો કાંઈ વિઘ્ન આવવાનો સંભવ તેને જણાત તો તે પોતાના તપોરક્ષણમાં સમર્થ ન હતો, તેમ નહતું. તેનું પુણ્ય સામર્થ્ય ઘણુંજ ભારે હતું. પરંતુ દંડય લોકોનો ત્યાગ ને કાંઈ પણ રાજકુલ ભૂષણને આમંત્રણ તેની તરફથી કરવામાં આવતું નહતું. ઉદેપુર, જોધપુર, જયપુર, જેસલમીર, રૂપનગર વગેરે બધા રજવાડા તેને પોતાના પરમગુરુની જગાપર સમજીને માન આપતા હતા. સંકટની વખતે સલાહ, મસલત પૂછવા માટે પોતાના પ્રધાન, અમાત્ય, કુલોપાધ્યાયને મોકલતા હતા, અથવા પોતે જતા હતા; તેથી રાજસ્થાનમાંજ શું, પણ ગમે ત્યાં ભરતખંડમાં શું હાલહવાલ છે?

તે તેના જાણવામાં હતું. બીજા કોઇને ખબર નહિ હોય એવી ખબર યોગીરાજને ગમે તેવી રીતે મળી આવતી હતી. તે ઉપરાંત યોગીરાજ નાના પ્રકારના ઘણા ચમત્કારો કરી શકે છે, એવો અનુભવ ઘણાઓને થયો હતો તેથી એની કીર્તિ પહાડમાં જ નહિ, પણ રજપૂતાનામાં સર્વત્ર પસરેલી હતી અને તેથી તેનું દર્શન જેને તેને કરવાની ઇચ્છા થતી હતી. તેનું દર્શન કરવા માટે લોકોનાં ટોળાં દૂરથી આવતાં હતાં, પરન્તુ તેનાં દર્શન થશે જ એવું કોઇ પણ ખાત્રીથી કહી શકતું ન હતું; કારણ કે અમુક વખતે તે અમુક ઠેકાણે હશે એવું જાણવું શકય ન હતું. કોઇક એકાદી ગુફામાં સમાધિ કરીને બેઠા તો પછી કોઇને કયાંઇ પણ પત્તો મળતો ન હતો. આખા આબુ પહાડ ઉપર અથવા આખા આરાવલ્લી પહાડમાં જ્યાં ઇચ્છા થાય ત્યાં જઇને બેસતા કે મહિનાના મહિના સુધી પ્રાણીઓને તેનું દર્શન થતું ન હતું, એવી તેમની સ્થિતિ હતી. ચાતુર્માસમાં જે વખતે ઘણા વરસાદથી કોઇને પણ પાતાળેશ્વરના દેવલમાં જવાનો સંભવ ન હતો, એવા દહાડાઓમાં તેઓ માત્ર પેલા મંદિરમાં જઇને બેસતા તથા ત્યાં પોતાની તપશ્ચર્યા કરતા હતા. અતિવૃષ્ટિના દહાડામાં તેનું દર્શન કરવાને આવનાર માણસોથી ઉપસર્ગ લાગવાનો જરા પણ ભય ન હતો તેથી તે આવી રીતે ત્યાં આવીને રહેતા હતા.

યોગીએ, એ પ્રમાણે, પેલા વૈરાગીની સાથે વાતચિત કરીને તેને ત્યાંથી જવાને કહ્યું. તે થોડીવાર સુધી વિચારમાં બેઠા. તે અચલેશ્વરના મંદિરની અંદરની બાજુમાં સ્તંભ ઉપરથી આકૃતિ તરફ જોતા હતા. તે ઉપરથી જોનારને એમ લાગે કે જાણે તે મૂર્તિને કાંઇ વાત પુછી જવાબની રાહ જોતા બેઠા છે.

એ પ્રમાણે કેટલીકવાર જોયા પછી એકદમ જાગ્રત થઇને ઉઠયા અને જય પાતાળેશ્વર ! જય પાતાળેશ્વર ! એવો નામોચ્ચાર કરતા કરતા મંદિરમાંથી બહાર નિકળ્યા. બહાર પંચમહાભૂતોએ જાણે મોટું યુદ્ધ મચાવ્યું હોય તેવી તૈયારીઓ હતી. પવન એટલા જોરથી વહાતો હતો તથા એટલી ગર્જના કરતો હતો કે જાણે પોતાનો બધો ઘેરાવો એકત્ર કરીને મોટા જોરથી આબુ પર્વતને ઉલટાવી નાખવાની તૈયારી કરતો હોય. વરસાદ એટલા જોરથી પડતો હતો, તે તેના મનમાં પણ જાણે શું એ પહાડને ભીંજવી તેને કાઠિન્ય રહિત કરી નાખવાનો હોય ! વિજળી લાગટ ચમકીને મેઘરાજે પોતાનું કામ સિદ્ધ કરવાને કેટલી તૈયારી કરી, તે દેખાડવાને પ્રકાશ કરતી હતી. એ બધું જોઇને વૈકુંઠ યોગિરાજને એકદમ હસવું આવ્યું અને બીજી ક્ષણે મોટેથી અટ્ટાટ હાસ્ય કરવા લાગ્યો. તેનું તે હસવું અને તેની પછવાડે અકસ્માત થયેલી ગર્જના સાંભળીને તેને પુનઃ હસવું આવ્યું. કારણ કે

એટલો પણ ભતકાપ નહીં ગણકારતાં તે બહાર નિકળ્યો અને તેથી જ શું પોતાની આ મેઘગર્જના આદિની વિટમ્બણા કરે છે, એવું તેને લાગ્યું. એટલી વૃષ્ટિ થતી હતી, એટલો વાયુ વહાતો હતો, પરન્તુ જ્યાં ત્યાં તદ્દન શાંત હતું. સહજ ફરવા નિકળવા પ્રમાણે યોગીરાજનું વર્તન હતું. ઘણો જ નિર્મલ તથા સૌમ્ય સુખદાયક વાયુ વહાતો હતો. સ્નાન કરવા માટે સરોવર તરફ જવાને નિકળ્યા પ્રમાણે તેમણે પગલાં ઉપાડયાં. મોંથી ઘણા જ સ્વસ્થ ચિત્તથી પાતાળેશ્વરનું નામ સ્મરણ ચાલેલું હતું. વચમાં વચમાં કંઇ પદ્યપ્રબંધ પણ પોતે ગુણગુણ કરતા ચલાવતા હતા. બીજા એક માણસને આવી વખતે બહાર નિકળવું કેવળ અશકય હતું; પરંતુ યોગીરાજને કંઇ પણ લાગ્યું નહિ એ સ્પષ્ટ જ છે. જે પ્રમાણે તે પર્વત ઉપર વૃષ્ટિ પડી પણ, તેનાથી પર્વતને કાંઇ ઇજા નહિ થતાં તેનો પ્રવાહ નીચે વહી જાય છે, તેજ પ્રમાણે આપણા યોગીરાજના શરીર ઉપર તે વૃષ્ટિ પ્રવાહરૂપથી વહી જતી હતી. વાયુને લીધે જે પ્રમાણે પર્વતને કાંઇ પણ થતું નહતું, તેજ પ્રમાણે વૈકુંઠયોગી પણ અચળ જ રહ્યો હતો. મંદિરમાંથી બહાર નિકળીને તેણે અહિંથી તહિં ફરવામાં ઘણો વખત ગાળ્યો અને તે પછી અગ્નિકુંડની પાસે આવ્યો. ત્યારપછી તે કુંડની ચારે બાજુએ પ્રદક્ષિણા ફરવાની શરૂઆત કરી. કેટલીક જગાએ કુંડનો કાંઠો એટલો ભયંકર હતો કે જરાપણ પગ ખસ્યો કે કુંડમાં પડે તો તેનો પત્તો પણ લાગે તેવું ન હતું; પરન્તુ યોગીરાજના પગ એટલા સખ્ત થયા હતા કે તે વળવા કેવળ અશકય જ હતા. આવી રીતે તેણે અગ્નિ કુંડની આસપાસ અગિયાર વખત પ્રદક્ષિણા ફરીને મોટેથી જય જગદંબા! જય જગદંબા! કહેતાં કહેતાં તે કુણ્ડમાં કુદકો માર્યો.

અગ્નિકુણ્ડ એ કેવળ નામ માત્ર રહ્યું હતું. હવે તે જળ• કુણ્ડ થયો હતો, તેમાં સ્નાન કરવાના કરતાં બીજું કંઇ હવે શકય નહોતું. વૈકુંઠ યોગીએ કુદકો માર્યા પછી કેટલોક વખત સુધી તે ઉપર આવ્યા નહીં. જેને તેની શક્તિ તથા ટેવ માલમ પડતી નહોતી, એવો જો કોઇ આ વખતે તેનું આ કામ તથા ત્યારપછી કેટલાક વખત સુધી ઉપર નહીં આવેલા જુએ તો તેને એવું લાગે કે તેમની જળ સમાધિ થઇ છે! પરન્તુ જેને તેની અગાધ શક્તિ અને દૈવી શક્તિ સારી રીતે જાણવામાં છે, તેને તેના તેમ કરવામાં કંઇ પણ આશ્ચર્ય લાગે નહિ. ઉલટા તે અચંબો પામત કે તે કુણ્ડને કાંઠે સ્વસ્થ બેઠા હશે. યોગી ઘણો વખત થયાં ઉપર આવ્યા નહીં. ઘણીવારે તે એકવાર ઉપર આવ્યા, પછી થોડીવાર ફરીને તથા જોરથી પ્રાણાયામ કરીને તેણે ફરી કુદકો માર્યો. આવી રીતે ત્રણવાર

થયા પછી એકદમ તેણે કિનારે પગ મૂકીને શરીર લોહવાની દરકાર નહીં રાખતાં આગળ જવા માંડયું. ડુંગર પગ નીચે દબાઇ જશે એટલા માટે હોય અથવા તો બીજા કોઈ પણ પ્રાણીનો ડર ન હોવાથી હોય, તેમ તે ધીમે ધીમે ચાલતા હતા. પગની નીચે કોઇ ઠેકાણે જીવજંતુ જડે તો તેને ઉપાડીને પોતાના હાથમાં લેતા અને “ કાંઇ હરકત નથી બચ્ચા!” એમ કહી તેને ધુણી પાસે મૂકતા; તેથી તેને ગરમી આવશે એવું કહેતા હતા. આમ ક્રમ ચાલતો હતો. રસ્તામાં જે જે મંદિરો આવતાં તે તે મંદિરોમાં જઇને દેવનાં દર્શન કરીને ચાલતાં ચાલતાં ને બધાં શિખરોની પ્રદક્ષિણા ફરીને, પાછા પાતાળેશ્વરના દેવળમાં આવી પહોંચ્યા. ત્યાં આવ્યા પછી પાછો તપશ્ચર્યાનો આરમ્ભ કર્યો—તે સૂર્યોદય થયો ત્યાંસુધી—સૂર્યોદયનો વખત થયો ત્યાંસુધી એમ કહેવું વધારે યોગ્ય છે. કારણ તે દહાડે સૂર્યોદય થયો જ ન હતો. આવી રીતે ત્રણ દહાડા અને રાત વરસાદ ચાલુ રહ્યો અને ઝુંઝાર-વાયુ પણ એક સરખો વહાતો હતો. યોગીરાજનો ક્રમ ઘણો જ અબાધિત હતો. પ્રાતઃકાળથી ફરી પ્રાતઃકાળ થાય ત્યાંસુધી કેટલીક વખત સ્નાન અને કેટલીક વખત દેવ દર્શન કરતા હતા, તેમ જ કેટલી વખત સમાધિ થતી હતી? તે ગણવાનું શક્ય ન હોતું. એક દહાડો માત્ર લગભગ પાંચ પહોર સુધી સમાધિ લાગી હતી. આવી જ સ્થિતિમાં આજે ત્રણ દહાડા ગયા. ચોથે દહાડે સવારના પહોરમાં સૂર્ય દર્શન થયું. ત્યારપછી ત્રણ ચાર દહાડા સુધી ઉઘાડ જ રહ્યો. આકાશ તદન વાદળાં વગરનું થયું.

આવું ધ્યાનમાં લાવીને જ કોણ જાણે એક પ્રવાસી ડુંગર ઉપર ચઢતો હતો. તે શી મતલબથી ઉપર આવતો હતો તે કહેવું ઘણું મુશ્કેલ છે. તેની ઉમર લગભગ ત્રીશ વર્ષની અંદર અને પચીશ વર્ષની ઉપરની લાગતી હતી. તે પુરુષ ઘણો રાજવીર દેખાતો હતો. રજપૂતના જેવી તેણે ઇજાર પહેરી હતી, તે ઘણો મજબૂત ઘટ્ટ બાંધાનો હતો. અંગરખો ઘણો નીચો, પરંતુ મોટો ઘેરાબદાર તથા ઘણા જ બારીક કપડાંનો હતો ને છાતીમાં તથા તે જ પ્રમાણે ગળામાં તંગ હતો. માથે પાઘડી ઘણી જ નાની હતી; પરંતુ ઘણી જ સુંદર બાંધી હતી, અને એક પેચ કાનની બાજુએ થઇને ઉપર લીધો હતો. તેના હાથમાં એક વાંકા ઘાટની તરવાર હતી; અને તે ઝપાટાથી ઉપર ચાલતો હતો. તે અહિંતહિં કોઇ બાજુએ જોતો નહતો; તેથી તેના મનમાં જે એક વિચાર હતો તેમાં જ તેનું મન નિમગ્ન છે એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. તે વખતો વખત માત્ર પછવાડે નજર નાંખતો હતો. પછવાડે બીજો જે જણ આવે છે, તે હજી કેમ આવી પહોંચ્યો નહિ? એવું તેના મનમાં આવવાથી તે પછવાડે જોતો

હોવો જોઇએ. આવી રીતે ચાલતાં ચાલતાં તે છેક ઉપર આવી પહોંચ્યો. તો પણ નીચેથી કોઇ આવનાર જણાયો નહિ, ત્યારે આપણો પહેલો જુવાન માણસ ઉપર જઇને એક પથરા ઉપર રાહ જોતો ઉભો રહ્યો. અને એક સરખો નીચે જોવા લાગ્યો. તેની દૃષ્ટિએ કાંઇ પડયું નહીં તેથી આંખ સંકોચીને તેણે પાછી એક નજર નીચે ફેંકી ત્યારે તેણે કેટલાંક માણસો દીઠાં. કાંઇક આશાવાળો થઇને તે નીચે બેઠો. જુવાનીમાં ચિંતા ઘણી જ ઓછી હોય છે અને તે હોય તો પણ તે ચહેરા ઉપર દેખાઇ આવે એવો તેનો અમલ હોતો નથી. પરંતુ આપણા મુસાફરના ચહેરા ઉપર ચિંતાનો અમલ ઘણે અંશે નજરે પડતો હતો. તથાપિ તે ચિંતા એટલી વિલક્ષણ હોવી નહિં જોઇએ; કારણ કે ચિંતાથી તેનું મુખ નિસ્તેજ થઇ ગયું ન હતુ. કેટલીક ચિંતાઓ લોહીને ગરમ કરનારી તથા તેનો નાશ કરનારી હોય છે. કેટલીક ચિંતા તેવી નહિ હોતાં, ચિંતા કરનારના ચહેરાપર એક જાતનું જૂદું જ તેજ લાવે છે. આપણા પ્રવાસીની ચિંતા આ બીજા પ્રકારની હતી; કારણ કે તેના ચહેરા ઉપર તેવું તેજ જણાતું હતું. તે એવો રાજવીર હતો કે તેના ચહેરાપર તે અસામાન્ય હોવી જોઇએ એવું સ્પષ્ટ જણાતું હતું. તે પથ્થર ઉપર બેઠો ને છેટે જોતો જ હતો; ને જ્યારે તેને જણાયું કે માણસો પાસે પાસે આવે છે, ત્યારે તેને આનંદ ઉપજ્યો. તે પોતે પોતાને કહેવા લાગ્યો કે, મારી ઇચ્છા પ્રમાણે બધું થશે, એ વિશે કંઇ સંદેહ જણાતો નથી. નહિ તો આ દિવસમાં આ પહાડ વાદળાં વિનાનું હોયજ નહિ. વિજયસિંહના મનમાં આવેલો વિચાર જો ખરેખર યોગીરાજને પસંદ પડે ને વળી તે અમને આશિર્વાદ આપે તો ફતેહ થવામાં કાંઇ શંકા નથી. તે પુણ્ય પુરુષ મદદગાર થાય તો વળી શું પૂછવું? રજપૂતોએ પોતાની રક્ષા કરી લીધી! પહેલાં તેની સ્થિતિ શી? વળી પોતપોતાનાં તડાં કરીને મુસલમાનોને ઘુસાડયા તેથી હમણાં આપણી સ્થિતિ શું થઇ છે? શિવ! શિવ! અકબર બાદશાહના મીઠા મીઠા માનમાં ભૂલીને આપણે પોતે જાત વટાળી; આપણી છોકરીઓ તેના ઘરમાં આપી; વળી જેણે મહારાજ થવાનું તેવાઓએ તેના હાથ નીચે નોકરીઓ લીધી; કારણ એક સંપ નથી! જે તે એકની અદેખાઇથી બીજાનો દ્વેષ કરે છે, પરન્તુ જેનો દ્વેષ કરવો જોઇએ તેનો કરતા નથી ને તેની આગળ માથું નમાવે છે; કોઇ હાંજી હાંજી કરે છે; કોઇને કાંઇ અપમાન થયું તો મુંગે મોઢે સ્વીકારે છે. તેઓમાં જો સંપ થયો તો ચંડાળ ઔરંગઝેબને પૂરો કરવામાં કેટલો વખત લાગવાનો છે? તેની બિશાદ શું છે કે તે ફરી આપણા લોકોને

કંટાળો આપે? પણ જે કાંઇ થોડા નડે છે તે ત્યાં જ છે. વિજયસિંહના જેવા જો બધા કટ્ટા દુશ્મન થાય તો પછી શું બાકી રહે? ઓરંગઝેબની બરાબર ખાત્રી કરી મૂકી હોત કે રજપૂતો કાંઇ હસી કાઢવા જેવા માણસો નથી! પણ આજ તેનો શું ઉપયોગ? આજે એકનું મ્હોં પૂર્વમાં તો બીજાનું પશ્ચિમમાં એવી સ્થિતિ છે. આવી સ્થિતિમાં આપણા હાથથી બને તેટલું જ કરવાનું. બીજું શું?”

આવો વિચાર તે રજપુતના મનમાં ચાલેલો હતો; તેટલામાં તેના માથા ઉપર કોઇએ હાથ મૂકયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### રાજા જસવંતસિંહ.

પરન્તુ હવે આપણે વૈકુણ્ઠયોગી, ઉપર આવેલા પેલા મુસાફર તથા નિચેથી ઉપર આવનાર બીજા મુસાફરોને આબુના પહાડ ઉપર જે છૂપી રીતે હિતમંત્ર કરવાનો છે તે છોડીને એક બીજીજગ્યાપર, એક બીજા ટોળાની હિલચાલ જોવા જઇએ.

રજપૂત ઇતિહાસકારોએ લખેલા ઇતિહાસમાં ઘણા રજપૂત વીરોનાં ચરિત્રો આપ્યાં છે, તેમાં શૌર્ય, ધૈર્ય, સ્વામિભક્તિ, દેશભક્તિ, જાતિ-અભિમાન, કુળાભિમાન ઇત્યાદિ સદ્‌ગુણો ઉભરાઇને અનેક પરાક્રમ કરવાનાં પણ ઉદાહરણો આપ્યાં છે, પરન્તુ રાજા જસવંતસિંહનાં ચરિત્રનાં જેટલું વિચિત્ર ચરિત્ર કોઇનું પણ નહિ હશે. એક પ્રસિદ્ધ ઇતિહાસ-કર્તાએ એવું કહ્યું છે કે, એ રજપૂત વીરમાં શૌર્ય, ધૈર્ય, મહત્વ, માન્યતા ઇત્યાદિ ગુણોના પ્રમાણને અનુસરીને જો તેનું ધોરણ અને ડહાપણ નહીં હોત તો, મોગલ રાજ્ય કયારનું ધૂળધાણી થઇ ગયું હોત. નર્મદાને કિનારે ઓરંગઝેબની સાથે કરેલા ઝઘડાના દિવસથી આજે આશરે બેતાળીશ વર્ષ સુધી કાબુલમાં જઇને બરફવાળા પહાડોપર રહેનારા કાબુલી લોકોને લઢીને હરાવ્યા ત્યાંસુધી જે કંઇ વિચિત્ર ફેરફાર થયા છે તે ખરેખરા ઘણા આશ્ચર્યજનક છે. પહેલેથી શાહજહાનના પુત્રમાંના દારા સૂજા તરફ તેની લાગણી ઘણી હતી. ઓરંગઝેબના ઉપર તેના મનમાં ઘણો દ્વેષ હતો એ વાત ખરી છે; પરન્તુ વસ્તુ સ્થિતિ જોતાં તો એવું જણાય છે કે પાદશાહી શાહજાદાઓ માટે એકંદર તેના મનમાં ધિક્કાર હતો. પોતાની જાતના તથા ધર્મના અને સ્વતંત્રતા લઇ જનારા દુશ્મન તે છે, તેનો નાશ કરવો, એ જ પોતાનું કર્તવ્ય સમજીને તે પ્રમાણે તે

પોતાનું વર્તન રાખતો હતો. ચાર ભાઇઓમાંના એકને મદદ કરી તેને હાથે બીજાને મરાવવા અને ત્રણ જણાનો નાશ થાય અને બાકી એક રહે તેને પોતે કચડીને મારી નાખવો એવી તેની ઇચ્છા તથા આશા નિરંતર હતી એવું તેનાં ઘણાં વર્તનપરથી જણાતું હતું. પરન્તુ તેમાં નિયમ અને દૂર દૃષ્ટિ ન હતાં. નર્મદા ઉપરની લઢાઇમાં તેને ધક્કો પહોંચ્યો હતો, તે તેના કેવળ ભારે અભિમાનથી તથા વધારે ભરોસાથી હતો. તેને કાંઇ કામ સોંપવામાં આવે તે પૂરૂં કરતો ન હતો. શિવાજીને હરાવવા માટે મોકલ્યો ત્યારે તેણે જાણ્યું કે તે જુવાન મરાઠા વીરને પોતાનું રાજ્ય સ્થાપીને મોગલને ઝપાટાથી દેશ છોડાવવાની તેની ઘણી ઇચ્છા છે, ત્યારે તેને પોતાની મદદ હોવી જોઇએ. તે જ કારણથી ફીતુર કરીને તેણે, શાહિસ્તેખાનને યમસદને મોકલવાની શિવાજીને સલાહ આપી. તે જ પ્રમાણે બીજા એક મુસલમાન સરદારને ઉઘાડી રીતે જુલમ ગુજારીને પોતાના માર્ગથી દૂર કરવાની તજવીજ કરી હતી. ઔરંગજેબને વિષે તેના મનમાં એટલો ધિક્કાર હતો કે પ્રસંગ આવ્યાથી તેનું વેર લેવાનો તેણે નિશ્ચય જ કર્યો હતો.

શાહજાદા મોઆઝુમને–પોતાના બાપની સામે દગોફિસાદ કરનારાઓને–ઉત્તેજન આપવાની પણ તે જ મતલબ હતી. પરન્તુ જસવંતસિંહની માફક તેનામાં શૌર્ય તથા ધૈર્ય નહીં હોવાના કારણથી અથવા તેની ઘણી અદેખાઇથી અથવા તેના ડહાપણની બાબત પાર નહીં પડવાથી કે ગમે તેમ પણ તેના હાથથી એક પણ બાબત સારી થઇ નહીં.

ઔરંગજેબે પોતાની બધી કલ્પના તથા યુકિતઓ સારી રીતે પાર પડે એવું ધાર્યું હતું. જે પ્રમાણે ઔરંગજેબનો નાશ કરવાને તે સર્વદા જાગતો હતો તે પ્રમાણે ઔરંગજેબ પણ તેનો નાશ કરવાને તૈયાર હતો. પરંતુ રજપૂતોમાં જે મોટા વીર તથા રાજાઓ છે તેમાંનો જસવંતસિંહ હોવાથી તથા તેના જાતિભાઇઓના ઉપર તેનું વજન પણ, ઘણું જ હોવાથી, ઉઘાડી રીતે તેનું પોતાથી કંઇ થનાર નથી એવું ઔરંગજેબ જાણતો હતો; અર્થાત્ તે પોતાનો એટલો દ્વેષ કરે છે, પોતાનો નાશ કરવાને કાયા વાચા તથા મનથી ખટપટ કરે છે, એ બધું જાણીને પણ ઔરંગજેબ પોતાને વળગી રહી એને માટે યત્ન કરતો હતો તે તે જાણતો હતો. જૂદા જૂદા પ્રદેશની સુબેહદારી ઉપર તેની નિમણુક બાદસાહે કરી અને જ્યાં ત્યાં તે વિશ્વાસઘાત કરે છે એ જાણીને પણ ફરી ફરી તેને જવાબદારીના કામપર મોકલતો. ગુજરાતમાં, દક્ષિણમાં, માળવામાં વગેરે ઘણીક જગ્યાપર તેણે તેને મોકલીને વિશ્વાસનાં કામો સોંપ્યાં, પણ કોઇ જગ્યે તેનો ઉપયોગ થયો નહિ. આખરે તેને ક્યાંઇ પણ દૂર પ્રદેશમાં મોક-

ર્યા વિના પોતાની વિરૂદ્ધ ખટપટ બંધ થશે નહિ એમ ધારી હિમાલ ચની પેલી બાજુ તરફના પહાડી પ્રદેશમાં, જંગલી કાબુલીઓની સાથે મારા મારી કરવાને મોકલ્યો. તેમ કરવાની મતલબ એ હતી કે જંગલી લોકોના હાથમાં તે સપડાઇને આ લોક છોડી જાય, એટલે પોતાના રસ્તાનો એક કાંટો જતો રહે. કાબુલીઓની સાથે સંગ્રામ થયાથી તેઓ તેને જીવતો છોડશે નહિ એવું તેનું માનવું હતું. પરંતુ જસવંતસિંહની બહાદૂરી હજી સુધી સારી રીતે ઔરંગઝેબના જાણવામાં આવી નહોતી એવું જણાય છે. કાબુલમાં જતાં જ થોડા દિવસમાં તેણે ત્યાંના દગો ફીસાદ કરનારાઓના સમાચાર લઇને તેઓને હરાવ્યા. અને તે તરત જ પાછો વળવાના વિચારમાં હતો. પરન્તુ તેટલામાં પાછી ઔરંગઝેબને કુબુદ્ધિ સૂઝી અને પછવાડેના એક પ્રકરણમાં કહ્યા પ્રમાણે તેના એકના એક પુત્ર પૃથ્વીસિંહને મોટા માનની સાથે મેવાડમાંથી દિલ્લી દરબારમાં બોલાવીને તથા પોતાની જોડે બેસાડીને તેના બે હાથ ઝાલ્યા અને બોલ્યો, "અરે રાઠોડના રાજપુત્ર! તારી બહાદૂરી તારા પિતાના પ્રમાણે જ છે એવું હું સાંભળું છું. પણ હવે મેં તારા બે હાથ પકડ્યા છે તો તું શું કરીશ?" તે સાંભળતાં જ તે સમયસૂચક રાજપુત્રે ગંભીરતાથી જવાબ દીધો. "જહાપનાંહ! આપના જેવાનો એક હાથ જો કોઇના માથા ઉપર પડ્યો તો તેને આખી દુનિયામાં કાંઇ પણ ડર હોતો નથી. અને મારા બે હાથ ધર્યા છે ત્યારે આ વખતે મને એવું જણાય છે કે, આખી દુનિયા જિતી આવીશ તો પણ આ હાથની શાંતિ થશે નહિ." આ પ્રમાણે બોલતો હતો તે વખતે આ નાના વીરનો જે આવિર્ભાવ થયો તથા તેના આખા શરીર ઉપર જે એક જાતનું વીરત્વ રમતું હતું, તે જોઇને ઔરંગઝેબને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. કહો કે એક રીતે ખરાબ લાગ્યું. પરંતુ તે કાંઇ પણ બહાર નહીં દેખાડતાં તે મોટેથી બોલ્યો, 'શાબાશ છે! શાબાશ છે! તું તારા બાપનું નામ રાખશે. કીર્તિ વધારશે તેમાં જરા પણ શક નથી. અરે! એને આપવા માટે એક ઉત્તમ પોશાક લાવો."

તે પોશાકથી રાજપુત્ર શી રીતે મરણ પામ્યો વિગેરે હકીકત પહેલાં જણાવી છે. પૃથ્વીસિંહ એ જસવંતસિંહનો ઘણો જ વહાલો પુત્ર હતો. રજપૂતાનામાં ઘણા જ શ્રેષ્ઠ કુળના વીરના યોગ્ય એવા ગુણ તેનામાં પૂર્ણ રીતે ભરેલા હતા. તે જો જીવતો રહેત તો ઔરંગઝેબનાં હાડકાં ભાંગીને તેણે પોતાના બાપની સાથે જે વિશ્વાસઘાત કર્યો તેનું સારૂં વેર લેત, તેમાં શક નથી. પરંતુ ઔરંગઝેબપર વેર લે, ને પ્રસંગે તેને હરાવવાને બદલે તેણે જ પોતાના એકના એક પુત્રને માર્યો, એ જાણીને

જસવંતસિંહને ઘણુંજ દુઃખ થયું તથા ગુસ્સો પણ આવ્યો. પહેલવહેલાં જસવંતસિંહને પોતાના પુત્રના મરવાનાં ખરાં કારણો શાં છે તે માલુમ નહોતાં; તથાપિ ઔરંગઝેબ બાદશાહે પોતે તેને કાગળ લખ્યો તથા ખાસ એક જાસુસની સાથે મોકલ્યો. તે કાગળ જસવંતસિંહના હાથમાં જતાં તથા વાંચતાંજ તેને સારી રીતે સમજાયું કે, છોકરામો ઘાત બાદશાહેજ કંઇ પણ યુક્તિથી કર્યો હોવો જોઇએ. બાદશાહ તેને માટે કેટલી કાળજી રાખે છે તે તે સારી રીતે જાણતો હતો. હમણાં તે મારા દિકરાને મારીને તેનાપર આવી જાતનો પત્ર લખવામાં કદી ઓછાપણું કરશે નહીં, એવું મનમાં પક્કું સમજીને તે વળી કોઇની તરફથી વિસ્તારપૂર્વક હકીકતનો કાગળ આવશે, એવી વાટ જોતો બેઠો હતો. તેના મનની આ તો પક્કી ખાત્રી હતી કે, પાદશાહે પોતાપર આટલો ખેદકારક તથા દયાનો કાગળ લખ્યો છે અને હજી સૂધી બીજા કોઇનો પણ કાગળ આવ્યો નથી, તેમાં બાદશાહનો કાંઇ દગો હોવો જોઇએ; તે શિવાય આ બધું થયું નહીં હોય. બીજા કોઇ મને કાગળ નહીં મોકલે અથવા મોકલે તો તે મારી પાસે પહોંચવા નહીં પામે, એવી તેણે કાંઇ પણ ગોઠવણ કરી હોવી જોઇએ, એ સ્પષ્ટ છે; નહીં તો કોઇનો ને કોઇનો પણ મને સવિસ્તર પત્ર આવવો જોઇએ. પૃથ્વીસિંહ મુઓ છે એ અક્ષરો વાંચતાં જ તેનું મન કરમાઇ ગયું; તેના અંતઃકરણને મોટો ધક્કો લાગ્યો; તે એકદમ ગાંડા જેવો થઇને કેટલોક વખત સૂધી માથું નીચે ઘાલીને બેઠો ને તેનું ચિત્ર આ વખતે ઘણુંજ ભયંકર થયું હતું. વારે ઘડીએ તે ઔરંગઝેબનો કાગળ વાંચતો હતો; પરંતુ તેમાંથી કાંઇ પણ જણાયું નહીં. તે તદ્દન સ્તબ્ધ થઇને બેઠો. માથા ઉપર મોટો ફટકો પડવાથી માણસ જેમ તદ્દન આંધળો થઇ જાય તેવી તેની સ્થિતિ થઇ પડી. ઔરંગઝેબે જ પુત્રને માર્યો છે એ કલ્પના તેના મનમાં ઘણીવારે આવી અને પછી ક્ષણે ક્ષણે તે વધારે વધારે મજબૂત થતી ગઇ, અને આખરે તેના મનની એવી ખાત્રી થઇ કે, ઔરંગઝેબે પૂર્ણ રીતે મારાપર વેર લીધું છે. એક એક દહાડો જેમ જેમ આગળ જવા લાગ્યો અને બીજા કોઇનો મુદ્દલ કાગળ આવ્યો નહિ ત્યારે તેના મનની વધારે વધારે ખાત્રી થતી ચાલી કે પોતાની દગલબાજી નહીં માલમ પડે તેથી ઔરંગઝેબે બીજા કોઇનો કાગળ નહિ પહોંચે એવી તજવીજ કરેલી હશે.

પુત્રના અકાળ મરવાથી જસવંતસિંહની તબિયત ઘણી જ ખરાબ થઇ તે એટલે સૂધી કે તે ચાર પાંચ દિવસ જીવી શકશે કે નહીં

તેની પણ સર્વને શંકા થઇ. તેની રાણી–પૃથ્વીસિંહની માને કેટલો શોક થયો હશે તેની કલ્પના વાંચનારે જ કરવી. તેણે ખાવું પીવું છોડયું; તેમાં વળી તે ગર્ભવતી હોવાથી તેના વિશે બધાને ઘણી ફીકર થવા લાગી. પેલી તરફ જસવંતસિંહ તો મરવાની અણીપર આવી પહોંચ્યો હતો. આ જગતમાં જીવવા જેવું કંઇ પણ કારણ રહ્યું નહીં, એવું તેણે પોતાના મનમાં આણ્યું અને મૃત્યુ જલ્દી આવે તો ઘણું સારૂં, એમ તે ઇચ્છવા લાગ્યો. તે એવું ચિંતતો હતો અને યમલોકનો માર્ગ આમંત્રતો હતો. રાણી ચંદ્રાવતીની અવસ્થા તેટલી જ ખરાબ થતી ચાલી હતી, પરંતુ તેની દાસીઓએ તેને વખતો વખત દિલાસો આપવાનો યત્ન કર્યાથી તથા પૃથ્વીસિંહ જો મરી ગયો તોપણ પેટમાં રહેલા ગર્ભની દરકાર નહીં રાખતાં પોતાના બાળકના ઘાતનું પાતક માથા ઉપર ખેંચી લેવા જેવું થાય, એવું તેના મન ઉપર દુર્ગાદાસ વગેરેએ ઘણી સ્વામિભક્તિથી ઠસાવ્યાથી, તે કંઇક સારી સ્થિતિમાં હતી. જસવંતસિંહ દહાડામાં ચાર ચાર વખત પણ "પૃથ્વીસિંહની સાચી બીના કોઇએ મોકલી છે કે નહીં? કોઇનો કાગળ આવ્યો છે કે નહીં?" એવું પૂછતો હતો. પરંતુ ખરેખર કોઇનો કાગળ નહીં આવ્યાથી દુર્ગાદાસ વગેરે માણસોને જસવંતસિંહને દિલાસો શી રીતે આપવો? એ સૂઝતું નહતું. આમ થતાં થતાં એક દહાડો દુર્ગાદાસને એક કાગળ મળ્યો. તે એક મુસલમાને તેના હાથમાં આપ્યો હતો. કાગળ ફોડીને વાંચતાં જ દુર્ગાદાસે તે મુસલમાનની તરફ ઘણી જ ચકિત નજરથી જોયું. આ માણસે આવો કાગળ આણી આપ્યો તેને માટે તેને ઘણી અજાયબી ઉત્પન્ન થઇ તથા તેને ઉદ્દેશીને બોલ્યો, "તારૂં નામ શું છે?' તે મુસલમાન જરા હસીને, બોલ્યો; "મારૂં નામ ફતેહઅલી." ફરી દુર્ગાદાસે તેને પૂછ્યું, "આ કાગળ તારા હાથમાં શી રીતે આવ્યો?" તે મુસલમાને કહ્યું; "તેની ચોકશી કરવાનો આ વખત નથી. કાગળમાંની હકીકત રાણાને જણાવવાનું આ પહેલું કામ હોવા છતાં તમે મને પ્રશ્નો કરવામાં કાં સમય ગાળો છો?"

દુર્ગાદાસે ફરીથી આશ્ચર્યકારક દૃષ્ટિથી તે મુસલમાનની તરફ જોઇને કહ્યું; "મુસલમાન, મારા હાથમાં આવી જાતનો કાગળ આપવાની તું મહેનત કરશે, એવું મારી કલ્પનામાં પણ નહતું, તેથી મેં આ સવાલ કર્યો છે. પણ કાંઇ હરકત નથી. તું કહે છે તે વાત ખરી છે. રાણાજીને કાગળની હકીકત જાણવાથી સંતોષ થનાર નથી એ સિદ્ધ છે; પણ સંતોષ અને અસંતોષ આ બે વૃત્તિને હવે રાણા ઉલ્લંઘી ગયા છે. તે ચાર પાંચ દહાડાના સોબતી થઇને રહ્યા છે. તેઓ દિવસમાં ચાર વખત આ સવાલ પૂછે છે ને તેનો જવાબ મને મળ્યો છે, તો એક વખત પહેલાં

તેને દિલાસા કાં નહિ આપવો? ઔરંગજેબ બાદશાહની દાનત, તેનું દુષ્ટપણું જો કોઇએ ખરેખરૂં ઓળખ્યું હોય તો તે અમારા રાણાજી-એ જ ખાસ ઓળખ્યું છે; તેથી તે દુષ્ટનો પત્ર હાથમાં આવતાં જ ખરૂં શું છે? તે તેમણે સારી રીતે અનુભવ્યું છે. તેના વિના પોતાના પુત્રનો જીવ ગયો નથી, તે જ કપટ કરીને તેનો મારનાર છે એવું તેમણે બોલી દેખાડયું છે ને તે અક્ષરે અક્ષર ખરૂં છે."

દુર્ગાંદાસનું આ બોલવું અમુકને ઉદ્દેશીને હતું એવું કહેવાના કરતાં પોતે પોતાને કહેતો હોય એવું કહીએ તો વિશેષ ખરૂં છે. આમ બોલતાં તે તરત જસવંતસિંહના સૂવાના ઓરડાની તરફ ગયો અને ત્યાં રાણાજીની પાસે બેસીને યુક્તિથી એવું કહ્યું કે; "ઔરંગજેબે કીમતી પોશાકને બહાને, ઝેરથી ભરેલો પોશાક પૃથ્વીસિંહને આપીને તેને મારી નાંખ્યો." રાણા જસવંતસિંહ હમણાં ઘણો જ શરીરે ક્ષીણ, બુદ્ધિ ક્ષીણ તથા સર્વ રીતે ક્ષીણ થયો હતો. તેણે દુર્ગાંદાસને સંપૂર્ણ ઓળખ્યો પણ નહીં અને તે શું કહે છે તેપણ તેના સમજવામાં આવ્યું નહીં. જાણે તેનો અંતરાત્મા આ લોક છોડીને બીજા કોઇ લોકમાં ગયો હોય નહીં તેમ જે દેહ તેની સામે જણાતો હતો તે દેહમાં મુદલે સંચાર કરી શકયો નહીં એવું કહીએ તોપણ ચાલે. દુર્ગાંદાસનું બોલવું પૂરૂં થયા પછી રાજા જસવંતસિંહ હસીને બોલ્યો; "પૃથ્વીસિંહ! બેટા તું આવ્યો કે? આટલો વખત કયાં ગયો હતો? તે પાપીએ તારો જીવ લીધો હતોને? તેના હાથથી છૂટયો કે? ઠીક થયું! સારૂં થયું! હવે આપણે બેઉ મળીને તેનું સારી પેઠે વેર લઇશું."

દુર્ગાંદાસને તે સાંભળવા માટે ઘણું જ વાંકું વળવું પડયું, કેમ કે રાણાજીનો અવાજ ઘણો જ ક્ષીણ થયો હતો. તે શું બોલે છે? તે સાંભળ-વાને પોતાનું મોં કાન તરફ લઇ ગયો તોપણ સ્પષ્ટ રીતે રાણાના શબ્દ સાંભળવામાં ઘણી અડચણ પડી અને તે અવાજની ક્ષીણતા જોઇને રાણાજીનો અંત હવે ઘણો છેટે રહ્યો નથી એવું દુર્ગાંદાસને સારી રીતે જણાયું. તેણે તે કાગળની હકીકત રાણાજીને સમજાવવાનો વિચાર દૂર કર્યો.

રાજવૈદ્યની રાણાને જીવાડવાની એક સરખી ખટપટ ચાલેલી જ હતી; પરંતુ ક્ષીણતા વધારે વધારે થવાને લીધે તે દહાડે મધ્યરાતે રાણાજી એકદમ ઉઠીને બેઠા ને જેમ દીવો ઓલાવાનો પ્રસંગ આવે ત્યારે ઝબકીને મોટો થાયછે, તેમ રાણાજીનું જીવરૂપ તેજ એકદમ મોટું થયું. આખા શરીરમાંની વહેચાયેલી શક્તિ જાણે એકઠી થઇ હોય નહીં ને ભરઉંઘની સ્થિતિમાં માણસ એકદમ ઝબકીને ઉઠીને બેસે છે તેમ તેણે કર્યું; અને મોટેથી દુર્ગાંદાસ! દુર્ગાં-દાસ! કહીને હાકો મારી, ને બીજા બધાએ ત્યાંથી નીકળી જવું એવી

ઇશારત કરી. તે પ્રમાણે બધાં માણસો ઉઠી ગયા. રાણી ચંદ્રાવતી માત્ર જ્યાં હતી ત્યાં જ બેસી રહી હતી; પરંતુ તેની તરફ રાણાએ જોયું પણ નહીં. રાણાએ દુર્ગાદાસને કહ્યું, 'હું હવે થોડીવારનો સોબતી છું. હાલમાં તો હું નિર્વંશ થયો છું, પણ મને હમણાં જે જોવામાં આવ્યું છે તે ખરૂં પડવાનું હશે તો તેને પેટે ચાર પાંચ દહાડામાં પુત્ર થશે તેનાથી મારી ઇચ્છા પૂર્ણ થશે. આ બેઉને તારે હવાલે કરીને હવે હું જાઉં છું." એટલું બોલીને ધીરે ધીરે બિછાનાપર તેણે શરીર નાંખ્યું. રાણી ચંદ્રાવતી ઘણી જ અશક્ત હોવા છતાં પણ આજે બે દિવસથી તે પોતાનું બીછાનું રાણાજીના બીછાના પાસે નાંખીને પડી હતી, તે રાણાને પડતાં જોઇને, તેના શરીરમાં ઘણી શક્તિ આવી ને પોતાના બિછાના ઉપરથી તેને ઝાલવાને ઉઠી; પરંતુ તેનો હાથ લાગતાં જ તે શબ થઇને પડયો.

## પ્રકરણ ૭ મું.

### રાણી ચંદ્રાવતી.

રાણી ચંદ્રાવતીએ હાહાકાર શરૂ કર્યો. તે જોઇને દુર્ગાદાસના અંતઃકરણમાં ખેદ ઉત્પન્ન થાય તેમાં શું નવાઇ? રાણી ચંદ્રાવતી જેવી તેવી સ્ત્રી નહોતી. તે વખતે આખા રજપૂતાનામાં જો કોઇ રજપૂતવીર, કોઇ સ્ત્રીને માટે અભિમાન ધરાવતો હોય, તથા પૂજ્યભાવ રાખતો હોય તો તે ચંદ્રાવતીને માટે જ હતો. રાણા જસવંતસિંહને માટે લોકોના મનમાં જોઇએ તેટલો પૂજ્યભાવ નહોતો, પરંતુ રાણીને તો તેઓ દેવી તરિકે જ માનતા હતા. જસવંતસિંહનો ઘર છોડવાનો પ્રકાર કોઇને પણ પસંદ નહોતો. લડાઇમાં પરાજય પામ્યા પછી તેણે ઔરંગજેબની નોકરી પકડી એ બીના ઘણાક રજપૂતોને તથા તેની પ્રજાને પણ પસંદ પડી નહીં. એક વખત જેની બાજુ લીધી તેની ચઢતી થતી નથી એ જોઇને તેણે શત્રુની સેવા કરવાનું પસંદ કર્યું એ ઘણી નામર્દાઇનું કામ છે, એવું બધાને લાગ્યું હતું. પરંતુ મહારાણા જસવંતસિંહ ઘણો મોટો તથા તેનું વજન પણ બધામાં મોટું હતું તેથી કોઇનું કાંઇ ચાલતું નહતું. તેની બહાદુરીના વિષયમાં કોઇને કાંઇ પણ શંકા નહોતી; પરંતુ રજપૂતોમાં જે કંઇ આગ્રહ તથા એકવચનતા તથા એકનિષ્ઠા છે તે તેનામાં મુદ્દલે નહીં હોવાથી તેને વિશેષ કાંઇ જણાતું નહતું.

પણ ચંદ્રાવતીના વિષયમાં તેમ નહતું. મેવાડના રાજકુળની તે રાજપુત્રી છે, એટલું જ નહીં પણ તેના ગુણ તેવા જ દેખાયાથી,

જે તે રજપૂત, તેને રજપૂતની કુળદેવી જેવી માનતા હતા. તેનાપર સંકટ આવ્યું હોત તો વચમાં આવેલા દરેક રજપૂતની તલવાર મ્યાનમાં કદી પણ રહી નહીં હોત, અને તેના પગ ઘરથી બહાર નિકળ્યા શિવાય કદી પણ રહેત નહીં. મા હોય તો ચંદ્રાવતીના જેવી જોઇએ, પતિ હાય તો ચંદ્રાવતીના જેવી જોઇએ એવું દરેકને લાગતું હતું. ચાર રજપૂત એકઠા બેસે તો જસવંતસિંહને વિશે વાત નિકળતાં તેની નિંદા ચલી હતી; પરંતુ ચંદ્રાવતીનું નામ નિકળતાં જે તે ઘણી જ પૂજ્ય બુદ્ધિથી તેને નમન કરતા હતા. જોધપૂરમાંના, તેમ જ મારવાડના રજપૂતોમાં જ નહિ, પણ આખા રજપૂતાનામાંના રજપૂતોમાં આવો ભાવ હતો. ઔરંગજેબ દક્ષિણમાંથી લશ્કર લઇને પોતાના બાપ ઉપર ચઢી આવ્યાથી જસવંતસિંહ પોતાની વીરસેના સાથે લઇને ઔરંગજેબની સામે લડયો. તે વખતે તેણે યુદ્ધમાં ઘણી બહાદૂરી દેખાડી હતી. નર્મદાના કિનારા ઉપર લઢાઇ થઇ તેમાં પોતાનાં દેશી પચાસ માણસો પણ રહ્યાં નહોતાં એટલે સૂધી તેણે સંગ્રામ છોડયો નહીં; પરંતુ આખરે તેને પોતાનો જીવ બચાવવા માટે નાસવું પડયું અને નાના પ્રકારના પોશાક પહેરીને તે ગમે તે રીતે જોધપૂરમાં આવ્યો. લઢાઇમાં શત્રુની સામે મોં રાખીને મરવું તેમાં જ ખરૂં કલ્યાણ, ખરૂં ધૈર્ય, ખરૂં પરાક્રમ છે એવો વિચાર નાનાંથી મોટાં રજપૂત સ્ત્રી પુરૂષોમાં આજે કેટલાં વર્ષોથી પ્રસરેલો છે, તે વિચારને કલંક લાગે એવી જાતનું વર્તન ખરો વીર કદી પણ પોતાના હાથથી થવા દે નહીં; તેથી જસવંતસિંહના જેવા રજપૂતે, મોટા કુળમાં જન્મ લઇને, રણમાં પીઠ બતાવી પાછાં આવવું એના જેવું તેના કુળમાં અને જાતિમાં વધારે દૂષણ કાંઇ જ નહતું ને રાણી ચંદ્રાવતી મેવાડના રાજ્યવંશમાં જન્મી હતી, તેને આ વાતની ખબર પડતાં એટલું બધું ખરાબ લાગ્યું તથા એટલો ગુસ્સો ઉત્પન્ન થયો કે રાણો જસવંતસિંહ રણમાંથી નાહાસી ગયો તે ખબર તેના કાનપર પડતાં જ પોતાના શહેરની આસપાસ પહેરો રાખવાનો બંદોબસ્ત કરી, બધા દરવાજા બંધ કર્યા. રજપૂતોને માથે કાળી ટીલી લાગવા જેવું કામ કર્યું છે તેથી પોતાના વરને પોતે જોધપુરમાં આવવા દેવો નહીં એવો તેણે નિશ્ચય કર્યો હતો. નિશ્ચય પ્રમાણે કર્યા વિના રહે નહીં એવી તે સ્ત્રી દૃઢ હતી, તે પતિવ્રતા હતી, ને પતિને ખરેખર દેવ જેવો માનતી હતી, પરંતુ પતિવ્રતની સાથે તેનામાં વીરજનનીત્વ તથા વીરપત્નીત્વ પણ હતું. આવું કર્યાથી મારા પતિની અવગણના થશે એ કલ્પના તેના મનમાં આવી નહીં, પણ લઢાઇના મેદાનમાંથી નાશી આવ્યો છે તે મારો ધણી નથી, એવું કહેવામાં તેને શરમ લાગી નહીં.

રાજા જસવંતસિંહ પોતાના માણસોની સાથે આસ્તે આસ્તે પાછો આવ્યો તથા શહેરમાં પેસવાનો રસ્તો જોવા લાગ્યો; ત્યાં દરેક દરવાજા ઉપર તેને રોકવામાં આવ્યાથી તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. હું જોધપુરનો માલેક હોવા છતાં આજે મને જોધપુરમાં પગલું મૂકવાની પણ મનાઇ થઇ છે તેનો અર્થ શો? તે તેને સમજાયું નહીં. પહેરેગીરોને પોતે કોણ છે એ કહ્યું નહતું તેથી કદાચ નહીં જાણતાં તેઓ શહેરમાં જવાની મનાઇ કરતા હશે એવું તેના મનમાં આવ્યું તથા ફરી બધા દરવાજા ઉપર પોતે કોણ છે તે સ્પષ્ટ કહીને અંદર જવાની તજવીજ કરી, પરંતુ "આપ ગમે તે હો તોપણ, અને આપ પ્રત્યક્ષ મહારાણા હો તોપણ, અંદર આવવાની ચંદ્રાવતી રાણીજીની સખ્ત મનાઇ છે," એવો તેને જવાબ મળ્યો. શહેરની ચારે તરફ કિલ્લાની બાજુએ હીંડતાં જે બાજુના બુરજ ઉપર રાણી પોતે બેઠી હતી તે જગ્યાએ તે આવી પહોંચ્યો. ને તે સમે રાણીની પાસે નાનો પૃથ્વીસિંહ હતો, બીજું કાંઇ નહોતું ને એ સ્ત્રી રાણી જ છે એવું જસવંતસિંહની સાથેના એક સરદારે જોયું અને પોતે તેને વિનંતી કરે તો તે દરવાજો ઉઘાડશે અને અંદર લેશે એવું લાગ્યાથી તેણે નીચેથી. "મારા માલેક અને આપના પતિ જસવંતસિંહજી આવેલા છે તેને અંદર લેવા માટે પહેરેગીરોને હુકમ આપો;" ત્યારે મહારાણીએ બુરજ ઉપરથી જવાબ આપ્યો કે "જોધપુરના તે મેવાડના રાજ્યમાંના વીરજનનીના પુત્ર લઢાઇમાં લઢીને જય પામશે; પરાજય પામવાથી નીચું માથું ઘાલીને ત્યાંથી કદી નાશી આવનાર નથી. તમારા જેવા નિર્લજ્જ લોક રજપૂત નામને કલંક લગાડવા નિકળ્યા છે. મારા પતિની જોડે તમે લડાઇમાં શામાટે પડયા નહીં? તમારાં કાળાં મોં લઇને આહીં શામાટે આવ્યા? આવેલે રસ્તે પાછા જાઓ, ખોટી વાતો સમજાવી મને છેતરવા ઇચ્છશો નહીં. મારા પતિ મહારાણાજી પરાજય થયા પછી આમ ફરી પાછા આવવાના નથી અને તમારા જેવા નાહિમ્મતને હું જોધપુરમાં પગ મૂકવા દઇશ નહીં!" નીચલી બાજુએ, એક તરફ ઉભો ઉભો રાણો જસવંતસિંહ તે વચન સાંભળતો હતો. તેના મનની એ વેળાએ કેવી સ્થિતિ થઇ હશે તે તેને જ માલમ! મહારાણાને કેટલોક વખત સુધી શું બોલવું? તે પણ સૂઝતું નહતું! આખરે નિરૂપાય થઇ મોટેથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે, "હું ખરેખર જસવંતસિંહ જ આવ્યો છું, તું કહે છે તે પ્રમાણે કરવાનો જ હતો, પરંતુ તેમ નહીં કરવાને ઘણાં કારણો હતાં, હવે દરવાજો ઉઘાડીને મને અંદર આવવા દે. હવે ઘણું થયું, આટલી શોભા ઠીક છે."

રાણી આ સાંભળીને મોટેથી હસી, ત્યારપછી એકદમ ભવાં ચઢાવીને તથા તિરસ્કારથી નીચું જોઇને બોલી, "આવી છેતરવાની વાતો

કહેવાથી હું કદી ઉતરાઇશ નહિ, મારો પતિ કદી પણ પાછો આવે નહીં આ તેનો પુત્ર પૃથ્વીસિંહ જો તે એવી રીતે પણ આવે તો શું કહે? તેને પોતે પાછો આવીને કેવો દાખલો આપશે? મને ખાત્રી છે કે તમે તેમને એકલાને લડતા મૂકીને પાછા આવ્યા હશો માટે આવેલે રસ્તે પાછા જાઓ, નહીં તો આ ક્ષણે તમારી પાછળ માણસો મોકલીને તમને પકડાવીને એક એકને ગરદન મારવાનો હુકમ આપીશ, ને પોતાના બહાદુર આલિકને લડાઇમાં એકલો મૂકીને પોતાનો જીવ બચાવવા માટે પાછા આવનારની કેવી સ્થિતિ થાય છે? તે આખી દુનિયાને દેખાડીશ."

જસવંતસિંહ મોટી ચિંતામાં પડયો. તેણે યુક્તિથી બોલવાનું શરૂ કર્યું હતું પણ તેનો કાંઇ ઉપયોગ થયો નહીં ત્યારે આખરે તેને ધમકાવવા માંડી. પરંતુ તે સાંભળીને તો રાણી વધારે ગુસ્સે થઇ તથા તેણે આગળ પાછળનો વિચાર નહિ કરતાં કહ્યું કે, "લડાઇના મેદાનમાંથી નાશી આવનારની ધમકીથી સ્ત્રી જાત ડરશે એ માનવું ભૂલ ભરેલું છે. સ્ત્રીને ધમકાવવાનું હાથમાં બાકી રહેલું છે કે?"

તે સાંભળતાં જ જસવંતસિંહને ઘણું ખરાબ લાગ્યું. જોધપુરમાં તો પેસવાની તેને હવે આશા રહી નહીં ત્યારે નિરાશ થઇને તે ત્યાંથી આશરે પાંચ છ કોશ ઉપર એક શિવમંદિર હતું ત્યાં જઇને રહ્યો. લડાઇમાં તદ્દન નાઇલાજ થવાથી તેના શરીર ઉપર ઘણા જખમો થયા હતા, પરન્તુ રસ્તામાં કયાંઇક રહેવાથી શત્રુના હાથમાં સપડાવાનો ડર હતો તેથી નાના પ્રકારના વેશ ધારણ કરીને, તે જેમ તેમ જોધપુરમાં આવી પહોંચ્યો હતો પરંતુ ત્યાં ઉપર લખ્યા પ્રમાણે તેની સ્થિતિ થતાં આટલો વખત સુધી ધરેલી આશા તદ્દન નાશ પામી અને શિવમંદિરમાં જઇને બેઠા પછી હવે આગળ શું કરવું? તેનો તે વિચાર કરવા લાગ્યો. તેટલામાં મહારાણાને ટાઢ લાગી ને તે માંદો પડયો. નવ દિવસ સુધી મહારાણીને તે ખરૂં પણ લાગ્યું નહીં. પરંતુ લોકો કહેતા હતા તેથી તેની શોધ કરવી, એવું લાગ્યાથી દાસીનો વેશ લઇને રાતે તે મંદિરમાં ગઇ. જુએ છે તો પોતાનો પતિ માત્ર હાડપિંજર જેવો થઇ ગયેલો હતો; તેનું પહેલાંનું તેજ શરીર ઉપર જણાતું નહતું અને કોઇની મદદ વિના તેનાથી હલાતું પણ નહતું. તે સ્થિતિ જોતાં રાણી ચંદ્રાવતીને પોતાની નિષ્ઠૂરતા માટે ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે દોડતાં દોડતાં જઇને તેના ચરણ પકડ્યા અને ચોધાર આંસુ પાડવા લાગી અને તેની ક્ષમા માંગી. મહારાણા તેના ઉપર ઘણા ગુસ્સે થયા હતા; પરંતુ રાણીનો પ્રેમ પોતાની ઉપર છે, તે માટે તેને શંકા નહોતી. તેણે જે કાંઇ કર્યું હતું તે ઉદ્વેગ તથા ગુસ્સાથી કર્યું હતું; એવું મનમાં લાવીને તેણે પોતાના ક્ષીણ શબ્દથી શોક દર્શાવ્યો. મહારાણી

ત્યારથી ત્યાં જ રહી અને કાયા તથા વાચામનથી પોતાના સ્વામીની સેવા કરીને તેને દુ:ખમાંથી છૂટો કર્યો. મહારાણીનું પહેલું કામ અને બીજું કામ આ એના યોગથી તેનું વીર પત્નીત્વ અને પતિવ્રત એ બે આખા જગતમાં સારી રીતે કીર્તિ પામ્યાં; ને રાણી ચંદ્રાવતીને માટે આખા રાજસ્થાનમાં ઘણો જ આદર તથા અભિમાન ઉત્પન્ન થયાં. ઔરંગજેબની દુષ્ટતાથી જસવંતસિંહને ખમવું પડયું, તે દુ:ખની વેળાએ ચંદ્રાવતીએ પોતાના પતિને ખરી અર્ધાંગનાનો દૃષ્ટાંત અનુભવમાં આણી મૂકયો.

ઔરંગઝેબનું રાજ્ય થાળે પડતાં જસવંતસિંહને કાબૂલનો સુબો ઠરાવી ત્યાં મોકલ્યો, ત્યારે, પૃથ્વીસિંહને જોધપૂરમાં રાજ્યની વ્યવસ્થા કરવા રાખી તે કાબુલ જવા તૈયાર થયો ત્યારે રાણીને તેણે કહ્યું કે, તું જોધપુરમાં રહીને પૃથ્વીસિંહની સાથે રાજ્યવ્યવસ્થા જો. ત્યારે તેણે પુત્રમોહમાં પડીને તે કબુલ રાખ્યું નહીં, પણ “તમે જે જગ્યાએ જશો ત્યાં હું આવીશ” તેવો જવાબ આપીને તેની સાથે કાબુલ ગઇ. ત્યાં ગયા પછી કેટલેક દિવસે ઉપર કહેલો ભયંકર બનાવ બન્યો ત્યારે તેની સ્થિતિ શું થઇ હશે તેની કલ્પના કરવી શકય નથી.

રાણી આક્રોશ કરવા લાગી, છાતી કુટવા લાગી, અને એકદમ હું સતી થઇશ એવી હઠ લઇને બેઠી. તે ગર્ભવતી હતી અને દહાડા લગભગ પૂરા થયા હતા: ચાર પાંચ દહાડામાં તે જણશે એવું સર્વને અનુમાન હતું, એવી સ્થિતિમાં સતી થવાથી બાળહત્યાનું પાપ લાગશે એવું બધાએ કહ્યું; પરંતુ આ શોકવેગમાં તેની મતિ મુંઝાઇ ગઇ હતી એમ માનવું ખોટું નથી. તેણે પોતાની હઠ પાર પાડવાનો નિશ્ચય જ કરેલો જણાયો. એવી વખતે મહા સ્વામિભકત દુર્ગાદાસના શિવાય તેના મનને બીજો કોઇ શાંત કરનાર નહતો તેણે પણ પોતાનું કર્તવ્ય બજાવવાનો જ નિશ્ચય કર્યો. તે આખરે જરા ગુસ્સે થઇને બોલ્યો કે, “રાણીજી! આપના મનમાં જોધપૂરના શૂર રાજ્યવંશનો નાશ કરવાનો વિચાર છે? જેના કુળમાં જોધપુરની ગાદી નહીં જાય તેને માટે આટલી મહારાણાએ ખટપટ કરી, જેને હદપાર કર્યા છે તે આપના દીયેરના વંશમાં જોધપુરની ગાદી જઇને, તેની ખરાબી કરવાની ઇચ્છા હોય તો આપ બેલાશક આપની ઇચ્છા પ્રમાણે સતી થાઓ. પણ મહારાણાજીએ પ્રાણ છોડતાં છોડતાં જે કંઇ કહ્યું છે, તેને જે કાંઇ દેખાયું છે તે જ પ્રમાણે થાય એવી જો આપની મરજી હોય તો આપ આપની હઠ છોડી દઇને રાણાજીની ઇચ્છા પ્રમાણે બધા બનાવ થાય એવી તજવીજ કરવાને જીવો. આપ સમજુ છો: જોધપુરનો રાજવંશ નાશ કરવાનું પાપ જાણી બુઝીને આપ આપને માથે વહોરવાને, કદી પણ ઉદ્યોગી

શકો નહીં. હું આપનો દાસ છું; આપને આવી વાત કહેવી તે મને યોગ્ય નથી; પણ પ્રસંગ પડવાથી બોલ્યા વિના રહેવાતું નથી. આ ઉપરાંત હું શું કરી શકું ?"

દુર્ગાદાસ ઘણો જ સ્વામિ ભક્ત હતો. તેની કિમત શી તે ચંદ્રાવતીને સારી રીતે માલમ હતું. તે બોલે છે તે શા ઉદ્દેશથી બોલે છે તે પણ સમજતી હતી. તેથી તેના બોલવાની, એકદમ તેના મન ઉપર અસર થઇ. તે ઘણો વખત સુધી મુંગી બેઠી. દુર્ગાદાસ લાગ જોઇને વળી થોડું વધારે તેના મનમાં ઠસે એવું બોલ્યો. રાણી ચંદ્રાવતી હવે બરાબર શુદ્ધિમાં આવી. તેણે પોતાનો શોક રોકયો અને પતિની છેલ્લી આજ્ઞા પ્રમાણે ખરેખર પોતાને પેટે પુત્ર ઉત્પન્ન થશે તથા તેથી જોધપુરનું રાજકુળ કાયમ રહેશે; એવો તેણે મનમાં નિશ્ચય કર્યો. રાણીએ પોતાનો શોક શમાવ્યો અને તરત જ પતિને બાળવાની તથા તેની ઉત્તરક્રિયા કરવાની વ્યવસ્થા શાંત રીતે કરી. મહારાણાને અગ્નિ સંસ્કાર કરતાં પહેલાં પોતાનાં વિશ્વાસુ પાંચ માણસોને સાથે લઇ, દુર્ગાદાસે મહારાણીની પાસે જઇને સ્વામિનીનિષ્ઠ રહેવા માટે સોગંદ લીધા અને પછી અગ્નિ સંસ્કાર કર્યો.

રાજા જસવંતસિંહના મનમાં જે શંકા હતી તે જ શંકા મહારાણીને તથા દુર્ગાદાસને હતી. જસવંતસિંહના દેખતાં પૃથ્વીસિંહના મરવાની હકીકતનો બીજા કોઇની તરફથી કાગળ આવ્યો નથી; અને ઔરંગજેબે પોતે જે કાગળ લખેલો હતો તે વાંચીને તો બધાની પકી ખાત્રી થઇ હતી કે, ઔરંગજેબે જ વિષ પ્રયોગ કરીને પૃથ્વીસિંહનો જીવ લીધો હતો. બીજા કોઇનો પત્ર આવવો જોઇતો હતો, તે આવ્યો નહિ; ઉલટું એવું થયું કે જસવંતસિંહનું મૃત્યુ થયા પછી દસ દહાડામાં બાદશાહનો ફરી એક બીજો પત્ર આવ્યો તેમાં તેણે જસવંતસિંહને કાબુલમાંથી નિકળીને દિલ્લીમાં આવવાનો હુકમ ફરમાવ્યો હતો. દુર્ગાદાસને તે કાગળ વાંચતાં જ પકી ખાત્રી થઇ કે ઔરંગજેબના મનમાં પૃથ્વીસિંહને મારીને જ મુંગું બેસવાનું નથી; પણ જસવંતસિંહને પણ કાંઇ હેરાન કરવો એવી ખરાબ બુદ્ધિ તેને ઉપજી હોવી જોઇએ. એવી સ્થિતિમાં મહારાણીને અહિં રાખવી એ યોગ્ય નથી તથા ઇષ્ટ પણ નથી; પણ એવી સ્થિતિમાં શું કરવું ? એ તેને સૂઝયું નહિં. મહારાણીનો ગર્ભ હવે પાકી અવસ્થામાં છે. ઘડી ઘડી અને પળે પળે તેને વીણુ વેદના શરૂ થઇને તે જણશે એવું તેને લાગતું હતું; ત્યારે તેને કષ્ટમય મુસાફરીમાં શી રીતે લઇ જવી ? અહિયાં એવો ડર લાગતો હતો કે જસવંતસિંહના મરવાની ખબર મળતાંજ બાદશાહ જૂદા પ્રસંગમાં કોણ જાણે શું કરશે તેની કોઇને ખબર ન હતી. પરંતુ આ વિચાર ચાલતો હતો તેટલામાં એક ધાસ્તી દૂર થઇ.

## પ્રકરણ ૮ મું.

### અજિતસિંહ.

રાણી ચંદ્રાવતીને થોડે દિવસે પુત્ર પ્રસવ થયો અને સર્વે આનંદ પામ્યા. "આનંદ" એ શબ્દ અહિયાં યોજ્યો છે તેને માટે વાંચનારને કદાચિત્ આશ્ચર્ય લાગશે, કેમ કે જસવંતસિંહ મરણ પામ્યો; મોટો કુંવર વિષ પ્રયોગથી મરાયો અને આવી સ્થિતિમાં પુત્ર આવ્યો તે તે આનંદકારક કેમ કહેવાય? પરંતુ આ પ્રસંગ, આ કાળ, આ સ્થળ એવું છે કે જ્યાં આનંદ શબ્દનો પ્રયોગ જ ઉત્તમ છે. દુર્ગાદાસે તથા ચંદ્રાવતીએ હજી એકબીજાને કહ્યું નહોતું, પરંતુ મનમાં ને મનમાં તેઓને પક્કો નિશ્ચય થયો હતો કે, જો કર્મધર્મ સંયોગથી પુત્ર મોટો થયો તો તેને જોધપુરની ગાદી મળશે ને વંશ કાયમ રહેશે. આટલા દિવસ પેલા નીચ ઔરંગજેબે જે છળ કર્યો હતો તેનું વૈર લેવું અને પોતાનું ધર્માભિમાન તથા કુળાભિમાન જાળવી રાખવું એવો બન્નેએ પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો. કુંવર અવતર્યો તે આ રીતે એક મોટો બનાવ બન્યો. આવું જણાયાથી અત્યંત દુઃખદ સ્થિતિમાં પણ તે બેઉના મનમાં એક જાતની શાંતિ આવી. પરંતુ તે શાંતિ થોડોજ વખત રહી. ઔરંગજેબને આ સમાચાર જાણ થતાંજ તે શું કરશે અને શું હુકમ કરશે તેનું કંઇ ઠેકાણું નહતું: તેનો ભય મોટો હતો. જસવંતસિંહનું બીજ રાખવું નહિ એ તેની અંતર્ગત ઇચ્છા હતી, તેથી જ તેણે પૃથ્વીસિંહને દગલબાજીથી મારી નાખ્યો; તેથી જ જસવંતસિંહને દિલ્લીમાં આવવાનો હુકમ મોકલ્યો ત્યારે ઘણું દુઃખ આવી પડશે એવું જાણી પહેલેથી બહુ સાવચેતીથી ચાલવું જોઇએ; એવું દુર્ગાદાસે નક્કી કર્યું અને તે ધારણા ઉપર હવે ચાલવામાં શું કરવું જોઇએ તેનો વિચાર કરતો હતો. રાણીને ગમે તે રીતે દશ બાર વાસા તો થવા જ જોઇએ, તે શિવાય ત્યાંથી નીકળવું શક્ય નહોતું. એક તો તે ખાટલામાં અને તેમાં પતિનિધનના શોકથી ઘણી અશક્ત થઇ ગયેલી હતી; તેની સાથે બોલવાને દાસીઓ પણ થોડીજ હતી. તે જેમ હિમ્મતથી પોતાના પતિની સાથે આવી હતી, તેમ બીજી ઘણીજ થોડી સ્ત્રીઓ આવી હતી. પ્રસવ વખતે પણ જેટલી સ્ત્રીઓની મદદ જોઇતી હતી તેના કરતાં ઓછી સ્ત્રીઓ તેની પાસે હતી. પરન્તુ રાણી ચંદ્રાવતી ઘણીજ ધીરજ રાખનારી બાહોશ રજપૂતાણી હતી. એક વખતે તેણે શોક શમાવીને ધીરજ ધરી તો તે કોઇથી ડગમગતી નહોતી. દુર્ગાદાસને તેને માટે મુદ્દલે ચિંતા કરવાની જરૂર નહતી.

છતાં દુર્ગાદાસનું મગજ એક સરખું વિચાર કરતું હતું. જસવંતસિંહને અગ્નિદાહ કરતા પહેલાં તેણે જે સ્વામિ ભક્તિના સોગંદ લીધા હતા તે પ્રમાણે પોતાનાં માણસોને લઇને 'આગળ શું કરવું' તેના તે વિચાર કરવા લાગ્યો. જસવંતસિંહને પાછો બોલાવવા માટે જે હુકમ આવ્યો હતો પણ પછી કાંઇ પત્રનું પરબીડીયું આવ્યું નહતું. ઔરંગજેબને ખબર ન પડે તેમ છૂપી રીતે ઘર તરફ નીકળી જવું; પણ ઔરંગજેબના જાસુસ જસવંતસિંહની જોડે હતા તે વિશે તેની ખાત્રી હતી અને અહિં જે કાંઇ બને છે તેની બધી હકિકત ત્યાં જતી હશે જ તેને માટે તેને જરા પણ શંકા જ ન હતી. પરન્તુ તે હવે બધી હકીકત જાણીને શું કરશે? તે તેની કલ્પનામાં આવતું નહતું. તેણે હજી સુધી ઉઘાડી રીતે દ્વેષ તથા કુબુદ્ધિ દેખાડયાં નહોતાં; ત્યારે પોતે જાણી જોઇને સંશયનું વર્તન કરે તો તેને અમસ્તું કારણ આપવા જેવું થાય કે નહિ તે પણ એક સવાલ તેની સામે ઉભો રહ્યો. દુર્ગાદાસ ઘણો જ ચતુર, અતિશય બુદ્ધિમાન, ધૈર્યશીલ અને દૃઢ નિશ્ચયવાળો તથા નિયમસર ચાલનારો પુરુષ હતો. આ વખતે તેની બધી ચતુરાઇ, બધી બુદ્ધિ તથા બધું ધોરણ એકત્ર કરીને તે વિચાર કરવા લાગ્યો. જસવંતસિંહને થયેલો કુંવર હજી દસ દહાડાનો પણ થયો નહતો. તે પોતે તેના ઉપર મોટી ઇમારત રચવાનો વિચાર કરતો હતો, એ કાંઇ નાનીસુની વાત નહતી. તેને અને તેની માને હજારો સંકટોમાંથી બચાવી સુરક્ષિત જોધપુર પહોંચાડવાં; અને કંઇ નહિ તો પંદર વીશ વર્ષ સુધી કુંવરનું રક્ષણ કરવું એ તેને માટે મહાભારત કામ હતું. પરંતુ એટલું કામ કરવાનું તેણે પોતે આગળ પડીને જસવંતસિંહના મૃત ચરણને હાથ લગાડીને માથે લીધું હતું; પ્રતિજ્ઞા પણ કરી હતી; હવે તેનો ભંગ નહીં થાય તથા તે પાર પાડવાને જે કંઇ જરૂરનું હોય તે કેમ કરવાની તજવીજ કરવી તેના વિચારમાં રાત દહાડો તે નિમગ્ન રહે તેમાં નવાઇ શી?

એમ કરતાં નવ દહાડા થયા. જે કંઇ કરવાનું હતું તે હવે જલદીથી કરવું જોઇએ એવો તેણે નિશ્ચય કર્યો. તેના નામનું પરબીડીયું ઔરંગજેબ તરફથી જાસુસની જોડે આવ્યું. ખલિતો ઉઘાડતાં વાંચીને જોયું તો જસવંતસિંહના મરવાના સમાચાર સાંભળીને બાદશાહે તે કાગળ લખેલો હતો. દુર્ગાદાસને તે ખલિતામાં ઘણાજ ગૌરવથી લખવામાં આવ્યું હતું:—
"જસવંતસિંહના મરણથી મારા તખ્તનો મોટો પાયો ભાંગી પડયો છે. તેણે પહેલાં જો કે મારા બાપના હુકમથી તથા પછી ભાઇની તરફદારી લઇને મારી સામે પગલાં ભર્યાં હતાં, પણ મારી નોકરીમાં આવ્યાથી તે બધું છોડીને તથા વિસરીને મારી સાથે ઘણા પ્રેમથી, નિષ્ઠાથી તથા નેકથી ચાલ્યો, તેને માટે હું તે વીરને વખાણું છું. જસવંતસિંહના જેવો સરદાર,

વીર, સ્વાભિમાની ને મુત્સદ્દી હવે કદી પણ મને મળશે નહીં. હવે તેના આખા કુટુંબની સંભાળ લેવી મારે જરૂરની છે, રે! એ મારૂં કર્તવ્ય છે એવું સમજીને હું તમને લખું છું કે, હમણાં મોકલેલાં માણસોની સાથે રાણીને ઘણી સંભાળથી દિલ્લી લાવવાં. તે કેવી સ્થિતિમાં છે? તે મને માલમ છે; તેથી તેના ભવિષ્યને માટે હું સારી વ્યવસ્થા કરૂં છું. ઉદેપુરી મહાલમાં બેગમોએ તેની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે રાખવા કબુલ કર્યું છે; ને તેને અહીં લાવવાને તેમણે મને ઘણોજ આગ્રહ કર્યો છે. તમે પણ કેટલા સ્વામિનિષ્ઠ છો તે મને સારી રીતે ખબર છે; તેથી તમને દરબારની સરદારી આપવાનો મેં ઠરાવ કર્યો છે." ખલીતામાં ઔરંગઝેબે આ પ્રમાણે લખ્યું હતું. ભાષા સરસ હતી અને ઔરંગઝેબ લખનારો હતો એટલે પૂછવું જ શું? ઔરંગઝેબની બધી કાબેલિયતોમાં તેની ભાષાશૈલી એ પણ એક મોટી અને વીરલ કાબેલીયત હતી. જેવી તેની જીભની મધુરતા હતી તેવી જ તેના લેખમાં મધુરતા હતી. બધા ખલિતા તથા રાજકીય પત્રો તે પોતે જ લખતો હતો. પોતાના વલણદાર તથા ઝપાટાના અક્ષરોથી ઉપર પ્રમાણે પત્ર લખીને દુર્ગાદાસ ઉપર તેણે મોકલાવ્યો હતો.

દુર્ગાદાસે પત્ર વાંચી તે લાવનાર કેટલા હતા? અને કોણ કોણ હતા? તેની તપાસ કઢાવી. આવેલા માણસોમાં એક વિશેષ રજપૂતનું નામ સાંભળતાં જ તેનો ચહેરો ફેરવાઇ ગયો, પરંતુ તેણે પેલા જાસુસને તે જણાવા દીધું નહિ. બાકી બધી ચોકશી કરી જાસુસોને આરામ લેવા જવાનું કહ્યું. જાસુસ પાછા વળીને દરવાજાની બહાર ગયા નહિ હોય તેટલામાં જ તેનો ચહેરો ફેરવાઇ ગયો. 'આપણા સ્વામિના કામમાં જે કંઇ હરકત આવવાની છે, તેનો આ આરંભજ છે! આજેજ આ અડચણ આવશે એવું જણાતું ન હતું, પણ હવે આપણી પૂરી પરીક્ષા થશે!' પત્ર વાંચી આગળ વિચારતાં તે ઘણો જ ચિંતાતુર થઇને બેઠો; પરન્તુ ચિંતા ઝાઝી વાર તેના ચહેરા ઉપર રહી નહિ. હવે આવી રીતે બેસવામાં કાંઇ માલ નથી, એવું મનમાં આવતાં જ તે પેલાં નવાં માણસોને મળવા માટે ગયો.

જસવંતસિંહ મરવાથી તેની દુ:ખી પત્નીને કાબુલથી સ્વદેશ લઇ જવાને કદાચિત્ ઘણું કષ્ટ પડશે તેથી બાદશાહી માણસો સાથે હોય તો તેની વ્યવસ્થા સારી રીતે થાય, તેટલા માટે ઔરંગઝેબે માણસો મોકલ્યાં છે, એવું બહાનું બતાવીને આશરે પાંચસો હથિયારબંધ સિપાઇઓ પાદશાહે મોકલ્યા હતા. કેટલા લોકો આવ્યા છે? તે દુર્ગાદાસને ખબર નહોતું, ત્યાંસુધી તેનું મન ઉદ્વિગ્ન તથા ચિંતાતુર થયું નહિ; પરન્તુ તેના મુખ્ય નયનપાળની જોડે વાતચિત થયાથી તેણે જાણ્યું કે

પાંચસો માણુસો સાથે આવ્યાં છે, ત્યારે તેને ઘણી ચિંતા થઇ. હવે તેનાથી દૂર જવું મુશ્કેલ જણાયું, નયનપાળ ઘણી ખરી રીતે મુસલમાન જ બન્યો છે, તે નામનો માત્ર રજપૂત છે, તે નામનાને ચાહનારો છે, ને આખા રજપૂતાનાનો નાશ કરીને પોતાની ચઢતી થતી હોય તો તે કરતાં પણ પાછો હઠે નહિ એવો તે દુષ્ટ પરાનુરાગી અધમ નર છે ને જસવંતસિંહના ઉપર વળી તેને વૈરભાવ છે, તે સર્વ દુર્ગાદાસના સ્મરણમાં ભમવા લાગ્યું. નયનપાલને વૈર શા કારણથી થયું હતું? તે સમજાતું બહુ મુશ્કેલ છે; પરન્તુ વસ્તુ સ્થિતિ તેવી હતી, એ વાત આસ જસવંતસિંહ હમેશાં દુર્ગાદાસની પાસે કહેતો હતો. જસવંતસિંહ કહેતા કે–'નયનપાળ નાનો છે, પરન્તુ તે મારી અદેખાઇ કરે છે. બાદશાહની પાસે તેનું વજન વધતું જાય છે, એ વાત સારી નથી. તે કોઇવાર મારો ઘાત કરશે એમાં શક નથી.' નયનપાળનો ચહેરો જ તેને કાંઇ વિપરીત સૂચવતો હતો; તે જ નયનપાળ આજે જસવંતસિંહની રાણીને દિલ્લી લઇ જવા માટે આવ્યો હતો અને તેની સાથે પાંચસે હથિયારબંધ માણુસો હતાં. દુર્ગાદાસને આવો વિચાર આવતાં ઘણુંજ ખરાબ લાગ્યું. ચિહ્ન સારાં થતાં નથી અને હવે તેમાંથી છૂટવાને શું કરવું? તે તેના વિચારમાં આવ્યું નહિ. નયનપાળે પહેલી મુલાકાતમાં તેને કહ્યું હતું કે બાદશાહે અમને ચંદ્રાવતી રાણીને અમુક દિવસની અંદરજ લઇને આવવાનું કહ્યું નથી; પરન્તુ ઘણા દિવસ રહેવાની કાંઇ મતલબ નથી; કેમ કે અહિયાં હવે શિયાળો શરૂ થયો છે. હું ધારૂં છું કે હવે વિલંબ કરવો યોગ્ય નથી. નવ દસ દહાડા થઇ ગયા એટલે નિકળવામાં કાંઇ હરકત નથી. રાણીની મરજી હોય તો ઠીક, બાકી બાદશાહનો આગ્રહ નથી, એટલુંજ નહિ, પણ તેમની સખ્ત તાકીદ છે કે તેને કોઇ પણ જાતની તસદી આપવી નહિ, અથવા તેમના મનમાં ખેદ પણ થવા દેવો નહિ. વળી માર્ગમાં તેમને જ્યાં મુકામ કરવો હોય ત્યાં મુકામ કરવો, અને જે વખતે જે માગે તે તેમને આણી આપવું એવી પણ અમને આજ્ઞા છે. જસવંતસિંહની પટરાણીને શોભે એવી રીતે તેમને લઇ જવાનો હુકમ છે, કારણ કે હમણાં જલદીથી બાદશાહનો જનાન..." .

પરંતુ નયનપાળ આગળ શું બોલનાર હતો તે તેના મોંમાં જ શમાઇ ગયું. તે બોલતો હતો તે વેળાએ તેની આંખ દુર્ગાદાસના ચહેરા સામી લાગેલી હતી તથા આખરના શબ્દ તેના મોંમાંથી નિકળતાં તથા તે દુર્ગાદાસના કાનમાં પહોંચતાં જ તે ગભરાયો. દુર્ગાદાસની આંખ કાંઇ મોટી થઇને તેમાં લાલાશ દેખાવા લાગી. ઉપરના દાંત હોઠ ઉપર વિશેષ જોરથી દાબે છે એવું જણાયું અને તેની કમરપર

લટકાવેલી તરવારના મિયાનની તરફ તથા મૂઠ તરફ જમણો હાથ જવા લાગ્યો. ધૂર્ત નયનપાળે તે બધું પોતાની ધૂર્ત દૃષ્ટિથી જોયું અને પોતાની જીભ કચરીને તે ત્યાં જ બોલતાં અટકયો.

બાદશાહે ચંદ્રાવતીને દિલ્લીમાં લઇ જઇને પોતાના જનાનખાનામાં રાખવાની દગલબાજી કરી છે તેને માટે તેને શંકા રહી નહીં. ચંદ્રાવતી તથા જસવંતસિંહનું લગ્ન થયું ત્યારથી તેના સંબંધમાં બાદશાહના મનમાં પાપદૃષ્ટિ હતી એવી એક લોકવાયકા હતી, તે ખરી હોવી જોઇએ, એવું હવે દુર્ગાદાસને જણાયું. તે શિવાય ચંદ્રાવતીએ પુત્ર જણ્યો તેનો નાશ કરવાને અથવા જન્મથી જ તેને મુસલમાની ધર્મની દિક્ષા આપવાને કંઇ પણ હરકત નડશે નહીં એવો બમણો તમણો લાભ જોઇને જ બાદશાહે આ કામ કર્યું છે, એમ દુર્ગાદાસે જાણ્યું. એમાંથી શી રીતે પાર પડવું? તેનો તે વિચાર કરવા લાગ્યો. ચંદ્રાવતી તથા તેનો કુંવર બેઉ હવે તે દુષ્ટના હાથમાંથી છુટવાં મુસ્કેલ છે અને મારે તેમને છોડાવવાં એ કર્તવ્ય છે એવા વિચારમાં ગુંચવાયો.

ઉપર જણાવી ગયા છીએ કે ચંદ્રાવતીની પાસે આ પ્રસંગે જોઇએ તેટલી લોંડીઓ નહોતી. દુર્ગાદાસની નાની બહેન ચંદ્રાવતીની અરધી સખી–અરધી દાસીના જેવી હતી. જે પ્રમાણે જસવંતસિંહનાપર દુર્ગાદાસની, તે જ પ્રમાણે ચંદ્રાવતીપર ઇંદિરાની ભક્તિ હતી. ઇંદિરા બાળવિધવા હોવાથી દુર્ગાદાસની પાસે રહેતી હતી. દુર્ગાદાસ વિધૂર હોવાથી તેના ખાવા પિવાની તજવીજ કરવા બહેન ઇંદિરા સાથે રહેતી હતી. કાબુલમાં આવ્યા પછી દુર્ગાદાસ જસવંતસિંહની પાસે રહેવાથી તે તેની પંક્તિમાં ખાવા પીવાનું કરતો હતો. ઇંદિરા ચંદ્રાવતીના અંતઃપુરમાં રહી હતી. આવી સ્થિતિ હોવાથી સાહજીક જ તેને એવું લાગ્યું કે, મને આ કામમાં ઇંદિરાની મદદ મળશે. નયનપાળની સાથે કોઇ પણ રીતે વાંકું ચાલવું હમણાં નકામું છે, તેની ઇચ્છા પ્રમાણે હું સર્વ કરનાર છું એવું જણાવવું એ જ ઠીક છે. કેમ કે તેને ચિડાવ્યાથી તથા ખરાબ કર્યાથી તે ગરબડ મચાવશે અને બધાને ખરાબ કરશે. આમ વિચાર કરી તે મૌન અને શાંત રહ્યો. નયનપાળે ચંદ્રાવતી રાણીના મહાલની ચારે બાજુએ પોતાનાં માણસોનો પહેરો મૂકયો; તેમાં જનાર આવનારની તપાસ રાખવા માંડી. તેથી વળી દુર્ગાદાસને ઘણો સંતાપ થયો અને નયનપાળને તેમ કરવાનો ખુલાસો પૂછ્યો ત્યારે તેણે શાંતિથી જવાબ આપ્યો કે, “બાદશાહના હુકમ પ્રમાણે મારે કરવું જોઇએ. બાદશાહે કહ્યું છે કે, ‘રાણી ચંદ્રાવતી ખાટલામાં છે તેથી તેની ઘણી સંભાળ રાખજો; કારણ કે જસવંતસિંહના દુસ્મન તેને કઇ વખતે શું કરશે તેનું ઠેકાણું નથી? તેમનો

દિયેર અમરસિંહ અપુત્ર નથી; તેનો પુત્ર હયાત છે ને બાપને દેશપાર કરીને જસવંતસિંહે જોધપરની ગાદી લઇ લીધી, તેનું વેર લેવાને તથા તે ગાદી પાછી પોતાને સ્વાધીન લેવાને તે ખટપટ કરશે; કારણ કે જસવંતસિંહ પુત્ર વિનાનો મરણ પામ્યો છે એવા સમાચાર ચારે તરફ ફેલાયા છે. ચંદ્રાવતી રાણીને કુંવર આવ્યો એવી તેને ખબર પડવાથી તેને મોટી ચિંતા થાય એ ઉઘાડું જ છે; ને તેમનો અને તેના પુત્રનો નાશ કરવામાં કંઇ પણ તે બાકી રાખશે નહીં. જસવંતસિંહ અપુત્ર મરણ પામ્યો છે, તેનો વંશ તૂટયો એ સાંભળતાં જ બાદશાહને ઘણું ખરાબ લાગ્યું, તેની કલ્પના કરી શકાય તેવું નથી. આખો દહાડો તેણે ખાવાપીવાનું છોડયું હતું, તથા આજસુધી કેટલીક બાબતોમાં પોતે તેની જોડે નિષ્ઠુરતાથી તથા કઠોરતાથી વર્તન કર્યું તેને માટે ખરેખર તેને માઠું લાગ્યું હતું. પણ રાણી ગર્ભવતી છે એવું સાંભળતાં જ તે શાંત થઇને એકદમ ઉઠયે અને ગઇ ગૂજરી ભૂલી જઇને હવે જસવંતસિંહની પછવાડે ચંદ્રાવતીને કુંવર થાય તો તેને સારી રીતે રાખવો એવો ઠરાવ છે અને એમને લઇ જવા માટે અમને મોકલ્યા છે."

નયનપાળ બોલતો હતો તે બધું ખોટું હતું: બાદશાહ અને તે બેઉ એક સરખા જૂઠા હતા. એ બેઉના મનમાં ગરીબ બિચારી ચંદ્રાવતીને છળવાનું હતું. જેમ જેમ નયનપાળે બાદશાહની સ્તુતિ કરી કે જસવંતસિંહને માટે તેના મનમાં ઘણો પ્રેમ હતો તથા તેના મરણથી તેને બહુ શોક થયો હતો એવું કહ્યું, તેમ તેમ દુર્ગાદાસ તેના નિશ્ચયમાંથી કદી પણ ફરવું નહીં એવો બોધ લેતો ગયો. આ બધી દગલબાજી છે, હવે ઘણી ચતુરાઇથી તેને તેનું ફળ આપવું જોઇએ, એવું તેને સ્પષ્ટ દેખાયું. તેને જનાનામાં જવા આવવાની મુદ્દલે બંધી નહોતી. તેથી તેણે વિચાર કર્યો કે, હવે મારે જે કાંઇ કારસ્થાનો કરવાનાં છે તે હમણાં જ કરવાં જોઇએ. પોતાને જવાની બંધી થઇ તો પછી બધી બાબત એટલી સખ્ત થશે કે, શું કરવુ તે મુદ્દલે સૂઝશે નહીં અને સૂઝે તોપણ તે પાર પડવાની મોટી પંચાતી પડશે, અથવા તેમ કરવું અશકય જ થઇ પડશે. તે જાણીને તેણે બીજે દહાડે પોતાની બહેનને આ પ્રમાણે સૂચના આપી.

## પ્રકરણ ૯ મું.

### ઇંદિરા.

"બ્હેન ઇંદિરા! આપણા ઉપર કેટલું મોટું સંકટ આવ્યું છે તેની તને ખબર તો છે જ. આજ સુધી જેનું આપણે અન્ન ખાધું, તેનું કામ કરવાનો હવે વખત આવ્યો છે. મહારાણીએ પ્રાણ છોડવાની પહેલાં જે કંઇ કહ્યું હતું તે અક્ષરે અક્ષર માળવાની કેટલી જરૂર છે, તે તને કહેવું જોઇએ તેમ નથી, બોલ હવે કેમ કરવું?"

"ભાઇ!" ઇંદિરા એકદમ બોલી, "કેમ કરવું? તે સવાલ શામાટે? જે કરવું જોઇએ તે કરૂં છું, તેને માટે વિચાર શામાટે કરો છો? ચંદ્રાવતી મહારાણીને માટે મારા જેવી કમનસીબ જો કંઇ પણ કામમાં આવે તો બીજું શું જોઇએ? જે કરવું હશે તે ગમે એટલું કઠણ હશે તોપણ કરીશ. પ્રત્યક્ષ પ્રાણ આપવાની પેલી બાજુએ તો કાંઇ હશે નહિ ના? હું તે આપવાને પણ તૈયાર છું." પોતાની બ્હેનનું બોલવું સાંભળીને, દુર્ગાદાસનો કંઠ ભરાઇ આવ્યો. ઇંદિરા એટલી તૈયાર છે ત્યારે હવે મારૂં કારસ્થાન સાધવામાં કંઇ મુસ્કેલ નથી, એવું તેને લાગ્યું. તેણે જરા આંખ બંધ કરીને આવેલાં આંસુ પોતાની પિછોડીથી લોહ્યાં; ત્યારપછી થોડોક વખત મુંગો બેઠો; પછી એકદમ કંઇ જૂદો જ તથા પહેલા કરતાં ભયપ્રદ વિચાર આવતાં તે ઇંદિરાને કહેવા લાગ્યો, "બ્હેન! તું શું બોલે છે? તેનો પક્કો વિચાર કરીને જ બોલે છે કે? નહિ તો એકાદા કામમાં હાથ નાંખ્યા પછી જો કાંઇ કાચું કપાયું તો આખી ઇમારત તૂટીને આપણા બધાનું સત્યાનાશ વળી જશે તેનો વિચાર કરીને........"

પરંતુ ઇંદિરાએ તેને આગળ બોલવા દીધો નહિ. તે વચમાં જ બોલી, "ભાઇ! હું છોકરી કોની છું? હું બ્હેન કોની છું? મને શું તું આવું પૂછે છે?"

આ ત્રણ સવાલ તેણે એવી રીતના પૂછ્યા, તથા તે પૂછ્યા ત્યારે તેના ચહેરાપર એવો કંઇ આવિર્ભાવ થયો હતો કે તેનાથી દુર્ગાદાસને ઘણો દિલાસો મળ્યો અને તે બોલ્યો; "બ્હેન! પ્રસંગ ઘણો ભયંકર છે. ફક્ત જીવ ખર્ચવાથી જો થાત તો પછી શું જોઇતું હતું? મને તેને માટે કંઇ પણ લાગ્યું નહોત; પ્રાણાર્પણ કરવાથી વિશેષ કાંઇ જ નથી. પ્રાણના કરતાં પણ જે આપણા રજપૂતોને ઘણું વહાલું છે તેના ઉપર પણ ધાડ આવશે, તોપણ તેનાથી આપણે ડગમગીશું નહિ. આવો નિશ્ચય તારો હોય તો મને બળ આવ્યું, પછી શું જોઇએ? વળી જો

તારા વિના એ બધું શકય હોય તો હું તને પહેલેથી એ વિશે કાંઇ પણ કહેત નહિ; પણ કામ એવું છે કે તે તારા હાથથી થાય તો સારૂં."

"બાઇ! શું તે કહે છે; હું તૈયાર છું. જે તું કહીશ તે હું કરીશ. તેને માટે આટલી ગડબડ શામાટે? આ વખત ગરબડ કરવાનો નથી." ઇંદિરા જરા ગુસ્સે થઇને બોલી.

દુર્ગાદાસે તરત તેને કહ્યું, "બહેન! તું ચંદ્રાવતી મહારાણીની જગા લઇને તેને તારો પોશાક આપીને છૂપી રીતે તેને બહાર કાઢ. તે એકવાર બહાર આવી કે પછી કાંઇ અડચણ નથી. પછી વધુ સારી રીતે વ્યવસ્થા કરીને, તેને હું રજપૂતાનામાં પહોંચાડવાની તજવીજ કરીશ."

"અહોહો! એટલુંજ કે?" ઇંદિરા એકદમ બોલી; "એ તો મારૂં જ કામ છે. ચંદ્રાવતી બાઇ બહાર આવશે; પરન્તુ છોકરાની શી વ્યવસ્થા કરવી?"

"તેનાજ વિચારમાં હું છું," દુર્ગાદાસે તેને કહ્યું. "પણ ફકત વિચાર કરીને શું કામનું છે? કરવાનું તે તરત કરવું જોઇએ અને તે આજ નહિ તો કાલે પણ થશે; કારણ કે આજે પેલા નયનપાળે ફક્ત પહેરો રાખ્યો છે અને તને તથા મને અંદર તથા બહાર જવાની છૂટ આપી છે. પણ કાલે કદાચ બંધી થાય એવી મારી ખાત્રી છે તો કેમ કરવું? જે કરવું છે તે આજે ને આજે જ થવું જોઇએ. કાલ થવું કે ન થવું તે અસંભવિત છે. તું હવે એમ કર:—ચંદ્રાવતીની પાસે હમ્મેશ પ્રમાણે જઇને તેને પ્રસંગ શો છે? ને શું ચાલેલું છે? તે કહે. તે ચતુર છે, સમજદાર પણ છે, માટે સમયને અનુસરીને તથા સમજીને આપણા કહેવા પ્રમાણે કરવાને તે કબૂલ થશે. હમણાં પહેરો છે પણ હવે તું તારા જનાનાનો ઝભો પહેરીને જા. વળી કાલ સુધી ઓછામાં ઓછા દસ પંદરવાર અંદરથી આવ જા કરજે; ને આખરે તારો પોશાક તથા ઝભો પહેરાવીને ચંદ્રાવતીને નસાડજે. તે વખતે પહેરેદારોને કંઇ શક પડશે નહિ. છોકરાને લાવવાની બાબતમાં હું એક ઘણી જ હિમ્મત કરનાર છું, તે તને કહ્યું છે; અને તેમ કર્યા વિના બીજો ઉપાય નથી. કાલે સવારે ઉઠીને જ્યાં છેટે પેલા ગોવાળો રહે છે ત્યાં જજે. ત્યાં જે કાશ્મિરી ગોવાલણ છે તે લેંઘો વગેરે આપશે તે પહેરજે. તેની પહોળી ટોપલી લઇને તે માથા ઉપર લેજે ને દુધનાં વાસણ તેમાં મૂકજે ને છોકરાને સૂવાડવાની પેઠે ઘાસ રાખીને લૂગડાં પાથરીને અહિયાં આવજે; હમેશની ગોવાલણ જાણી કોઇ તને અટકાવશે નહિ. પછી તે ઘાસમાં અજિતસિંહને સૂવાડીને આસપાસ દુધનાં વાસણ રાખીને આવે એવી રીતે પાછી તે ગોવાલણ તરફ જજે. પછી તું પાછો તારો પોશાક પહેરી લેજે; અને ત્યાં છોકરાને મૂકીને તારો

ઝભો પહેરી ચંદ્રાવતીની પાસે જજે: અને સંકેત પ્રમાણે ચંદ્રાવતી રાણીને તારો પોશાક વગેરે પહેરાવીને તું તેની જગાપર સુજે. આ ઘણું અજાયબ જેવું, તેમ જ હિમ્મતનું કામ છે, પણ તે બરાબર થયું તો તેમાં જરાપણ અડચણ થશે એવું મને લાગતું નથી. નયનપાળને કંઇપણ સંશય આવે નહિ તેથી હું તેની પાસે આજે અને કાલે સવારે જઇને તેને ખુશ કરવા જેવી નાના પ્રકારની વાતો કરતો બેસીશ. એથી તેનું ચિત્ત નહિ ડગતાં કંઈપણ નવી અડચણ ઉત્પન્ન થશે નહિ. તે માણસ ઉપરથી દેખાય છે એવો અંદરથી નથી: કંઇપણ ભયંકર પ્રકાર તેના મનમાં છે એવું મને લાગે છે; તથાપિ કાલે જ કંઇ પ્રસંગ આવશે એવું મને લાગતું નથી; તેથી આપણાથી બને તેટલી ઉતાવળે આપણે તેટલું કાર્ય પાર ઉતારવું. પેલી ગોવાલણ સાથે મેં પહેલાંથી બધો બંદોબસ્ત કરી મૂકયો છે: તું ત્યાં ટોપલી લઇને ગઇ કે અજિતસિંહ મહારાજ સુરક્ષણથી મેં મુકરર કરેલે ઠેકાણે જવાના જ. વળી ચંદ્રાવતી રાણીજી ત્યાં આવતાંજ તેમને પણ ત્યાંથી લઇ જઇશ ને અજિતસિંહ મહારાજને તથા તેમને પાલખીમાં બેસાડીને જોધપુરને માર્ગે રવાના કરી દેઇશ. હું થોડા દહાડા પછવાડે રહીશ તેથી નયનપાલને કોઇપણ જાતનો શક આવશે નહિ. ઇંદિરા! તું કેમ કાંઇ બોલતી નથી વારૂ?"

"ભાઇ! હું બોલતી નથી તે મને ડર લાગે છે તેથી નહિ, પણ તારી આ બધી ચતુરાઇથી થયેલા વિચારોને લીધે આશ્ચર્ય પામીને હું મુંગી રહી છું. મારા હાથથી તે કેમ થશે તેની મને ફીકર રહેત! પણ ચંદ્રાવતી રાણીજીના ઉપર મને ઘણી ભક્તિ છે તેથી મને તે ફીકર જરાય જણાતી નથી. ભાઇ! તેં કહ્યા પ્રમાણે હું બધી વાત શી રીતે પાર પાડું છું? તે તું જોજે!"

ઇંદિરાનું ધીરજનું તે બોલવું સાંભળીને, દુર્ગાદાસના મનનું ઘણું સમાધાન થયું. તે સમાધાનથી તે જરાવાર સુધી મુંગો બેઠો તથા હસ્તે ચહેરે અને સાદર પ્રેમ પૂર્ણ એવી દૃષ્ટિથી તેના તરફ જોવા લાગ્યો. પરંતુ થોડા જ કાળમાં તેના મનમાં કાંઇ દુઃખદ વિષય આવવાથી તેણે લાંબી હાય મારી. તે જોઇ ઇંદિરાએ તેને એકદમ પૂછ્યું, "ભાઇ! આટલી લાંબી હાય મારવાનું શું કારણ?"

દુર્ગાદાસથી કંઇ પણ જવાબ અપાયો નહીં; માત્ર તેની આંખમાં આંસુઓ આવ્યાં. ઇંદિરાએ તેને પાછો તે જ સવાલ પૂછ્યો. પછી દુર્ગાદાસે તેને કહ્યું, "બેહેન! આટલું બધું થયું તેથી મહારાણાના ઋણમાંથી તું છૂટવા જેવી જ છે, પણ તારૂં શું થશે? તેનો વિચાર તેં શું કર્યો? તે વિચાર મનમાં આવતાં જ મને વિલક્ષણ લાગણીઓ થાય છે અને તે જ

મારી ચાંપી હાય મારવાનું કારણ છે. આ પ્રસંગે કોઇને પણ હસવું આવે નહીં, પરંતુ આવી વખતે અને આવા પ્રસંગે પણ ઇંદિરા હસી અને દુર્ગાદાસને કહેવા લાગી; "ભાઇ! જોધપુરનો વંશ રાખવા માટે આપણે આટલી ખટપટ કરી છે, અને તેમાં યશ મળ્યો તો આપણું શું થશે? એવી ચિંતા કરવાનો આ સમય છે કે? તેનો વિચાર પણ હમણાં આપણા મનમાં આવવા દેવો નહીં જોઇએ. ગમે તેમ થાઓ, પણ કામ કરતી વખત, આપણું પછવાડેથી શું થશે? એવો વિચાર કરવા માંડીએ તો પછી આપણા હાથથી શું થાય? ઉઠ, ભાઇ ઉઠ! જે ઠરાવ્યું છે તે આપણે કરીએ ને તેમ કરતાં આપણા ઉપર કંઇ સંકટ આવશે તે જોઇ લઇશું. જે થયું નથી તેને માટે પહેલાંથી વિચાર શું કામનો? મારા ઉપર શાં સંકટ આવશે? તે બધાં મને જણાતાં નથી; પણ તેનો વિચાર આ વખતે કરવાનો નથી. હવે હું જાઉં છું! હું આજે હમણાં ચંદ્રાવતી રાણીજીને બધી વાતથી વાકેફ કરૂં છું ને શું શું કરવું? તે પણ કહું છું, એટલે આવતી કાલે કાંઇ પણ અડચણ પડશે નહીં."

દુર્ગાદાસે ફક્ત ડોકું ધુણાવ્યું અને ઇંદિરા ત્યાંથી રાણીજીની પાસે ગઇ. બહાર શું ચાલેલું છે? ઔરંગજેબે કોને મોકલ્યો છે? તેનું બોલવું શું છે? તેની કંઇ પણ હકીકત ચંદ્રાવતીના જાણવામાં આવી નહોતી. તેણે તેને પોતાના અનુમાન પ્રમાણે કહીને તથા પ્રસંગ કેટલો ભયંકર છે? તે સારી રીતે તેના ધ્યાનમાં લાવીને, પછી તેમાંથી છુટવાનો શો બંદોબસ્ત કર્યો છે? તે પણ કહ્યો. પરંતુ ચંદ્રાવતી રાણી એકદમ બધી વાત કબૂલ કરવા ચહાતી નહોતી તે બોલી:—

"ઇંદિરા! મારે માટે તું તારા સુખનો જીવ દુ:ખમાં શા માટે નાંખે છે? તે મુવા શિલાનિષ્ટ મારી જગ્યાએ તું વેશ બદલીને બેઠેલી છે એવું તેમના જાણવામાં આવ્યાથી તારા શા હાલ કરશે? તારી કેવી અપ્રતિષ્ઠા કરશે? તેનો તેં કંઇ વિચાર કર્યો છે? આટલા સંકટમાં વળી વધારે દુ:ખમાં મારે માટે તને નાંખીને હું જવાને તૈયાર થઇશ એ તેં મનમાં પણ કેમ આણ્યું? જા, અજિતસિંહને લઇ જા. હું તેને જન્મ આપનારી મા ને તું હવે એનું પાલન કરનારી થા. મારૂં શું થશે! તે હું જોઇ લઇશ. અજિતસિંહને લઇ જા, તેને તમારે બેઉને હવાલે હું કરી ચૂકી છું. હું તેની મા નથી, તું જ તેની મા........"

ઇંદિરા દાસી અને ચન્દ્રાવતી માલેક—આ બેઉની તે વખતની વાતચિત સાંભળી હોત તો સાંભળનારને એવું જણાત કે એ બેઉના ઝઘડામાં હવે જે કાંઇ મુખ્ય કરવાનું છે તે જ રહ્યું છે. ઇંદિરાએ ચંદ્રાવતી રાણીજીને સમજાવી અને ચંદ્રાવતી તેના કહેવા પ્રમાણે બધું કરવાને તૈયાર થઇ. ઇંદિરાએ તે દહાડે દુર્ગાદાસના કહેવા પ્રમાણે

પોતાનો બુરખો ઘાલીને ઘણી વખત આવજા કરી અને તેના તર્ક પ્રમાણે તે કરવું ઉપયોગી પણ થઇ પડયું. દુર્ગાદાસની બહેન આ છે તેને ગમે એટલી વાર જવા આવવાની ના નથી; એવું પહેરેદારોના મનમાં ઠસ્યું એમ લાગ્યું એટલે કાંઇ હરકત થવાનો સંભવ રહ્યો નહિ.

સવારે ઠરાવેલા સમયે તે ગોવાલણના મકાન ઉપર ગઇ. ત્યાં મુકરર કરેલી ગોવાલણનો પોશાક પહેર્યો તથા ટોપલો વગેરે માથે લઇને હળવે હળવે ચંદ્રાવતી રાણીજીના મહેલની પાસે આવી. તે દુધવાળી ખુલ્લે ખુલ્લી જણાતી હતી, તેથી કોઇને પણ શંકા આવી નહિ. તેઓએ તેને ગુપચુપ અંદર જવા દીધી. માત્ર તેને જોઇને તેના સ્વરૂપથી મોહિત થયેલા એક બે પહેરેદાર, પોતપોતામાં ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા. થોડા અરસામાં દુધ મુકીને તે ગોવાલણ બહાર આવી અને કંઇ પણ હરકત શિવાય નિરાંતે બહાર ચાલી ગઇ. જે ધાર્યું હતું તે બધું પૂરૂં થયું એવું મનમાં આવવાથી તે સંતુષ્ટ થઇ તથા સ્મિત શોભિત ચહેરાથી ચાલવા લાગી. તેણે સહજ પછવાડે ફરીને જોયું તો પેલા જે બે પહેરેદારો તેના રૂપ ઉપર મોહિત થઇને પોતપોતામાં ઠઠ્ઠા મશ્કરી કરતા હતા તે બેઉ પછવાડે આવે છે, તે જોતાં જ ઇન્દિરાનું મોં સૂકાઇ ગયું. હું એકલી હોત ને મને તે પછવાડે લાગ્યા હોત તો કંઇ હરકત નહોતી, પરન્તુ માથા ઉપર ટોપલો ને તેમાં છોકરો છે તે જો–પેલા પાજીયો કાંઇ ઉદ્ધતાઇ કરવાનું મનમાં લાવે ને; આવીને મને પકડે તો બધું કારસ્થાન જાહેર થઇ જાય, એવું મનમાં આવ્યાથી તેને ધાસ્તી લાગી. તથાપિ હવે ધીરજ પકડયા શિવાય કંઇ આરો નથી તેમ જાણીને, જાણે તે તેનાથી બીહી ગઇ હોય તેમ દેખાડવા માટે તેણે પોતાનાં પગલાં ઝડપથી ઉપાડવાની શરૂઆત કરી. તે જોઇ પેલા બે મહોબતખાનને ઘણો જ આનન્દ થયો અને તે એકમેકની મશ્કરી કરતા તેની પછવાડે ચાલ્યા. ઇન્દિરાને દર પળે એવું જણાતું હતું કે હવે ભગવાન કહ્નૈયા શો પ્રસંગ લાવશે અને શો નહિ? તેમાંથી શી રીતે છૂટું? પરંતુ સજ્જન ઉપર આવો પ્રસંગ આવતાં તે કદી પણ તેનો ત્યાગ કરતો નથી, એવો તેનો પક્કો વિશ્વાસ હોવાથી તે ઘણી ધીરજથી ચાલતી હતી, અને ખુશીની વાત એ છે કે તેના દૃઢ વિશ્વાસનું તેને ઉત્તમ ફળ મળ્યું. તે બેઉ એકમેકની મશ્કરી કરતા હતા તેમાંથી એક વધારે ચીડાયો. ગોવાલણે પછવાડે ફરીને કટાક્ષ ફેંકયો તેથી એકે કહ્યું કે, મારી તરફ અને બીજાએ કહ્યું કે મારી તરફ તાંકયું. પહેલા બોલનારે બીજાને કહ્યું, "તારા જેવા કદરૂપાના ચહેરા ઉપર તે શા માટે જુવે? એટલામાં થયું. એટલું જ તેને જોઇતું હતું, કારણ એ લોકો તકરારમાં રહ્યા તેટલામાં

ગોવાલણ ત્યાંથી નિકળી ગઇ. ઇન્દિરાએ છોકરાને ત્યાંની ગોવાલણને સ્વાધીન કર્યો; પોતાનો પોશાક પહેર્યો અને ત્યાંથી બીજે રસ્તે પાછી ચન્દ્રાવતી રાણીજીના મકાનપર તેને નસાડવા માટે ગઇ; કારણ મા અને છોકરો જૂદાં ક્યાંસૂધી રહી શકે? દરવાજા ઉપરના પહેરેદારો એકમેકની જોડે લઢીને જ્યાં ત્યાં જખમી થઇને પડયા હતા; તેથી ઇન્દિરાએ ખુશીથી અંતઃપુરમાં જઇને, પોતાનો પોશાક ચન્દ્રાવતીને પહેરાવ્યો તથા તરત નીકળી જવાને માટે તેને કહેવા લાગી. તેને એકદમ બહાર કાઢી. ચન્દ્રાવતીને તેમ કરવું ખરાબ લાગ્યું. બીજી સ્ત્રીનો જીવ સંકટમાં નાંખીને પોતે જીવવું એ કામ સારૂં નથી એવું તેને લાગ્યું. પરન્તુ હાલનો પ્રસંગ જ એવો હતો કે તેમ કર્યા વિના બીજો રસ્તો નહોતો, ત્યારે તેણે ઘણા કષ્ટથી તે પ્રમાણે કર્યું. પેલી બાજુએ ઇન્દિરાએ તેની જગા લીધી.



## પ્રકરણ ૧૦ મું.



### નયનપાળ.

બે કલાકની જો વાર થઇ હોત તો દુર્ગાદાસનો વ્યૂહ બધો ભાંગીને તેના જીવ ઉપર આવીને બેઠો હોત. બે કલાક થયા. ચન્દ્રાવત્તી રાણી ઇંદિરાનો પોશાક પહેરીને તેના વેશમાં દરવાજાની બહાર ગઇ. ઇંદિરા આટલું બધું દુઃખ પોતાને માટે ખેંચી લે છે, તેની પૂર્ણ કલ્પના તેને આવી હતી. પોતે આટલી સાવચેતીથી ચાલ્યા છતાં આખરે રાણી ચન્દ્રાવતી પોતાના છોકરાની સાથે તેમના હાથમાંથી છટકી ગઇ, એ જાણ્યાથી જ નયનપાળનું શું થશે? અને તેને નીકળી જવામાં જેણે મદદ કરી તે પોતાના તાબામાં છે, તેના હાલ બાદશાહ કેવા કરશે? તેની કલ્પના પણ તેને થતી નહોતી. તોપણ ભયંકર શિક્ષા તેને કરશે. પણ તે દુર્ગાદાસની બહેન છે એ જાણશે તો પછી તે પરમ સ્વામિભક્તનું શું થશે? અને શું નહિ? તેની કલ્પના તેનાથી થતી નહોતી. તેમને દેહાંત પ્રાયશ્ચિત્ત આપ્ય શિવાય બાદશાહ રહેશે નહિ એ તો નિઃસંદેહ હતું. એ બધી વાત તેણે બોલીને દેખાડી હતી, પરન્તુ દુર્ગાદાસે તેને, આ વાતનો વિચાર કરવાનો જ નથી એવું ઇશારતથી કહ્યું હતું; તથા ગવલીવાડની તરફ તેની રવાનગી જરૂરની હતી, તેથી તેને એકદમ ત્યાંથી વિદાય કરી દીધી. સંધ્યાકાળ થઇને અંધારૂં થાય ત્યાંસૂધી તેણે ત્યાં જ રહેવું અને અંધારૂં થાય કે ડોળીમાં બેસીને દક્ષિણ તરફનો રસ્તો લેવો એવો એકંદર વિચાર

કર્યો હતો. નયનપાળને આ કાંઇ માલમ ન પડે એટલા માટે દુર્ગાદાસ આખો દિવસ તેની પાસે બેસતા હતા.

નયનપાળના મનમાં શું છે? તે કાઢવાનો તેનો હેતુ હતો. પરન્તુ નયનપાળ કંઇ થોડો હુશિયાર નહોતો. તેણે પોતાના મનની જરા પણ ખબર પડવા દીધી નહિ, એટલું જ નહિ પણ શું તેના મનમાં આવ્યું કે દુર્ગાદાસને દેખતાં જ ચન્દ્રાવતીના પહેરા ઉપરના પહેરેદારોને બોલાવીને હુકમ આપ્યો કે, રાણીજીના મહેલમાં કોઇ જવા આવવા માગે તેને મને પૂછ્યા વિના અંદર જવા દેવું નહીં, દુર્ગાદાસજી અને તેની બહેન ઇંદિરાને તેમાં હરકત નાખવી નહિ, પણ અહિંયાં વરદી માત્ર આપવી." આટલું પેલા પહેરેદારોને બોલાવીને કહ્યા પછી દુર્ગાદાસ તરફ ફરીને કહ્યું, "દુર્ગાદાસજી! તમને આ મારા હુકમમાં નવાઇ લાગતી હશે, પણ તમે જાણો જ છો કે જસવંતસિંહ મહારાજના ઘણા દુશ્મન હતા, તેમાંથી તેનો દાયજ તો આજે બાદશાહના દરબારમાં ઘણો જ આગળ પડતો છે. તે કોઇ કેવી રીતે ફીતુર કરે અને આ છોકરાનો જીવ કેમ ન જાય, તેનો મુદ્દલે ભરુસો નથી. આપણી તરફથી તો આટલી સંભાળ રાખવી જોઇએ. કોણ ક્યારે અંદર જાય છે? અને શું કરે છે? તેને માટે મને બહુ સાવચેત રહેવું જોઇએ. હું કહું છું તે ખરૂં છે કે નહિ? કહો."

દુર્ગાદાસ તેનું બોલવું સાંભળીને ઘણો ચકિત થયો અને તેનો શો જવાબ આપવો? તે તેને મુદ્દલ સૂઝયું નહિ, તથાપિ, "હા! હા! એવું છે ખરૂં! તે છોકરા માટે જેટલી સંભાળ રાખવામાં આવે તેટલી ઓછી જ છે." આવો જવાબ આપી બીજી જ બાબત ઉપર બોલવું ચલાવ્યું. ચન્દ્રાવતી રાણી બહાર નિકળીને ગવલીવાડા તરફ રવાના થઇ, ત્યાંસુધી મુદ્દલે કાંઇ પણ જણાયું નહિ. બધું થઇ ગયા પછી આ બિચારાને બંદોબસ્તની વાત સૂઝે છે તેથી તેને હસવું આવ્યું અને તે પોતે હવે આગળ શું કરવું? તેને માટે આશ્ચર્ય કરતો બેસી રહ્યો. પેલી બાજુ નયનપાળની નાના પ્રકારની વાતો ચાલતી જ હતી. તે પોતાના મનમાં દુર્ગાદાસને ઘણો છેતરતો હતો અને પોતે હસે છે, પોતાને નયનપાળનું બોલવું ખરેખરૂં જણાય છે, એવું તે દેખાડતો હતો, એટલું જ નહિ પણ જસવંતસિંહ ગયો તેથી હવે પોતાને ક્યાંઇ પણ નોકરી રહેવું જોઇએ, ને પોતાને લાયક એવી બાદશાહની દરબારમાં નોકરી મળશે કે શું? એવું પણ એક વાર નયનપાળને સહજ વાતમાં પૂછ્યું. નયનપાળે, 'તેને તરત મળશે' એવો જવાબ દીધો. એટલું જ નહિ પણ તું મારી જોડે રહીશ તો મારી પાસે રાખીશ એમ પણ કહ્યું હતું. દુર્ગાદાસે તરત જ કહ્યું, "વાહ! તે તો હું ઘણી ખુશી સાથે સ્વીકારીશ, પછી

મારે શું જોઇએ? જસવંતસિંહ મહારાજાની જેવી ઇમાનદારીથી નોકરી કરી, તેવી મારે ક્યાંઇ પણ કરવી; માટે આપે મારા ઉપર મહેરબાની કરી તો ઘણું જ સારૂં." એ સાંભળી નયનપાળ ઘણો જ ખુશી થયો; અને આ જો મને મદદગાર થાય તો મારા બધા વિચારો પૂરા થશે, એવું તેને લાગ્યું અને આ ખુશીમાં જ દુર્ગાદાસના ખભા ઉપર હાથ મૂકીને એકદમ બોલ્યો; "આવો નોકર મને મળ્યો તો જસવંતસિંહની પદવી મળી. અને બીજું કંઇ મને મળવામાં શી અડચણ રહે? મારા બાપનું મારાથી ઠીક વેર લેવાશે......"

પરન્તુ તેટલામાં તેના મનમાં શું આવ્યું કે તેણે એકદમ પોતાની જીભ કરડીને કહ્યું, "હું આ અફીણના તોરમાં કામ કરૂં છું. વળી હું શું બોલું છું તેનું મને કાંઇ ભાન નથી. કોણ છે રે અહિં! કાલે જ આપણે અહિંથી નિકળવાનું છે એવું મારા મનમાં આવ્યું છે. દુર્ગાદાસજી! તમે રાણીજીનો વિચાર લેશો તો ઠીક થશે. તેમની તબિયત જો ઠીક હોય તો હું કાલે જ અહિંથી નિકળું."

નયનપાળનું આ બોલવું સાંભળી, દુર્ગાદાસને પળ માત્રમાં કંઇનું કંઇ થયું હોય એવું જણાવા લાગ્યું. રખેને રાણી ચંદ્રાવતી મહાલમાંથી નિકળી જવાની બાતમી બહાર ફૂટી જાય તો તેનો પીછો લીધા વિના છોડશે નહિ. માટે ઓછામાં ઓછા ત્રણ દિવસ સુધી તો અહિંનો મુકામ હલવા દેવો નહિ, એવો તેનો વિચાર હતો. કોઇ પણ રીતે તે કરવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો. ઓછામાં ઓછી એક આખી રાત તો તેને આગળ જવાને મળવી જ જોઇએ. પછી શું થશે? તે જોઇ લઇશું. આવો વિચાર કરીને તે ઘણી જ નમ્રતાથી નયનપાળને કહેવા લાગ્યો; "રાજાજી! આપનો બધો હુકમ માથા ઉપર છે; હું આપની પરવાનગીથી જઇને આપનો હુકમ જણાવું છું, પરન્તુ તેમની તબિયત સારી નહિ હોય તો આપે ઉતાવળ કરવી નહિ. તેમને અથવા તેમના છોકરાને કંઇ મંદવાડ થાય તો વિના કારણ આપના ઉપર દોષ આવશે. જેમ હું મહારાણાજીની જોડે સ્પષ્ટ બોલતો હતો, તેમ જ આપની જોડે બોલું છું, કારણ કે આપે મને નોકર તરીકે સ્વીકાર્યો છે તે ક્ષમા કરશો એ જાણીને જ મેં રાણીજીની મરજી પ્રમાણે કરવા કહ્યું છે. ઓછામાં ઓછા એક બે દહાડા સુધી અહિંથી મુકામ ઉપાડવો નહિ એમ હું ધારૂં છું. પણ તેમની ઇચ્છા શું છે? તે હું આપને જણાવીશ!

"ઠીક! ઠીક! જણાવો ત્યારે. હવે તે જલદીથી અમારી રાજમાતા થશે. બાદશાહને તે ખરી ઉદેપુરી મળવાની, ત્યારે અમે તેનું કહેવું ન સાંભળીએ તો અમારૂં શી રીતે ચાલે?" એવું કહીને નયનપાળ ઘણો

હસ્યો. પણ દુર્ગાદાસ એટલો ગુસ્સે થયો ને તેની જીભ કાપી નાંખવી એવું મનમાં આવતાં જ તેનો હાથ કમરની તરવારપર ગયો.

પરન્તુ તે વખત તથા તે પ્રસંગ મુંગે મ્હોંએ ગાળવાનો છે એવું ધારીને તેણે પોતાનો ક્રોધ એકદમ ગુપચુપ ત્યાં ને ત્યાંજ સમાવ્યો તથા ત્યાંથી તે ચાલ્યો ગયો.

નયનપાળને કોઇ જાતની શંકા ન થાય તેથી તે ચન્દ્રાવતીના મહેલમાં ગયો અને પોતાની બ્હેનને મળીને, તેજ પ્રમાણે ત્યાં રહેલી દેવલી નામની ઘણી જ વિશ્વાસુ દાસીને કંઇક કહીને, તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ બહાર આવીને તેણે નયનપાળને કહ્યું કે, "રાણીજીને કંઇ હરકત નથી, પરન્તુ કાલે સાયંકાળે નિકળીશું એવું તેમણે કહાવી મોકલ્યું છે." નયનપાળે પોતાની સંમતિ આપી અને દુર્ગાદાસને કહ્યું કે તેમની ઇચ્છા વિરૂદ્ધ હું કદી પણ જનારો નથી. વળી આઠ દહાડા રહેવાનું કહેત તોપણ મને કંઇ હરકત નહોતી; પણ બાદશાહની ઇચ્છા શી છે? તે પણ ધ્યાનમાં રાખવી જોઇએ ના?" દુર્ગાદાસે "હા હા" કહીને રજા લીધી અને જેમ તેમ બધી તૈયારી કરીને સાંજ પડતાં જ તે ગવલીવાડમાં ગયો. ત્યાં તેણે પ્રથમથી જ બધી તૈયારી કરી મૂકી હતી. ડોળી હતી. બધા વિશ્વાસુ માણસો હતા. મુકરર વખતે માણસો રસ્તે પડયા. રાણી ચન્દ્રાવતીને ઇન્દિરાને માટે વખતો વખત ઘણું ખરાબ લાગતું હતું તથા તેની રક્ષાને માટે દુર્ગાદાસને વારંવાર કહ્યું હતું. રાણીજી ગયા પછી, દુર્ગાદાસ ઘણા કષ્ટથી હાય મારીને પાછો ફર્યો. તેનો બીજો કંઇ ઇલાજ ન હોતો. કોઇ સ્ત્રી રાણીજીના સાથે જોઇએ એવું યાદ આવવાથી તેણે એક ગોવાલણને તેની સાથે મોકલી. સારે નસીબે તે પણ ઘણી પ્રેમાળ અને એક નિષ્ઠાવાળી નિવડી.

જ્યારે માણસો આશરે અરધા માઇલ ઉપર પહોંચ્યા ત્યારે દુર્ગાદાસનો જીવ જરા શાંત થયો અને હું હમણાં ઇન્દિરાને લાવીને બીજા ત્રીજા મકાનપર મળીશ એમ બોલ્યો હતો તેથી અરધો સંતુષ્ટ અને અરધો શું થશે? તેને માટે દિલગીર થતો મહેલ તરફ ચાલ્યો.

તે પાછો આવ્યો ત્યારે તેનું અંતઃકરણ ઘણું જ વિહ્વળ થઇને ધીરે પગલાં ભરતો હતો, પણ એ બિચારો એમાં શું કરે?

અહિંયાં મધ્ય રાત્રિ થઇ ગઇ છે, જ્યાં ત્યાં બધું શાંત થયું છે. ક્યાંઇથી કંઇ પણ અવાજ સંભળાતો નથી. નયનપાળનાં માણસોમાંના કેટલાકોએ હમણાં ગાવા બજાવાનું છોડી દઇને પોતાની ધાબળી તથા ચાદરો બિછાવી અને તેના ઉપર તેઓ નિરાંતે ઘોરતા હતા. બધા જીવો નિરાંતે સૂતેલા હોવા જોઇએ એવી તે જગ્યાની શાંતતા હતી. માત્ર વખતે વખતે વડવાગળાંની પાંખનો ફડફડાટ તે શાંતતાને દૂર

કરતો હતો, એટલું જ. એવે વખતે ચન્દ્રાવતીના મહેલમાંથી એકાએક મોટો રડવાનો અવાજ સંભળાવા લાગ્યો. કોઇ પણ ઘણું જ વહાલું મરી જાય તેથી જે પ્રમાણે શોક થાય છે તે પ્રમાણે રડાકુટ થવા લાગી.

સ્ત્રીઓ બે અથવા ત્રણ જ છે એવું જણાતું હતું. નયનપાળના માણસોએ તેને આ ખબર આપ્યા, તેથી તેણે દુર્ગાદાસને બોલાવી ત્યાં તપાસ કરવાનું કહ્યું; 'કંઇ નહિ હશે મહારાજ! રાણીજીને મહારાણાનું સ્મરણ થયું હશે ને તેથી તે શોક કરતાં હશે એવું મારૂં ધારવું છે,' એમ દુર્ગાદાસે કહ્યું; તથાપિ 'આજ્ઞા પ્રમાણે જાઉં છું,' એમ કહીને તે ત્યાં ગયો. થોડીવારે પાછો આવ્યો, તે ચોધારથી રોતો જ આવ્યો. નયનપાળે તેને નાના પ્રકારથી પૂછ્યું કે, "થયું છે શું?" ત્યારે તેણે ઘણા રોવાની સાથે જણાવ્યું કે "શું કહું મહારાજ! સર્વ પ્રકારે ઘાત થયો છે. મહારાણાનો વંશ નાશ પામ્યો છે. તેના દુશ્મનોને જે જોઇતું હતું તે જ થયું છે." એવું કહીને તે ઘણો જ રડવા લાગ્યો. આખરે તેને ઘણો જ શાંત પાડયો ત્યારે તે બોલ્યો, "પેલું નાનું છોકરૂં મરી ગયું તેથી રાણીજી આટલો કલ્પાંત કરે છે. તેમને ધીરજ આપવાને કોઇ પણ સમર્થ નથી. આવી વખતે તેને દિલાસો પણ કોણ આપે? હું હવે જાઉં છું ને તે છોકરાને દાટવાની તૈયારી કરૂં છું; કારણ તે જેટલું જલદી થાય તેટલું સારૂ. હવે તે મુડદું તેની આંખની આગળ રહેવા દેવું કામનું નથી." એટલું કહીને તે પાછો શોક કરવા લાગ્યો. નયનપાળને આ બનાવથી શું લાગ્યું તે કહેવું બહુ જ મુશ્કેલ છે. 'આ બનાવ હું બાદશાહને મોઢે કેવી રીતે કહી શકીશ અને તે મને શું કહેશે? ચન્દ્રાવતી રાણીને ગર્ભવતી જ દિલ્લીમાં લઈ જઇને તેની વ્યવસ્થા સારી રીતે રાખવી એવું તેના મનમાં હતું; અને જસવંતસિંહને છોકરો થાય તો તે જોધપુરના રાણાને પોતા પાસે રાખીને ઉછેરવો એવી પણ તેની ઉમેદ હતી; અને તે પ્રમાણે તેણે ઘણીવાર બોલી પણ દેખાડયું હતું; પણ અરે! આ કેવો ઉલટો પ્રસંગ થયો? જાઓ, જાઓ, તમે કહો છો તે જ વાત ખરી છે. હવે તે મુડદાંની બને તેટલી ઉતાવળથી વ્યવસ્થા કરો;" એવું કહીને તેણે દુર્ગાદાસને ચન્દ્રાવતીના મહેલમાં મોકલ્યો. ત્યાં પુનઃ મોટો કલાપીટનો આરમ્ભ થયો. પુનઃ દુર્ગાદાસ બહાર આવ્યો તથા નયનપાળને કહ્યું; "મહારાજ! રાણીજી કહે છે કે હું મારે હાથે એ કુંવરને ખાડામાં મુકીશ. હું કોઇને પણ તેને હાથ લગાડવા દઇશ નહિ. હવે શું કરવું? આપ અહિંઆંની સ્ત્રીઓ શિવાય બધાંને બહાર બોલાવીને એક કલાક અંદર જવાની મનાઇ કરો તો ઠીક. દુર્ગાદાસ અંદર ગયો. તેણે આગલા ભાગમાં ખુલ્લી જગ્યા હતી, ત્યાં પોતાને હાથે એક ઉંડો ખાડો ખોદ્યો અને પછી અંદર

જઇને રાણીજીને કહ્યું. રાણીજી તો પોતાના ખોળામાં તે મુડદું લઇને એકસરખાં કલાપીટ કરતાં હતાં. "અરે બેટા! તેના પછવાડે તું પણ થયો; રે! પણ શા માટે તું જીવતો રહ્યો નહિ? અરે! આજે સવારથી તું રડયો પણ નથી. હવે શું કરૂં? તને કયાં જોઉં? તારે માટે દુર્ગાદાસે તથા દાસીઓએ મને સતી થવા દીધી નહિ, પણ હાય! તું આખરે મને છોડીને ગયો. અરે હવે હું શું કરૂં? હવે શું કરવાનું છે? પૃથ્વી ગયો તો ગયો પણ તું પણ ગયો. હવે મારે સતી થવા શિવાય બીજું કંઇ જ કરવાનું નથી. પણ ચાલ, હવે હું મારે હાથે એક વખત તને દાટું; તારા ઉપર માટી નાખું છું; કાલે હું પોતે બળી મરીશ." દુર્ગાદાસે બધી કલાપીટ સાંભળીને તેને દિલાસો આપવાનો પ્રયત્ન કર્યો. બેઉ દાસીઓએ તેના ખોળાપરનું મુડદું લેવાનો યત્ન કર્યો, પરન્તુ તેણે તે લેવા દીધું નહિ અને આખરે પોતે જ તે લઇને ઉઠી; અને "દુર્ગાદાસ! મને તે ખાડો કયાં છે? તે દેખાડો," એવું કહીને તે આગળ થઇ. દુર્ગાદાસે તેને ખાડો દેખાડયો ત્યારે તેણે મોટી રડાપીટ સાથે તથા બૂમો પાડતાં, તે કપડામાં વિંટાળેલું શબ તે ખાડામાં મૂકયું. દુર્ગાદાસે તેનાપર માટી નાખી. દાસીઓ દીલાસાના શબ્દ કહેતી કહેતી તેને અંદર લઇ ગઇ. પછી અત્યંત શોકગ્રસ્ત ચહેરા સાથે દુર્ગાદાસ બહાર આવ્યો.

રાણીજીને શોક ઘણો જ થયો છે, તથાપિ છોકરાને ખાડામાં ડાટયા પછી તેનો વેગ કંઇક ઓછો થયેલો જણાયો. પોતે બીજે દહાડે સતી થવાનો ઘણો આગ્રહ કર્યો, પરન્તુ તેમ કરવા દેવાની કોઇએ પણ હા પાડી નહિ. તેના ઉપર વિશેષ કરડી નજર રાખવી અને બીજે દહાડે જ અહિંથી નિકળવું, એવું નયનપાળે ઠરાવ્યું; પણ આખરે ઓછામાં ઓછા બીજા ત્રણ દિવસ અહિંથી ખસવું નહિ, એવો બધાનો આગ્રહ થવાથી તથા તે વિનતિના રૂપમાં નયનપાળ પાસે આવ્યાથી, તેણે તેટલું કબુલ કર્યું. આ ત્રણ દહાડામાં રાણીજીના શોકની ઘણી ઉતરતી કળા થઇ. દુર્ગાદાસ એક બે વખતે તેની પાસે જતો હતો.

ત્રીજે દિવસે દુર્ગાદાસ ત્યાં ગયો ત્યારે એક ચમત્કાર થયો. નયનપાળે મુકરર કરેલા પહેરેદારોમાંથી એક તેની પાસે જઇને બોલ્યો; "મહારાજ! મહારાજ! કંઇ દગાનું ચિહ્ન જણાય છે. આપ રાણીજીને અહિંથી દિલ્લી તરફ લઇ જવા કરો છો, પણ દુર્ગાદાસનો વિચાર આપને દગો દઇ, અહિંથી નિકળી જવાનો હોય; એમ જણાય છે. આપ નજર રાખશો તો જ સારૂં છે; નહિ તો તમને દગો દઇ બધાં જતાં રહેશે. તેમની દાસીઓમાંની એકના બોલવાપરથી મને આવો સંદેહ આવ્યો છે. મેં તેને પૈસાની લાલચ આપીને બધી વાત પૂછી છે ને મારી તો ખાત્રી થઇ

છે. ચાકરનો ધર્મ કહેવાનો છે, માટે આપને જાણ કરૂં છું. જેવી આપની ઇચ્છા હોય તે પ્રમાણે કરજો."

નયનપાળે તેને કેટલાક સવાલો પૂછ્યા અને પોતે શું કરે છે? તેનો કંઇ પણ વિચાર કર્યાં વિના, એકદમ દુર્ગાદાસને બોલાવીને કહ્યું; "તું હવે રાણીજીને મળવા જતો ના," એવો સખ્ત હુકમ આપ્યો. દુર્ગાદાસ ચકિત થઇને, "એમ શા માટે?" એમ પૂછવા લાગ્યો; પરન્તુ તેને સરળ જવાબ મળ્યો નહિ, ત્યારે તે ઘણી જ શાંતિથી બોલ્યો; "હું હવે આપનો આજ્ઞાંકિત છું, તેથી હવે આપનો હુકમ માંનવો, એ મારી ફરજ છે. પણ જ્યાંસૂધી મારી શેઠાણી પાસે છે ત્યાંસૂધી તેમની સેવા મને કરવા નહિ મળે, તો આપની સેવા કરવામાં પણ મને શો લાભ? મને રજા આપવામાં આવે તો હું મારવાડમાં મારા ગામમાં જઇશ. મારે હવે કોઇની નોકરી કરવી નથી.

દુર્ગાદાસ એવું બોલતો હતો, તે વેળાએ નયનપાળના મનમાં શું આવ્યું હશે, તે કોણ જાણે? તેણે એકદમ તેને કહ્યું, "તમે ખુશીથી તમારે રસ્તે જાઓ! હું રાણી ચન્દ્રાવતીને લઇને હમણાં ને હમણાં દિલ્લી તરફ કુચ કરૂં છું.' પછી તેણે તરત જ પડાવ ઉઠાવવાનો હુકમ કર્યો.

દુર્ગાદાસના મનની સ્થિતિ શું સારી થઇ હશે?



## પ્રકરણ ૧૧ મું.



### પદ્માની હિમ્મત.

ચાલો, બીજી તરફ વળો! હવે આપણે દુર્ગાદાસને અને ઇન્દિરાને નયનપાળના હાથમાં છોડીને બીજી જગ્યાપર જઇએ. ચન્દ્રાવતી રાણી ઘણી દિલગીરીથી ઇન્દિરાને પોતાની જગ્યાએ બેસાડીને, પોતાનો તથા પોતાના કુળના બાળકનો જીવ બચાવવા માટે કબૂલ થઇ; તે ગવલીવાડમાં ગઇ અને ત્યાંથી પોતાના વિશ્વાસુ ચાકરો જોડે પહેલાં કરેલી યોજના પ્રમાણે ચાલી ગઇ, એ વાંચનારને માલુમ છે જ. એ વખત સુખમાં મુસાફરી કરવાનો નહોતો, એ ખુલ્લું જ છે; તેથી જીવ લઇને નહાસી જવા માટે જેટલી બની શકે એટલી ઝડપથી માણસો મુસાફરી કરતા હતા. ચન્દ્રાવતીનું મન ઘણીક રીતે ચિન્તાતુર થયેલું હતું. "મારી પછવાડે ઇન્દિરાનું શું થશે? બાદશાહના જનાનામાં જાય ત્યાંસૂધી તે છૂટશે નહિ તો તેની શી અવસ્થા થશે? મારા છોકરાને અને મને નસાડી મૂકવા માટે પોતાના અને પોતાની બહે-

નના પ્રાણ તરફ પણ નહિ જોનાર દુર્ગાદાસ, જો બાદશાહની જાળમાં ફસાયો અને એકંદર વ્યૂહ જો બહાર પડયો તો તેનું શું થશે ? બાદશાહ તેના શા હાલ કરશે ?” આ બધાનો વિચાર કરતાં કરતાં તેને જેટલી ચિન્તા થઇ, તેટલી પોતાનું રક્ષણ કેમ થશે ! તેને માટે તેને ચિન્તા ન હોતી. મન જેટલું ફસાવે છે, તેટલું દુશ્મન પણ ફસાવી શકતો નથી, એ કહેવત કાંઇ ખોટી નથી. તેણે પોતાના મનમાં જ, બાદશાહથી તથા નયનપાળ તરફથી, તેમને હજારો જાતનાં દુ:ખો થયાની કલ્પના કરી, પણ તેમાંનું પ્રત્યક્ષ કાંઇ જ નહોતું. એ જ પ્રમાણે વળી મન્દિરમાં ચન્દ્રાવતી નથી, પણ ચન્દ્રાવતી અને તેનો પુત્ર, કયારનાંએ નાસી ગયાં છે એવી બાતમી નયનપાળને અને બાદશાહને મોઢે જવાથી એ ગુસ્સે થઇને તેના શા હાલ કરશે ? તે વિચારમાં તેની કલ્પનાની હદ રહી નહિ, ને તેથી તેના મનમાં ઘણી જ ચિન્તા ઉત્પન્ન થઇ. કલ્પનાથી માણુસ જેટલાં સંકટો પોતાના અથવા પોતાના ઇષ્ટમિત્રો ઉપર લાવે છે, તેટલાં ખરેખર તેમના ઉપર આવે છે કે નહિ? તે શંકા જ છે. તે જ પ્રમાણે, “આપણે નિકળ્યાં તો ખરાં, પણ પેલા પહાડી લોકોના સપાટામાંથી સાવચેતિથી પોતાના દેશમાં ક્ષેમકુશળ પહોંચશું કે નહિ ! ઇત્યાદિ વિચારો આવવાથી, તેના મનમાં ઘણી દિલગીરી ઉત્પન્ન થઇ. મારા તથા મારા કમનસીબ છોકરાના બચાવને માટે દુર્ગાદાસે આટલો વ્યૂહ રચ્યો, પરન્તુ મનસુબા પ્રમાણે બધી રીતે પાર પડી, અમે ક્ષેમ-કુશળ જોધપૂરમાં જઇ પહોંચશું અને ત્યાં ગયા પછી બાદશાહ તરફથી કાંઇ પણ અડચણ નહિ આવતાં, હું મારા છોકરાને ઉછેરીને, નામના કરવા જેવો કરી શકીશ કે નહિ ? તેની કલ્પના પણ તેનાથી થતી નહોતી.

તેને જોધપૂરનું રાજ્ય હવે પોતાના વંશમાં રહેવું ઘણું જ અશકય લાગ્યું. જો આ કુંવરના હાથથી વંશની ફરીને પ્રતિષ્ઠા થવાની હોત તો હમણાં સુધી આટલાં સંકટો અમારા ઉપર શા માટે આવત ? સર્વ સારી રીતે કેમ ન ચાલત? આવા વિચાર તેના મનમાં આવતાં, તે ઘણી જ નિરાશ થઇ ગઇ અને હવે સંકટો શિવાય બીજું કાંઇ પણ મળવાનું નથી, એવી તેના મનની હમણાં પકકી ખાત્રી થઇ ગઇ.

પુન: તેને વિચાર થયો કે, “આ છોકરો ઘણો જ ખરાબ ગ્રહમાં જન્મ્યો છે. તેણે જન્મ લીધા પહેલાં પોતાના ભાઇને તથા બાપને ખાધા, જન્મ થયો નહિ તેટલામાં જ મારા પાતિવ્રત્ય અને ધર્મપર ધાડ આવી. મારા કુટુંબમાંજ નહિ પણ ચાકરો ઉપર પણ મોટાં દુ:ખો આવ્યાં અને હવે આગળ કયાંસુધી તે પહોંચશે, તેનો કાંઇ અંદાજ નિકળતો નથી;’ આવા વિચારથી, તે કુંવરની સંભાળ રાખવામાં તથા તેને ધવરાવવામાં પણ ઘણી બેદરકાર થઇ. તેનું મન નિરંતર પોતાના દુ:ખમાં નિમગ્ન

રહેતું હતું. સાથેનાં માણુસો દુર્ગાદાસના અત્યંત વિશ્વાસુ નોકરો હતા, જ્યાંસુધી તેઓના દેહમાં પ્રાણુ હોય ત્યાંસુધી તેના અથવા તેના બાળકના વાળને પણુ ધક્કો લાગવાનો સંભવ ન હોતો.

મુકામો કરતાં કરતાં ચાલ્યાં. જરૂર જેટલો જ મુકામ કરતાં હતાં. ખાવાનું થયું કે પાછી પાલખી ઉપાડી જ છે. ભોઇયોએ પોતાના પગ તરફ જોયું નહિ. જેમ બને તેમ ઓછો આરામ લઇને રસ્તો કાપવા તરફ જ તેઓનું ચિત્ત હતું. રસ્તો ઘણો જ વિકટ હતો. ધોરી રસ્તા ઉપર જવાનો લાગ નહોતો. કઇ વેળાએ શું થાય, કોઇ મળે તો શું થાય, તેનો કાંઇ નિશ્ચય નહોતો; તેથી જેમ બને તેમ આડે રસ્તે જવાની તેઓને જરૂર પડતી હતી. કાબુલના રસ્તાઓ વિકટ છે. ભયંકર પહાડોમાં કોઇનો એકાદિ જગ્યાપરથી જો પગ લપસ્યો તો તેનાં હાડકાં મળવાં પણુ કઠણુ. પરન્તુ તેના સેવકોને તેની કંઇ પણુ દરકાર ન હોતી. પોતાની કુળસ્વામિનીના નામનો જયઘોષ કરીને, પહાડોના વિકટ માર્ગોમાંથી તેઓ ઝપાટાબંધ પાલખી ઉપાડી ચાલતા હતા.

ગિયાસુદ્દીન નામનો એક ભોમિયો જસવંતસિંહનો ઘણો જ વિશ્વાસુ હતો. બધા જ ગ્રહ ફર્યા છે ત્યારે આ ગિયાસુદ્દીન વિશ્વાસુ શા માટે રહે? આવો વિચાર પણુ રાણી ચન્દ્રાવતીના મનમાં આવ્યા શિવાય રહ્યો નહિ. માણુસનો કાળ ફર્યાથી સર્વ કાંઇ ફરે છે, એ ખરૂં છે. તેથી રાણી ચન્દ્રાવતીને તેવું જણાય, એમાં કાંઇ નવાઇ નથી. ગિયાસુદ્દીન જસવંતસિંહનો ઘણો જ વિશ્વાસુ માણુસ હતો. રાણાએ કાબૂલમાં આટલો ત્રાસ બેસાડયો અને ત્યાંના બધા દગાફિસાદ બેસાડી દીધા, તેમાં ત્રણુ ભાગનો શ્રમ આ ગિયાસુદ્દીને લીધો હતો એમ કહીએ તો ચાલે. મોટ મોટા પહાડો ઉતરીને પહાડી મુસલમાનોનાં ઝુંડોને હરાવવાને, બધા રસ્તાઓની, ખોની, ભોંયરાંની, માહિતી જોઇએ, તે ગિયાસુદ્દીનની મદદ વિના કદી પણુ મળત નહીં. એ ગિયાસુદ્દીન, પૃથ્વીસિંહના મરવાની ખબર સાંભળતાં જ બાદશાહ ઉપર ઘણો ગુસ્સે થયો હતો. બાદશાહે કપટથી જ તેનો જીવ લીધો છે, એવું કહીને તેણે બાદશાહને ઘણી ગાળો દીધી હતી. પોતાનો (જસવંતસિંહ) તે દુઃખથી મરણુ પામ્યો, ત્યારપછી તેણે એક નિષ્ઠાથી ચાલવાના દુર્ગાદાસની પાસે સોગંદ લીધા હતા. ઇત્યાદિ બાબતો રાણી ચન્દ્રાવતીને માલમ નહોતી, એમ નહોતું. તે બધું જાણુતી હતી. પરન્તુ તેનું મન અત્યંત વિહ્વળ થઇ ગયું હતું, તેથી શાને તથા કોને માટે શંકા આવે, તેનું કાંઇ ઠેકાણું નહોતું. તેનું મન ઘણું જ શંકાશીલ થયું. આ વખત જ એવો હતો કે, શંકા સહજ રીતે ઉત્પન્ન થયા વિના રહે નહિ.

જે રસ્તાપરથી આ મુસાફરોને જવાનું હતું, તે માર્ગ એવો હતો

કે, તેમાં હમેશાં ચાલનાર, ફરનાર માણુસના શિવાય કદી કોઇને તે જડે એવો નહોતો અને એકાદો કદી સહજ તેમાં ગયો તો તેમાંથી જીવતો નિકળવાની આશા જ નહોતી; પરન્તુ તેથી સૌ વાતની સરળતા થઇ. ગિયાસુદ્દીન ત્યાં જ ફરનારો અને રહેનારો હતો. એક વખતે જસવંતસિંહે મોટા કાલાવાલાથી તથા શરતથી તેનો જીવ બચાવ્યો હતો, એટલું જ નહિ પણ તેને જીવતદાન આપેલું હતું; તે પછી તે આશ્રમમાં આવીને તેનો એકનિષ્ઠ નોકર બન્યો હતો. પહાડી લોકોમાં એ ખાસ ગુણો હોય છે, કે જેને એકવાર પોતાનો સ્વામી કહ્યો તો તેના કામને માટે દેહ પડે ત્યાંસૂધી તે પાછા હઠતા નથી; તેથી ગિયાસુદ્દીન પોતાના જીવ તરફ નહિ જોતાં કામ કરશે કે નહિ, એવી શંકા દુર્ગાદાસના મનમાં કદી પણ આવી ન હોતી. તેણે એકવાર બધી બીના તેને કહીને ચન્દ્રાવતીની જોડે મોકલ્યો. ગિયાસુદ્દિનના જેવા બીજા ચાર રજપૂત વીરો ચંદ્રાવતીની જોડે હતા. વાંચનારાઓએ જેનું નામ એક વખતે પહેલાં સાંભળ્યું છે તે શિવસિંગ, બીજો રામસિંગ, ત્રીજો જગત્સિંગ, અને ચોથો હરપાળ. આ ચાર જણાએ દુર્ગાદાસની પાસે સોગંદ લઇને જસવંતસિંહનો વંશ કાયમ રાખવાનો નિશ્ચય કર્યો હતો.

આટલા પ્રાણ આપનારાઓ સાથે હોવાથી એક જાતની નિડરતા ચંદ્રાવતીને જણાતી હતી, પરંતુ મનની ક્ષીણ સ્થિતિમાં આવી નિડરતા ઘણો વખત ટકતી નથી. એ સમે નાના પ્રકારના સંશય ઉત્પન્ન થાય છે તથા તે સંશયથી સંકટ પરંપરા કલ્પીને, માણુસ પોતાને દુઃખી કરી લે છે. ચંદ્રાવતીની પણ આવી જ સ્થિતિ હતી અને તે ઘણા જ ઉદાસીન મનથી પોતાની ડોળીમાં બેસી રહેતી હતી. આવી રીતે લગભગ ચોથો દહાડો ગયો. ગિયાસુદ્દીને પોતાના સાથીઓને મોટી ખુશાથી કહ્યું કે; "હવે આપણે રસ્તે પડયા. ને સંકટમાંથી છૂટયા, એવું કહેવામાં કાંઇ જ હરકત નથી. હવે આડા રસ્તા પરના પહાડો પૂરા થયા છેઃ અને ઘણા સંકટના રસ્તા પણ નથી. એક પહાડ થોડો મુસ્કેલ બાકી રહ્યો છે; પણ તે ઉતરી ગયા કે ઘણા જ નિર્ભય થઇશું." આ બોલવું સાંભળીને ચંદ્રાવતીને ઘણો જ આનંદ થયો અને તે કાંઇ બોલવા જાય છે, એટલામાં કોઇ રૂવે છે, એવો અવાજ તેના કાનપર પડયો અને તે રોનારી સ્ત્રી હોવી જોઇએ એવું તેને જણાયું. બીજાને પણ તે રોવાનો અવાજ સંભળાયો, તેથી શું છે તે જોવા માટે જે તે ચારે બાજુએ જોવા લાગ્યાં. પરંતુ આ પહાડી પ્રદેશમાં જ્યાં ત્યાં થતા અવાજનો પ્રતિધ્વનિ નિકળ્યાથી, મૂળનો શબ્દ કયાંથી નિકળે છે તે સમજાયું નહીં. બધાં માણસો ઘણું જ લક્ષ આપીને સાંભળતાં જ હતાં, પરંતુ તેમાં શિવસિંગ વધારે

કાળજીથી કાન આપતો હતો, એવું જણાયું. આ અવાજ ક્યાંઇ પણ મેં સાંભળેલો જણાય છે, એવો તેને પહેલાં ભાસ થયો. તેથી ફરીથી તેણે ઘણી જ બારીકીથી ધ્યાન લગાડીને સાંભળ્યું, ત્યારે તેને પહેલાં જે ભાસ તરિકે જણાતું હતું તેનો નિશ્ચય થયો. આ અમુક અવાજ, અમુક માણસનો અને અમુક જગ્યાપર પોતે સાંભળેલો છે એવો નિશ્ચય તેને થતો નહોતો, પરંતુ અવાજ તો સાંભળેલો છે, એવું મનમાં આવતાંજ તેણે પોતાના સોબતીઓને કહ્યું, "કોઇ પણ મુસાફર આ પહાડમાં સપડાયલો હોવાથી પહાડી લોકોના ઝપાટામાં આવ્યો છે. તેને છોડાવવો એ આપણું કામ છે. જેણે પેલા માણસ ઉપર હલ્લો કર્યો છે તે આપણા ઉપર કાં હલ્લો ન કરે ? માટે આપણે પહેલેથી જ તે કોણ છે? શું છે? તે જોઇને સાવચેત રહીએ તો સારૂં. હું જાઉં છું ને બધે તપાસ કરૂં છું ને જો બને તો તે સંકટમાં પડેલા માણસને છોડાવીને આવું છું." તે આમ બોલતો હતો, તેટલામાં જ ચંદ્રાવતીએ પોતાની ડોળીની પાસે બધાને બોલાવીને કહ્યું, "મારા જેવી જ કોઇ પણ અનાથ સ્ત્રી સંકટમાં પડી છે, તેને છોડાવીને લાવો ત્યાંસુધી અહીંથી હું મુદ્દલે હાલીશ નહીં એવો મેં નિશ્ચય કર્યો છે. દુઃખથી ભરેલા પ્રાણીનું રોવું અને આર્તનાદ સાંભળીને તેનો પ્રાણ નહીં બચાવતાં પોતાને રસ્તે જવું એ રજપૂતોને મુદ્દલે ઉચિત નથી."

ચંદ્રાવતીનું બોલવું સાંભળતાંજ ગિયાસુદ્દીને એકદમ તેને કહ્યું, "રાણીજી! આપ કહો છો તે ખરૂં છે, પરંતુ હાલમાં આપણા ઉપરનો વખત એવો છે કે, આપણે રસ્તાપર એક પળ પણ ગાળવી ઉપયોગી નથી. કોણ જાણે કાબુલમાં કંઇ થયું હોય, નયનપાળને આપણું બધું કપટ જણાઇ આવ્યું હોય અને તે કદાચ આપણી પછવાડે આવતો પણ હશે; આવી વખતે આપ જો આવી રીતે વખત ગુમાવશો તો પશ્ચાત્તાપ કરવો પડશે અને આટલી કરેલી મહેનત નકામી જશે. અમારો આ નાનો મહારાણો જો આખરે શત્રુના હાથમાં સપડાય તો પછી શું રહ્યું ? આપ ક્ષેમકુશળ જોધપૂરમાં પહોંચશો તો ઘણાં દુઃખપીડિત માણસોની રક્ષા કરી શકશો; પણ હમણાં આ જગાએ જો વખત ગુમાવ્યો તો કોણ જાણે આપના ઉપર જ એકાદું સંકટ આવી આપનો જીવ કેમ નહિ જાય !"

ગિયાસુદ્દીનનું બોલવું ચન્દ્રાવતીએ ધીરજથી સાંભળ્યું; પરન્તુ તે પૂરૂં થતાં જ તેણે કહ્યું; "ગિયાસુદ્દીન! તું કહે છે તે ખરૂં છે. પણ ભાઇ ! રાજમાં પહોંચવાનું તથા આ છોકરાને ઉછેરવાનું પણ કામ શું ? દુઃખી માણસોનું રક્ષણ તેના હાથથી કરવાને માટે જ કેની ! જાઓ, હવે રસ્તામાં પ્રત્યક્ષ આપણને રોવાનો તથા બૂમો પાડીને મદદ માગવાનો જેનો અવાજ

સંભળાય છે, તે પ્રાણીને છોડાવો; નકામું બોલવામાં વખત શા માટે ગુમાવો છો? તે બિચારી કોઇ દુષ્ટના હાથમાં ફસાઇ હશે તે મરી જશે. મૂકો મારી ડોળી! અહિંજ મૂકો! ઘણું તો એક બે મારા રક્ષણને માટે અહિં રહો અને બીજા બધા તે ગરીબ ગાયને છોડાવવા જાઓ. હું હવે તેના શિવાય અહિંથી હાલવાની નથી."

તે સાંભળતાં જ શિવસિંહ આગળ વધીને બોલ્યો; "રાણીજી! આપના હુકમ પ્રમાણે કરવાને હું તૈયાર છું. જો કોઇ એકલા દુઃખથીજ રોતું હશે તો તેને છોડાવીને હું આપની પાસે લાવીશ, તો જ હું ફરી આપને મોં દેખાડીશ. પણ આપ હઠ કરીને અહિં બેસશો નહિ. આગળ ચાલો. હું તે સ્ત્રીને છોડાવીને આપ એક મુકામ ગયાં ન ગયાં એટલામાં આપની પાસે લાવીને તેને ઉભી રાખીશ: આપે તેને માટે જરા પણ ચિન્તા રાખવી નહિ. આ શિવસિંહની આટલી પરીક્ષા જુઓ." ચન્દ્રાવતીના મનમાં શું આવ્યું તે પ્રભુ જાણે, પણ તેણે પોતાની હઠ છોડી નહીં, પરન્તુ શિવસિંહે જ્યારે પ્રતિજ્ઞાપૂર્વક ફરી કહ્યું કે, "હું એ રોતી સ્ત્રીની તપાસને માટે જાઉં છું ત્યારે તેણે પોતાની ડોળી ત્યાંથી ખસેડવાનું અનુમોદન આપ્યું. શિવસિંહની જોડે વળી હરપાળ તથા રામસિંહ જવાને તૈયાર થયા; પરન્તુ રાણીની જોડે રક્ષણાર્થે તેમની જરૂર હતી. કેઇ વખતે શી જરૂર પડશે, તેનો કાંઇ મેળ નથી, ને હું એકલો તેમની મરજીથી જ જાઉં છું, નહિ તો હું કદી પણ જાત નહિ; વળી હું એકલો જાઉં તો પણ મને કાંઇ ડર નથી, એવું કહીને તે ચાલવા માંડયો. પહેલાં તો તેને તે શબ્દ કયાંથી આવે છે તે બરાબર સૂઝયું નહિ. ત્યારપછી એકવાર બરાબર ધ્યાન લગાડીને, તે અનુસંધાનની તરફ ચાલ્યો. જતાં જતાં એક જગાપર મોટા ભારે પહાડની બાજુના ઝાડની નીચે તેની નજરે નીચેનો દેખાવ પડયો. એક મજબૂત બાંધાનો ભિલ્લ, જેને વિન્ધ્યાદ્રી ઉપર આબુના પહાડપર અનેકવાર જોયેલો હોવો જોઇએ, તે તેને જણાયો. તેના શરીર ઉપર ઓછામાં ઓછા પચાસ જખમો થયેલા હતા તેવી જ સ્થિતિમાં તે ઝાડની પાસે ઉભો રહીને બેઉ મોગલોની જોડે લડે છે; ને દીન થઇને, "દોડો! દોડો! કોઇ છોડાવો!" એમ ગભરાટમાં બોલતી એક યુવાન્ સ્ત્રી તેની પછવાડે ઝાડને ટેકીને ઉભી છે. તે સ્ત્રીને જોતાં જ તેના મનમાં કાંઇ ઓળખાણ જેવું જણાયું, તેથી તરત જ તેણે પોતાની બંદૂક ઉપર હાથ મૂકયો. પરન્તુ હમણાં તરત બંદૂક મારવાનું કામ નથી, એવું મનમાં ધારીને તેણે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને, તે પેલા બે મોગલના ઉપર ધસ્યો. તે બેઉ જણા પેલા ભિલ્લ ઉપર પોતાની શક્તિનો શિક્કો મારવામાં ચકચૂર થયા હતા, તેથી

એકના ગળા ઉપર શિવસિંહે તરવાર ઉડાડીને મારી, તે કોઈને જણાય નહિ ને તે એકદમ નીચે પડયો. તે એટલા જોરથી મેં તેનું ડોકું ધડની જોડે ઝુલતું રહ્યું તથા ધડ તરફડ તરફડ થઈને બીજો તો તે જોઇને એટલો ચકિત થઇ ગયો કે, શું બન્યું તેનું ભાન ભાન જ રહ્યું નહિ. તે શુદ્ધિમાં આવી સાવધ થાય છે, તેટલામાં શિવસિંહની તરવારે, તેણે જે હાથમાં તરવાર પકડી હતી, તે હાથને થડથી જુદો કરી નાખ્યો અને બીજો ધા પીઠ ઉપર કર્યો જેથી તે ઉંધો પડયો. એ બધું એટલા થોડા વખતમાં થયું કે, તે સ્ત્રીને આ શું છે? આ કીયો વીર આવ્યો તથા તે આપણને છોડાવવાને માટે આવ્યો છે કે આપણા શત્રુની મદદ માટે આવ્યો છે તેને માટે વિચાર કરે છે, એટલામાં શિવસિંહ પેલા ભિક્ષુ પાસે જઇ પહોંચ્યો અને બોલ્યો; "બલી! શાબાસ, શાબાસ. પણ તમે બેઉ અહિં કયાંથી આવ્યાં? બલી ભિક્ષને આ પ્રમાણે નામ લેનાર પોતાની જોડે કોણ બોલે છે તે સમજવાની સ્થિતિ નહોતી. તેને ઘણા જ જખમો થયાથી લોહી વહેતું " અને તેથી તે ઘણો જ અશક્ત થયો હતો. તે પડી ગયો તેથી ડી જવાબ કોણ આપે? જા, તેના સવાલનો જવાબ આપનારી માત્ર મેં જુવાન સ્ત્રી જ હતી. ગમે તો પોતાને છોડાવનારનો અવાજ તેણે ઓળખ્યો હોય અથવા તો બીજું કોઈ કારણ હોય, પણ તે શરમથી કાંઈ બોલી શકી નહિ. તેના ચહેરાપર કાંઇક બીજી જ જાતનો સંતોષ જણાવા માંડયો. તેણે પોતાની નજર પોતાના પગ તરફ લગાડી હતી; પરન્તુ વખતોવખત તે આડી નજરથી શિવસિંહ તરફ કટાક્ષ ફેંકતી હતી, તે ઉઘાડું જ હતું. શિવસિંહે તેને ઓળખી હોય અથવા બીજા કોઈ કારણથી, તેણે તેને વધારે સવાલ કર્યા નહિ, પણ કેટલોક વખત સુધી તે તટસ્થ ઉભો રહ્યો: માત્ર તે તેના ચહેરા સામું એકસરખો જોતો હતો. આખરે આવી રીતે કેટલો વખત ઉભાં રહેવું, એવો વિચાર કરીને જ તે સ્ત્રી તરફ જોઇને બોલ્યો; "આવા ભયંકર સ્થાનમાં બલી ભિક્ષુની જોડે કયાં આવી? ઘરનાં બધાં માણસો ખુશીમાં તો છે ના? કે કંઇ સંકટ આવ્યાથી આવો પ્રસંગ આવ્યો છે?"

ઘણા જ સંકટમાં પડયા પછી ઘણી જ સંતોષકારક હકીકત બન્યાથી જેમ એકાદાને સંતોષ થાય છે, તેમ પેલી તરૂણીને આ વખતે થયું, દુ:ખમાંથી છૂટવાના સંતોષ કરતાં પણ વધારે સંતોષ તેના ચહેરા ઉપર જણાયો. તેણે શિવસિંહનો ઉપલો સવાલ સાંભળ્યો, પરન્તુ આનંદની લહેરમાં, પુછનાર માણસને જવાબ અપાતો નથી, એવી તેની સ્થિતિ થઇ હતી, તેથી તે ગુપચુપ તેની સામે ઉભી રહી.

શિવસિંહે ફરી આતુરતાથી તે જ સવાલ પૂછ્યો ત્યારે તે હળવેથી
સંભળ..
"હા! હું જ્યારે ત્યાંથી નિકળી તે વખતે તો બધાં માણસો
ગુમાવે
માં હતાં, પણ હું નિકળ્યા પછી શું થયું હશે? તે કોણ જાણે.
મૂકો
"એટલે?" શિવસિંહે ઘણી જ આતુરતાથી પૂછ્યું, "તું શા માટે નિકળી? પછવાડે શું થયું તે તારા જાણવામાં છે?"

"તે બનાવ હું હવે થોડીવારમાં કહીશ. પહેલાં બલીની શી અવસ્થા થઇ છે, તે આપણે જોવી જોઇએ. મારે માટે તેણે પોતાનો જીવ જોખમમાં નાંખ્યો છે;" એવું કહીને તે એકદમ તેની પાસે ગઇ. બલી હમણાં શુદ્ધિમાં આવ્યો હતો. તેની પાસે જતાં જ, તેની તરફ તેણે એકવાર જોઇને કહ્યું; "બાઇ! બરાબર વખતે પેલા મોગલોને મારવાને જો પેલો વીર પુરૂષ આવ્યો નહિ હોત તો આપણી કેવી હાલત થઇ હોત? મારો કાંઇ પણ ઉપાય ચાલ્યો ન હોત. શંકર! શંકર! મહા કાળી!........" ત્યારપછી તેનાથી બોલાયું નહિ.

એટલામાં શિવસિંહે આગળ આવીને બલીને કહ્યું, "અરે વળી નજી। શું ઉપાય ચાલવાનો હતો. તારા શરીરની તો ચાલણી થઇ ગઇ છે અને સ્ત્રીને। વહ્યું જાય છે, વળી આ લોહી બંધ કરવાનું કંઇ ઔષધ હોય તો જુ, તે કરૂં. તમારાં ઔષધો તમને સારી પેઠે જાણવામાં હોય છે. બોલ!"

બલીએ એક વખત પોતાની આંખ ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું; "હાલમાં જે ઝાડની નીચે આપણે ઉભા છીએ તેનાં જ ચાર પાંદડાં તોડીને રસ કાઢીને મારા હાથપર ચોળો તો મારો હાથ કાંઇક સારો થયલો, તમારા જોવામાં આવશે."

આ શબ્દો તેના મોંમાંથી નિકળતાં, પેલી તરૂણીએ ઝટ પાસેના ડાળીમાંના પાંદડાં તોડીને એક પથ્થર લઇને બીજા પથ્થર ઉપર તે પાતરાં રગડીને રસ કાઢવાની શરૂઆત કરી. તે પછી તે રસ બલીના હાથપર ચોળ્યો. રસ કાઢવાનું અહિયાં વાસણ કયાંથી હોય?

ચાર પાંચ વખત આવી રીતે રસ લગાડયો નહિ લગાડયો તે જ વખતે બલીએ કહ્યું, "હવે ઘણું થયું" એમ બોલીને તરત પોતાનાં બે આંગળાં મોંમાં ઘાલીને સીસોટી વગાડી અને ગુપચુપ બેઠો. તે સીસોટી તે જંગલમાં એટલે સુધી પસરી ગઇ કે જ્યાં ત્યાં તેનો પ્રતિધ્વનિ પડયો, અને આશરે પંદર વીશ મીનીટની અંદર જ છ મોટા લઠ્ઠ ભિલ્લ જૂદી જૂદી દિશામાંથી ત્યાં આવ્યા. બલી પોતાની કંઇક આશ્ચર્યકારક ભાષામાં તેમની જોડે બોલ્યો, તેથી તરત જ તે શિવસિંહને કહેવા લાગ્યા, "બાઇ સાહેબની (પદ્માની) ડોળી ઉપાડનારા ભોઇઓ નાસી ગયા છે, તે મળે તો તેઓને લાવીએ છીએ; પણ નહીં મળે તો અમે ઉપાડી લઇશું." મોગ-

ભાગી હલ્લો કર્યો ત્યારે બાઇઓ ડોળી મૂકીને નાઠા હતા, તે ડોળી પેલા ... કથી ... સ ... પરસાંપર પડેલી જ હતી. તે જોતાં જ શિવસિંહે પેલા ભિલ્લને કહ્યું, "બાઇઓ આવે તો લાવવા જ, પણ હાલમાં તમે ... ડોળી લઇ ચાલો; કારણ કે મેં રાણીજીની પાસે પ્રતિજ્ઞા કરી છે કે, આપ બીજા મુકામે જશો તેટલામાં જ, જે કોઇ બિચારી દુઃખથી ... છે તેને છોડવીને લઇ આવીશ."

પેલી તરુણીએ તેનું બોલવું સાંભળીને એકદમ કહ્યું, "શું રાણી ચંદ્રાવતીજી! તે અહીં સુધી પધાર્યાં છે? શંકરજી! હું તેમની પાસે જતી હતી. તેઓ કયાં છે? ચાલો રે ચાલો ... ત્યાં લઇ જાઓ."

શિવસિંહ તરત બોલ્યો ... તે પાસે જ છે. તમે ભિલ્લોની સાથે જાઓ. હું બલીના જખમની વ્યવસ્થા જોઇને આવું છું."

પરંતુ બલીએ તરત જ કહ્યું, "નહીં, નહીં, તમે તેઓની ... હવે મારી ફીકર રાખશો માં; હું બે દિવસની અંદર ... તમને મળીશ. મારી ફીકર મુદ્દલે રાખશો નહીં. ... ભિલ્લોએ "હવે બલીના જખમની અમે વ્યવસ્થા કરીએ છીએ; ... એવું આગ્રહથી કહ્યું, તેથી શિવસિંહ પણ તેઓની જોડે નિકળ્યો ... ભિલ્લોએ ઉપાડી તથા શિવસિંહ ડોળીની ડાબી બાજુએ ચાલ્યો. તે ... જુવાન સ્ત્રીની સાથે વાત કરતો ચાલતો હતો. પેલી જુવાન સ્ત્રીએ કહેવા માંડયું, "રૂપવતી રાજકુંવરીજીએ પોતાની માસી ચંદ્રાવતી મહારાણીજીને બે ત્રણ કાગળો મોકલ્યા હતા, પણ તે કાગળનો કાંઇ પણ જવાબ મળ્યો નહીં, તેમ જ તે કાગળો લઇ જનારા ભિલ્લો પણ પાછા આવ્યા નહીં; તેથી તેમને ફીકર થઇ. એટલામાં કયાંઇથી એવી ખબર મળી અથવા મહારાજા જસવંતસિંહ જોડે બાપા સાહેબ અચળેશ્વરના દર્શન માટે ગયા હતા ત્યાંથી ખબર મળ્યા હોય કે ચંદ્રાવતી રાણીજીને સાત આઠ માસ ગયાંને થયા ને તે એટલામાં પાછાં આવશે નહીં; તેથી તેને ચિંતા ઉત્પન્ન થઇ. ત્યારપછી છ સાત દિવસમાં બીજી ખબર સાંભળી કે, તેમને પકડીને દિલ્લીમાં લઇ જવા માટે બાદશાહે કેટલાંક માણસો મોકલ્યાં છે. તે સાંભળતાં જ રાજકુંવરી રૂપવતીને શું લાગ્યું તે કોણ જાણે, પણ તે એકદમ બોલ્યાં, "ચન્દ્રાવતી માસીની પાસે કોઇ સારૂં દિલાસો આપનાર માણસ નથી: હું પોતે ગઇ હોત, પરન્તુ બાપુ મને કદી જવા દેશે નહિ. પદ્મા, જો તું જાય તો માસીને ઘણી ઉપયોગી થઇ પડીશ. તે તારો ઉપકાર કદી પણ તે ભૂલશે નહિ. દુઃખને વખતે સગાં વહાલાં કામમાં નહિ આવે ત્યારે બીજું કોણ આવે?" તેનું આ બોલવું સાંભળીને હું તૈયાર થઇ અને આ ભિલ્લને જોડે લીધો.

**શિવસિંહે** તેનું આ બોલવું ઘણી જ આતુરતાથી ... લીધું ત...
નેત્રથી તે તેના મોં સામું એક સરખી નજરે જોતો ર... પ...
માં જ તેને કહ્યું, "બીજું કોઇ આ કામ કરવા માટે ... ?"

આ તેનો સવાલ સાંભળીને **પદ્મા**એ એકવાર તે...
પછી હસી તથા પળમાં દિલગીર થઇને, તેણે એક હાથ ...
તેના સવાલનો જવાબ મળ્યો.

ઘણીવાર સુધી બેઉ મુંગા મુંગાં ચાલતાં હ... ...
માથું ઘાલીને જોતી હતી, અને **શિવસિંહ** તેના ચહે...
ચાલતો હતો. **પદ્મા**ના મનમાં કાંઇ પણ વિચાર ચાલેલો હ...
તે વચમાં જ ઉભી રહીને બોલી; "ગમે તે હો! પણ ચન... ... રાણીજીએ આવી સ્થિતિમાં **કાબુલ** શા માટે છોડયું? તેને દહાડા પૂરા થયા હતા, એવું અમે સાંભળ્યું હતું."

"દિવસ પૂરા થયા હતા? રે! તેઓએ જણ્યું. પણ જણ્યા પછી જ આ વનવાસનો આરમ્ભ થયો!"

"શું? જણ્યા પછી? શું થયું? અને તેઓ આટલાં જલદીથી શા માટે નિકળ્યાં?"

"**ઔરંગજેબે** પોતાનાં માણસો મોકલી, તેમને **દિલ્લી**માં લઇ જવાનો વિચાર કર્યો. એ માણસોની જોડે **નયનપાળ**ને મોકલ્યો છે. તેણે આવીને મહેલની ચારે બાજુએ ઘેરો નાંખ્યો હતો. પછી બીજો શો ઉપાય રહ્યો? અજિતસિંહ અને મહારાણીનો જીવ બચાવવાને માટે તેઓને ત્યાંથી નસાડવાની જરૂર પડી."

"ભગવન્! આટલા સંકટમાંથી બહાર પડયાં? અહો! તેમની તો ચતુરાઇની ઘણી જ પ્રશંસા કરવી જોઇએ. તેમની કીર્તિ કાંઇ અમસ્તી થઇ છે?"

"તેમની કીર્તિ છે તો ખરી, પણ **દુર્ગાદાસ**જીની બેનસીબદાર બેહેનનાં હિમ્મતની ચતુરાઇની, જેટલી તારીફ કરીએ તેટલી ઓછી જ છે. તેણે પોતાનો જીવ જોખમમાં નાંખવાની હિમ્મત કરી નહિ હોત તો **ચન્દ્રાવતી**જી આજ અહિં આવત નહિ. તેને શાબાસ છે કે, સઘળું કારસ્થાન કરી, તેની જગ્યાપર પોતે બેસીને તથા પોતાનો પોશાક તેને પહેરાવીને બહાર કાઢી, તેથી જ આ બધું થયું. નહિ તો તેનો છૂટકો શું અમારા હાથથી થવાનો હતો?"

"વાહ! વાહ! ઇન્દિરાએ તો પોતાના દેહનું ખરૂં સાર્થક કર્યું. શાબાસ! ઇન્દિરા! તને ખરી શાબાસી છે!" **પદ્મા** અંતઃકરણપૂર્વક બોલી; તથા કેટલીક વાર સુધી સ્તબ્ધ થઇને બેઠી. પછી એકદમ બોલી,

"પણ હવે તેનો છુટકો શી રીતે થવાનો? આ કપટ માલમ પડયાથી તેની શી હાલત થશે?"

દુર્ગાદાસજી પછવાડે રહ્યા છે. તે કંઇ પણ કરીને તેને છોડાવી આવશે; તેની ફીકર મુદ્દલે નથી. વળી તે પોતે હુશિયાર છે, માટે પોતે પણ છુટીને આવવા સમર્થ છે." આમ બોલતાં બોલતાં રાણીજીના મુકામપર જઇ પહોંચ્યાં. રાણીજીએ પોતાને [redacted] શિવસિંહે ઘણું અંતર પડે નહિ, માટે કોઇનું નહિ સાંભળતાં પાસે જ મુકામ કર્યો હતો. પદ્માએ, તેને જોતાં જ પહેલાં તેના પગ મજબૂત ઝાલ્યા. તે પણ તેને ઉભી કરીને ભેટી પડી. બેઉએ યથાસ્થિત આંસુ ઢાળ્યા પછી, પદ્માએ પેલા નાના રાજપુત્રને લઇને, રમાડીને, ઘણી બચીઓ ભરીને, ઘણી વાર અહિંથી તહિં ને તહિંથી અહિં નાચી. તેનો આનન્દ સમાતો ન હોતો. રૂપવતીના કાગળો મુદ્દલે પહોંચ્યા નથી, તે સાંભળીને પદ્માને ઘણું આશ્ચર્ય લાગ્યું. પછી તે કાગળો ક્યાં ગયા હશે? તેનો વિચાર કરતાં બેઉએ એમ નક્કી કર્યું કે, ઔરંગઝેબના છૂપા જાસુસે ભિલ્લને [redacted] તેમની પાસેથી તે કાગળો લઇ લીધા હશે. ત્યારે પદ્મા બોલી "[redacted] તો છો ગયા, તે બાદશાહને નજરે પડયા તો ઠીક થયું. તેણે તેને બહુ ગાળો દીધી હતી." આવી રીતની વાતચિત વગેરે થયા પછી, થોડા વખતમાં મુકામ ત્યાંથી ઉપાડ્યો.

આશરે પાંચ છ દિવસ ગયા, એટલામાં બધાં રજપૂતાના ... આવી પહોંચ્યાં. ત્યારે તેઓને ... થયો અને હવે આપણે ક્ષેમ કુશળ પોતાને ઘેર આવ્યા, એવું તેમને જણાયાથી બધાંને શાંતિ ... એટલામાંજ એક ... મોટું ... આવ્યું. બાદશાહનું એક ... લશ્કર પછવાડે આવે છે, એવું તેઓને ભલા ભિલ્લે આવીને કહ્યું, ... ગભરાયાં. હવે રાણી અને કુંવરનો બચાવ શી રીતે કરવો? તેની બધાંને ફિકર પડી. તે કમનસીબ છોકરાની તરફ જોઇને તે કમનસીબ મા રોવા માંડી. સંકટમાંથી છૂટી જવા માટે પોતે કેટલી ખટપટ કરી, પણ સંકટો હાથ ... પછવાડે લાગેલાં હતાં, એ જોઇને તેને ઘણું વસમું લાગ્યું. પોતાના ... વિચાર પ્રમાણે પોતે સતી થઇ હોત અને દુર્ગાદાસ વગે- ... નું નહિ હોત તો સારૂં થાત, એવું વારંવાર તેના મનમાં ... લાગ્યું. પદ્માએ, શિવસિંહે તથા ગિયાસુદ્દીને તેને જૂદી જૂદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો; પરન્તુ તેના મનની દિલગીરી ... જતી નહોતી. પોતાનો દીકરો પૃથ્વીસિંહ જે દિવસે બાદશાહના હાથથી માર્યો ગયો તે દહાડાથી પોતાનો દૈવ રૂઠયો છે, ને હવે પગલે પગલે ... પોતાના ઉપર આવશે, એવું તેના મનમાં પૂર્ણ રીતે આવવા

લાગ્યું. એ પ્રમાણે એક દહાડો ગયો. પેલા બલી ભીલ્લને, પેલા પછવાડે આવનારા લશ્કરની તપાસ કરવા ગયેલા ભિલ્લોમાંના એક ભિલ્લે ત્યાં આવીને કહ્યું કે, "બાદશાહી લશ્કર ઘણું જ નજીક આવી પહોંચ્યું છે, તેથી હવે કાંઇ પણ વિચાર કરવો જોઇએ. અજીતસિંહજીને તથા ચન્દ્રાવતી રાણીજીને ગમે તે રીતે બચાવવાં જોઇએ;" એવો બધાંનો વિચાર થયો. પણ વિચાર કરી બેસવાનો જરાએ અવકાશ નહોતો, ને જે કાંઇ કરવાનું છે તે તરત જ કરવું જોઇએ, એવું શિવસિંહને તથા પન્નાને જણાયું. બધાં માણસો હમણાં આબુની પાસે આવી પહોંચ્યાં હતાં, ને બે દહાડા બીજા મળત તો તે પ્રચંડ પહાડમાં પેસીને કોઇ ને કોઇ તરફ જઇને સંતાયાં હોત ને કોઇને પત્તો મળત નહીં. એ બે દિવસ શી રીતે જાય? ભિલ્લના કહેવા પરથી જણાયું કે શત્રુઓ એટલા પાસે આવ્યા છે કે આશરે પાંચ છ કલાકમાં તેઓ આવી પહોંચશે. આટલા વખતમાં જે કંઇ કરવાનું છે તે કરી લેવું જોઇએ. પન્નાને એક યુક્તિ સૂઝી પરંતુ તે પ્રમાણે કરવાનું ચન્દ્રાવતી રાણીને કહેવાની તેની હિમ્મત થતી નહોતી, તેથી તેણે શિવસિંહને થોડી વખત પછી એકાંતમાં બોલાવીને પોતાના મનમાં જે કાંઇ હતું તે કહ્યું. તે બોલી, "કેટલાએક દિવસ સુધી અજીતસિંહને રાણી પાસેથી કયાંઇ પણ દૂર રાખવા જોઇએ તેથી બાદશાહના તરફથી તેને ઘણો ત્રાસ પહોંચશે નહીં. અજીતસિંહને રાખવાની સારામાં સારી જગા મારા જાણવામાં છે. તે જો પોતાનું મન દૃઢ કરશે અને અજીતસિંહને મારા તાબામાં આપશે તો હું તેની સારી રીતે વ્યવસ્થા કરીશ અને તેને જ્યાં લઇ જઇશ ત્યાં હું પોતે રહીશ. આ વખતે વાત્સલ્યભાવ તજી દઇને તેમણે મારા કહેવા પ્રમાણે કરવું જોઇએ; મારે અજીતસિંહને લઇને બીજી તરફ જવું જોઇએ અને અહિંયાં કોઇ ભિલ્લ વગેરેને રાખીને, પછવાડે આવનારા શત્રુઓને છેતરવા જોઇએ." શિવસિંહને આ ડહાપણ ભરેલી મસલત ઘણી જ પસંદ પડી. તે તરત જ ચંદ્રાવતી રાણીજીની પાસે ગયો. તેની સાથે તેણે ઘણીવાર મસલત કરી. છોકરાના જન્મની પહેલાં નવમે દહાડેથી ભયંકર સંકટો પોતાનાપર આવતાં ગયાં ને પોતે પણ તેમાંથી છૂટવાનો યત્ન કરતી આવી છે, પરન્તુ હવે તો છોકરાને પોતાથી જૂદો કરવાનું આવ્યું અને હવે ફરીને કયારે તેનું મુખ જોઇશ? એ કહી શકાતું નથી, તેથી તેને ઘણું જ માઠું લાગ્યું. પરન્તુ તે જેવી તેવી ધૈર્યવાન્ નહોતી. તે પ્રસંગ જાણે એવી હતી. છોકરો શત્રુના હાથમાં ગયાથી તેનું શું થનાર છે? તે તેના જાણવામાં હતું; તેથી, "જે થવાનું હોય તે થાઓ" એમ મનમાં કહીને તથા પોતાનો મોહપાશ એક બાજુએ મૂકીને તેના રક્ષણને માટે પ્રયત્ન કરવો જ જોઇએ, એવો તેણે

નિશ્ચય કર્યો. તેણે તુરત પન્નાને કહ્યું કે; "તું કહે છે તે જગ્યાએ અજીતસિંહને લઇ જા અને કદી શત્રુને સ્વાધીન થવાનો વખત આવે તો કોઇ તીર્થમાં તેને નાંખી દેજે, પણ દુશ્મનના હાથમાં તેને જવા દઇશ માં." આટલું બોલીને તેણે અજીતસિંહને પોતાની પાસે લીધો અને એક વખત પ્રેમથી તેને બચી કીધી, પછી આંસુ ભરી આંખોએ તે છોકરો પન્નાને આપ્યો. કાંઇ વિચાર કરવાનો કે બોલવાનો વખત નહોતો, જે પળ જતી હતી તે લાખ લાખની કિમ્મતની હતી. શમસિંહ, ગિયાસુદ્દીન તથા પન્નાએ અજીતસિંહને લઇને એક રસ્તો પકડયો. શિવસિંહ, બલી ભિલ્લ અને ચંદ્રાવતી રાણીએ બીજો માર્ગ પકડયો, તથા બાકીનાં માણસોએ દુશ્મનોને દગો દેવા માટે પોતાનો માર્ગ કાયમ રાખ્યો.

પોતે માથે લીધેલું કામ પાર પાડવાના વિષયમાં ઘણી જ ઉત્સુક થયલી પન્ના, આબુના પહાડપર જઇ પહોંચતાં સુધી, તેણે રસ્તામાં જરા પણ આરામ લીધો નહિ—જરા શ્વાસ લેવા પણ ઠરી નહિ. ત્યાં પહોંચ્યા પછી પોતાની સાથનાં માણસોને એક જગાપર રાહ જોવાની કહીને, તે એકલી જ ત્યાંના ગાઢ અરણ્યમાં પેઠી. વૈકુંઠયોગી કઇ વખતે કયાં હોય છે? તે તેને સારી રીતે માલમ હતું, તેથી તે સુંદર કોમળ છોકરાને કપડામાં વિંટાળીને એકસરખી, નાગણીની પેઠે ચાલતી હતી, એટલામાં સામેથી વૈકુંઠસ્વામી આવે છે, એવું તેને માલમ પડયું. પોતાની પાસેના છોકરાને હવા લાગશે અથવા તેને ટાઢ લાગશે, તેનો કંઇ પણ વિચાર નહિ કરતાં, તેના શરીરપરનાં કપડાં દૂર કરીને તે મોટેથી વૈકુંઠસ્વામીને કહેવા લાગી: "યોગિરાજ! આ જોધપુરના કમનસીબ મહારાણાને ચંદ્રાવતી મહારાણીજીએ આપના ચરણપર મૂકવા માટે મારી સાથે મોકલ્યો છે, તેને આપ લઇ લ્યો અને મને જવાની રજા આપો."

---

## પ્રકરણ ૧૨ મું.

### નયનપાળની નિરાશા.

"મારી બેહેન હવે મારાથી છૂટી પડી; સ્વામિભક્તિ માટે તેને ખરેખર ઘણાં દુઃખો ખમવાં પડશે અને મને માત્ર હવે કોઇ પણ જાતનું દુઃખ પડવાનો ભય નથી, એવી સ્થિતિમાં પાછાં જવું પડશે," એવું મનમાં આવ્યાથી દુર્ગાદાસને ઘણુંજ માઠું લાગ્યું. હવે હું જોધપુર પાછો ન જાઉં તો ચાલે તેમ છે. રાણી ચંદ્રાવતી તથા તેના નવા જન્મેલા છોકરાના રક્ષણને માટે પોતાનો પ્રાણ આપવા માટે તૈયાર રહેનારા સ્વામિભક્ત હવે જોધ-

પુરમાં તેને ઘણા મળશે. મેં જો મારી વહાલી બ્હેન ઇંદિરાને જો પેલા દુષ્ટ માણસની સાથે દિલ્લી જવા દીધી, તેને છોડાવવાને માટે કાંઇ પણ તજવીજ નહીં કરી તો તે વગર કારણે દુઃખમાં ડૂબશે. તેથી હવે હું રજપૂતાનામાં નહિ જતાં, તેની જોડે જાઉં તે જ સારૂં છે. કોઇ કોઇ વખતે મનમાં આવતું હતું કે મારે મારી બહેનને છોડાવવી, તે શિવાય બીજું કાંઇ પણ કામ મારે કરવાનું નથી. વળી મનમાં એમ આવે છે કે મારૂં કર્તવ્ય હજી સ્વામિના ચરણ તરફ જ છે. ફરીને મન એમ કહેતું હતું કે, હવે સ્વામિનું કામ શું બાકી રહેલું છે? પોતાના તથા પોતાની બહેનના જીવ તરફ નહિ જોતાં જે કરવું જરૂરનું હતું તે બધું કર્યું છે; એટલું જ નહિ પણ રજપૂત કન્યાને તથા પત્નીને જીવ કરતાં લાખો ઘણું કિમતી જે પતિવ્રત છે તે પણ મારી બહેનને ગુમાવવું પડશે કે શું? એવું જોખમ ખેડવાની સ્થિતિમાં તે છે. કોણ જાણે કઇ વખતે નયનપાળને વસ્તુ-સ્થિતિની જાણ થશે? તે જાણતાં જ તે ગુસ્સાથી તેને કઇ રીતે દુઃખ આપશે તે કાંઇ કળી શકાતું નથી. ઇંદિરા ઘણી દેખાવડી છે, તેને જોઇને જ કોઇને પણ ઘણો મોહ થવાનો સંભવ છે. તેમાં તેણે આવી રીતે પોતાને છેતર્યો છે એવું એક વખત નયનપાળને સમજાયું કે પછી તેને શું કરવાની બુદ્ધિ થશે અને શું નહિ? તેની કલ્પના થઇ શકતી નથી. કદાચિત્ બાદશાહને સ્વાધીન કરીને તેને વિટંબણા પાડવી, એવું પણ તેના મનમાં આવશે.

આ છેલ્લો વિચાર તેના મનમાં આવતાં જ તે ઉદાસ થઇ ગયો. શું કરવું તે તેને સૂઝયું નહિ. બિચારો વિચારમાં આમ તેમ ઘણું તડફડયો. નયનપાળે તો હવે "તમે રાણીજીને મળવા મુદ્દલે જતા નહિં" એવો હુકમ ફરમાવ્યો હતો, તે હુકમ પ્રમાણે તેને ચાલવું પડયું. ચાલવા વિના બીજો માર્ગ જ નહતો. બિચારાએ નિરાશ થઇને નયનપાળને એટલું જ કહ્યું કે, આપ નાપાડો છો. તો પણ મને મારી રાણીજીને છોડી જવાનું નથી. તમારે મારા ઉપર એટલી ઇતરાજી કરવી નહિ. આપની જોડે આવવા દેવો તથા મારાથી બને તેટલી મારા સ્વામિપત્નીની સેવા કરવા દેવી."

નયનપાળે જરાવાર સૂધી વિચાર કર્યો. ત્યારપછી તેના મનમાં ગમે તે આવ્યું, પણ તેણે દુર્ગાદાસના કહેવા પ્રમાણે હા પાડી. તમે અમારી જોડે આવો, પરંતુ મહારાણીને મળવાની સખ્ત મનાઇ કરવામાં આવે છે, તે માત્ર ભૂલતા નહિ. બાદશાહે મને સખ્ત હુકમ આપેલો છે કે મહારાણીને પાછાં રજપૂતાનામાં નહીં જવા દેતાં તમે તમારી જોડે જ દિલ્લીમાં લઇ આવજો. તે હુકમ પ્રમાણે ચાલવું તે મારૂં સ્વામિકાર્ય છે, તે બજાવવાને મને કંઇ પણ વાંધો નડશે નહીં. તમને ફક્ત અમારી જોડે આવવાનું હોય તો

ખુશીથી આવો, એટલું જ નહિ પણ બાદશાહની નોકરી કરવાની ઇચ્છા હોય તો તે પણ મેળવી આપવાની તજવીજ કરીશ.

દુર્ગાદાસે આતુર તથા સંશયવાળી નજરથી એકવાર નયનપાળની તરફ જોયું તથા તેને કાંઇક કહેવાનો હતો એટલામાં જ નયનપાળે તેને એકદમ કહ્યું. "થઇ થઇને હમણાં જે એક નાનો છોકરો હતો તેના ઉપર તમારૂં નસીબ હતું, તે પણ તેના અકાળ મૃત્યુથી નિરર્થક થયું. જો તમને તેના રાજ્યની ખરેખરી ફીકર હોય તો તેના રાજ્યના ઉપર જે કોઇનો અધિકાર પહોંચતો હોય તેને બેસાડીને ફરી તમે પેહેલાના જેવી ગાદીની સેવા કરો. હું એવું સાંભળું છું કે, જસવંતસિંહનો ભાઇ હજી જીવતો છે. તે રજપૂતાનામાં અથવા વિંધ્યાની ગુફામાં ક્યાંઇ છે. તમારી સ્વામિભક્તિ જો ખરી હોય તો તેને શોધીને ફરી ગાદી ઉપર લાવીને બેસાડો. અને આજ સૂધી જસવંતસિંહની ઇમાનદારીથી જેવી નોકરી કરી તેવી તેની કરો."

દુર્ગાદાસ આ બધી વાત મુંગે મોડે સાંભળતો હતો, તેને તેમ કરવા વિના બીજો માર્ગ જ નહોતો.

નયનપાળના હુકમ પ્રમાણે મુકામ ઉપાડીને બધા માણસો દિલ્લિ તરફ જવા લાગ્યાં. દુર્ગાદાસ પણ તેની જોડે જોડે ચાલ્યો. આસરે બે મુકામ થયા નથી તે જ સાંજની વખતે જંગલમાં છાવણી નાંખી અને નયનપાળ પોતાના તંબૂની બહારની બાજુએ એકલો જ વિચાર કરતો બેઠો છે. તેના મનમાં શા વિચાર ચાલતા હશે તે તે જ જાણે. તે એકાએક બેઠેલી જગ્યા ઉપરથી ઉઠ્યો. અને પોતાના હાથ પછવાડે એકના ઉપર એક વિંટાળીને અહીંથી તહીં આંટા ફેરા ફરવા લાગ્યો. કેટલાંક માણસો મનમાં વિચારોની લહેરો આવ્યાથી નિરાંતે બેસી શકતાં નથી, જેમ જેમ વિચારની ગતિ ચાલે છે તેમ તેમ તેના શરીરની પણ ગતિ થવા માંડે છે; તથા તે બેઠેલી જગાપરથી ઉઠીને ત્યાંથી આંટા ફેરા ફરે છે. નયનપાળ તેવી પ્રકૃતિનો માણસ હતો. જેમ જેમ તેના મનમાં વધારે વધારે વિચારો થવા લાગ્યા, તેમ તેમ તે વધારે ઝપાટાથી પોતાના તંબૂની આસપાસ આંટા ફેરા દેવા લાગ્યો. આસ્તે આસ્તે તેના તે વિચારો એટલા વધી પડયા કે તે શબ્દના રૂપમાં બહાર નિકળ્યા. "આ તદન ખરૂં છે કે જ્યાં સૂધી દિલ્લીમાં જઇ પહોંચશું નહિ ત્યાં સૂધી તે થવું શક્ય છે. એક વખત દિલ્લીમાં ગયા કે પછી ઘણી કોશેશ કરીશ તો પણ મનનો હેતુ પૂર્ણ થવાનો નહિ, પણ હમણાં મારા હાથમાં છે ત્યાં સૂધી મારા મનમાં છે તે પૂર્ણ થવાનો સંભવ છે." આવી રીતે નાના પ્રકારના પોતાના મનની જોડે વિચાર કરીને તેણે પોતાની ઇચ્છા પૂર્ણ કરી

લેવાનો નિશ્ચય કર્યો. જસવંતસિંહની રાણીને એકવાર મળીને કાંઇ કહેવું એવું તેના મનમાં આવ્યું.

રાણી ચંદ્રાવતીને તેણે જોઇ હોય અથવા બીજા કાંઇ કારણથી હોય, પણ પોતાની એ ઇચ્છા પ્રમાણે તરત કરવું એમ તેણે પોતાના મનમાં આણ્યું. પોતે બધાનો ઉપરી છે એ મનમાં લાવીને તેણે પોતાના તંબૂની ઘણો જ નજદીક ચંદ્રાવતીનો તંબૂ રાખ્યો હતો, તેથી તેને ત્યાં જવાનો જરાએ વિલંબ થાય એવું નહોતું અને તેના મનમાં પણ હવે તેની મુલાકાત લેવી એવો પક્કો ઠરાવ કર્યો હતો. તથાપિ તેનાં પગલાં આગળ ઉપડતાં નહોતાં. તે જેટલા ભાગમાં આંટા ફેરા મારતો હતો, તેટલા ભાગથી પેલી બાજુએ એક ડગલું પણ તેનાથી ભરાતું નહોતું. મનમાં એક વખત પક્કો ઠરાવ કર્યો કે, પછી માણસ થોડા જ મુંગો બેસી રહે છે. તેણે તે તંબૂની તરફ પગલાં ઉપાડયાં ને પોતાનો વિચાર બીજો કોઇ નહિ જાણે એવી તેની ઇચ્છા નહોતી. ફીકર વિના સરળતાથી જવું, કોઇનો ડર રાખવાનું કારણ નથી, એવું મનમાં પક્કું સમજીને તેનાં પગલાં ઉપડતાં હતાં. તંબૂની ચારે બાજુએ પહેરેદાર તરિકે જે માણસો મુકરર કર્યા હતાં, તેના હાથમાં ફાનસ હતું, તેથી તેના તરફથી કાંઇ પણ અડચણ આવશે, એવું મનમાં લાવવા જેવું નહોતું. એ બધું મનમાં જાણીને, તે, તે તંબુના દરવાજા પાસે ગયો તથા ત્યાંના પહેરેદારને રાણી ચંદ્રાવતીની દાસીને બોલાવી લાવવાનું કહ્યું. પહેલાં એકવાર જણાવ્યું છે કે, રાણી ચંદ્રાવતીની જોડે સ્ત્રીઓ ઘણી નહોતી. તે જ સ્થિતિ આ વખતે પણ મનમાં આણ્યાથી રાણી ચંદ્રાવતીનું રૂપ લઇને બેઠેલી ઇંદિરાની પાસે દાસી વગેરે ઘણી જ થોડી હતી, અને તેથી જ હજુ સૂધી થયેલી બનાવટી વાત ફેલાઇ નહોતી, એ વાંચનારના જાણવામાં આવ્યું જ હશે. કોઇ પણ દાસીને બોલાવવાનું કહ્યાથી એક પહેરેદાર જઇને એક દાસીને બોલાવી લાવ્યો તથા તે બહાર આવતાં જ નયનપાળે તેને કહ્યું કે, "તારી શેઠાણીને જઇને કહે કે, હું મળવા આવું છું. મને મળવું છે તે ઘણું જરૂરનું છે. હું કાંઇ પણ કહ્યા સિવાય એકદમ અંદર આવનાર હતો, પણ તેમ કરવું કદાચ તારી રાણીને પસંદ નહિ હોય તેથી તને બોલાવીને પહેલી ખબર આપવા કહું છું." એટલું કહીને તેને પાછી અંદર મોકલી. પળ પણ થઇ નહિ તેટલામાં તો તેની પછવાડે પગલાં ઉપાડતો તે ચાલ્યો. દુર્ગાદાસની નજર નયનપાળપર એકસરખી હતી જ. નયનપાળ પોતાના તંબુમાંથી નિકળીને ઇંદિરા જે તંબુમાં હતી તે તંબુમાં જાય છે, એવું માલમ પડતાં જ તે તેની પછવાડે સાવચેતીથી અંતર રાખીને ચાલ્યો. જે જે કાંઇ થયું તે બધું તેણે જોયું તથા સાંભળ્યું પણ હતું. થોડીવારમાં અંદર તંબુમાં પેસતાં જ

તે પેલા તંબુના દરવાજાના પહેરેદાર પાસે જઇને ઉભો રહ્યો. બિચારાના મનમાં અત્યંત અનિષ્ટ વિચારો આવવા લાગ્યા. જો કાંઇ પણ અનિષ્ટકારક બનાવ બનવા લાગ્યો તો હું શું કરવાવાળો છું? હું એકલો છું તથા નયનપાળની જોડે આવેલાં આ પાંચસેં માણસો મારી ઉપર તૂટી પડશે તો મારા રાઇ રાઇ જેટલા ટૂકડા કરી નાંખશે. પણ..........."

એક બાબત ઉપર જેનું ચિત્ત લાગેલું હોય છે તેને આપણે જે કહીશું તે બાબતની શકયાશકયતા કદી પણ આડી આવતી નથી. જે કંઇ તેના મનમાં હશે તે આપણે કરીશું ને કરીશું એવી તેની પકી નિષ્ઠા હોય છે. આવી નિષ્ઠાથી જ આજ સુધી જગતમાં બનેલાં બધાં મહત્કાર્યો થયાં છે એ ભૂલવાં નહીં જોઇએ. દુર્ગાદાસ તેવા માણસમાંનો એક હતો.

ઉપર કહ્યા પ્રમાણે તે, ચંદ્રાવતી (ઇંદિરા)ના તંબુ પાસે આવીને ઉભો રહ્યો. તે પહેરેદારને કહેવા લાગ્યો. "હમણાં નયનપાળ મહારાજ અંદર ગયા છે તેથી તે જયાં જાય તેની પછવાડે જઇને ઉભાં રહેવું અને તેમને સંકટ આવ્યાથી મારા જીવ તરફ નહીં જોતાં તેને રોકવા, એ મારૂં કામ છે. તેથી હું અહિયાં આવ્યો છું" પહેરેદાર જરા હઠીલા સ્વભાવનો માણસ હતો. તેણે તરત જ જવાબ દીધો, "તને રાણીજીની પાસે જવા નહીં દેવો, એટલું જ મારૂં કામ છે."

"અને જવાનું મને પણ કામ નથી," દુર્ગાદાસે તેને જવાબ દીધો.

પેલી તરફ નયનપાળ દાસીની સાથે અંદર ગયો. ચંદ્રાવતીનો પોશાક પહેરી ઇંદિરા ઘણી જ બેસાવચેતીથી બેઠી હતી. મોંપર બુરખો વગેરે કાંઇ પણ નહોતો, તેની સામે નયનપાળ જઇને ઉભો રહ્યો. ક્ષણમાત્ર તે સુંદર મુખ તેની આંખ ઉપર પડયું અને તરત જ તેણે સુંદર હાથથી પહેરેલી ઓઢણીનો છેડો ઉપર તાણીને ઇંદિરાએ ઢાંકયો. ઘાટા અંધકારમાં પડવાની અણી ઉપર આવેલાને એકદમ વીજળીનો ચમકારો નજરે પડતાં જ બીજી ક્ષણમાં જતો રહે છે તેથી જેવી એકાદા માણસની સ્થિતિ થાય છે તેવી નયનપાળની સ્થિતિ થઇ. તે ઘણો જ તટસ્થ ઉભો રહ્યો, તથા આશરે પા કલાક સુધી તેવી જ સ્થિતિમાં તે ઉભો હતો. તેને શું લાગ્યું હશે! તે કહેવું ઘણું જ કઠણ છે. તે સૌંદર્યમાં અંજાઇને અથવા બીજા કાંઇ કારણથી સ્તબ્ધ થયો હતો, તેથી તેને કાંઇ જણાયું નહીં. ચંદ્રાવતીની જોડે એક જ દાસી અંદર હશે, તે કલ્પના પણ તેને નહોતી. ત્યારે કોણ જાણે, કદાચિત્ પોતાની કલ્પના એક અને પોતે જુએ છે બીજું જ, એવું જોઇને તેને આશ્ચર્ય લાગ્યું હશે! ગમે તેમ હો, પણ તે ઉપર કહ્યા પ્રમાણે ઉભો રહ્યો હતો. ક્ષણમાં તેના ચહેરા ઉપર એવું પણ લાગતું હતું કે, તેને કાંઇ પણ પહેલાંની યાદી હોવી જોઇએ. છેવટે તે યાદી મનમાં

આવવાની કંઇક હકીકત ઉપરથી જ એકદમ બોલ્યો, "શું આજ પેલી રાણી ચંદ્રાવતી છે?

એ શબ્દ બોલતાં તેણે પેલી દાસીની તરફ એટલી આશ્ચર્ય ભરી રીતે જોયું કે, તે બિચારી ગભરાઇને, "નહીં! નહીં! એ તો ઇંદિરાબાઇ છે," એવું એકદમ બોલી ઉઠી.

આ શબ્દ બહાર પડતાં જ પોતાની જીભ કાપી નાંખવી, એવું તેના મનમાં આવ્યું હશે; પરંતુ હવે શો ઉપાય? જે થયું તે થયું. તેનાથી જે કાંઇ ફલ થવાનું હશે તે થવા દો.

નયનપાળે એકદમ તેને પૂછ્યું: "આ ચંદ્રાવતી રાણીજી નથી તો પછી આ ઇંદિરાબાઇ કોણ છે? કહે કહે? કોણ તે છે?" પરંતુ તે બિચારી ગભરાયલી સ્ત્રી વધારે શું બોલે? નયનપાળે જેમ જેમ વધારે બૂમો પાડવા માંડી તેમ તેમ તે બિચારી વધારે ગભરાવા માંડી તથા "ઇંદિરાબાઇ દુર્ગાદાસની બહેન ચંદ્રાવતી રાણીની જગાએ બેઠી ને ચંદ્રાવતી રાણીજી અહિંથી કયારનાં જતાં રહ્યાં છે," એટલું તેણે રોતાં રોતાં કહ્યું. પછી શું પુછવું? તરત બહાર આવીને તેનો પહેરો સખ્ત રાખવાનો હુકમ આપ્યો. દુર્ગાદાસને પકડી રાખ્યો અને ચંદ્રાવતી રાણીને જે કોઇ અરધે રસ્તેથી પકડી લાવશે તેને મોટાં મોટાં ઇનામો આપવાનું પોતે બૂમો પાડીને જાહેર કર્યું.

તરત વીશ વીશ તથા પચીશ પચીશ માણસની ટોળીઓ થઇને ચારે બાજુએ શોધ કરવા નિકળી પડી.

દુર્ગાદાસ ઉપર તેને એટલો તો ગુસ્સો આવ્યો કે, ટોળીઓ કરીને માણસો દશ દિશામાં મોકલવાનું કામ પુરૂં થવાની પહેલાં, તેણે તેને એકાદા ઝાડપર ટાંગીને ફાંસી દેવાનો વિચાર કર્યો. આ નીચ માણસની યુક્તિથી પોતાના સઘળા ભવિષ્યના ભાગ્યોદયની ધૂળધાણી થઇ, તેથી તેના ગળાપર ફક્ત હાથ ચાંપીને જીવ લઉં કે શું કરૂં? એમ થઇ ગયું. બાદશાહે ચંદ્રાવતી રાણીને દિલ્લીમાં લાવવા માટે કોણ જશે? અને લોકોમાં બિલકુલ બુમાટ થયા શિવાય તેને કોણ લઇ આવશે? એવું બોલ્યાથી, તે કામ સંપૂર્ણ રીતે તેની ઇચ્છા પ્રમાણે પૂર્ણ કરવાનું માથે લીધું છે, તે પ્રમાણે મારે હાથે તે કામ બરાબર થયું હોત તો મારો કેટલો મરતબો વધ્યો હોત? મને રાણા જસવંતસિંહનું બધું માન મળ્યું હોત! જોધપુરની ગાદી ઉપર હું કયારનોએ બેઠો હોત. પણ હવે તેનો ઉપયોગ શો? ઘણાં વાદળાં થઇ ગયા પછી હવે વરસાદ થશે, એવું જાણીને આતુર થયેલો ખેડુત તે વાદળાં તરફ જુવે ન જુવે એટલામાં એકદમ વા વાઇને તે વાદળાં વિખરાઇ જાય અને તેથી જેમ ખેડુત ઘણો દિલગીર તથા ઉદાસીન થાય છે તેવી

આમેહુબ સ્થિતિ નયનપાળની થઇ. ચંદ્રાવતી રાણી ગર્ભવતી છે તેવી સ્થિતિમાં જ દિલ્લી લઇ જઇને પોતાના જનાનખાનામાં રાખીને, જસવંતસિંહના વંશની પાયમાલી કરવી તથા જોધપુરની ગાદી ઉપર પોતાના કોઇ હાથ નીચેનાં પુતલાને બેસાડવો, એવી ઔરંગજેબની મોટી ઇચ્છા હતી એ નયનપાળના જાણવામાં સારી રીતે હતું. પરંતુ ચંદ્રાવતીને પકડી લાવવાનો લોકોમાં ઉમારો નહીં થાય અથવા રજપૂતોને પોતાની ઠગાઇ માલમ નહીં પડે એમ થાય તો સારૂં, નહિ તો સર્વ બાજી ખરાબ થશે અને તેઓ એકદમ એકત્ર થઇને પોતાને ત્રાસ આપશે અને એક પછી એક રજપૂત ગાદી પોતાના હાથમાં લેવાની જે કાંઈ યુક્તિ કરવાની છે, તે બધી નકામી જશે; તેમ થાય નહીં તેને માટે ઔરંગજેબની મોટી નજર હતી.

તેની ઇચ્છા પ્રમાણે મોટી ઇચ્છા રાખી, તે બજાવી લાવવાને નિકળેલા આ નયનપાળની જ્યારે આવી નિરાશા થઇ ત્યારે તેને શું થયું હશે! તેને કેટલો ગુસ્સો ઉપજ્યો હશે! તે કેટલો સંતાપિત હશે! તેની કલ્પના તેવા મનોરાજ્યમાં ને તેવી જ રીતે નાશ થયેલાને માત્ર થઇ શકે. તેણે ગુસ્સામાં, ને સંતાપમાં દુર્ગાદાસને ઝાડપર લટકાવીને ફાંસી આપવાનો હુકમ પણ આપ્યો; અને તેમ કરવાને માટે તેને એક મોટા ઝાડની નીચે લઇ જાય છે, તેટલામાં તેના મનમાં કોણ જાણે શું આવ્યું કે તેણે પોતાનો હુકમ ફેરવ્યો. તેને એમ લાગ્યું કે, મારી જોડે તેને રાખીને છળ કરીશ તો જ ચંદ્રાવતી મારા તાબામાં આવવાનો સંભવ છે, નહીં તો મુદ્દલે નથી. આ મનમાં આવતાં જ તેને પોતાની પાસે બોલાવ્યો, પોતાની જોડે ચલાવ્યો, તથા જૂદા જૂદા સવાલો પૂછ્યા. પરંતુ એકનો પણ દુર્ગાદાસે જવાબ દીધો નહીં. તે શાંતિથી દરેક સવાલ સાંભળીને મુંગો મુંગો ચાલતો હતો. તેના મન ઉપર સારી અસર કરવી, તેના મનમાં મજબૂત ઠસાવવું, એવા હેતુથી નયને કહ્યું, "દુર્ગાદાસ! હવે તમારી બહેનની હાલત શી થશે તેનો વિચાર થાય છે કે? જો આ વખતે મને ચંદ્રાવતી મેળવી આપશો અથવા તમે તેને ક્યાં નસાડી મૂકી છે તે કહેશો તો તેના નસીબની બધી વિટંબણા દૂર થશે: અને તમે બાદશાહની દરબારમાં ઘણું માન મેળવશો." દુર્ગાદાસ કાંઇ આવા બોલવાથી છેતરાય તેવો ન હતો. તે અક્ષર પણ બોલ્યો નહીં, પરંતુ નયનપાળને ગુસ્સો આવે એવું ધિક્કારવા યોગ્ય સ્મિત તેના મોંપર જણાવા લાગ્યું. તે હસતા મોંના ઉદ્દેશ પ્રમાણે તેનું પરિણામ પણ જે થવાનું હતું તે થયું જ. એ જોઇ નયનપાળને એટલો ગુસ્સો ઉપજ્યો કે તરત તેણે દાંત પીસીને તરવાની મુઠ ઉપર હાથ લગાડ્યો, અને એ પાજી માણસની પોતાના હાથથી ગરદન કાપી નાંખવી, એવો તેના મનમાં વિચાર આવ્યો. પરંતુ આશા ક્યાં છૂટે છે? જો તેને મારી નાખવામાં આવે

તો કાંઇ લાભ નથી, તેને રાખીને તેના હાલ હવાલ કરવામાં આવે તો જ કંઇ પત્તો મળવાનો સંભવ છે, એવું તેના મનમાં પુનઃ આવ્યું. 'ચંદ્રાવતીને કયે રસ્તે નસાડી છે? કહો કહો!' એવું તેને પુનઃ પુનઃ પૂછીને ફરી એકવાર તેના ઉપર ગુસ્સો કરવા લાગ્યો. દુર્ગાદાસે પોતાની કમરની તરવારને હાથ લગાડીને પોતાનો ઘોડો જરા આગળ લીધો; પુનઃ તેવું જ તિરસ્કારવાળું તથા તુચ્છતા દેખાડનારૂં હસ્યો. પછી શું પૂછવું? નયનપાળના ગુસ્સાની હદ જતી રહી. દુર્ગાદાસ તેના સવાલનો ઉત્તર આપત તો તેને તેટલો ગુસ્સો આવત નહિ; પરન્તુ ઉત્તર તો નહિ જ, પણ તેને બદલે ઉલટું અતિશય તિરસ્કાર દેખાડનારૂં હસવું! થઇ રહ્યું! તેનું મન વધારે ઉશ્કેરાયું. શું કરવું તે તેને સૂઝયું નહિ. કાબુલથી રજપૂતાનામાં જવાના તે બધા માર્ગો જાણતો હતો; પરન્તુ પોતાને માણસો જોઇએ છીએ, તે કયે રસ્તે ગયા હશે, તેની કલ્પના થતી નહોતી. પણ વખત હવે કંઇ ફક્ત વિચાર કરવા લાયક નહોતો. કાંઇ પણ એક વિકટ રસ્તો પકડવો અને ભિલ્લોને, અમુક અમુક જાતનાં માણસો તમને કઈ બાજુ જતાં મળ્યાં? એમ પૂછતાં જવું, એના શિવાય બીજો કાંઇ પણ ઉપાય રહ્યો નહોતો. તે પ્રમાણે તેણે કર્યું. તે મુકામો કરતો કરતો આગળ ચાલ્યો. પોતાની જોડે ઇંદિરા તથા દુર્ગાદાસને લીધાં. ઇંદિરાને નકાના સાથે લઇ, ચંદ્રાવતી જે રસ્તેથી ગઇ હતી તે રસ્તે તેનું પગેરાવું તો તેણે લીધું તેમાં તો કંઇ શક જ નહોતો થોડે ગયા પછી ભિલ્લો પાસેથી કંઇક ખબર મળતાં તેને આનંદ થયો. વખતે વધારે સંતાપ થાય એવો કાંઇ પ્રસંગ આવે તેથી તેણે આગળ ચાલવાની ઘણી જ ઝડપ કરી. પણ થોડે જતાં જ, જે ભિલ્લે એ રસ્તો દેખાડયો તે ભિલ્લ એકદમ નાસી ગયો. નયનપાળે તેની ઘણી શોધખોળ કરી પણ કાંઇ પત્તો મળ્યો નહિ. એ ભિલ્લને મારાથી દૂર કરવાનું કામ દુર્ગાદાસ શિવાય બીજા કોઇથી થયું નથી એવું તેણે ધાર્યું, તેથી તેનો ગુસ્સો ઘણો વધ્યો ને બોલ્યો; "જો હું ખરો નયનપાળ હોઉં તો તારી આંખની સામે પકડીને ચંદ્રાવતીને દિલ્લી લઇ જઇશ;" એવું દાંત પીસીને તેણે કહ્યું. એટલું જ નહિ પણ મોંની વરાળ વળી એવી કાઢી કે, "જે જોધપુરના રાજ્યને માટે તું આટલી ખટપટ કરે છે તે રાજ્ય હું લઇને તે ગાદી ઉપર હું બેસીશ ને ચંદ્રાવતીને રાણી કરીને તને ગામ વાર ગામમાં ઉંધે ગધેડે બેસાડીને ફેરવીશ અને પછી ફાંસી દઇશ. અલ્યા મૂઢ! ચંદ્રાવતીને લઇને તું શું કરનાર છે? તેને છોકરો નથી, થયેલો છોકરો તો મરી ગયો, હવે શું કરવા ધારે છે?" આ છેલ્લા શબ્દ સાંભળતાં જ દુર્ગાદાસને એકદમ મોટેથી હસવું આવ્યું; અને તેની જોડે નયનપાળના મનમાં એકદમ અજવાળું પડયા જેવું થયું. તેણે એકદમ અટકીને આસપાસ જોયું;

પછી એકદમ મોટેથી બોલ્યો, "હા! હા! ચંદ્રાવતીની જોડે તે છોકરો પણ ગયો છે! હાય! હું કેવો મૂર્ખ છું! ઘણો જ ગધેડો છું તેમાં કાંઇપણ શક નથી. કેવો હું છેતરાયો?" તેટલામાં કાંઇ સુઝયા જેવું થયાથી તેણે એકદમ ઇન્દિરાના તંબુમાંથી પેલી દાસીને બોલાવવાનો હુકમ કર્યો. તે આવી, તેને એક ઝપાટે પુછ્યું; "બોલ રે રાંડ દદા! રાણીનો છોકરો મરવાનું ખરૂં છે કે ખોટું?" એવું તેણે ઘણો જ દમ ભરાવીને પુછ્યું. તે દમ ભરાવ્યાથી તે દાસી બિચારી એટલી ગભરાઇ ગઇ કે તેણે 'હા'નો જવાબ દીધો. પછી શું પૂછવું? તેને તેવો ઘણો દમ ભરાવીને બધી હકીકત પૂછી લીધી અને તે જાણ્યા પછી પોતાના ભોળાપણા માટે પોતાને એટલો બધો સંતાપ થયો કે, પોતાને જ પહેલી શિક્ષા મળવી જોઇએ એમ તે પચ્ચીશ વખત બોલ્યો. આખરે હવે બાદશાહને મોં પણ શી રીતે દેખાડવું? જેને માટે બાદશાહ સમક્ષ પ્રતિજ્ઞા કરવાથી મને અહિં મોકલ્યો હતો તેમાં જ હું પોતે પોતાને હાથે સર્વ રીતે છેતરાયો, તો બાદશાહને હવે મોં પણ શી રીતે દેખાડવું? અને હવે કરવું પણ શું? તે તેને કંઇ પણ સુઝયું નહીં. દુર્ગાદાસના કંઠને દબાવીને મારવો કે તેને ફાંસીપર લટકાવવો, એ વિચાર તો આવ્યા જ કરતો! પરંતુ તેમ કર્યાથી શું વળનાર છે? તેના હાલહવાલ કર્યાથી જ તેને સજા થશે; તેની બહેનને ચન્દ્રાવતી રાણીની જગા આપીને રાણીને નસાડી મૂકી તેની વિટંબના વેઠાવવાને તેને ખરેખર સજા આપવી જોઇએ, એવું પણ મનમાં આવ્યું, તેથી તેને જીવતો રાખવાનો નિશ્ચય કર્યો.

ચન્દ્રાવતીનું પછવાડું લઇને જવાના શિવાય બીજો કાંઇ આરો નથી, એવો તેણે નિશ્ચય કર્યો તથા રસ્તો દેખાડનાર ભિલ્લ જો કે નાસી ગયો હતો તોપણ તેને શોધવાની ધડપછાડ ન કરતાં આગળ માર્ગ કાપ્યો. "ભિલ્લોનો રજપુતોને વિષે સારો પ્રેમભાવ હોવાથી એક જણે ચન્દ્રાવતી રાણીને, તમારા શત્રુ તમારી પછવાડે આવે છે અને ઘણા જ પાસે આવી પહોંચ્યા છે એવું જાણ કરી દીધું અને તે માલમ પડતાં જ પન્ના અજીતસિંહને નસાડી લઇ ગઇ, એ વાંચનારને જાણવામાં આવ્યું જ છે.

પરંતુ અજીતસિંહ એકલો સંકટમાંથી છૂટે તેથી શું થવાનું હતું? ચંદ્રાવતીને પણ તે સંકટમાંથી બચાવવી જોઇએ. તેનું કેમ કરવું? તેની યોજના કરવામાં હવે જરા પણ વખત નથી. જે પળ જતી હતી તે લાખ લાખ રૂપીઆની કીંમતની હતી. આખરે રામસિંહને એવું જણાયું કે, કોઇ પણ ભિલ્લની ઝુંપડીમાં રાણીજીએ છૂપાઇ બેસવું, તેના શિવાય બીજો કાંઇ પણ માર્ગ નથી. બધાએ તેને ટેકો આપ્યો. તેમ કરવા શિવાય બીજું કાંઇ શક્ય નહોતું. બિચારી ચંદ્રાવતીએ પણ

તે કબૂલ કર્યું. તે ડોળીમાંથી નીચે ઉતરી, એક ભિલ્લને ખભે બેઠી. પછી એ ત્રણ સરદારને જોડે લઇને, ઘણી ગાઢી ઝાડીમાંની એક ઝુંપડીનો રસ્તો લીધો. પરમેશ્વરના મનથી તેનો છૂટકો કરવાનું જરૂરનું હતું તેમાં શક નથી; કારણ કે તે ભિલ્લને ખભે બેસીને પોતાના સરદારોની સાથે તે ગાઢી ઝાડીમાં પેસી ગઇ ને સૌની નજરથી બહાર થઇ ન થઇ, એટલામાં નયનપાળની ટોળી આવી પહોંચી! પણ ડોળીમાં કોઇ નથી, એવું એકદમ જણાય નહીં, તેથી તેમાં એક હથિયારબંધ સિપાઇને બેસાડીને તે ડોળી ઢાંકી રાખી, ને ડોળી ઉપાડનારા પૂર વેગે નાસતા હોય, એવું આબેહુબ દેખાવવામાં જે કંઇ વખત લાગ્યો તે જ લાગ્યો. પણ નયનપાળનાં માણસોએ એકદમ આવીને તેઓને પકડયા; ને તે ઢાંકેલી ડોળી દૂરથી જોતાં જ તેને ઘણો આનંદ થયો. પહેલાં જો કે પોતાની મુર્ખાઇ થઇ, તથા લુચ્ચા દુર્ગાદાસના દગાથી પોતે ભોળવાઇને છેતરાયો, પણ આખરે તેને તે શિકાર મળ્યો, એવું મનમાં આવવાથી તે ઘણો જ ખુશી થઇ ગયો. ડોળીના ભોઇઓને ડોળી મૂકવાનો હુકમ કરીને તે આગળ આવી ઉભો; પરંતુ તે ડોળી તેઓ નીચે મૂકતા નહોતા અને સાથેના માણસો ડોળીની ચારે બાજુએ એકઠા થઇને ડોળીનું રક્ષણ કરવા સામા ઉભા રહ્યા, ને કહ્યું કે, “અમારામાંથી દરેક માણસનાં મુડદાં પડશે ત્યાં સુધી અમે અહીંથી હાલવાના નથી.” એવો ઘણો જ દૃઢ નિશ્ચય દરેકના ચહેરા ઉપર જણાવા લાગ્યો. તે નયનપાળની નજરમાં આવ્યો. પણ હાથમાં આવેલો શિકાર શું છોડે તેમ છે? તેણે પોતાનાં માણસોને એકદમ “તોડો તોડો” એવો હુકમ આપ્યો અને તે બેઉ બાજુએ થોડી થોડી મારામારી પણ થઇ. ચંદ્રાવતી રાણી અને તેના માણસો ભિલ્લના ઝુંપડામાં જઇને છૂપાઇ રહે, તેટલો વખત મળે તેવા હેતુથી, તેઓએ સારી રીતે મારામારી કરી. મારામારી કરતાં કરતાં ભોઇયોએ પડયા ને તેની ખાંધ પરની ડોળી પણ પડી. એકંદર માણસો થોડાં જ હતાં પણ તેઓ ખરેખર દરેક જણ પડયા ત્યાં સુધી લઢયા—તેમ કરવાનું કારણ એ હતું કે, પોતાની સ્વામિનીને પુષ્કળ વખત મળે અને ડોળીમાં કાંઇ નથી એવું જલદીથી શત્રુઓના જાણવામાં ન આવે. પણ આખરે ડોળીનું રક્ષણ કરનારાઓમાં સાજા શરીરનો કોઇ પણ ન રહ્યો એવું જોઇને, આનંદિત થતો નયનપાળ ઢાંકેલી ડોળીની પાસે ગયો; આસ્તેથી તે ડોળીનો પડદો ઉપાડીને અંદર જોવા જાય છે, તેટલામાં બહારથી એક તરવારનો ઘા ખભા ઉપર તથા અંદરથી એક કટારીનો ઘા મોં ઉપર—એવા બે ઘા પડયા. અંદરથી આવેલો ઘા ઓચિંતો લાગ્યો; કારણ તેનું મોં તે તરફ આગળ પડયું નહોતું. બેઉ તરફથી ઘા આવ્યાથી તે ઘણો જ ચકિત

કર્યો, તેમાં પણ અંદરથી ઘા આવ્યો તેને માટે તો એટલું આશ્ચર્ય લાગ્યું કે, તે થોડી વખત સુધી સ્તબ્ધ જ બની રહ્યો. બહારથી ઘા કરનાર માણસને તો સિપાઇઓએ પકડી તેના હાથ બાંધ્યા; પણ અંદરથી ઘા કર્યો તે પણ તેઓને નવાઇ જેવું લાગ્યું. થોડીવારે, નયનપાળે એક હાથે પોતાના મોં ઉપરનો જખમ ધર્યો તથા એક હાથે કરીને ડોળીનો પડદો પછવાડે ખસેડીને તેમાં રહેલી સ્ત્રીને હવે બહાર ખેંચી કાઢવી, એવા હેતુથી આગળ વધ્યો. પણ આશ્ચર્ય! ડોળીના પડદા ખસેડયા અને ચંદ્રાવતીને બદલે એક હથિયારબંધ ચન્દ્રાવતો બહાર નિકળી, તેના શરીર ઉપર બીજો એક ઘા કરવાને આગળ વધ્યો; અને એ જોતાં જ તે બેઉ માણસના ચહેરાપર બે જુદા જુદા વિકાર ઉત્પન્ન થયા. નયનપાળના ચહેરાપર ઘણી જ નિરાશા અને ખેદવાળું આશ્ચર્ય; અને આટલું આટલું કર્યાં છતાં આખરે પોતાની મહારાણી તથા નાનો અજીતસિંહ એ દુષ્ટના હાથમાં સપડાશે કે શું, એને માટે અત્યંત ખેદિત થયેલા દુર્ગાદાસના ચહેરાપર ઘણો જ આનંદ!

આટલું થયું તો પણ મહારાણી અને નાના મહારાણાનું રક્ષણ થયું. તે જોતાં જ તે સ્વામિનિષ્ઠ સેવકને તેવો આનંદ થાય તેમાં નવાઇ શી? નયનપાળના મનની સ્થિતિનું વર્ણન કરવું એ કેવળ અશક્ય જ છે. તેને જરા આશાંકુર થયો હતો. તેથી સાર્થક માનનારા, જીવને પોતાને મળવાનો અમૃતનો પ્યાલો એકાએક કોઇએ થપાટ મારીને ખુંચવી લીધો હોય તેના કરતાં વધારે દુઃખનું કારણ બીજું શું હોય? જે લોકોએ મરવા સુધી પણ કેવળ મને દગો દેવાને આટલી લઢાઇ કરી, તેઓએ મને કેટલો છળ્યો? તેને ગમે તેટલું કષ્ટ આપીશ તોપણ પોતાની સ્વામિની કયાં સંતાઇ છે, તે શું મને કહેશે? નહિ જ! પરંતુ યત્ન કર્યાં વિના શું રહેવાય તેમ છે? તેણે પોતાનાં માણસો દ્વારા તેમના ઘણા જ હાલહવાલ કરાવ્યા, પણ તેનાથી કાંઇ પણ ફળ થયું નહીં; કેમકે તે બધાં માણસો જીવ ઉપર ઉદાર થયેલા હતા, તે શું તેની પરવા રાખે? આખરે તેઓના ગળા ઉપર તરવાર મૂકીને તેઓને પૂછયું, તે પણ નકામી!! ત્યારે ઘણા જ ચીડાઇને તેણે દુર્ગાદાસના દેખતાં જ તેમનાં માથાં કાપીને તેઓને મારી નાંખવાનો હુકમ આપ્યો અને તે રજપૂતોને તદ્દન કલંક લગાડનાર નામર્દપણાનાં કામો (જખમી થઇને ઘણા જ દીન થઇ પડેલા લોકોને હાલહવાલ કરીને મારવાનાં કામો) કરીને તે દુર્ગાદાસના તરફ ફરીને કહેવા લાગ્યો, "ઓ ચંડાળ! તારા દેખતાં પેલી તારી લુચ્ચી બહેનની કેવી દશા કરૂં છું તે જો! તેનો જીવ લઉં છું જીવ! પછી તારા શરીરના કકડે કકડા કરીને ગીધ કે શિયાળને ખવડાવીશ!" દુર્ગાદાસ ચુપચુપ ઉભો

હતો; તે એક પણ અક્ષર બોલ્યો નહીં; પણ પહેલાં પ્રમાણે તે ફક્ત હસ્યો. પોતે કાંઇ બોલે છે તેપણ ગુપચુપ સાંભળી લે છે, ઉલટો પોતાની કુચેષ્ટા કરવા માટે તથા પોતાનું બોલવું કેટલું તુચ્છ છે એ દેખાડવા માટે કેવળ હસે છે, એવું જોઇ નયનને પગથી માથા સુધી ઝાળ પેદા થઇ અને પોતાના કહેવા પ્રમાણે કરવાનો નિશ્ચય કરીને તેણે તરત જ પોતાનાં માણસોને ઇંદિરાને પોતાની સામે ઉભી કરવાનો હુકમ કર્યો.

ઇંદિરાને આણી, તેની સામે ઉભી કરી. તે સ્ત્રી છતાં પણ તે વખ્તે ઘણી જ બહાદુરીથી તેથા જાણે પ્રત્યક્ષ યમને, "કર, મારૂં જે કરવાનું હોય તે!" એવું કહેતી હોય એ પ્રમાણે ચહેરો કરી ઉભી રહી. નવાઇ એ હતી કે, સ્ત્રી જાતિને કુદરતી ચાલે મોં નીચું કરીને ઉભાં રહેવું પણ તે તેમ ન કરતાં સામી ઉભી રહી ત્યારે નયનપાળ તેના સામે નીચું માથું ઘાલીને ઉભો રહ્યો. તેનાથી પેલી બહાદૂર સ્ત્રીના તેજ તરફ જોવાતું જ નહોતું. તેની આંખ ચળકવા લાગી, એવું સ્પષ્ટ જણાયું. એવી સ્થિતિમાં આશરે પા કલાક ગઇ, પછી નયને પોતાનું ચિત્ત સ્થિર કરીને કહ્યું, "તેં અને તારા આ મૂર્ખ ભાઇએ બાદશાહનો કેટલો અપરાધ કર્યો છે, તે તને શું માલમ છે? હવે તમને શી સજા થશે તેની કાંઇ પણ કલ્પના તને છે કે?........"

પરન્તુ આ તેનું બોલવું પૂરૂં થયું નહોતું, તેટલામાં જ તેને બંધ કરીને તિરસ્કારવાળા અવાજથી ઇન્દિરા બોલી, "જ્યારે અમે એવું કરવાનું નક્કી કર્યું ત્યારે જ તેનો વિચાર કર્યો છે, તે સમજ્યો કે? મહારાણી અને મહારાણા સુરક્ષિત છે, એટલા અક્ષરો એક વખત કાનમાં ગયાથી અમને બેઉને જે થવાનું હોય તે થવા દે. જોધપુરના પ્રત્યક્ષ દેવતા, માતા તે જો અમારો બેઉનો જીવ લેવાને તૈયાર હોય, બાદશાહના (મુસલમાનના) જનાનખાનામાં જઇને વિટંબણા થવાનો ખરાબ પ્રસંગ જો અમારો જીવ આપવાથી ટળે, તો પછી અમારે શું જોઇએ?"

તે સાંભળીને તે જ વચમાં બોલ્યો; "પણ તારી વિટંબના શી થશે? મહારાણી ઘણું તો બાદશાહની રાણી થઇ હોત, પણ આ ભારે અપરાધને માટે બાદશાહ તને શી સજા કરશે તેની તને કયાંથી કલ્પના છે? એકાદા સીધી, ખોજાની સાથે તારૂં લગ્ન કરાવવાને પણ તે ચુકશે નહિ."

આ સાંભળીને, ઇંદિરા ઘણી જ મોટેથી નયનપાળને સારી રીતે ચીડવવાને ખડખડાટ હસી, પછી બોલી; "મારી પોતાની કાળજી કરવા માટે હું શક્તિમાન્ છું, તે માટે મારે તારી પરવા નથી; તું શા માટે મારી ચિંતામાં બળ્યા કરે છે? મારી અને મારા ભાઇની કાળજી તારે કરવી જ નહીં; અમે અમારૂં ફુટી લઇશું. અરે મૂર્ખ! જેને રજપૂતપણાંનું જરા પણ

અભિમાન છે, તે પેલા દુષ્ટ અને લંપટ તરકડાના હુકમથી, પોતાની મહાન્ પવિત્ર પતિવ્રતા દેવી ચંદ્રાવતી, જે પ્રત્યક્ષ જનનીસમાન પૂજ્ય છે, તે મહાદેવીને પકડી લઇ જઇને, પેલા ચાંડાળને સ્વાધીન કરવા તું આવ્યો છે? રે તારા હાથ પગ તે જ વખતે કેમ ટૂટી ન પડયા? અમારા સરખા ધણીની નોકરોને તો સાબાશી આપી, તેમને છોડવી લઇ જવામાં તારે મદદ કરવી જોઇએ, તેને બદલે ઉલટો તું તેમની પછવાડે લાગે છે, તેમને પકડવાને જ અહીં સુધી આવે છે? એટલું જ નહિ, પણ અમને પણ, 'તમને ફસાવીશ, તમારા બેહાલ કરી નાંખીશ, તમારી દુર્દશા કરીશ, તમને ગરદન મારીશ,' આવી આવી ધમકીઓ આપે છે? તને એમ સ્વપ્નું પણ આવે છે કે, તારા જેવા બાયલા, નીચની ધમકીથી ગભરાઇને અમે આજ સુધી ખાધેલા લુણને હરામ કરીશું? કરી લે, કરી લે, તારાથી જે થાય તે કરી લે. શું ઉભો રહ્યો છે? પેલો રહ્યો મારો ભાઇ, તેના જોડા લુછવાને પણ તું લાયક નથી, અને આ ઉભી હું! અમને બંનેને તારાથી થાય તે કરી લે. હરકત જરા પણ રાખીશ નહીં; બ્હીક જરા પણ રાખીશ નહીં. આવી વફાદારીના કામમાં અમારો જીવ ગયો તોપણ શું થયું!"

અષ્ટાંગે વ્યાપેલા ક્રોધથી તપ્ત થયેલી દેવી મહિષાસુરી, પોતાની સામે ઉભેલા મહિષાસુરને, "લે આવ, હવે સામો," આદિ વચનોથી ઉશ્કેરતી હોય તેમ, નયનપાળની સામે ઉભેલી ઇંદિરા, ક્રોધથી રક્ત થઇ, તેને ઉશ્કેરતી હતી.



## પ્રકરણ ૧૩ મું.



## દિલ્લીમાં.

"આપણે આવાં દુષ્ટ કર્મ કર્યાં છે, એ વાત લોકોના જાણવામાં આવી હશે," આવી શંકાઓ દુષ્કર્મ કરનારને અનેક તર્ક વિતર્ક કરાવતી, તેના મનને સર્વદા કલેશથી પ્રજ્વલિત રાખે છે, એ સ્વભાવિક જ છે. પોતે દુષ્ટ કર્મ કરતો છતાં, જગતમાં વિશુદ્ધિનો આડંબર રાખનાર નરાધમ એમ જ જાણે છે કે, આપણું સંશયી મન બીજું કોઇ જાણી શકતું નથી. પોતાનું ખરૂં સ્વરૂપ બીજા કોઇના જાણવામાં ન આવે, એટલા માટે તેને અનેક ઘડભાંજ કરવી પડે છે, અને તેમ કરવામાં તેને જે જે યુક્તિ પ્રયુક્તિ કરવી પડે છે, તે તેનું મન જ જાણે છે. પોતાના આડંબરથી દુષ્કર્મને ઢાંકી, જગતનાં અન્ય મનુષ્યોને છેતરવાથી તે ફૂલાય છે.

દિલ્લીપતિ બાદશાહ ઔરંગઝેબની અત્યારે ખરેખર આવી જ સ્થિતિ થઇ હતી. રાજા જસવંતસિંહની બાબતમાં તેણે પહેલેથી છેલ્લે સુધી જે વર્તન ચલાવ્યું હતું, તે એવું સમજીને ચલાવ્યું હતું કે, પોતાના કાવાદાવા કોઇ સમજી શકતું નથી; તેમ જ તે સમજી શકે એવો દક્ષ કોઇ છે પણ નહિ. પણ કુકર્મીને પોતાનું હૃદય જ ડંખ્યા કરે છે. તે જ પ્રમાણે આ વખત ઔરંગઝેબને પણ થતું હતું. તેણે કેટલાક દિવસ ઉંઘ શું છે તે જાણ્યું જ નહીં. પ્રત્યેક પદાર્થમાં તેને પૃથ્વીસિંહ અને જસવંતસિંહ જ જણાતા હતા. ઔરંગઝેબ એવો ચતુર. હતો કે, પોતાની આવી સ્થિતિની કોઇને શંકા પણ આવવા ન દેતાં, પોતાનો સર્વ રાજકારભાર ચલાવતો હતો. પૃથ્વીસિંહને માર્યો છે તેની કોઇને પણ શંકા નહોતી. પણ આ કૃત્યથી તેનું મન અસ્વસ્થ થઇ ગયું છે, એવું બહારના કોઇને જાણવાનું કારણ પણ મળી ન શકે, એમ તેણે પોતાનું વર્તન રાખેલું હતું. જસવંતસિંહના ઉપર આવી ભયંકર આફત આવી પડવાની વાત પોતે બીજાઓના આગળ સખેદ હૃદયથી કરતો, એટલું જ નહિ, પણ બોલતાં બોલતાં આંખોમાં પાણી લાવવું તે પણ આ નરાધમ ચૂકતો નહીં.

આવી આવી અનેક રીતે, ઔરંગઝેબ લોકોને છેતરવા પ્રયત્ન કરતો હતો. પણ લોકો તેને રૂંવે રૂંવે ઓળખી રહેલા હોવાથી, પોતાના મનમાં આવે તેવું તેને માટે બોલતા હતા. બાદશાહ પણ લોકોના સંશયોનો પાર પામી ગયેલો હતો અને તેથી તેના સંબંધમાં કોણ શું બોલે છે? તથા કોણ શું કરે છે? તે પોતે જાણવાના હેતુથી તેણે હવે છૂપા જાસુસો ફેરવવા માંડ્યા. કોઇનો સંશય પડતો કાગળ જણાય તો તે રસ્તામાંથી જ છીનવી લઇ, બાદશાહને પહોંચાડવામાં આવતો, અને જો તેમાં પોતાના વિરૂદ્ધનું કાંઇ પણ લખાણ જણાય તો લખનારની તો પૂરી કમબખ્તી જ! તે કઇ યુક્તિથી, કયે બ્હાને, કોને, શી શિક્ષા કરશે, તેનું કાંઇ જ કહી શકાતું નહિ.

આવી સ્થિતિ દિલ્લીમાં ચાલતી હોવાથી, લોકો પણ ઘણા જ ચોંકી ગયા હતા. જસવંતસિંહનો પુત્ર જે દિવસે મારવામાં આવ્યો હતો, તે જ દિવસથી કાબુલ તરફ જસવંતસિંહ અને તેના સંબંધીઓ ઉપર જતા પત્રો, તથા જસવંતસિંહ તરફથી આ બાજુ આવતા પત્રોની મતલબ જાણવા સારૂ, તેણે કાબુલ તથા તેની આસપાસ પોતાના ખાસ ભરોસાના ગુપ્ત જાસુસો રાખ્યા હતા. આ પત્રો વાંચી જોવાનો એ નરાધમનો હેતુ એવો હતો કે, લોકોનાં મન આપણા તરફ કેવાં છે, અને તેમાં કાંઇ પણ વિરોધ જણાય તો તેઓને પકડી, તેમને સખત શિક્ષા કરવી. પોતે આવું ભયંકર કૃત્ય કર્યું છે, ને તે લોકોના જાણવામાં આવ્યું છે, અને તેથી તે

બાબત લોકો જસવંતસિંહને જણાવ્યા વગર રહેનાર નથી, એવી તે નરાધમને પણ ખાત્રી થઇ ચૂકી હતી. પણ આ બાબતની ખબર પોતાની જાતના અક્ષર સિવાય બીજા કોઇના પત્રથી જસવંતસિંહ જાણવા ન પામે, એવા હેતુથી તેણે એ માટે એક જુદી જ યુક્તિ રચી રાખી હતી. આ યુક્તિ મુજબ પોતાને ફાવતો હેવાલ ગોઠવવા સારૂ, તેણે રાખેલા ગુપ્ત જાસુસોએ, તેને કેટલાક પત્ર આણી આપ્યા. આ પત્રો વાંચી તેના લખનારાઓ માટે તેણે મનમાં ગાંઠવાળી મુકી, કે પ્રસંગ આવે તેઓની બરાબર ખબર લેવી. તેના જાસુસો દરરોજ દિલ્લીના ખુણેખુણા ફરી આવી, લોકો શું શું બોલે છે તથા શું શું કરે છે, તેની બાતમી તેને આપતા હતા. પણ હજી સુધી કાબુલ તરફ રાખેલા જાસુસો આવી પહોંચ્યા નહોતા. તે લોકો ક્યારે આવશે અને દિલ્લીથી જતા પત્રોમાં તથા જસવંતસિંહ તરફથી દિલ્લી આવતા પત્રોમાં પોતાની આ નીચ કૃતિ માટે શું શું જણાયું છે તે જાણવા, બાદશાહ હવે એક પગે થઇ રહ્યો હતો.

મનની આવી અસ્વસ્થ સ્થિતિમાં તે એક દિવસ પોતાની ખાસ માનીતી ઉદેપુરી બેગમના મહેલમાં ગયો. બાદશાહનો પ્રેમ ઉદેપુરી બેગમ ઉપર અન્ય સર્વ બેગમો કરતાં શ્રેષ્ઠ હતો અને તેથી આજ કામ તો ઉદેપુરી જે કરે તે પૂર્વ દિશા જ થતું હતું. પોતાના પૂર્વ જ મહાન્ બાદશાહ અકબરના જેવા પોતે પણ સર્વાંશે થવું અને કહેવાવું એ જ તેની ધારણા હતી; ફરક માત્ર એટલો જ હતો કે, મહાન્ અકબરના જેવી તેનામાં સદ્બુદ્ધિનો અંશ નહતો. અસલ રજપૂત કુટુંબની છોકરીઓને પોતાની બેગમો બનાવવી, પણ અકબર બાદશાહ જેમ તેઓને પોતાનો હિંદુ ધર્મ પાળવા દેતો હતો, તેમ પોતે ન પાળવા દેવો, એ તેનો મુખ્ય હેતુ હતો. આ રાજામાં અકબરના જેવો એક પણ સદ્ગુણ ન હોવાથી, પ્રથમ તો રજપૂતો પૈકી કોઇ પણ પોતાની ખુશીથી તેને જમાઇ કરવા ઇચ્છતા નહોતા. પણ સત્તા આગળ શાણપણ ક્યાં સુધી ચાલે? ઔરંગઝેબની તો એ જ મહત્વાકાંક્ષા હતી કે, જે રજપૂત વંશને આજ સુધી મુગલો સાથે કન્યા આપવાનો સંબંધ થયો નથી તેવા જ મોટા વંશની કન્યા સાથે સંબંધ કરવો, તેની કન્યા આપણે લાવવી અને તેને પોતાની બેગમ બનાવવી. તેને ઉદેપુરના કુટુંબની છોકરી પોતાને ત્યાં લાવવાની અત્યંત ઇચ્છા હતી; પણ આ ઇચ્છા તૃપ્ત થવાના તો સાંસાં જ હતા. આથી તેણે ઉદેપુરમાં આવી રહેલા કોઇ માંડલિક સરદારની અતિ લાવણ્યમયી રાખ—જેને પ્રથમ દારાએ રાખી હતી, તે જોર્જીયન ક્રીસ્તાનીને પોતાના જનાનખાનામાં આણી અને તેને ઉદેપુરી બેગમનું નામ આપી, માત્ર ઉદેપુરી એ નામથી જ સંતોષ

માન્યો. ઉદિપુરના રાજ્યકુટુંબ સાથે પોતાને સંબંધ છે, એમ તે સરદારે બાદશાહ ઔરંગઝેબને સમજાવ્યો, અને ઉદિપુરી બેગમે પણ પોતાના અપ્રતિમ લાવણ્ય અને મોહક શક્તિએ કરીને, બાદશાહના મનને કેવળ પોતાને તાબે જ કરી લીધું હતું. બાદશાહ ઔરંગજેબ કદી કોઇને વશ થાય તેવો માણસ નહોતો; છતાં પણ ઉદિપુરીએ તેને આટલો બધો પરવશ બનાવી મૂકયો છે, તે જોઇ સર્વને આશ્ચર્ય જ થતું. રાજકારભાર પણ ઘણી વખત ઉદિપુરીના જ મહાલયમાં બેઠે બેઠે કરતો હતો.

આજે પણ બાદશાહ ઉદિપુરીના મહાલયમાં તેની પાસે એક કોચ ઉપર બેઠો હતો. દંપતીમાં વાર્તાવિનોદ ચાલતો હતો. બેઉ જણા વિનોદાનંદમાં મગ્ન થઇ ગયાં હતાં. એટલામાં કાબુલ તરફના જાસુસ આવી પહોંચ્યાની વરદી ખીજમતગારે આપી. કયારે આવીને જાસુસો કાબુલની બાતમીઓ આપે તથા જસવંતસિંહના પુત્રનો વધ કર્યા પછી લોકો તરફથી પોતાને માટે તેને શું શું લખવામાં આવ્યું છે તે બાબતના પત્રો કયારે વાંચવામાં આવે, આવા આવા વિચારોથી બાદશાહ તળે ઉપર થઇ રહ્યો હતો. બાદશાહ ઔરંગજેબને લખવા વાંચવાનો ઘણો શોખ હતો. રાજકાજનાં જે જે કામ તેના આગળ આવતાં હતાં, તે તે પોતે જાતે જ વાંચી જોતો અને તેમાં જે ખાસ મુદ્દાના કાગળપત્રો હોય તે તો જાતે જ લખતો હતો. આથી તેને કાગળ લખી આપનાર અથવા વાંચી સંભળાવનારની જરૂર પડતી જ નહોતી. તેમાં વળી આજના કાગળો, જે ઘણાજ ગુપ્ત, તે વાંચવા તો કોઇને બોલાવે જ શાનો ? આસપાસ ઉભેલા સર્વ નોકર ચાકરોને ત્યાંથી ખસી જવાનો હુકમ થતાં, તેઓ સર્વ ત્યાંથી ગયા, એટલે બાદશાહે પોતે એકેકો કાગળ કાઢી કાઢીને વાંચવાનો પ્રારંભ કર્યો. કાગળો કાંઇ બહુ નહોતા: માત્ર પાંચ જ. તે દિવસે પત્ર લખવો, એ કામ કાંઇ સહેલું નહોતું, અને લખવું જો કે ગમે તેટલું સુગમ હોય તોપણ જેને લખવાનો હોય, તેને તે સહીસલામત પહોંચવાની ઘણીજ મુશ્કેલી નડતી હતી. જસવંતસિંહના જે પ્રિયતમ મિત્રો હશે, તેણે જ તે લખવાની હિમ્મત કરી હશે.

બાદશાહે પહેલો જ પત્ર ફોડ્યો. તે પત્ર દિલ્લીના એક રજપૂત સરદારનો હતો, અને તેમાં એવું લખ્યું હતું કે, 'રાજા જસવંતસિંહજી ! આપના કુળનો એક ક્ષુદ્ર અંકુર પણ રહેવા ન પામે, એવી અતિશય દુષ્ટ બુદ્ધિથી, બાદશાહે પૃથ્વિસિંહને બોલાવ્યો, તેને વિષમય પોશાકની ભેટ આપી તથા અતિશય માયા જણાવી, તે જ પોશાક પહેરી દરબારમાં આવવાનું ફરમાન કરી દરબારમાં બોલાવ્યો તથા ત્યાં તેને એ નીચ, પાપી, નરાધમે ગરદન માર્યો છે. બાદશાહના આ અમાનુષિક કૃત્ય માટે

દિલ્હીના તમામ હિંદુ મુસલમાન સર્વેને ઘણું લાગી ગયું છે. જે રજપૂત બચ્યો છે, તેમને તો નખથી શિખા સુધી ક્રોધાગ્નિ વ્યાપી ગયો છે. પણ હાલમાં શાંત બેસી રહેવા શિવાય તેમનાથી શું થઇ શકે એમ છે?' આ બીના વાંચતાં જ બાદશાહ પોતાના મનમાં હસ્યો. તે પત્ર પૂરો વાંચી, પાછો પરબીડીઆમાં મુકી, બાદશાહ બબડયો,–"ઠીક, ઠીક, અમરાસિંહ! કાંઇ જ હરકત નહી. તેં આવું લખ્યું? પણ તું એટલો વૃદ્ધ છે કે, તારા લખવા બોલવા ઉપર મારે કાંઇ જ જોવા સરખું નથી."

બીજો તથા ત્રીજો પત્ર પણ આવો જ હતો. ચોથાની વારી આવી! તે પરબીડીઆમાં કેવા કાગળો છે તે ઉકલી જોવા પરબીડીયું ફોડયું! તેમાંથી બે કાગળ નીકળ્યા. એક પત્ર સુંદર અક્ષરથી લખેલો, કોઇ સ્ત્રીનો હોય એમ જણાયું. બીજો પત્ર જોતાં તેમાંના અક્ષરો થરથરતી કલમથી લખાયલા હોય તેવા જણાયા, અને તે ઉપરથી તે પત્ર કોઇ વૃદ્ધ પુરૂષે લખેલો હોય, એમ પત્ર જોતાં જ કોઇ અનુમાન કરી શકે એમ હતું. તે બેઉ પત્રો વાંચી જોતાં, બાદશાહને કોણ જાણે કેવો આનન્દ લાગ્યો હશે? સ્ત્રીના હાથનો લખેલો પત્ર ઉદેપુરી બેગમના હાથમાં મૂકયો અને બોલ્યો; "સુંદર અને નાજુક હાથથી લખાયલો પત્ર નાજુક આંખે જ વંચાવો જોઇએ, અને નાજુક કંઠથી જ સાંભળવો જોઇએ." રાજકાજમાં પોતાનો હાથ પેસે તથા સર્વ બાબતોની ખબર પોતાને મળે, આવી ઉદેપુરીને હમ્મેશાં ઉત્કટ ઇચ્છા થયા કરતી હતી; અને તેમાં વળી બાદશાહે પોતાનો અતિશય ગુપ્ત પત્ર તેની પાસે વંચાવવા તેના હાથમાં મૂકયો, એ જોઇને ઉદેપુરી તો ફૂલાઇને ફાળકો જ થઇ ગઇ. તે બોલી; "જી ખાવિંદ! આપને વાંચી સંભળાવવા અગાઉ હું જરા એનું મનન કરી જાઉં, અને પછી આપને સંભળાવું." આવું બોલી તે પોતે, તે પત્ર મનમાં વાંચવા લાગી. પત્ર ઘણો મોટો અને લાંબો હતો. વાંચતાં વાંચતાં તેની આંખો લાલ થઇ ગઇ; ક્રોધથી તેના રક્ત-હોઠો, લોહી ઉડી જઇને થરથર કાંપવા લાગ્યા, ભવાં ચઢી ગયાં, શ્વાસોશ્વાસનો વેગ વધ્યો, અને છેવટે બાદશાહની પાસેથી તે ફડાક દેતીકે ઉઠીને ઉભી થઇ, એક બાજુ ખસી, ક્રોધયુક્ત ગદ્ગદ કણ્ઠે બાદશાહને કહેવા લાગી, "શું ઔરંગઝેબ બાદશાહની માનીતી બેગમના સંબંધમાં આવા શબ્દ? શા માટે મને આપે આપની પાસે લઇ, આટલી મોટી પદવીએ ચઢાવી; એ બે બદામની ગુલામડી મારો આવો તિરસ્કાર કરે? એના કરતાં તો હું વિષપાન કરી, આત્મહત્યા કરૂં તો તેમાં મારી કાંઇક શોભા રહેશે. લોકો એમ કહેશે કે, પોતાની અવગણના એ ક્ષણવાર પણ સાંભળી શકી નહીં." આટલું પટપટ બોલી, તે પત્ર બાદશાહના મ્હોં ઉપર ફેંકયો. બાદશાહ પણ જે પત્રો વાંચતો હતો તે બધા તેને

અત્યંત ક્રોધ ચઢાવે તેવા જ હતા. તે વાંચતો વાંચતો છેડા સુધી આવી પહોંચ્યો હતો, એટલામાં છેવટના કેટલાક શબ્દોથી તેની ચિત્તવૃત્તિ પણ ખસી ગઇ. એક તો પત્રનો સંતાપ, અને તેમાં વળી બીજી બાજુથી પોતાની પ્રીતિપાત્ર ઉદેપુરીના સંતપ્ત શબ્દો સાથે તેણે ફેંકેલો કાગળ પોતાની દાઢી ઉપર પડવાથી, બાદશાહને એવડો ક્રોધ ચઢી ગયો. ઉદેપુરીએ ફેંકેલો પત્ર પોતે વાંચી, તુરત જ ત્યાંથી ઉઠી, પ્રિયાની પાસે જઇ, ગંભીરપણે તેને કહેવા લાગ્યો, "પ્રાણાત્મા! તું આવો સંતાપ શા માટે કરે છે? જેણે તને આવા અપમાનના શબ્દો લખ્યા છે, તેને જો તારી લોંડી કરીને ન રાખું તો મારૂં નામ ઔરંગઝેબ નહી. કોણ છે રે? જા! અરે! પણ બીજા કોઇની શી જરૂર છે. હું જ મારી મેળે જાઉં છું. પ્રાણપ્રિયા! બે મહીનાની અંદર એ લોંડીને આ દિલ્હી શેહેરમાં લાવી, તારા આ ગુલામની સાથે તેને પરણાવી, તારી ગુલામડી બનાવી, તને સોંપીશ! તેની આ તારો પ્રાણનાથ આજ તારા આગળ પ્રતિજ્ઞા કરે છે. કેમ, હવે તો તને શાંતિ થઇ કે ની?"

ઔરંગઝેબે આવી આવી અનેક ધીરજો આપી, છતાં બેગમે તે તરફ બીલકુલ લક્ષ આપ્યું નહીં. તે તો પોતાના સંતાપમાં જ બળતી હતી. પત્રમાંહેલા પોતાને અપમાન કરનારા શબ્દો વાંચી, તે તો ક્રોધથી ગાંડા જેવી જ થઇ ગઇ. તેને એમ થયું કે, આ પત્ર લખનાર જો આ વખતે મારી પાસે હોય તો તેના શરીર ઉપરનું ચામડું જ ઉતરડાવી નાંખું. ઔરંગઝેબે તેની પાસે જઇ, તેનો હાથ ઝાલી, તેને ઠંડી પાડવા ઘણાએ પ્રયત્ન કર્યાં, પણ તેનું કાંઇ જ વળ્યું નહિ. તે તો એક અવાજે બોલ્યા જ કરતી હતી. છેવટે તેનો ઘાંટો બેસી ગયો અને શરીરની સ્ફુર્તિ પણ ઓછી થઇ ગઇ. રીતિ છે કે, ગુસ્સો પોતાને જ ખાય છે. છેવટે બાદશાહને કહેવા લાગી,–"શું આખા હીંદુસ્તાનની પટરાણીને આ કુતરી આવા અપશબ્દો લખે અને અમારે શું તે સામું આંખો મીંચી જોયા જ કરવું? આના કરતાં તો અમારે અફીણ કે સોમલ ખાઇને સુઇ રહેવું, એ જ સારૂં છે." ઔરંગઝેબે તેનો હાથ પકડી કહ્યું, "પ્રાણપ્રિયા! તું આટલી બધી દીવાની કેમ બની ગઇ છે? હું તને બીજું શું વધારે સમજાવીને કહું? આ મહેલમાંથી બહાર નીકળતાં વાર જ દશ હજાર માણસના સૈન્યને મોકલી, રૂપનગરની ધુળધાણી કરી નાખું છું; એ કુતરીને તારી પાસે આણી, તારા આગળ તેને નાકલીંટીઓ તણાવું છું અને પ્રથમ કહ્યા પ્રમાણે તારા ખોજાની સાથે તેનું લગ્ન કરાવી, તારી લોંડી બનાવી દઉં છું; પછી શું, એટલું જ નહીં, પણ જસવંતસિંહની ચંદ્રાવતીને પણ............"

ઔરંગઝેબ આગળ બોલતો અટકી ગયો. જરા જીભ ચાખી, થોડી વાર વિરામ લઇ બોલ્યો; "આ બુઢ્ઢા ગધેડા—પેલી કુતરીના બાપે, આ જસવંતસિંહની ઉપર લખેલા પત્રમાં શું મારી થોડી નાલેશી કરી છે? આટલી ઉમ્મરે એને હવે દિલ્હીના દરબારમાં મુસ્કેટાટ બંધાઇ આવી, સર્વે સભામાં પોતાની ફજેતી કરાવવાની ઇચ્છા થઇ છે, તેમાં બીજો કોઇ શું કરી શકે? બસ, પ્યારી! તું આ વાતથી જરાપણ દિલગીર થઇશ નહીં. આખી જહાનનો બાદશાહ આલમગીર, આ તારા સામે તારા દાસ રૂપે ઉભો રહ્યો છે, પછી તારે બીજું શું દુ:ખ છે?"

ઉદેપુરી બોલી; "જ્યાં સુધી આવા રજપૂતો જીવે છે ત્યાંસુધી તમે તમારે મ્હોંએ આખી જહાનના બાદશાહ આલમગીર કહો તે કાંઇ ઠીક દેખાય છે? એ રૂપવતીની મને પૂરેપૂરી ખબર છે. તેની માએ આગળ પણ એક વખત મારૂં એવું અપમાન કર્યું હતું કે, મને ત્રણ દિવસ તો અન્ન પણ ભાવ્યું નહીં. પછી આપની પાસે આવ્યા બાદ તે વાતનું વેર લેવાની જ હતી; પણ તેટલામાં તો તે ડોસલી મરી ગઇ. પ્રાણનાથ! હવે તો એ આગળનું, તેમ જ આ બીજી વખતનું એમ બેઉ અપમાનને માટે, આ કુતરીની જ ખબર લેવી. આપ તો આપની પ્રતિજ્ઞા ખરી કરશો, કે પછી રજપૂતોની પછવાડે હવે કોણ લાગે છે, એવા પ્રમાદમાં જ પડી રહેશો? કે અહીંની પ્રતિજ્ઞા અહીં જ મૂકી એમ કરશો? રૂપનગરના રાજાને શિક્ષા કરવી, એ કાંઇ રમત વાત છે એમ નથી. રાજ્ય તો નાનું સરખું છે, પણ વિજયસિંહના ઉપર જરાપણ સંકટ આવેલું જોઇ, સર્વે રજપૂતો તુરત એકત્ર થઇ જશે. રજપૂતોના આ ધારાથી આપ ક્યાં અજાણ્યા છો? તેમાં વળી આ પૃથ્વિસિંહના મરણથી કેટલો મોટો ઉત્પાત થશે, તેનો વિચાર કરી જુઓ! જે પ્રતિજ્ઞા કરવા યોગ્ય હોય અને જે પાળી શકાય તેવી હોય તે જ કરજો. મને આપની દાસીને શું છે? હું જો અફીણ ખાઇને મરીશ તો મારે ઠેકાણે બીજી ચાર ઉભી થશે."

કહેવાની જરૂર નથી કે, સામાના મનને વશ કરવામાં ઉદેપુરીના જેવી ચતુરાઇ બીજી કોઇનામાં ભાગ્યે જ હશે. ઉપરના શબ્દો બોલતાં તેણે એવું તો અંગ મરડયું, એવાં નેત્રકટાક્ષ ફેંક્યાં, ભૃકુટી ચઢાવી દીધી તથા એવા વિલક્ષણ નિ:શાસા નાંખ્યા કે બાદશાહનું મન છેક જ પરાધીન થઇ ગયું. તે કાલાવાલા કરતો ઉદેપુરી આગળ નમી જઇ બોલ્યો; "મારા હૃદયમંદિરની પૂજ્ય દેવતા! મારી નેત્રની કીકી! મારા હૈયાના હાર! તું આવાં દીન વચન શામાટે કાઢે છે? મારી પ્રાણાત્મા ઉદેપુરી! તું જો આમ કરી બેઠી તો પછી આ તારો દાસાનુદાસ ઔરંગઝેબ શી

રીતે જીવી શકશે? તું કાંઇ પણ આડાઅવળો વિચાર કરી, તારા સુકોમળ મનને અસ્વસ્થ કરીશ નહિ. જે બાબતની મ્હેં પ્રતિજ્ઞા કરી, અને તે પણ પોતાની ખાસ માનીતી પટ્ટરાણીના સમક્ષ, તો પછી તું શું એમ ધારે છે કે, તે પ્રતિજ્ઞા પાળ્યા વગર આ તારો પ્રાણવલ્લભ કદી પણ પાછો ફરશે? તને આવી શંકા જ કેમ આવે છે? પ્યારી! તારૂં મન તું નાહક દૂભવીશ નહિ; મારા શબ્દોને માટે તારા મનમાં કાંઇ પણ સત્યતા લાગતી હોય તો હવે તારો ક્રોધ છોડી દે, અને હું અહિંથી જાઉં તે પહેલાં તું એક વખત તારા પ્રસન્ન વદનથી મારા સામું જોઇ, તારૂં આનંદમય સ્મિત ફરી દેખાડ! તારા સુકોમળ કંઠથીજ "પ્રાણનાથ! આપ હવે જાઓ" આ શબ્દો બોલી, મને જવાની રજા આપ. તને જો સુખમાં જોઉં તોજ મને સુખ છે, નહીં તો મને સુખ કયાંથી મળવાનું?"

ઉદેપુરીએ જાણ્યું કે, હવે આપણા મોહાસ્ત્રનો પૂરેપૂરો અમલ થયો છે, ને હવે વધારે તાણવા જતાં તૂટી જશે અને રચેલી બાજી સર્વ વ્યર્થ થઇ જશે, આ જેટલું થયું તેમાં સર્વ કામ થઇ ગયું છે, એમ જોઇ, પોતાના સંતાપાસ્ત્રને શિથિલ કરી, મોહાસ્ત્ર ને ભૃકુટી ઉપર ચઢાવી, લાડ કરતી, સુકોમળ વદનથી બોલી,–"હું મરેલીનું તે વળી માન શું અને અપમાન શું? આ તો એટલું જ કે, આપની બેગમ અને પટ્ટરાણીની પંક્તિમાં આવેલીનું આવું અપમાન થાય, એ જરા ઠીક ન કહેવાય. એમાં તો આપને જ ખોટું, મારે શું? આજે અમુકે અપમાન કર્યું, તે જોઇ પટ્ટરાણીના ખાવિંદ તરફથી જો તેને માટે કાંઇ ઇલાજ ન લેવાય તો પછી બીજે દીવસે બીજું કોઇ તેથી પણ વધારે અપમાન કરતાં ચૂકે નહી. મારે તો એટલુંજ કહેવાનું કે, આવી બાબતોમાં ડોશી મુવાનો ભય નથી, પણ જમ પેઘ્યાનો ભય છે." આટલું બોલી, તે લટકાળી પતિના પાસામાં જઇ ભરાઇ ગઇ. બાદશાહે તેને અત્યંત પ્રેમ બતાવી કહ્યું, "પ્રાણ પ્યારી! તું જરાપણ ફીકર કરીશ નહી. હું બોલ્યો છું, તેજ પ્રમાણે કરી બતાવીશ." આટલું બોલી, તુરત ત્યાંથી ઉઠી, આલમગીર પોતાના દિવાનખાના તરફ ચાલ્યો.

દફતર કલમદાન મંગાવી, બાદશાહે પોતાને હાથે એક પત્ર લખ્યો. પછી સાદતખાન નામના સરદારને બોલાવી મંગાવી, તેને હુકમ કર્યો કે, 'બે હજાર માણસ લઇ, હમણાં ને હમણાં આબુના પહાડ ઉપર જાઓ, ને રૂપનગરના રાજા વિજયસિંહને કેદી બનાવી, મારી પાસે લઇ આવો. પ્રથમ તો તેને આ ખલીતો આપજો; જો તે મુંગે મોંઢે સર્વ વાત કબૂલ કરી, પોતાની દિકરીને લઇ, તમારી સાથે આવે તો તો ઠીક છે, નહિ તો રૂપનગરના આખા ગામને અને કિલ્લાને બાળી ભસ્મ કરી



નાખીને જરા પણ દયાનો અંશ ન દેખાડતાં તેને અને તેની દિકરીને પકડી કેદ કરીને અહિં લઇ આવો. સાદતખાનજી! મદોન્મત્ત લોકોને આવી રીતે સીધા કર્યા શિવાય આપણો ફરક પડનાર નથી. એમ જો આપણે નહિ કરીએ તો એ રજપૂતો બરાબર પાંસરા ચાલવાના નથી.”

સાદતખાનને ટુંકામાં પોતાનો હુકમ સંભળાવી દીધો તથા તેને ખાસ ચુંટી કાઢેલા બે હજાર માણસો આપી, પોતાના સ્વદસ્તુરના ખલીતા સાથે રૂપનગર તરફ એકદમ રવાના કરી દીધાં.

મનઃકલ્પિત વાતો કલ્પનામાં જેટલી સરળ જણાય છે તેટલી જ કરવામાં સરળ હોય તો આ જગતની કેવી સ્થિતિ આજ સુધીમાં થઇ ગઇ હોત !



## પ્રકરણ ૧૪ મું.



### નયનપાળની કપટજાળ

ઇંદિરાના અતિશય ધૈર્યના તથા સાહસના ઉદ્દગાર સાંભળી, નયનપાળના મન ઉપર કેવી અસર થઇ હશે, તે કહી જણાવવું આવશ્યક નથી. તેના ગર્વભરિત તથા દેશહિતયુક્ત શબ્દો સાંભળતાંજ પ્રથમ તો તે એકદમ ચકિત જ થઇ ગયો. એક ક્ષુદ્ર સ્ત્રીના શબ્દો સાંભળી, તેના મનની આવી સ્થિતિ થઇ જશે, એવું જો કોઇ ભવિષ્યવેત્તાએ તેને અગાઉથી કહ્યું હોત, તો તેને તે જરા પણ ખરૂં લાગ્યું નહોત; એવા ભવિષ્યવેત્તાની તેણે તે જ વખતે ફજેતી કરી મુકી હોત. પણ આ વખતે તો તેની કેવળ વિલક્ષણ સ્થિતિ થઇ ગઇ હતી. ઇંદિરાના શબ્દોએ તેનું મર્મસ્થાન ભેદી નાંખ્યું. એક ક્ષુદ્ર સ્ત્રીને, પોતાની જાતિનું, પોતાના દેશનું અને પોતાના રાજ્યનું જેટલું અભિમાન છે તેટલું પણ—અરે તેટલું શું, પણ તેનો એક લક્ષાંશ પણ પોતાનામાં નથી, એ જોઇને નયનપાળને એક વખત તો લજ્જા આવી ગઇ. આ શબ્દોએ તેની વિવેકબુદ્ધિ જાગ્રત કરી, અને તે બુદ્ધિને પ્રથમ તો એમ જ ભાસ્યું કે, આ સ્ત્રીને તથા તેના ભાઇને છોડી દેવા. એટલું જ નહીં પણ આપણે પોતે પણ હવે જોધપુરની ગાદીના સંરક્ષણ અર્થે જ, બાદશાહની નોકરી છોડી, આપણું આખું આયુષ્ય અર્પણ કરવું. આ વિચારનો ઉદ્દભવ થતાં જ તે ઇંદિરાની મોહક, દીન, પણ સ્વદેશાભિમાનના અવિરલ તેજથી દેદિપ્યમાન મુખશ્રીને નિહાળવા લાગ્યો. જોતાં જોતાં, કોણ જાણે કેવો વિલક્ષણ વિચાર તેના મનમાં આવ્યો કે તરત તે પોતાના લોકો તરફ ફરીને બોલ્યો,—“કોણ જાણે આપણને સર્વને

ઠગવા અર્થે જ આ રચના તો ન રચાઇ હોય? આ દુર્ગાદાસને છોડી મૂકો, એનું આપણે કાંઇ કામ નથી. ભલે એને જ્યાં જવું હોય ત્યાં જાય. આ ઇંદિરાને સાથે લઇ લ્યો. આ જ ચંદ્રાવતી હશે, અને ખરી ચંદ્રાવતી કોણ છે તે આપણને ખબર ન હોવાથી, ગમે તેવી યુક્તિઓ કરી છૂટી જવા સારૂ જ, આ વ્યૂહ રચાયો હશે, તેની આપણને શી ખબર? આપણે હવે આ દુર્ગાદાસની સાથે કાંઇજ નિસબત નથી, પણ આને છોડી દેવી કાંઇ કામની નથી. માટે એને (દુર્ગાદાસને) છોડી દ્યો, એ આપણી સાથે આવવા માંગતો હોય તો પણ એને લેવાની જરૂર નથી. "ચાલો! પાછા ફરો!" આવું તે બોલે છે, એટલામાં જ ઇંદિરા ઉછાળો મારી બોલી ઉઠી, હા, હા, તું ગમે તેવી ધમકીઓ આપ, પણ તેથી ગભરાઇ જઇએ એવાં અમે ભાઇબેહેન નથી. બેલાશક, તું તારા મનમાં આવે તે કર. મને એકલીને લઇ જા, ગમે તો બેઉને લઇ જવાની ધમકી બતાવ, પણ તેથી હું ગભરાનાર નથી. જે થવાનું હતું તે તો થઇ ગયું જ, જેને માટે અમે અમારો જીવ આટલા જોખમમાં નાંખ્યો છે, તે કામ તો પાર ઉતરી ગયું, હવે અમારે જરા પણ બીહીવાનું કારણ નથી. બાઇસાહેબ તો કયારનાંએ છટકી જઇ, આબુના પહાડમાં, પોતાના વિશ્વાસુ ભિલ્લોના રક્ષણમાં જઇને બેઠાં છે. ઔરંગઝેબ તો શું પણ એનું આખું સૈન્ય પણ તેમનો પત્તો મેળવવા રાનેરાન અને પાનેપાન ખોળી વળે, પણ તેમનું પગલું સુદ્ધાં પણ તેઓ જાણી શકવાના નથી. તારા બાદશાહને કહે કે જખ માર! વધારે તો તને શું કહું! અજિતસિંહ મહારાજની પણ તને શું ખબર છે! ધૂળ. હું તને શું કામ કહું! અને કદાચ કહું તોપણ તેથી તારૂં શું વળવાનું છે? અરે મૂર્ખા! રાણીસાહેબનો પુત્ર અને અમારા જોધપુરના ભવિષ્યના રાજાને પણ તારી નજર સાંમે જ કયારનાએ નસાડી લઇ ગયા, તેનું તને કયાં ભાન છે? હવે એની પણ પક્કી ખાત્રી રાખ, કે તે પણ કોઇ એવે જ નિર્ભયસ્થાને જઇને બેઠાં છે. ચાલ, હવે તો મને દિલ્લીમાં જ લઇ ચાલ; બાદશાહના સામે મને ઉભી રાખી, મારે માટે તારે જે કહેવું હોય તે કહે, અને પછી મારે પણ જે જે કહેવાનું છે તે તે કહી નાંખીશ; પછી તારી ત્યાં શી દશા થાય છે તે પણ જોજે!"

આ પ્રમાણે નયનપાળથી દસગણા જુસ્સાથી ઇંદિરા બોલવા લાગી. ઇંદિરાએ નયનપાળની ખાત્રી કરી આપી કે, તેની ગમે તેવી ધમકીથી અણુમાત્ર પણ તે બ્હીતી નથી. ઇંદિરાની આકૃતિ એક તરફથી પોતાને જ લાભપ્રદ થઇ પડી; તેમ જ બીજી બાજુથી જરા નુકશાન કરનારી પણ થઇ. કેટલાંક માણસો એવી પ્રકૃતિનાં હોય છે કે, પોતાની સાથે કોઇ તુચ્છપણે

ખોટું હોય, દુષ્ટપણે વર્તતું હોય, તેના ઉપર તે ઉલટો પ્રેમ દેખાડે છે. નયનપાળ પણ આવી પ્રકૃતિનો માણસ હતો. તે ઇંદિરાના શૌર્ય અને સૌંદર્યથી મોહ પામ્યો. ઇંદિરાએ તેને આવી રીતે ઝટકી નાંખ્યો, છતાં પણ તેના પ્રતિ નયનપાળનો મોહ ઓછો થયો નહીં. નયનપાળે દુર્ગાદાસને ત્યાં જ મુકી જવો તથા ઇંદિરાને બાદશાહની પાસે લઇ જવાનો, મનમાં નિશ્ચય કર્યો. પણ બહાર તેમ ન જણાવતાં, તે બોલ્યો–"હું તારા ભાઇને એમને એમ છૂટો મુકું કે ? નહીં! એમ નહીં બને! એના શરીરના ટૂકડે ટૂકડા કરી, આ જંગલમાં પશુઓને ભક્ષ આપીશ, એટલે પછી તું જરા શુદ્ધિમાં આવીશ. તને તો બધી મારી વાતો મશ્કરીની જ લાગે છે, કેમ? પણ જ્યારે તું તારી નજરે પ્રત્યક્ષ જોઇશ ત્યારે જ તને ખાત્રી થશે અને પછી........"

ઇંદિરા તેને પુરૂં બોલવા પણ ન દેતાં પ્રથમની માફક તેના સામું ખૂબ હસી, અને બોલી–"ત્યારે તો મારી નજર સામેજ તારે જે કરવું હોય તે કર. નકામો થુંક શું ઉરાડે છે? શું અમને બીવરાવવાને જ આમ બોલે છે? સાક્ષાત્ યમની પણ બ્હીક ન રાખનારે શું તારા જેવા હીચકારાનાં આવાં ટાયલાંથી ડરી જશે? ચાલ, ચાલ, નકામું કુતરાની માફક ભસતું મુકી દઇ, તારે જે કરવું હોય તે કરી દેખાડ." આ શબ્દો બોલતાં ઇંદિરાએ એવું તો શરીરનું ચલનવલન કર્યું કે, નયનપાળનાં તો જાણે પીછલાં બારણાં મોકળાંજ થઇ ગયાં. "હવે શું કરૂં?" આ પંચાક્ષરી જપ નયનપાળને થવા લાગ્યો. છેવટે તેણે દુર્ગાદાસને છોડી દઇ, ઇંદિરાને પોતાની સાથે લઇ જવાનો નિશ્ચય કર્યો. પ્રથમની ધારણા મુજબ દુર્ગાદાસને ગરદન મારી, તેના ટૂકડે ટૂકડા કરીને તે, ઇંદિરાને પ્રત્યક્ષ દેખાડવા, એવું નયનપાળના મનમાં હતું. પણ પછીથી તેના મનમાં કોઇ બીજીજ જાતનો વિચાર આવ્યો અને તેથી તે ધારણા તેણે મોકુફ રાખી, પોતાનાં માણસોમાંથી છ જણને બોલાવી હુકમ આપ્યો કે, તમે દુર્ગાદાસને લઇ કોઇ ધાડા અરણ્યમાં જાઓ અને જ્યાંથી પાછા આવવાનો રસ્તો તેને સૂઝે નહી ત્યાં લઇ જઇ એને છોડી દો. એટલે પછી એની હત્યા આપણે માથે લીધા વગર રાની હિંસકોથી આપણી ધારણા પાર પડશે. ગરીબ બીચારા નયનપાળને ખબર નહોતી કે, દુર્ગાદાસથી રજપૂતાનાનો એકે ખુણો પણ અજાણ્યો નથી. ચંદ્રાવતીની પછવાડે જવા કરતાં હવે તેને એમ થયું કે, આપણે દિલ્લીજ જઇએ. કાર્યસિદ્ધિ માટે શું શું કપટજાળો તેણે ગોઠવી રાખી હશે? તે તેનું જ મન જાણે.

જે છ માણસોને હુકમ થયો હતો તે લોકો દુર્ગાદાસને પકડીને ચાલવા લાગ્યા. ભાઇ બેહેનને હવે ખરેખર વિયોગ થવાનોજ, અને

હવે પાછાં કયારે ફરી મળવાનાં? આવા વિચારો ઇંદિરાના મનમાં આવતાં જ તે ઘણી બેહુબાકળી જેવી થઇ ગઇ. તેની આંખોમાં આંસુ આવી ગયાં. પાપી નરાધમ નયનપાળના દેખવામાં આ આંસુ ન આવે તેટલા માટે ઇંદિરાએ જાણે ઉછીની હિમ્મત આણી હોય તેમ કર્યું. ઇંદિરાના ધૈર્યને ઉછીનું એટલાજ માટે કહેવું પડે છે કે આ વખતે તે ખરેખર ભ્રાતૃવિયોગથી ધૈર્યશૂન્યજ થઇ ગઇ હતી, તોપણ તેને એમ લાગ્યું કે-ભાઇને આ વખતે ઉલટું આપણેજ ધૈર્ય આપવું જોઇએ. તે એકદમ જુસ્સાભેર બોલી, ભાઇ! તને છૂટો કર્યો એ તારૂં કેટલું મોટું ભાગ્ય છે! મારી કાળજી તું બીલકુલ કરીશ નહિ. આપણા કુળને અનુચિત એક પણ કાર્ય મારે હાથે થવાનું નથી, એટલામાંજ બધું સમજી લેજે.”

એટલું બોલતાં બોલતાં, ફક્ત બે અશ્રુબિંદુ આંખમાંથી ઢળી પડયાં, જે નયનપાળના જોવામાં આવ્યાં. પણ ઇંદિરાએ તે બિંદુ ઘણીજ ચાલાકીથી લોહી નાંખ્યાં. નયનપાળના હુકમ પ્રમાણે હવે દુર્ગાદાસને લઇ જવામાં આવ્યો. પછી ચંદ્રાવતીને પકડવાની આશાથી પોતાનાં માણસો ચારે દિશામાં વિખરાઇ ગયાં હતાં, તેમને ભેગાં કરી લાવવા માટે આબુના પહાડની ઘણી સારી માહિતી ધરાવનાર દૂતને મોકલ્યો. આ દૂતને ભિલ્લ લોકોની ઘણી સારી માહિતી હતી, ત્યાં રક્ષણ અર્થે કોઇ માણસ જઇ ચડયો, અને તેમનું રક્ષણ જો તેણે માંગ્યું તો તેઓ શરણે આવેલા માણસને એવી રીતે પોતાના રક્ષણમાં લઇને સંતાડી દે કે, તેની પાછળ આવનાર શત્રુ તો રખડી રખડીને મરે ત્યાંસુધી તેનો પત્તોજ લાગે નહીં. શરણે આવેલાને ભિલ્લ લોકો સર્વ એકત્ર થઇ જઇ એકથી બીજી અને બીજીથી ત્રીજી, એમ એક પછી એક જગ્યાએ ફેરવતાજ રહે. આથી શત્રુ તેને કયાં? અને કેટલી જગ્યાએ શોધે? આવી ભિલ્લ લોકોની રીતિઓને તે જાસુસ જાણતો હોવાથી, તેણે રાણી ચંદ્રાવતીનો પીછો લેવાનું માંડી વાળ્યું.

પોતાનાં થોડાં સરખાં માણસો લઇ જોધપૂર તરફ જવું, એ નયનપાળને ઠીક લાગ્યું નહીં. તે જાણતો હતો કે, વખતે આપણે પહાડની કોઇ ખીણખીણમાં આવી પડયા તો પછી ત્યાંના માણસો આપણા એક પણ માણસને સંદેશો લઇ જવા સરખો પણ રાખશે નહીં, તે કરતાં તો દિલ્લીજ જવું અને બાદશાહને થયલો સર્વ વૃત્તાંત નિવેદન કરવો. પછી જો મરજી હોય તો બાદશાહ મોટું સૈન્ય આપે તે લઇ એકદમ જોધપુર ઉપર ચઢી આવી, તુરત તેને સર્વ પ્રાંતો સહ ખાલસા કરી દેવું અને મુગલ વાવટો જોધપુરના કિલ્લા પર ફરફરાવવો. આપણે જોધપુર ગયા કે બહારજ ઉડી રહ્યો એમ જાણવું. આવું બાદશાહને

સમજાવીશ, અને થમે તેમ કરી જોધપુરની ચડાઇની તજવીજ કરાવીશ. ” વિગેરે આવા તરંગો પોતાના મનોરાજ્યમાં કરતો નયનપાળ આગળ વધવા લાગ્યો.

એની ઘણી ખરી ટુકડીઓ તો નિરાશ થઇ ગઇ હતી. જે ટુકડી ચંદ્રાવતીનાં માણસોની છેક જ નજદીક આવી પહોંચી હતી, તેમાંના ઘણાખરા માણસો તો ભિલ્લોના તીરના સપાટામાં આવી ગયા હતા. માત્ર બેજ માણસ આ વાતની ખબર લઇ આવવા બચી ગયા હતા. તેઓને મોંડેથી ભિલ્લોના પરાક્રમની વાત સાંભળી નયનપાળ તો થરથરીજ ગયો. એને લાગ્યું કે, સારૂં થયું કે, મને ત્યાં જવાની બુદ્ધિ ન સુઝી. નહિ તો માર પણ પુરચે પુરચા ઉડીજ જાત, અને તેની ખબર પણ બાદશાહને કરનાર કોઇ રહેત નહીં. ઇંદિરા તો હાથમાં છે. એને લઇને બાદશાહની પાસે ઉભી કરીશ, તો એની રીશ કાંઇક નરમ પડશે. આ તરફની ખબર તો એને મળીજ નહિ હોય, તેથી વખતે એમ પણ સમજાવી દઇશું કે, આજ રાણી ચંદ્રાવતી છે તથા એનો પુત્ર જન્મતાંજ મરણ પામ્યો છે. આવો વિચાર કરી, નયનપાળ તો અવળે પગલે જ પાછો જવા માંડયો.

દિલ્લી સુધી જઇ પહોંચતાં અગાઉ રસ્તામાંજ તેને ખબર મળી કે, સાદતખાનની સાથે મોકલેલું લશ્કર આવી પહોચ્યું છે. તેથી તેને ફરી વિચાર થયો કે, આપણે આ લશ્કરની જોડેજ મળી જઇએ, કે ધારેલા બેત પ્રમાણે દિલ્લી જઇએ. સાદતખાનના લશ્કરને અને આપણે કાંઇજ સંબંધ નથી, આપણે જૂદાજ કામ વાસ્તે ગયા હતા, માટે આપણે તો હવે પાંશરા દિલ્લીજ જવું, એજ વિચાર નયનપાળે કાયમ રાખ્યો. આથી સાદતખાન જે માર્ગે આવવાનો સંભવ હતો, તે માર્ગ છોડી, પોતે આડેજ માર્ગે દિલ્લી તરફ ચાલ્યો. નયનપાળમાં જેટલી મહત્વાકાંક્ષા હતી, તેટલું ધૈર્ય નહોતું. પણ કપટમાં તો તે એક્કો હતો. તેણે પોતાના મન સાથે એમ નક્કી કર્યું કે, અહિં આપણી જે ફજેતી થઇ છે, તે બાદશાહને જાણવા ન દેતાં ચંદ્રાવતીને બદલે અને ચંદ્રાવતી તરીકેજ ઇંદિરાને બાદશાહની આગળ ખડાવી દેવી, અને કહેવું કે મહા પ્રયાસે એને પકડી આણી છે. આમ જ્યાંસુધી આપણું ધતિંગ નભે ત્યાંસુધી તો નભાવવુંજ.” તેનું એક મન તેને આમ કહેતું, જ્યારે બીજું મન તેને બીજોજ રસ્તો દેખાડતું હતું.

ઇંદિરાના જુસ્સા ભરેલા શબ્દો સાંભળી, મોહિત થયેલાં નયનપાળનાં મનને બીજોજ રસ્તો ગમતો હતો. આવી રમણીય સુંદરીને પોતે છોડી, બાદશાહને સ્વાધીન કરવી, એ તેને જરાએ સારૂં લાગ્યું

નહિ. દુર્ગાદાસને છોડી મૂકવાનું કારણ એજ કે, આની મરજી સંપાદન કરવી. એના ભાઇને જો એના દેખતાં ઠાર માર્યો હોત તો એનું મન આપણાથી વિરૂદ્ધ થઇ જાય, તે આપણી સાથે આટલું બોલે છે, તે બોલત પણ નહીં. ગમે તે પ્રકારે ઇન્દિરાની મરજી સંપાદન કરી, તેની સાથે પોતે લગ્ન કરવું, આજ તેની મુખ્ય ધારણા હતી. પણ એ ધારણા શી રીતે પાર પડે? આજ ચંદ્રાવતી છે, એમ કહી બાદશાહના આગળ લઇ જઇ એને જો ઉભી કરીએ, તો વખતે બાદશાહ એને પોતાના જનાનખાનામાં પણ મોકલી દે, એવો સંભવ છે. એમ થયું તો આપણી સર્વ આશા ભાંગી જ જવાની. ત્યારે હવે કરવું શું? આવી નાના પ્રકારની ઘડભાંજ તેના મનમાં ચાલ્યા કરતી હતી. ધીરે ધીરે દિલ્લીની નજીકમાં તે આવતો ગયો. વચમાં જ્યાં જ્યાં મુકામ કરતો હતો ત્યાં ત્યાં ઇન્દિરાને પોતાની પાસે બોલાવી, યુક્તિ પ્રયુક્તિથી તેને પોતાનો વિચાર જણાવતો, પણ વ્યર્થ. હવે તો ઇન્દિરા તેની સાથે એક શબ્દ પણ બોલતી નહોતી. તેણે તેને પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછી પૂછીને ખૂબ કાયર કરી ત્યારે એકવાર તે બોલી ઉઠી. "તને જે ગમે તે કર. હું તારા કોઇ પણ શબ્દથી કે કૃતિથી બીહું તેવી નથી. છેવટે જ્યારે હું ના ઇલાજ થઇ જઇશ ત્યારે મારો પ્રાણ, મારૂં નામ, મારા કુટુંબનું નામ તથા મારૂં શીલ હું ગમે તે રીતે સંભાળી શકીશ. મને તેથી કાંઇ ભય કે ધાસ્તિ છેજ નહીં." આવા આવા ઉત્તરો ઇંદિરા તરફથી તેને મળતા હતા.

આમ કરતે કરતે તે દિલ્લી આવી પહોંચ્યો. બાદશાહને હવે શી રીતે મળવા જવું? તથા શું કહેવું? એ એક મોટી ભાંજગડની વાત તેને થઇ પડી. આટલા વખત સુધી રસ્તામાં કરેલા વિચારો હવે ફરવા લાગ્યા, કારણ ઔરંગઝેબ એ કાંઇ જેવો તેવો બાદશાહ નહોતો. પોતે એક વાત કરી જાય અને પછીથી બીજી વાત બાદશાહને કાને આવે તો બાદશાહ તેને શી શિક્ષા કરે? તેનો કાંઇજ નિયમ નહોતો. તેમ જે બન્યું હતું તે ખરેખરૂં બાદશાહ આગળ કહેવાને પણ તેની હિમ્મત ચાલતી નહોતી. હું આમ ગયો અને મારી આવી ફજેતી થઇ, આવી વાત ખરેખરી કરવી, એ પણ મોતને તેડવા સરખુંજ તેને લાગ્યું. કેમકે ઔરંગઝેબ કઇ વખતે કોને કેવો હુકમ કરી બેસે, તેની કોઇને ખબર નહોતી. ઝટ લઇને શૂળીએ ચઢાવી દે, અથવા તો હાથીને પગે બાંધી મરાવી નાંખે અથવા એવી બીજી ગમે તે ભયંકર શિક્ષા કરતાં બાદશાહ ચૂકે એવો હતો જ નહિ. આવો સર્વ વિચાર કરી, ખરેખરી અને બનેલી સર્વ હકીકત બાદશાહને અક્ષરશઃ નિવેદન કરવી, એવો છેવટે નયનપાળે વિચાર કર્યો. માત્ર ઇંદિરા પોતાની

આણી આણી છે અથવા તો પોતે તેને લાવ્યો છે, તે સંબંધી એક અક્ષર પણું તેના આગળ બોલવો નહી. કારણુ કે તેને આણી છે તો તે કેવી ધીટ હૃદયની છોકરી છે? એવા કુતૂહલથી જ માત્ર જોવાની ઇચ્છા થતાં બાદશાહ કદાચ તેને બોલાવે, ત્યારે હુકમને તાબે થઇ લઇ ગયા વગર તો ચાલશે જ નહિ. તેમ કદાચ લઇ જઇએ તો તેના મનોહર લાવણ્યમય રૂપથી તેમજ શૃંગારભૂત શારીરિક હાવભાવથી જો કદાપિ બાદશાહ પીગળ્યો તો તાબડતોબજ તેને જનાનખાનામાં મોકલી દેવાનો હુકમ કરી બેસે, અને પછી આપણે તો રખડી મરવાના. એક વખત તે જનાનખાનામાં ગઇ, એટલે પછી આપણુને તો તેનાં દર્શને દુર્લભ. આ બધા વિચારોનું પર્યવસાન એકજ હતું. ઇન્દિરાથી આપણે કેવી રીતે બચીએ છીએ? તે જ માત્ર તેને વિચાર થયા કરતો. જીવ બચાવવા તો આપણે અનેક યુક્તિઓ કાઢી શકીશું, એમ તેની ખાત્રી હતી.

દિલ્હીમાં આવ્યા બાદ એક ક્ષણુનો વિલંબ પણુ ન કરતાં તુરતાતુરત તેણે બાદશાહને મળવુંજ જોઇએ. તોપણુ ઉપર જણાવ્યા પ્રમાણેની ઘડભાંજમાં તેણે એક દિવસ ગુમાવ્યો. બીજે દિવસે બાદશાહની હજુરમાં જઇ ઉભો રહ્યો, અને બનેલું સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યું. દુર્ગાદાસે તેને કેવો ઠગ્યો? તે પણુ કહ્યું. સર્વ બીના એવી યુક્તિથી કહી કે, પોતે પોતાનાથી બનતું કર્યાં છતાં છેવટે નાઇલાજ થવાથીજ ફસાયો. વચ્ચે વચ્ચે બોલતો ગયો કે, મને ફાવે તે હું કરી લઉં આવો જો આપ ખુદાવિંદનો હુકમ હોત તો હું આમ ફસાઇ જાત નહિ."

બાદશાહ ઔરંગઝેબ કાંઇ કાચો નહોતો. તેણે કહ્યું કે, "રાણી ચન્દ્રાવતી છટકી ગઇ પણુ તેની સાથે તેની જગ્યાએ બેઠેલી બીજી કોઇ સ્ત્રી હતી, તે ક્યાં છે? આટલી છાતી ચલાવનારી સ્ત્રીને તો અલબત મારે જોવીજ જોઇએ, અને પેલો દુર્ગાદાસ ક્યાં છે? તેને પકડી આણ્યો છે કે નહિ?" નયનપાળને તો "જેનો ભય તેનો જ વળાવો" થવા જેવું થયું. તેને લાગ્યું હતું જ કે, બાદશાહ ઇન્દિરાને જોવા માટે બોલાવ્યા વગર રહેશે જ નહિ. અને એટલા માટે શું બોલવું? તથા શું કરવું? તે પણુ તેણે ગોઠવી રાખ્યું હતું. તેણે તરત જ જવાબ દીધો, "જહાંપનાહ! એ છોકરી કેવી ઉસ્તાદ! અમે ચન્દ્રાવતીની પછવાડે લાગ્યા એ જોઇ, તે અને તેનો ભાઇ પછવાડેથી કોણુ જાણે ક્યારેએ પોબારાં ગણી ગયા. તેના ઉપર ઘણોજ સખ્ત પહેરો રાખવામાં આવ્યો હતો, પણુ શું તેમની સફાઇની વાત કહું? પહેરેગીરને પણુ તેમના ખડભડાટની કશી જ ખબર પડી નહિ. મેં એ પહેરેગીરોને ઘણી મોટી શિક્ષા કરી, પણુ તેથી શું વળે? હાથના કેદી એક વાર ગયા તે ગયા જ. એકાદ ગભરાયલા

માણસને જેમ પોતે પહેલાં શું કહ્યું? તથા હમણાં શું બોલે છે? તેનો પૂર્વાપર સંબંધ રહી શકતો નથી, તેવી જ આ વખતે નયનપાળની દશા થઇ હતી. નયનપાળ પોતાને પૂછાતા સવાલોનો મોંઢે જે જવાબ આવે, તે દેતો હતો. નયનપાળને જે દૂતત્વ સારૂ કાબુલ મોકલ્યો હતો, તે દૂતત્વ ફાવ્યું નહિ એટલુંજ નહિ પણ પાછો દરબારમાં આવતાં પ્રથમ જે તેને માનમરતબો મળતો હતો તે પણ જવા વખત આવી, એમ તેને જણાઇ ગયું. એક આંખેજ જોનાર માણસને જેમ બીજી બાજુ ન જણાતાં એકજ બાજુ જણાય છે તેમ નયનપાળને આ વખતે થયું. તેને સર્વથી મોટી ઉત્કંઠા માત્ર એજ હતી કે, ઇન્દિરા બાદશાહના હાથમાં ન જતાં પોતાનાજ તાબામાં રહે, ચન્દ્રાવતી ન મળતાંજ પોતાને પાછા આવવું પડયું, તેજ વખતથી તેણે સર્વ આશા મૂકી દીધી હતી.

નયનપાળના શબ્દો સાંભળી, બાદશાહ ઔરંગઝેબ બોલ્યો "હં! ત્યારે તો તમે મોટા ઠાઠમાઠથી ગયા છતાં માત્ર હાથ હલાવતાજ પાછા આવ્યા લાગો છો? આટલા દિવસ દરબારમાં માથાં ધુણાવ્યાં તે ફોકટમાંજ કે? રાજપૂતના બચ્ચા! જોધપુરની ગાદી ઉપર બેસાડવા વારંવાર વિનતિ કરતો હતો, તે આટલા માટેજ કે? બેસ અહીંઆં! કોણ છે રે?" આ હુકમ બાદશાહના મોંમાથી નીકળતાંજ બે ચાર નોકરો આવીને હાજર થયા. ઔરંગઝેબે તેમને કહ્યું. "હમણાં ને હમણાંજ આના ઘર ઉપર જપ્તિ મૂકી અંદરથી જે કોઇ જડી આવે તેને મારી પાસે લાવી હાજર કરો, અને એના હાથ પગમાં બેડી નાંખી, એને કેદ કરી એક અંધારી કોટડીમાં લઇ જઇને પૂરી મૂકો." હુકમ થતાંજ માણસો દોડયા, અને થોડી જ વારમાં ઇન્દિરાને દરબારમાં લાવી હાજર કરી, અને બીચારા નયનપાળના દેખતાંજ તેના મોહના વિષયને બાદશાહે ઉદેપુરી બેગમ તરફ જનાનખાનામાં એક લોંડીની ભેટ તરીકે મોકલવામાં આવી. નયનપાળ તરફડતો તરફડતો તેને ખેંચી જનાર માણસો સાથે ગયો. તેને ઇન્દિરાનું દર્શન પણ થયું નહીં.

---

## પ્રકરણ ૧૫ મું.

### ઔરંગઝેબ બાદશાહ.

કહેવાની જરૂર નથી કે, ઔરંગઝેબની સર્વ આશાઓ ધૂળધાણી થઇ જવાથી, તેને ઘણુંજ માઠું લાગ્યું હતું. જસવંતસિંહના છોકરા પૃથ્વિસિંહને માર્યા બાદ, તેણે જે જે યુક્તિઓ રચી રાખી હતી તે સર્વ યુક્તિઓ

આ પ્રમાણે વિફલ થશે, એમ તેને સ્વપ્ને પણ લાગ્યું નહોતું. પુત્રના અકાળ મૃત્યુથી જસવંતસિંહને વજ્રઘાવ લાગી, તે પણ સ્વર્ગવાસી થયો. આ બનાવ ઔરંગઝેબ માટે અનપેક્ષી પણ ઇષ્ટજ હતો. એ બનાવથી તેના અંતઃકરણમાં આનંદના ઉભરા આવવા લાગ્યા. તે જાણતો નહોતો કે, આ દુઃખથી જસવંતસિંહ પોતાનો પ્રાણ છોડે એવું આપણું સદ્ભાગ્ય ક્યાંથી બને? પણ દૈવેચ્છાથી તેમજ બન્યું. ઔરંગઝેબનો પાસો આ બાજુએ તો સવળો પડ્યો. બાદશાહ ધારતો હતો કે, પુત્ર વિયોગના આત્યંતિક શોકથી તે રાજકાજમાંથી મન કાઢી નાંખી, કેવળ વાનપ્રસ્થની દશા ભોગવશે. અથવા આપણે તેને આગ્રહ કરી, આપણા દરબારમાં લાવી બેસાડીશું, અને આપણે ખાસ પ્રસંગોમાં વિદ્વાન, વૃદ્ધ અને રાજકાજના લાંબા અનુભવી ચતુર પુરૂષની સલાહની ઘણી વખત જરૂર પડે છે, માટે તેનેજ તેવા સલાહકાર તરીકે આપણી પાસે રાખવાના બાનાથી, આદરપૂર્વક અત્રે બોલાવી, તે ન જાણે તેમ તેને દિલ્લીમાં નજરકેદ જેવો કરી રાખીશું. એવો વિચાર ઔરંગઝેબે કરી રાખ્યો હતો.

ઔરંગઝેબે પોતાને સ્વાધીન રાજ્ય લીધું ખરૂં, પણ તે કેટલું બધું ડામાડોળ થઇ ગયેલું છે, તે તે સારી રીતે જાણતો હતો. આટલા માટે જસવંતસિંહ જેવા વૃદ્ધને પોતાની પાસે રાખવાની તેને ઉત્કટ ઇચ્છા હતી. આ ધારણા પાર પાડવા પોતાનાથી બને તેટલું કરવાનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. પણ આવી રીતે જસવંતસિંહ આપણા હાથમાંથી છટકી જશે અને પોતાને ગમશે તે જ તે કરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો. જેમ આ ખ્યાલ તેના સ્વપ્નામાં પણ નહોતો આવ્યો તેમ, રાણી ચંદ્રાવતી પુત્રને જન્મ આપી, આપણા હાથમાંથી છટકી જઇ, રજપૂતાનામાં ભરાઇ બેસશે, એ ખ્યાલ પણ તેને બીલકુલ આવ્યો નહોતો. કોઇ પણ રાજપૂત પોતાનું માથું તેના આગળ ઉંચું કરીજ ન શકે, એવો જ તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. તે એમજ ધારતો હતો કે, આપણું રાજ્ય એક પાયા ઉપર આણી સ્થિર કરી રાખવામાં જો કાંઇ પણ અડચણ આવશે તો તે આ રાજપૂતો તરફથી જ આવશે, અને તેથી તેઓને તો જેમ દબાવી રાખ્યા તે જ કામના છે. જસવંતસિંહ આપણા ઘર સાથે આવી સલુકાઇથી તથા સેવક ભાવ મનમાં રાખીને વર્તે છે, એટલું જ નહિ પણ તેના કુટુંબની છોકરી આપણા ઘરમાં આવી છે, આ વાતથી તેના વિષે રાજપૂતોમાં થોડો ઘણો દ્વેષ ભાવ ફેલાયલો હોય, છતાં પણ પ્રસંગ પડે સર્વ રાજપૂતો તેની સહાયતા સારૂ તેની આજુબાજુ વિંટાયા વગર રહેશે જ નહિ, એની પણ બાદશાહને ખાત્રી થઇ ચૂકી હતી, અને આથી કરીને એક રીતે થયેલી વાત

બરોબર થઇ નહિ, એમ તેને લાગ્યા કરતું હતું. કાંઇ છોકરૂં થયું તો તે જોધપુરના વંશનો મુખ્ય આધાર છે, એમ જાણી તેના સંરક્ષણાર્થે રજપૂતાનાના એકે એક રાજપૂતો પોતાનાં શસ્ત્રાસ્ત્રને સજ્જ કરી, ઉભા જ રહેશે, એમ પણ બાદશાહની ખાત્રી થઇ ચૂકી હતી. જસવંતસિંહનું મરણ તાજુ તાજુ છે, અને તેટલામાં જો તેની રાણી તથા નવું જન્મેલું બાળક આપણા હાથમાં આવી ગયું હોત તો આપણી કપટ જાળથી તેને અહીંજ અટકાવી રાખીને તે છોકરાને મુસલમાની ધર્મમાં આણવા બનતી તજવીજ કરત. અથવા તે છોકરાની આપણે અતિશય કાળજી રાખીએ છીએ, અને જસવંતસિંહના શત્રુથી તેને કોઇ જાતનો ત્રાસ ન થવા પામે માટે જ તેને આપણી દેખરેખ નીચે દિલ્લીમાં રાખ્યો છે, એવી વાત ચારે તરફ ફેલાવી, ગમે તે પ્રકારે તે છોકરાને તથા તેની માને અહિં લાવી રાખવાં, એવો બાદશાહનો વિચાર હતો. નયનપાળ જસવંતસિંહનો દાસીપુત્ર હતો, અને જે મોટાભાઇને ખસેડી જસવંતસિંહે ગાદી લીધી હતી, તેના પેટનો હતો. ગાદી લીધા પછી જસવંતસિંહે પોતાના ભાઇને હદપાર કર્યો હતો, અને તેથી તે ભાઈ દૂરનાં જંગલોમાં જઇ ત્યાંના ભિલ્લ લોકોનો નાયક બની, લુંટફાટ કરવાનો ધંધો કરતો હતો. મૂળથીજ તેની આવી પ્રકૃતિ હતી, આથીજ તેના બાપે તેને હદપાર કરી, ગાદી ઉપરનો તેનો હક્ક રદ કરી, પોતાની પાછળ ગાદી ભત્રિજા જસવંતસિંહનેજ મળે, એમ તે કરી ગયો હતો. જસવંતસિંહનો ભાઇ લુંટારાનો ધંધો કરતો હતો, તે વખતે નયનપાળનો જન્મ થયો હતો. નયનપાળની પૂર્વની હકીકત હમણાં જણાવવી જરૂર જેવી નથી. પછીથી તે આવનાર જ છે. માટે હમણાં તો આપણે ઔરંગઝેબ તરફજ ચાલો.

ઉપરની હકીકતથી વાંચનારને સહજ ખ્યાલ તો આવ્યો હશે કે. બાદશાહે નયનપાળનેજ કાબુલ તરફ શા માટે મોકલ્યો હતો? પણ નયનપાળને પોતાની બડાઇમાં રહી, કાંઇ પણ કાર્યસિદ્ધિ કર્યા વગર હાથ હલાવતો પાછો આવેલો જોઇ, બાદશાહને તેના ઉપર ઘણીજ ચીડ ચઢી. આજ સુધી બાદશાહને એવી આશા હતી કે, જસવંતસિંહની પાછળ ગમે તે કારસ્તાન કરી, નયનપાળને જોધપુરની ગાદી ઉપર બેસાડીશું, આથી રજપૂતાનાના એક મોટા રાજ્ય ઉપર આપણું બનાવેલું બાવલું બેસાડી તેની મદદથી, કુહાડી હાથાના ન્યાય પ્રમાણે, રજપૂતાનાના જૂના અને મહાન્ વૃક્ષના ચુરેચુરા કરી, અહંકારથી ગગને ચડી ગયેલાં રાજપુતોનાં માથાં એકદમ નીચે ઉતારી નાંખી, આખું રજપુતાના આપણુંજ બનાવી લઇશું. હવે તેમ થવાનો માર્ગ

રહ્યો નહિ, નયનપાળે બાજી બગાડી તેમ આપણે પણ ફજેત થયા. પૃથ્વીસિંહને આપણેજ માર્યો છે, એ વાત હવે જગ જાહેર થઈ ચૂકી. એ ઉપરાંત વળી હાથમાં આવેલા બે શિકાર પણ ખોયા. આવા નાના પ્રકારના વિચારો આવતાં, ઔરંગઝેબ મુઝાઈ ગયો, પણ આવી ક્ષુલ્લક બાબતોથી મનને મુઝવી બેસી રહે, તેવો એ નર નહોતો. આ બાબતો અપૂર્ણપણે મનન કરી, હવે આપણે આગળ શું રસ્તો લેવો, તે મનમાં નક્કી કર્યું તથા તેજ ઉદ્યોગ તરફ હવે પોતાનું મન તેણે ફેરવ્યું. વાંચનારને થોડા જ વખતમાં સમજાશે કે, 'તેણે કઈ દિશા પકડી? તથા કયો અને કેવો ઉદ્યોગ આરંભ્યો? તે માટે હમણાં તો આપણે નયનપાળ તથા ઈન્દિરા જુદાં પડવા પછી શું બન્યું, તે તરફ લક્ષ ફેરવીએ.

ઉપર જણાવી ગયા છીએ કે, પોતાની પ્રિયતમ બેગમ ઉદેપુરી તરફ ઈન્દિરાને એક દાસી તરીકે ભેટમાં બાદશાહે મોકલાવી. જે દિવસે ઇન્દિરાએ પોતાના ભાઇની સાથે મસલત કરી, રાણી ચંદ્રાવતી તથા તેના પુત્રને છોડાવી, તેની જગ્યાએ બેસવાનું કબુલ કર્યું હતું, તેજ દિવસથી તે જાણુતી હતી કે આમ કરવાથી આગળ આપણી શી દશા થશે? શું શું દુઃખો ભોગવવાં પડશે? અને આપણા ઉપર કેવી આફતો આવશે?

ઉદેપુરી બેગમ તરફ દાસી પ્રમાણે મોકલવામાં આવ્યા પછી, ઇંદિરાને તો એક પ્રકારનો ઉલટો આનંદ થયો. નયનપાળના પંજામાંથી છૂટવા માટે તેને કેટલી બધી ફિકર થતી હતી! તેથી તે હવે તેમાંથી તો છૂટી. પોતાના પ્રતિ નયનપાળની કુબુદ્ધિની તો તેને કયારનીએ ખબર પડી ચૂકી હતી. દાસી તરીકે બાદશાહના જનાનખાનામાં જવાથી પોતાનું કાંઈજ ખોટું થયું નથી, એટલું જ નહિ પણ પોતાની કારીગીરીથી ત્યાંથી છૂટી થઇ શકીશ, એમ તેને ખાત્રી હતી. એથી ઉલટું, નયનપાળ જેવા કામાંધના પાશમાંથી છૂટા થવું, એ તેને મહા કઠિણ લાગ્યું હતું. આથી ઇન્દિરાએ વિચાર્યું કે, આવી સ્થિતિમાં ઉદેપુરીના મહાલયમાં દાસી થઈ રહેવું, એ પણ એક પ્રકારનો છૂટકારોજ છે. જે નોકર તેને બેગમ પાસે લઈ ગયો હતો, તેણે ઉદેપુરી પાસે જઇ ઇન્દિરાને બેગમ સાહેબના સામી ઉભી રાખી. "બાદશાહ સલામતે આ દાસી આપને સારૂં મોકલી છે," એમ અતિ વિનયથી કહ્યું. તેને જોતાંજ ઉદેપુરી કેટલોક વખત સ્તબ્ધ જેવી બની, તેમ ઇન્દિરા પણ બેગમને જોઇ કેટલીક વાર સુધી તટસ્થ તથા ચકિત થઇ ઉભી રહી. તેના મનમાં નાના પ્રકારના વિચાર આવ્યા. ઉદેપુરી સ્વરૂપમાં ઘણી જ સુંદર હતી. મુગલ જનાનામાંજ પોતાનો સર્વ કાળ ગાળતી હોવાથી, મુગલ સ્ત્રીઓના શરીરમાં જે મદજન્ય પ્રમાદ એની મેળે આવી રહેલો હોય છે, તે પ્રમાદ આનામાં પણ હવે પૂર્ણ

પણે આવી વસેલો હતો. તેની આંખો ધુંધવાયલા જેવી જણાતી હતી. તે વખતનો તેનો પોશાક કેવળ મુગલ સ્ત્રીના જેવોજ હતો. ઉદેપુરી અત્યારે એક કીનખાબના તકીયા ઉપર અઢેલીને પડેલી હતી. એક દાસી ઓશીકે તથા એક પાંગથે ઉભી રહી ખસના-વાળાના પંખાથી તેને વા નાંખતી હતી. અત્યારે તે લીલો પોશાક પહેરી બેઠી હતી. નખથી શિખા સુધી કેવળ લીલાં કાચી કેરી જેવાં નિલ મણીનાં આભૂષણથીજ તે ઢંકાયલી હતી. ઉદેપુરીનો આ ઠાઠ તથા આ વૈભવ જોઇ, ઈન્દિરાને પ્રથમ તો અતિશય આશ્ચર્ય લાગ્યું. ક્ષણ માત્ર આ અત્યાશ્ચર્યતા ટકયા બાદ, ખિન્નતાએ ઇંદિરાની મુખ ચર્ચાને ઘેરી લીધી "ઉદેપુરના ઘરાણાની કહેવરાવવા, ઉદેપુરી નામ ધારણ કરી, આ રાજપૂતની છોકરીએ તે શો આ મુગલાઇ ઠાઠ સ્વીકાર્યો છે? એક વખત માણુસ વહી ગયું, પછી તેની શી અવસ્થા થાય છે? તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. હવે આવી આ બાઇસાહેબની આપણે દાસી બની કામ કરીશું. શું આપણાં પણ નશીબનો ચમત્કાર!" ઉદેપુરીને જોઇ આવા અનેક વિચાર ઇંદિરાના મનમાં ઘોળાવા લાગ્યા. ખિન્નતા અધિકાધિક થવા લાગી. એટલામાં તેને જણાયું કે, ઉદેપુરીની મૃદુ દૃષ્ટિ પોતાના તરફ વળી છે. આવું જોઈ તેની સાથે નજર ન મેળવવા વાસ્તે ઇન્દિરાએ પોતાની દૃષ્ટિ બીજી તરફ ફેરવી નાંખી.

આટલી વાર આપણા તરફ ઉદેપુરીની નજર નથી અને તે હમણાં જ આપણા તરફ ફરી એમ ઇન્દિરાને લાગ્યું. પણ ખરું જોતાં તેમ હતું જ નહિ. ઉદેપુરીની નજર મૃદુ પણ ઘણી તીક્ષ્ણ હતી. તે કઇ બાજુ જુવે તે સમજવું ઘણુંજ કઠિણ હતું. તે કોઇના સામું જોતીજ નથી. જોનારને એમજ લાગે કે, માત્ર સુસ્તપણે અર્ધી મીંચેલી આંખો આમ તેમ ફેરવે છે. પણ ખરી રીતે તેમ ન હોતું. તેની સુસ્તપણે ફરતી દેખાતી દૃષ્ટિથી પોતાની આજુબાજુ શું થાય છે? તે તે સઘળું જોઇ શકતી હતી, એટલુંજ નહીં પણ તેવીજ નજરથી એકાદા ચહેરા સામું જોઇ તે માણસના મનમાં શું શું ચાલે છે, તે અંશતઃ જાણી લેવામાં ઉદેપુરી અતિ કુશળ હતી, અને એજ પ્રમાણે માણસનો સ્વભાવ ઓળખવામાં પણ તે બહુજ ચતુર હતી. હંમેશાં મિજાજના પ્રમાદમાં રહેવું અને ધુંધવાયલી આંખો રાખવી, એ મુગલ સુંદરીઓનું એક મોટું લક્ષણ ગણાતું હતું, અને તેથી ઉદેપુરીએ પણ તે મહા લક્ષણને પોતાનામાં આણ્યું હતું. એમ છતાં પણ રાજપૂતાણીની નૈસર્ગિક ચાલાકી કાંઇ તેના શરીરમાંથી ગઇ ન હોતી.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉદેપુરી કેટલીકવાર સુધી ઇંદિરાના સામું જોઇ રહી, અને પછી જાણે કોઇ ફળમાંનો રસ એકદમ ચુસી જતું

હોય તેમ તેના અંતઃકરણરૂપ ફૂલમાં તેના વિચારરૂપી રસને ચૂસતી હોય તેમ તે ઇન્દિરા સામુ જરા સ્મિત કરી બોલી; "તું બાદશાહને કયાંથી મળી આવી? હવે આખો જન્મારો તારે અહીંજ કાઢવાનો છે, માટે મારી તરફ આમ ખિન્નપણે શા માટે જુએ છે? મારી તું અદેખાઈ કરે છે? કે મારી તને દયા આવે છે?"

ઇન્દિરા કેવળ હાજર જવાબી જ હતી. તેણે એકદમ તેનો પ્રત્યુત્તર આપ્યો. "બેગમ સાહેબ! આપની અદેખાઇ કરવા જેવી હું મોટી નથી, તેમ હમણાં આપની દયા લાવી શકું તેવી સ્થિતિમાં પણ હું નથી." આ શબ્દોમાં ઇંદિરાનો શો અર્થ સમાયલો હતો? તે ઉદેપુરી સમજી શકી કે નહીં તે કહેવું અતિ કઠિણ છે, કારણ આથી તેની મુખચર્ચામાં જરા પણ ફેરફાર થયો નહિ. ઇન્દિરાના જવાબથી મ્હોંની ચર્ચા તો શું પણ એકે સ્નાયુ સુદ્ધાંત પણ હાલી નહિ. તેણે શાંતપણે ઇંદિરાને જવાબ દીધો,– "આ તારો જવાબ છેવટ સુધી કાયમ રહો."

ફરી પાછો થોડોક વખત એમ જ ચાલ્યો ગયો. ઇંદિરા પોતાની જગ્યાએ જ ઉભેલી હતી. ફરી ઉદેપુરી તેને સંબોધીને બોલી,–"તારી હકીકત કેવી છે? તું બાદશાહના હાથમાં શી રીતે આવી? તે તો તેં મને કહ્યું જ નહિ. આવ મારી પાસે આવ, મને કહે. ત્યાંસુધી તને મારે કયું કામ આપવું? તેનો હું વિચાર કરી રાખું." ઇંદિરા પોતાની જગ્યાએ ઉભી રહીને બોલી "દૈવના ઝપાટામાં આવી જઇ અહીં આવી છું, આથી બીજું શું વધારે કહી શકું?"

ઉદેપુરી–"જે કાંઈ કોઇને પણ બનાવ બને છે તે દૈવના ઝપાટામાં આવી પડવાથી જ બને છે. બીજા શાથી થાય? તેમાંએ કાંઇક ભેદ સમાયલો હોય છે ખરોને!

ઇંદિરા–હા. ભેદ તો ખરોસ્તો! કેટલાંક પોતાની જાતેજ દૈવના ફેરામાં આવી જાય છે અને કેટલાંકને દૈવ પોતેજ ફેરામાં લઇ લે છે.

ઉદેપુરી–ઠીક. ત્યારે તું શી રીતે અને કોના ફેરામાં આવી?

ઇંદિરા–તમે જેમ જુઓ છો તેમ હું તો આવી પડી છું. એક રીતે જોતાં તો હું પહેલાં કોઇનાજ ફેરામાં આવી નહોતી, અને બીજી રીતે જોશો તો આવી પણ છું.

ઇંદિરા એવી નિર્ભયપણે બોલતી હતી કે, તે જોઇને બીજી દાસીઓ તો દિગમૂઢ જ બની ગઇ. એકે તો એમ વિચાર કર્યો કે, જરા સૂચના કરી એના કાન ખોલવા જોઇએ. એટલામાં બીજી તો "આ લોંડી" આવા શબ્દો બોલી તેના સામે ક્રૂર દૃષ્ટિથી જોવા લાગી. ત્રીજી કાંઇક બોલવા જતી હતી એટલામાં બેગમે તેના સામે જરા વક્ર દૃષ્ટિ કરી

તેને વારતી હોય તેમ કર્યું, ત્યારે તે છાની રહી. પછી ઈંદિરા તરફ જોઇ તે બોલવા લાગી—હવે તારી શી હકીકત છે? તે તો મને કહે, પછી જે મારે વિચાર કરવાનો છે તે હું મારી જાતે કરી લઇશ.

ઈંદિરા—મારી વળી હકીકત શું? બીજી રાજપૂત દાસીઓ જેમ તમારી પાસે આવી ચઢી છે, તેમ હું પણ આવી ચઢી. તેમાં વળી વિશેષ મહત્વ શું છે? આ જ આ દિલ્લી શહેરમાં એવી બીજી કેટલીક રાજપૂત સ્ત્રીઓ મારા જેવી ગરીબ હોય કે તેમના તરફ માત્ર બાદશાહની નજર ન પડવાથી જ માત્ર તેઓ મારી માફક જનાનખાનાની લોંડીઓમાં ઉમેરાઇ નથી. ગરીબ હોય પણ જરા દેખાવડી હોય અને બાદશાહની નજર તેના ઉપર આવી પડી કે પછી તેને દાસી તરીકે જનાનખાનામાં આવતાં શી વાર?"

ઈંદિરા આ શબ્દો એવી ઝડપથી બોલી, અને વળી બોલવામાં એવી તો ચાલાકી વાપરી કે તેનો અર્થ બરાબર સમજવાને ઉદેપુરીને કેટલીકવાર સુધી ફાંફાં મારવાં પડયાં. તીક્ષ્ણ નજરથી ઈંદિરા સામું જોઇ રહી, અને પોતાના ચહેરામાં તથા ઈંદિરાના ચહેરામાં શું શું ન્યૂનાધિક છે, તેનો તેણે કેટલીકવાર સુધી વિચાર કર્યા જ કર્યો. પોતાનાથી ઈંદિરા અધિક સ્વરૂપવાન છે કે થોડી, તેનો પણ પોતે વિચાર કરવા લાગી. પછી તેને કાંઇ પણ પ્રશ્ન ન પૂછતાં માત્ર એગમે તેના સામું કેટલીકવાર સુધી જોયા જ કર્યું. "એને નવરાવી ધોવરાવીને મારી પાસે લાવો" આટલું જ માત્ર દાસીઓ તરફ જોઇને તેણે કહ્યું. પણ ઈંદિરાના છેવટના શબ્દોએ તેનું મર્મસ્થાન ભેદી નાંખ્યું હતું. ઉદેપુરી હવે એ જ વિચારમાં લીન થઇ ગઇ. એના મનમાં આ વખતે ઘણા વિચારો ઘોળાયા કરતા હતા. છેવટે નિઃસાસો મૂકી પોતાના મનમાં કહેવા લાગી. 'આ છોકરીએ જે જે કહ્યું તે સર્વ ખોટું જ છે, એમ તો નથી જ. એનો શો નિયમ! બાદશાહે આવા જ હેતુથી એને અહિં મોકલી નહિ હોય એમ શા ઉપરથી કહેવાય? વખતે એમ પણ થાય એવો સંભવ ખરો. એના ઉપર વિશ્વાસ રાખવો ઉપયોગનો નથી.' આમ વિચાર કરતી બેઠી છે, એટલામાં બાદશાહના આવવાની વરદી આવી. બાદશાહનો ઉદેપુરીના મહાલયમાં આવવાનો આ વખત નહોતો. આજસૂધી કોઇ દિવસ તે આ વખતે અહીં આવ્યો નહોતો. અને આજે જ આવે ભળતે વખતે આવે છે, એ જાણી ઉદેપુરીનું ચિત્ત ખરેખરૂં ક્ષુબ્ધ થઇ ગયું. એગમ અત્યાર સુધી જરા લાંબી થઇને તકીયાપર પડી હતી, તે જરા પાછી ખસીને બેઠી. એટલામાં બાદશાહ અંદર આવ્યો, અને આવતાં વાર જ તેણે પહેલો જ સવાલ આ પૂછ્યો કે—"પ્યારી દેવાંગી! આજે મેં તને જે

નવી દાસી મોકલી આપી છે તે કેવી છે? ક્યાં ગઇ? કેમ અહીં જણાતી નથી? મને તો એમ જ લાગ્યું કે, તું એને તારી પાસે ને પાસે જ રાખી-શ. મારે એને જરા મળવું છે, એની સાથે કેટલીક વાત કરવી છે, અને એટલાજ માટે મેં એને અહીં મોકલી આપી છે."

બાદશાહના એક એક શબ્દ ઉદેપુરીનું હૃદય વિંધી નાંખતા હતા. તેના કાળજામાં આડા ને અવળાજ સાલ્યા કરતા હતા. "દાસી કરીને જેને મોકલી આપી, તેને જ આજ પોતે જાતે જોવા આવ્યા? ભલે, જાતે આવ્યા તો આવ્યા, પણ આવતામાંજ બીજું ત્રીજું કાંઇ ન પૂછતાં તે છોકરીનીજ ખબર પૂછે છે? વળી તેની જોડે મારે કાંઇ વાત કરવી છે, મારે કાંઇ તેને પૂછવું છે, એવું જે બોલે છે તેમાં કાંઇ પણ ગુપ્ત ભેદ સમાયલો છે ખરો." આવા આવા અનેક વિચારો બેગમને આવ્યા. પોતાની પાસે બેઠેલા બાદશાહ સાથે એક અક્ષર પણ ન બોલવાના તેણે કરેલા નિશ્ચય પ્રમાણેજ તે વરતી. તેમ તેના તરફ તેણે જોયું સરખું પણ નહિ. પગમાં પહેરેલાં ઝાંઝરની ખીલીઓને જડેલા હીરા ઉપર દૃષ્ટિ સ્થાપી દઇ, બેગમ ચુપચુપ બેસીજ રહી.

તેની આવી કૃતિ તથા અવાક્પણાંનો અર્થ બાદશાહ બીલકુલ જાણી શક્યો નહિ, તેથી તેણે પ્રાણપ્યારી! તું કેમ બોલતી નથી? પેલી દાસી ક્યાં છે? આ પ્રશ્નો પૂછયા કર્યા. આ ઉપરથી ઉદેપુરી, બાદશાહ તરફ જરાક વક્ર દૃષ્ટિ કરી બોલી, "આટલી બધી એની જરૂર હતી તો પછી એને ત્યાં જ કોઇ ઠેકાણે લઇ જઇ જે પૂછવું હતું, તે કાં ન પુછી લીધું? એને અહીં મોકલી તેને પગલેજ આપને આવવાની એટલી બધી શી જરૂર હતી?"

"એવી જરૂર છે, માટે તો આવ્યો છું. એ દાસી તે કાંઇ જે તે નથી. એની પાસેથી ઘણી વાતો કહડાવવી છે. આટલા દિવસ જે કાર્ય સિદ્ધિ કરવા હું વારંવાર કહેતો હતો તે હવે શી રીતે સિદ્ધ કરીશ? તેનો સર્વ નીકાલ એની વાતમાંથીજ થઇ શકે એમ છે. પ્રિય ઉદેપુરી! તારી મદદ મને જે તે કાર્યમાં આવશ્યક છે, અને તેથીજ હું મારાં ઘણાં ખરાં કામ અહિં તારી પાસે બેસીનેજ કરૂં છું. પણ સાચું બોલ, મારી પ્રાણવલ્લભા, તું આજે આમ રીસાયલી જેવી કેમ લાગે છે? તને આજે થયું છે શું? આજે તું કેમ મારી જોડે બરાબર બોલતી નથી? કેમ તું મારી સામું પણ ન જોતાં નીચી નજર રાખી બેસી રહી છે? આ તે શું કહેવાય? જે દાસી તારા તરફ મોકલવામાં આવી છે, તે તો જસવંતસિંહના એક મોટા સ્વામિભક્ત માણસની બેહેન થાય છે, એણેજ આપણા નયનપાળની આંખમાં ધુળ નાંખી, રાણી ચંદ્રાવતીને નસાડી મૂકી. અને પોતાનું ભવિષ્યમાં શું થશે?

તેની બીલકુલ દરકાર પણ ન કરતાં, રાણી ચંદ્રાવતીનો પોશાક પહેરી, રાણીને ઠેકાણે આવીને બેઠી. તને શું કહું! તુંજ જો કે એનામાં કાંઇક વિશેષપણું છે કે નહીં? નયનપાળને તો હમણાં એક અંધારી કોટડીમાં પૂરી મુક્યો છે. એ કાંઇ જ કામનો માણુસ નથી. એના માણુસોમાં ચોકશી કરી ત્યારે આ વાત જણાઇ આવી છે. એ છોકરીનું ધૈર્ય તથા ચાતુર્ય-જોઇ, એના રૂપથી ભૂલાઇ, નયનપાળે તો એને પોતાના ઘરમાં પૂરી રાખી હતી, અને મને એમ કહ્યું કે, ઘણો જ સખત જાપતો રાખતાં છતાં પણ એ છોકરી મને ફસાવી જતી રહી. પણ એની લુચ્ચાઇ તરતજ પકડાઇ ગઇ, અને આને પકડી મંગાવી અહીં મોકલાવી દીધી. ગમે તેવાને પણ દિવાનો કરી મૂકે એવું જ તેનું રૂપ અને કૃતિ છે, એમાં કાંઇજ સંશય નહીં."

ઔરંગઝેબ તો આ બધું સરળપણે બોલતો હતો, પણ ઉદેપુરીને તે કાંઇ જ ખરૂં લાગતું નહોતું. તે વાતને ઉદેપુરી હુંકારો પણ આપતી નહોતી. આવી રીતની ઉદેપુરીની કૃતિ બાદશાહ બીલકુલ સમજ્યો નહીં. વારંવાર—"પેલી દાસી ક્યાં છે? એને બોલાવી મંગાવો" આવા જ પ્રશ્ન ઔરંગઝેબ કર્યા કરે, પણ આ તો એકની બે થઇજ નહીં. છેવટે તેણે જાતે ઉઠીને એક દાસીને બોલાવી અને તેને ઇંદિરાને બોલાવી લાવવાનો હુકમ કર્યો. ઉદેપુરીથી આ વાત સહન થઇ શકી નહિ, તેથી મારૂં આજે જરા માથું દુઃખે છે, માટે હું પલંગ ઉપર જઇને જરા પડું છું. એને જે પૂછવું હોય તે અહીં પુછવાની શી જરૂર છે? બીજે કોઇ ઠેકાણે લઇ જઇને પૂછો." આવું મિષ કરી, તે ત્યાંથી ઉઠી ગઇ.

બાદશાહે આ શબ્દો સાંભળ્યા હોય એમ જણાયું નહિ. કારણ તેનો તેણે કાંઇ જ ઉત્તર વાળ્યો નહીં. તેનું એકંદર લક્ષ સામેથી આવતી ઇન્દિરા તરફ લાગેલું હતું. ઇંદિરાને આવતી જોઇ ઉદેપુરી ઘણી જ ગભરાઇ અને પોતાનાથી હવે આ કૃત્ય સહન નહીં થાય એમ ધારી, પાછલે દરવાજેથી લાગલીજ તે બહારના રંગમેહેલમાં જતી રહી.

## પ્રકરણ ૧૯ મું.

### ઇંદિરાની કાર્યસિદ્ધિ.

ઉદેપુરી બેગમ ક્રોધની મારી લાલચોળ થઈ ગઇ તથા ત્યાંથી ઉઠીને ચાલી ગઇ તે બાદશાહે કાંઇજ જાણ્યું નહિ. અગર જો જાણ્યું હશે તોપણ તેણે તે તરફ બીલકુલ લક્ષ જ દીધું નહિ. બાદશાહે આ

આ જાણી જોઈને કર્યું, કે પછી ખાસ બેગમને ચીડવવાને વાસ્તે કીધું, તે આપણે કહી શકતા નથી. પણ એટલું તો ખરૂંજ કે, તેણે ઉદેપુરીને જાણી જોઈ, છતાં પણ બીલકુલ બોલાવી સરખી પણ નહીં. ઇંદિરાને ઓળખીને તથા તેનાં પરાક્રમનાં વર્ણન સાંભળીનેજ માત્ર બાદશાહ સંતોષ પામ્યો નહતો. તેથી તેને પોતાની રૂબરૂ બોલાવી, બરાબર નખથી શિખા સુધી જોવી, તથા તેનેજ મ્હોડે તેની હકીકત સાંભળવી, એવી તેને ઇચ્છા થઇ. આથીજ એને ઉદેપુરીના મહેલમાં બોલાવી. ઇતિહાસના અભ્યાસીઓને ખબર હશેજ કે, ઔરંગઝેબ કેટલો હઠીલો અને આગ્રહી સ્વભાવનો માણસ હતો. ઉદેપુરી ઉપર તેનો અપ્રતિમ પ્રેમ હતો ખરો, પણ એક વખત તો તેણે જે ધાર્યું હોય તે કરે ત્યારે જંપે, એવો આ મુગલ બાદશાહ હતો. આપણી કૃતિ અમુકને રૂચિકર નથી, માટે તે ન કરવી; આવો વિચાર તો તેના મનને સ્પર્શજ કરી શકતો નહોતો. પોતાને જે ગમ્યું, તે તો ગમે તે પ્રકારે પણ તે કરે, ત્યારેજ તે જંપે એવો તેનો સ્વભાવ હતો. આથી જ તેણે ઉદેપુરીના ઉન્મત્તપણા ઉપર આ વખતે બીલકુલ લક્ષ દીધું નહિ. અને હજી સૂધી ઇંદિરા ન આવી, માટે ફરીથી બીજી દાસીને તેડવા મોકલી.

આગળ કહ્યું છે કે, ઉદેપુરી ત્યાંથી ઉઠી જઇને પોતાના રંગમહાલયમાં ગઇ. પણ તેના સંતપ્ત મને તેને ત્યાં કાંઇ જંપીને બેસવા દીધી નહીં. બારણું અડકાવી બેગમ ત્યાં જ ઉભી રહી, અને હવે બાદશાહ ઇંદિરા સાથે શી શી વાતો કરે છે? તે સાંભળવા પોતાનું મન સંપૂર્ણ અંશે ત્યાંજ સ્થાપી દીધું. બારણાંની ફાટ સાથે અડકાડેલા કાનમાં બરાબર અવાજ આવશે કે નહીં? એમ શંકા પડવાથી, તેણે ધીરે રહીને બારણું જરાક અધખોલું કર્યું. અહીં ઉભાં રહેવાથી એને જોઇ પણ શકાશે તથા વાત પણ સ્પષ્ટ રીતે સાંભળી શકાશે, એવી ધારણાથી ઉદેપુરીને હવે બેવડો સંતોષ થયો.

બે ત્રણ વખત બોલાવવા આવ્યું ત્યારે ઇંદિરા એક વખત આવી. કેટલાંક માણસોનું એમ પણ હોય છે કે જ્યારે તેઓ મોટા સંકટમાં આવી પડે છે, ત્યારે તે સંકટમાંથી શી રીતે છૂટી જવું? તેની જ્યારે યુક્તિઓ ખોળવા તેનું મન રોકાયલું હોય છે ત્યારે તેઓ હંમેશ કરતાં વધારે સુંદર દેખાય છે. આ જનાનખાનામાં આવતાં જ ઇંદિરાના મનને એક પ્રકારનું તો સમાધાન થયું હતું. પણ હવે આ કારાગૃહમાંથી શી રીતે છટકી જવું? તેનીજ ઘડભાંજ તેના મનમાં ચાલતી હતી. પુનઃ પુનઃ જણાવવું આવશ્યક નથી કે, એના જેવી ધીટ કાળજાવાળી બીજી ભાગ્યે જ કોઇ સ્ત્રી હશે.

ઈંદિરા આવી અને દૂર જ ઉભી રહી. તે હવે દાસી બની હતી, તેથી દાસીની યોગ્યતા પ્રમાણે તેણે બાદશાહને કુનસ કરવી જ જોઇએ. પણ ઇંદિરાએ તેવું કાંઇ કર્યું નહિ. બાદશાહે તે તરફ કાંઇકિ લક્ષ આપ્યું ખરૂં. ઔરંગઝેબ દીર્ઘનેત્રી હતો અને તેનાં દીર્ઘ નેત્રમાંથી આવી વાત કદી પણ ખસી શકે, એવો સંભવજ નહોતો. તે તરતજ બોલી ઉઠયો,–"કેમ રે લોંડી, તું કયાં છે? અને કોના સામી ઉભી છે? તેનું તને કાંઇ પણ ભાન છે કે?" ઇંદિરાએ તુરત જ જવાબ દીધો–"હાજી, તેનું ભાન કેમ ન હોય? હું જાણું છું કે હું આલમગીર બાદશાહના સામી ઉભી છું."

શાહે કહ્યું,–ત્યારે તું નીચી વળી, કુનસો કરી, દાસીની માફક નમીને ઉભી કેમ રહેતી નથી?

ઈન્દિરા–હું કાંઇ દાસી નથી. હું કાંઇ મારી મેળે આપ સલામતનાં દર્શન લેવા આવી નથી. અસલ રાજપૂતાણી, મુસલમાનના સામી–પછી તે બાદશાહ હો, અમીર હો કે ચાહે તો કોઇ અદના હો, પણ તેના સામે કદી પણ નમીને ઉભી રહેતી જ નથી."

ઔરંગઝેબને આવા હિમ્મતના અને તેનું કાળજું ચીરી નાંખે તેવા બોલાયલા શબ્દો પોતાની જ સામે સાંભળવાનો કોઇ પણ દિવસ વખત આવ્યો નહોતો, તેથી આ શબ્દો તેને કાને પડતાં જ તેનો ક્રોધાગ્નિ એકદમ પ્રદિપ્ત થઇ ગયો, અને રક્ત થયેલાં નેત્રોમાંથી તો જાણે ખરે-ખરો જ ક્રોધાગ્નિ ઝરતો હોય, તેમ જણાવા લાગ્યું.

થોડીવાર ચૂપ બેસીને, તે એકદમ બોલ્યો,–"અરે લોંડી! તને ખબર છે કે, તું આ શબ્દો કોના આગળ બોલે છે?"

આ પ્રશ્નના જવાબમાં ઇંદિરા જરાક હસી, જેથી બાદશાહ વધારે ચીડાઇને બોલ્યો, "રાણી ચન્દ્રાવતીને જ્યારે તેં નસાડી મૂકી ત્યારે આગળ તારી શી દશા થવાની છે? તેનો તેં કાંઇ વિચાર કર્યો હતો?"

ઇંદિરા–"શું થવાનું છે? તેનો વિચાર કરવાની બીલકુલ જરૂર નહોતી, અને જે થવાનું છે તેનો આદરપૂર્વક સ્વીકાર કરી, પ્રાણ જતાં સૂધી પણ ધારેલું કામ પાર પાડીશ જ, એવો ઠરાવ તે જ વખતથી કરી મૂકયો હતો. એટલા માટે જે જે વિચાર મારે કરવા સરખા હતા તે આગળથીજ કરી રાખ્યા છે. હવે બીજું શું?

બાદશાહ–તે શા શા વિચાર?

ઇંદિરા–જે વીતવાનું હોય, તે સામે બીલકુલ ન ડગતાં, સામે મ્હોંએ જ ઉભા રહેવું એજ?

બાદશાહ–ત્યારે તો તારી અહીં અમે ગમે તે વલે કરીએ તે સામે

તો તું થવાની નહિજને? ધાર કે અમે તને આ એકાદા સીદી સાથે પરણાવી દઇએ તો?

ઇંદિરા—માણસના નસીબમાં જે લખ્યું હશે તે જ થશે. તેમાં માણસનું કાંઇ ચાલી શકનાર છે?

બાદશાહ—એવું તત્ત્વજ્ઞાન મારી પાસે ચાલનાર નથી. હું આલમગીર જે મનમાં ધારીશ તે કરીશજ અને તેમાં નશીબ બશીબ કાંઇજ કરી શકશે નહીં.

ઇંદિરા—આના જવાબમાં પ્રથમ તો હસી અને પછી ધીરે રહીને બોલી—આપના મનમાં પણ અમુક ધારવું અને અમુક ન ધારવું, એ પણ નશીબની જ વાત છે.

જરા નિરૂત્તર થઇ જઇ, બાદશાહ બોલ્યો—ઠીક, ઠીક, તેં ચન્દ્રાવતીને ક્યાં નસાડી મૂકી છે અને ક્યાં સંતાડી છે, તે મને કહે જોઇએ? લે બોલ હવે. એમાં જો તારી ચતુરાઇ જણાશે તો પછી તને દાસીમાં જ રાખવી, કે એથી કોઇ ચડતી પાયરીપર ગોઠવવી, તેનો વિચાર કરીશું. લે બોલ જોઇએ, તને એ યુક્તિ કોણે દેખાડી?

ઇંદિરા—મારા ભાઇ દુર્ગાદાસે અને મેં જ ખોળી કાઢી. મને વળી દેખાડનાર કોણ? અમે બેઉએ એ કામ પાર પાડયું છે. ચન્દ્રાવતી બાઇ સાહેબના મહેલ નીચે પહેરો મુકવામાં આવ્યો, ત્યારથી અમે અનુમાન કર્યું હતું કે, બાઇ સાહેબના ઉપર કાંઇ ને કાંઇ આફત આવનાર છે જ. પહેલાં તો હું એક ગોવાળીઅણનો વેશ લઇ, કુંવર સાહેબને લઇ જઇને ગોવાળીઆવાડમાં એક ગોવાળીઆને ત્યાં મૂકી આવી. પછી મારો તે જ વેષ લઇ બાઇસાહેબને પહેરાવી ત્યાંથી કાઢયાં અને હું તેમનો વેષ ધારણ કરી, તેમની જગ્યાએ બેઠી. છોકરો કાંઇ રડતો કેમ નથી? આવી કોઇને શંકા આવે માટે બહાર એવી અફવા ફેલાવી કે, છોકરો તો મરી ગયો અને એને ત્યાં જ એક ખાડો ખોદીને દાટી દીધો." આ બધી વાત ઇન્દિરા કેવળ સરળ ભાવથી જ કહેતી હતી. છોકરો મરી નથી ગયો, પણ જીવતો છે. આવી વાત બાદશાહે જ્યારે સાંભળી ત્યારે તે જરા વિસ્મય થઇ, વચ્ચેજ બોલી ઉઠયો, "શાબાસ, શાબાસ, તું તો મોટી કારસ્તાની જણાય છે, અને એકાદ બાદશાહના જનાનખાનામાં રાણી બનીને બેસવા યોગ્ય દેખાય છે." બાદશાહના મોમાંથી આ શબ્દો નીકળતા જોઇ, પાછળ સંતાઇ રહી સાંભળનાર ઉદેપુરી તો લાલચોળ જ બની ગઇ. તેણે જોયું કે, બાદશાહનું મન આનામાં આસક્ત થયું છે, અને હવે એ એની સાથે લગ્ન કરવાનોજ. આવો વિચાર તેને સ્ફુરતાં ક્રોધને લીધે ઉદેપુરીએ પોતાનો હોઠ એટલા જોરથી દાંતમાં દબાવ્યો કે, તેમાંથી લોહીની તસરો ફૂટી આવી.

આણી તરફ બાદશાહ ગંભીરપણે ઇન્દિરાને પૂછે છે, તેં તારો જીવ આટલા બધા જોખમમાં- શા માટે નાંખ્યો વારૂ ?

ઇન્દિરા—સ્વામિ ભક્તિ અને કૃતજ્ઞતાનેજ માટે. બીજો શો હેતુ હોઇ શકે ? આ જ વંશપરંપરા થયાં જેનું અન્ન ખાઈ, અમારાં શરીર બંધાયાં છે તેને સંકટમાં જોઇ બચાવ કરવો, તે અમારૂં કામ જ છે.

બાદશાહ—રાણીને અહિ દરબારમાં આવવું, તે શું તેને માથે સંકટ કહેવાય કે ?

ઇન્દિરા—સંકટ નહીં તો બીજું શું ? તારા જેવો કપટી અને કૃતઘ્ની આ જગતમાં બીજો કોઇ છે કે ? જે જસવંતસિંહ મહારાજે તારી આટલી આટલી નોકરી બજાવી, પોતાના જાતભાઇની પણ નિંદા સહન કરી, જેણે તારો પક્ષ સ્વીકાર્યો, તેનાજ છોકરાને તેં દરબારમાં બોલાવી, માન આપવાનું મિશ કહાડી, ઝેર દીધું, અને તેની રાણી તરફની અભિલાષાને લીધે, તેને પકડી લાવવા સારૂં આટલું બધું લાવ લશ્કર મોકલ્યું. તો તારો ભરોંસો કોણ કરે ? માટે અમે જે કર્યું છે તે અત્યુત્તમજ કર્યું છે. અમે શું જાણતાં ન હોતાં કે, અહિ આવવાથી બાઇસાહેબની શી દશા થવાની છે ? પણ બાદશાહ તું આટલું તો પક્કું ધ્યાનમાં રાખ કે, રાણીજી અસલ ઉદેપુરના રાજવંશની છે. તે તો એક ક્ષણ પણ તારૂં આવું ક્ષુદ્ર અપમાન સહન કરતજ નહિ. એકજ ક્ષણમાં પોતાનું શરીર અહી રઝળતું નાંખી, તે તો કયારનીએ સ્વર્ગમાં ગઇ હોત. નકલી અને હલકા કુળની હોય તે જ પોતાના દેહને ભ્રષ્ટ કરી, તારા વૈભવનો સ્વીકાર કરે.

આવી નિર્ભય રીતે પોતાની જ સમક્ષ કોઇ પણ આજ સુધી બોલી• શકયું હોય, એમ ઔરંગઝેબને સાંભરતું ન હોતું. તેમાં પણ આ બોલનારી એક અબલા સ્ત્રીને જોઇ, બાદશાહ તો છક્કજ થઇ ગયો. એ હજી પણ આગળ શું બોલવાની છે ? તે બાદશાહ સમજી શકતો ન હોતો. આવા સંતાપને લીધે તેને કાંઇ શિક્ષા કરવી કે કેમ ? તે પણ બાદશાહને સૂઝે નહીં.

છેવટનું મહેણું ઉદેપુરી બેગમ માટેજ કહ્યું છે, એમ જાણી બાદશાહ કહેવા લાગ્યો. "જેના સંબંધમાં તું આટલું બધું બોલે છે, તે આજ મારી પટ્ટરાણી છે તે તું ધ્યાનમાં રાખજે. તારે તેનાજ આગલ દાસી બનીને રહેવાનું છે, તે ધ્યાનમાં રાખજે. તું હવે તેની દાસી છે, માટે એ પોતાને જે ગમશે તે તને કરશે."

આનો કાંઇ પણ જવાબ ન દેતાં ઇન્દિરા ફરીથી હસી. છેવટે બાદશાહ ત્યાંથી ચાલ્યો ગયો. મારૂં માથું દુઃખે છે એમ કહી અંદરના

રંગમહેલમાં ગયેલી ઉદેપુરીની કાંઇ પણ ખબર અંતર ન લેતાં બાદશાહ ત્યાંથી ચાલ્યો જાય છે, તે જોઇ ઉદેપુરીને તો ક્રોધનો પારજ રહ્યો નહિ. ઉદેપુરીના મનની ખાત્રીજ થઇ ચૂકી કે જો આ ઇન્દિરાને અહીં બહુ વખત રાખીશ તો નક્કી બાદશાહનું મન પલળશે અને પછી એની જોડે લગ્ન કર્યાં વગર રહેનાર નથી. આથી હવે ઇન્દિરા પોતાની નજર સામે પણ ન જોઇએ એમ જ એને થયું. પણ આજેજ એને કાંઇ કરી બેસું તો કાલે જે સંકટ માથે આવનાર છે, તે આજેજ આવી પડે એવી બીહીકને લીધે, હાલ તુરત તો બેગમે તે વિચાર મોકુફ રાખ્યો. બાદશાહના ઉઠયા પછી, થોડીવારે બેગમ ત્યાં આવી અને ઇન્દિરાને બોલાવી કહેવા લાગી કે,–તું અહી રહીશ તો તારી કાંઈ સારી ગતિ થવાની નથી, મારા બાપે મને બાદશાહને આપી બેગમ બનાવી છે છતાં હજી મારી એવી જરા પણ ઇચ્છા નથી કે, તારા સરખી કોઈ રાંક રાજપૂત બાળા ઉપર એવો પ્રસંગ પડે અને તું અહી રહીશ તો તારા ઉપર શું પ્રસંગ આવી પડશે? અને શું નહિ પડે? તે કાંઇજ કહી શકાતું નથી. આલમગીરના જેવો ચંચળ મનનો બીજો કોઇ માણસ ભાગ્યેજ હશે. હમણાં કહેશે કાંઈ અને ઘડીવારમાં કરશે કાંઇ, એવી એના મનની અસ્થિર સ્થિતિ છે. તેથી તું અહીં મારી દાસી બનીને રહી, એટલે સર્વ ધાસ્તી જતી રહે, એમ તો બીલકુલજ જાણીશ નહિ."

ઉદેપુરીના બોલવા ઉપરથી અને તે વખતે તેની મુખ મુદ્રાના ગાંભીર્ય ઉપરથી, ચાલાક ઇન્દિરા ચેતી ગઈ કે, બાઇ સાહેબ પેટનાં બળ્યાં બોલે છે. એના મનમાં આપણે માટે અદેખાઈ ઉભી થઇ છે અને તેથી આપણને કોઇક ઠેકાણે ખસેડી મુકવા એની તજવીજ છે. ઇન્દિરાએ જાણ્યું કે, હવે ઉદેપુરીના આ વિચારનો લાભ આપણે લઈ લઇએ તો આ કારાગૃહમાંથી સત્વર મુક્તિ મળે ખરી. આ વિચારથી ઉદેપુરીને કહેવા લાગી–બાઇ સાહેબ! હું આપના મનના વિચારની બહાર છું, એમ બીલકુલ સમજશો નહિ. આપ જ મારો છૂટકો કરશો તો થશે. એમ જાણીનેજ હું એ ઇચ્છા કરતી હતી કે, ગમે તેમ કરી નયનપાળના હાથમાંથી એકવાર છૂટીને, બેગમ સાહેબના પગ પાસે કયારે જાઉં? દૈવે પણ અનુકુળજ કરી આપ્યું. હવે અહીંથી સુખરૂપ રવાનગીરી કરી આપવી, એ આપનાજ હાથમાં. બેગમ સાહેબની આજ્ઞાની બહાર હું જરા પણ નથી."

ઇન્દિરાના આવા શબ્દોથી બેગમ સાહેબ તો ફુલાઇને ફાળકો થઇ ગયાં. "તને અહીંથી તરતજ રવાના કરી આપીશ." "તું બીલકુલ ગભરાઇશ નહિ," આવાં આવાં આશ્વાસનો આપી, ઇન્દિરાને પોતાની પાસે બોલાવીને બેસાડી અને કહેવા લાગી, 'ઇન્દિરા! તું ખરેખરીજ રાજપુ-

તાજી છું, એમાં જરા પણ શક નહિ. તેથીજ તેં તારો જીવ આટલા બધા જોખમમાં નાંખીને પણ તારી રાણીજીને બચાવી લીધી. તું એમ ન સમજીશ કે હું આ મુગલના ઘરમાં આવીને પડી, એટલે આપણી પાછળની બધી રાજપૂત કુળની વાતો ભૂલી ગઇ છું. છે છે ઇન્દિરા! શું કહું? બાપે કસાઇને ઘેર ગાય વેચી, એટલે હવે આપણે શું કરી શકીએ? આપણ સ્ત્રીઓના હાથમાં શું હોય છે? મારી પણ એવીજ સ્થિતિ થઇ છે. પણ આમ બાદશાહી કુટુંબ જોડે છોકરીઓનો સંબંધ કરી આપવામાં તો તારા રાજાના બાપેજ પહેલ કરી આપી છે. અકબરશાહને જોધબાઇ આપી ન હોત તો......પણ હવે પાછલી વાતો શું કામ છે કહાડીને! પણ ઇન્દિરા—રાખ, મારે તને એક વાત પૂછવાની છે. આ રૂપનગરના વિજયસિંહની કન્યા કેવી છે વારૂ!”

ઇન્દિરા—બેગમ સાહેબ, કેવી છે એટલે? સ્વરૂપ માટે પૂછતાં હો તો આજ ત્રિભુવનમાં એના જેવી સ્વરૂપવાન્ છોકરી ખોળી પણ મળવાની નથી. તેમજ આપણા રાજપૂતોને ઘટતા સર્વ ગુણોથી ભરેલી છે.”

આ વર્ણન સાભળતાં, બેગમ સાહેબના કપાળમાં જરાક કરચલી વળી. નાનપણમાં જોયેલી અને પછીથી તેને માટે સાંભળેલું કે રૂપનગરની રૂપસુંદરી પોતાના સ્વરૂપમાં રંભાને પણ લજાવે તેવી છે. પણ રૂપસુંદરીનો પત્ર વાંચી ઉપજેલા ક્રોધને લીધે બાદશાહ પાસે તેના બાપને શિક્ષા કરાવી, છોકરીને પકડી મંગાવવાનું કારસ્તાન જ્યારથી ઉદેપુરીએ ઉભું કીધું હતું ત્યારથી જેને તેને એ રૂપસુંદરીના રૂપ અને સૌંદર્ય વિશે જ પૂછ્યા કરતી હતી. રૂપસુંદરીના સ્વરૂપની અદ્વિતીયતા સાંભળતાં જ, બેગમ તે દુઃખથી કેવળ ગાંડીજ બની જતી હતી. ઉદેપુરી પોતે બાદશાહની ખરેખરી માનીતી છે એ જાણવા છતાં પણ બાદશાહનો અસ્થિર પ્રેમ તેના ઉપરથી કંઇ ક્ષણે ઉતરી જશે, તેની તેને બીલકુલ જ ખાત્રી નહોતી. કારણ ઔરંગઝેબ એક તો જાતે મુગલભાઇ અને તેમાં વળી બાદશાહ, એટલે એના પ્રેમનો ભરોસો શો? જ્યાંસુધી આ પ્રમાણે ચાલે છે ત્યાંસુધી તો ઠીક છે પણ કાલેજ કોઇ બીજી સારા રૂપવાળી જોવામાં આવી અને એના તરફ લક્ષ ગયું, એટલે થઇ ચૂક્યું. આ જ વિચાર હમેશાં તેના મનમાં ઘોળાયા કરતો હતો. આથી બાદશાહનો પ્રેમ આપણા ઉપરથી જરા પણ ખસવા ન પામે, એટલા માટે સદોદિત યુક્તિઓ રચવામાં તેનો રાત દિવસ જતો હતો. એક વખત માણસ એક સ્થિતિમાં પડી ગયો, અને તે પછી તે જ સ્થિતિમાં જ સમાધાન માની લઇ, તેમાં જ તેનું તાદાત્મ્ય થઇ રહે છે, એમ નથી. આપણે જે સ્થિતિમાં આવી પડ્યા છીએ. તેમાં બીજા પણ આવી પડે, એવી તેને હમેશાં ઇચ્છા

થયા કરે છે. બેગમ ઉદેપુરીની પણ આ જ સ્થિતિ હતી. તેને એમ જ થયા કરતું, રાજપૂત ઘરાણાની જેટલી કન્યા મુગલ સરદારોના ઘરમાં આવી પડે, તેટલી સારી. એના મનને એમ જ લાગતું હશે કે, જેવી આપણી સ્થિતિ થઇ છે તેવી બીજીઓની સ્થિતિ થાય તો તેથી આપણો દોષ કાંઇક ઓછો ગણાય. રૂપવતી રૂપસુંદરીએ રાણી ચન્દ્રાવતી તરફ મોકલેલો પત્ર વાંચી, ઉદેપુરીનું મન એટલું તો ઉદ્વેગ પામ્યું હતું કે, તેણે એ નાદાન બાળકીને આ પત્ર લખવા માટે યોગ્ય શાસન આપવા બાદશાહને ભંભેર્યો હતો. જે ઉપરથી બાદશાહે પણ એવી પ્રતિજ્ઞા કરી કે, તે છોકરીને અહીં પકડી લાવી, તેને આપણે મસાઉદ ખોજા સાથ પરણાવવી. આટલે સુધી બધી ગોઠવણ તેઓના મન સાથે થઇ ગઈ હતી. પણ ઉદેપુરીના મનમાં હવે એમ થવા લાગ્યું કે, કદાચ તેને અહીં આણ્યા પછી એની દિવ્ય કાંતિ જોઇ, બાદશાહનું મન ચળી ગયું તો એ જ પોતે એની જોડે નહીં પરણે તેની શી ખાત્રી? આ વિચાર તેના મનમાં, તે જ દિવસથી સદોદિત ચાલ્યા કરતો હતો. એટલામાં જો તેના સૌંદર્ય માટે કોઇ તરફથી આવું કાંઇ સાંભળતી કે પછી તો થઇજ ચૂક્યું. એને એમ જ થઇ આવતું હતું કે હવે શું કરૂં? અને શી રીતે આ બલાથી છૂટું. એને જરાએ શંકા નહોતી કે, બાદશાહ રૂપનગર જીતિ લઇ, એને બંધીવાન્ કરી, લાવ્યા વગર નહીં રહે, એને હવે કાંઇ પણ કરવા જેવું હોય તો એ જ હતું કે, રૂપસુંદરીને બાદશાહની નજરે પડતાં પહેલાં જ કાં તો ટુંકી કરી નાંખવી, અથવા તો તેને તે જુએ તે અગાઉ જ મસાઉદની જોડે પરણાવી દેવી. સ્વરૂપ સૌંદર્યની ઇર્ષા દેવી! ગમે તેવા માણસને ખરેખર તું ધારે તેમ નાચ નચાવી શકે છે. આમાંથી કયો વિચાર સરળ છે અને તે પાર પાડવામાં કોણ સહાયભૂત થઈ પડશે તે બાબતના વિચારનો જ જાપ હવે બેગમ ઉદેપુરીએ કરવા માંડ્યો. આ કામમાં, શું, ઇન્દિરા તેને ઉપયોગી થઇ પડે એવી છે? કે પછી બાદશાહની ઇતરાજીમાં આવી પડેલો નયનપાળ આ કામ કરી શકે એવો છે? આવા પ્રશ્નો તેના મનમાં એક પછી એક ઉઠવા લાગ્યા. બાદશાહની તેના ઉપર પ્રથમ સારી મરજી હતી, અને રાજપૂતો પૈકી મોટા ઘરાણાનો હોઇ, હમણાં મુગલ બનેલો એવો આ એકજ રાજપૂત હતો. તેથી ઉદેપુરીની પણ મરજી એના ઉપર ઠરી હતી. હમણાં એની સ્થિતિ આવી થઇ ગઇ છે, તેથી બેગમને ઘણું ખોટું લાગ્યું, અને એકાએક તેના મનને એમ થઇ આવ્યું કે, તેને આપણે છોડાવી, એનું લગ્ન ઇન્દિરા સાથે કરાવી દઇએ, તો એક રીતે ઇન્દિરા રૂપી જે કાંટો હાલમાં આપણા માર્ગમાં નડે છે, તે પણ જશે, તેમજ નયનપાળના

ઉપર એ મહેરબાની દેખાડવાથી તે આપણું કામ કેવળ ઇમાનદારીથી કર્યાં વગર રહેશે નહિ. આવો વિચાર એચાર વખત મનમાં આવતાં, ?" તેમજ કરવાનું નક્કી કર્યું. હવે આ નિશ્ચય શી રીતે પાર પાડવો? બાદશાહની ઇતરાજીથી જે કારાગૃહમાં પડેલો છે, તેનો શી રીતે છૂટકારો કરવો? શી રીતે એને મળવું? આટલી બધી વાત એની પાસેથી શી રીતે કરાવી લેવી? એવા વિચારોથી તે સ્તબ્ધ બનીને બેઠી. આપણે ગાટે આટલી થોડીવારમાં શા શા વિચાર આવ્યા હશે! તે ઇન્દિરાના સમજવામાં આવ્યું નહિ. તે તો પોતાના મનમાં એમ જ સમજતી હતી કે, પોતાના મત્સરમાં આવેલી બેગમ આપણો હમણાં જ છૂટકો કરશે અને આપણે પાછાં જોધપુર ચાલ્યાં જઇશું.

ઉદેપુરી તથા ઇન્દિરાની ઇચ્છાઓમાંથી કોની ઇચ્છા ફળીભૂત થાય છે? તે હવે આપણે આગળ જોઇશું.



## પ્રકરણ ૧૭ મું.

### દિલ્લી શહેરમાં એક પ્રવાસી.

ગયા પ્રકરણમાં કહી ગયા, તે વાતને લગભગ પાંચ છ દિવસ થઇ ગયા. આજે એક ગરીબ કંગાળ પ્રવાસીને દિલ્લી શહેરમાં આવતો આપણે જોઇએ છીએ. દિલ્લી શહેર આ વખતે અભ્યુદયની સર્વોત્તમ ટોંચ ઉપર હતું. આખી દુનિયાંની ઉત્તમ કારીગીરી આજે દિલ્લીમાં જોવામાં આવતી હતી. તેમજ દિલ્લીનું દુર્દૈવ પણ એ હતું કે, તેમાં આખી દુનિયાંની અધમાધમ જે વસ્તુ અને મનુષ્યો, તેપણ ત્યાં જોવામાં આવતાં હતાં. કેટલાક ઉત્તમ શ્રીમંતો પણ જણાતા હતા. તેમ કેટલાક લોક દરિદ્રતા દેવીના પગ ચાંપનાર પણ જણાતા હતા. તેમાં પરોપકારી લોકો પણ ઘણા હતા, તેની સાથે પરોપકારી પણ થોડા જણાતા ન હોતા. કોઇક મોટા દાતાર પણ હતા, તેમ કોઇક લોકો બીજાના દ્રવ્યનું અપહરણ કરનાર પણ તેમાં વસતા હતા. લક્ષ્મીના વાસવાળા આ શહેરમાં કોઇ પણ વાતની કમી નહોતી. અઢળગ સંપત્તિની સાથે દારિદ્ર્યની પરમાવધિ, ડહાપણથી ઉભરાતા તેમજ મૂર્ખાઇની પરિસીમાએ પહોંચેલા સદ્ગુણના સમુદ્રની સાથે દુર્ગુણના મહાસાગર, અપરિમિત ચાતુર્યવાળાની સાથે લુચ્ચાઇથી સંપૂર્ણ ભરેલા, એવા અનેક જાતિના માણસો આ વખતે દિલ્લીમાં વસતા હતા, અર્થાત્ સર્વ તરેહની દિલ્લી એક ખાણ હતી. અભિમાનીના ગર્વને ઉતારનાર તેમજ કારીગરોનું પોષણ કરનાર આજ શહેર હતું.

ઘણુંજ પ્રાચીન કાળથી દિલ્લીની ઉન્નતિ થતી આવતી હતી. અને તેની આજુબાજુ પાંચ પાંચ ગાઉપર એવાં મોટાં પ્રાચીન કાળની સંપૂર્ણ ઉન્નતિની ટોચ ઉપર આવી ગયેલાં શહેરોની આજે પણ સાક્ષી પૂરતાં જૂનાં ખંડીયેરો જણાતાં હતાં. ગમે તેમ હો, પણ પ્રાચીન કાળની પરંપરાથી જે ભૂમી ઉપર દિલ્લી વસેલું હતું, તે ભૂમિનો પુનરુદ્ધાર આજે મુગલોના વખતમાં થતો હોય, એમ જણાતું હતું. અને આ બાદશાહના વખતમાં તો તેની સંપૂર્ણ ઉન્નતિ આવી હોય, એમ જ લાગતું હતું. આ વખતે આ શેહેરમાં ઓછામાં ઓછી દસ બાર લાખ માણસની વસ્તી હતી. એવો એક જાતનો હુન્નર નહોતો કે, જે આજે દિલ્લીમાં ચાલતો નહોય. દરેક પ્રકારની કળા અને દરેક પ્રકારનો વ્યાપાર આજે દિલ્લીમાં જોવામાં આવતો હતો. ગમે તેવો માણસ હોય, પણ તે દિલ્લીમાં જઇ પોતાનું પેટ ભરી શકતો હતો. પ્રાચીન કાળના ઇંદ્રપ્રસ્થની જગ્યાએ વસેલા અર્વાચીન કાળના દિલ્લીમાં પણ આજે કેટલાક મહેલો, કેટલીક હવેલીઓ અને કેટલાંક મંદીરો જોવામાં આવતાં હતાં. ઔરંગઝેબ બાદશાહને ગાયન વિદ્યાનું ખરેખરૂં ઉંડું જ્ઞાન નહોતું, કિંબહુના એને તેમાં મિઠાશ લાગતી નહોતી, જરા કંટાળો પણ હશે એમ કહીએ તો પણ ચાલી શકે. દિલ્લીના બાદશાહના દરબારમાં કોઇ ગાયકને તેની વિદ્યાની પ્રશંસામાં કોઇ દિવસ કાંઇ પણ ઇનામ, અકરામ કે શિરપાવ મળ્યો હોય, એમ કોઇને પણ ભાગ્યેજ સાંભરતું હશે. તો પણ એટલા ઉપરથી એમ સમજવાનું નહીં જ કે, નગરમાં બીજા લોકોને પણ તે વિદ્યાનો શોખ નહોતો. દિવસની પેઠેજ રાત્રે પણ આ નગર ખીચોખીચ ભરેલું જણાતું હતું. જો કોઇ માણસ એકાદ વખત રાત્રિને વખતે આ શહેરમાં આવે અને ઠેકઠેકાણે ફરે તો તેને નાચ રંગ આદિનો આનંદ જ જણાય. પ્રવાસીને તો એમ જ લાગે કે, આ દિલ્લી નથી, પણ ગંધર્વોની અલકાપૂરી જ છે, કે જેમાં સદોદિત ગાનતાન અને નાચ રંગના આનંદ શિવાય બીજું કાંઇજ નથી. તેમ જો દિવસે આવ્યો હોય તો તેને એમ જ લાગે કે, આખી દુનિયામાં થતો સર્વ માલ એકલા દિલ્લી શહેરમાં જ ખપી જતો હશે, અને આખી દુનિયાના વેપારની ઘડભાંજ અહીં જ ચાલતી હશે. આવી સ્થિતિને લીધે કોઇ નવતર માણસ જો દિલ્લીમાં આવે તો તેથી કોઇને કાંઇ જ આશ્ચર્ય થવાનું કારણ રહેતું નહિ, તેમ કોઇને આજ લગણ થયું પણ નહોતું. કારણ દરરોજ દિલ્લીમાં ઓછામાં ઓછાં દસ પંદર હજાર માણસની આવજા ચાલતી જ હતી, અને તેથી કોણ કોની તજવીજ કરે ? વરસોનાં વરસો સુધી પણ સાથે રહેલો માણસ કોણ છે તે ? પણ જાણવાની જેને જરૂર પડી ન હોય, તે નવતર આવેલાની તો દરકાર પણ

શું કરવા કરે ? આવા આ વિલક્ષણ શહેરમાં ઉપર જણાવેલો પેલો દરિદ્રી કંગાળ માણસ આવ્યો. તેની એકંદર ચર્ચા ઉપરથી, તેમજ બાહ્ય સ્વરૂપ ઉપરથી એમ સહેજ જણાઇ આવે કે, તે ઘણે દૂરથી પ્રવાસ કરતો કરતો આવેલો છે. એકદમ ઘણી મુસાફરી કરવાથી માણસનાં કપડાં જેમ મેલાં થઇ જાય છે તેમ આના શરીરની સ્થિતિ જણાતી હતી. તમામ કપડાં ઉપર ધૂળનો તો પારજ નહોતો, એટલુંજ નહીં, પણ તેની પાંપણો, મૂછ, દાઢી તથા પાઘડી સર્વ ધૂળથી ભરેલાંજ જણાતાં હતાં. મુસલમાન, રાજપુત, પંજાબી, વિગેરે લોકોની રીતને અનુસરી, તે પ્રવાસીએ પોતાની દાઢી રૂમાલવતે લુંછી નાંખી હતી. તેની પોટલીમાંથી એટલી બધી ધૂળ ખરી કે, તેની દાઢી, મૂછ ઉપર આવી જવાથી, તેઓને ધૂળવાળાં કરી મૂકયાં, જે ઉપરથી કોઇને સહજ અનુમાન થઇ શકે કે, તે કેટલે લાંબે પંથથી ચાલ્યો આવતો હશે ! એના શરીર ઉપરથી એમ ચોખ્ખું જણાઇ આવતું હતું કે, તે એટલો બધો થાકી ગયો હશે કે, તેનાથી હવે એક પણ ડગલું આગળ ચાલી શકાશે નહિ. તેનું વર્તન જ કહી આપતું હતું કે, આજ તેની દિલ્લીની પ્રથમની જ મુલાકાત નથી. તે બીલકુલ આમતેમ જોતો નહોતો, તેમ અજાણ્યા માણસની પેઠે આશ્ચર્ય ચકિત થઇ કાંઇ ફાંફાં પણ મારતો નહોતો. હજારો વખત જોઇ નાંખેલી વસ્તુને ફરીથી જોવાથી જોનારના મ્હોં ઉપર કાંઇ જ ફેરફાર જણાતો નથી, તેવી જ આ મુસાફરની સ્થિતિ લાગતી હતી. કોઇ પણ અમુક ચોકસ ઠેકાણે જવા નિકળ્યો હોય એમ ખુલ્લું જ જણાઇ આવતું હતું. કારણ કોઇ જાણીતા માણસની પેઠે જ તે આમથી તેમ ચોકસ ગલીઓમાં ફરતો હતો. અમુક ઠેકાણે આજ રસ્તે થઇને જવાશે કે નહિ ? એવો પ્રશ્ન તેણે કોઇને પણ પૂછ્યો નહીં. તેમ અજાણ્યાની પેઠે આમતેમ રસ્તો ભૂલી ફાંફાં પણ મારતો નહોતો. ચોકસ જાણીતા માણસની પેઠે, તેના ગંતવ્યસ્થાને જવાને જે ગલીઓમાં ફરવું પડે ત્યાં ફરતો જતો હતો. તેના ચહેરા ઉપર અતિશય કાળજી જણાતી હતી. એકાદ મોટું ચિંતા ઉત્પન્ન કરનારૂં કાર્ય તેના મનમાં ચાલતું હોય, એમ તેના મ્હોં ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. આમ છતાં પણ તે ધીમે ધીમે જ ચાલતો હતો. પોશાક કેવળ ગરીબાઇનો જ જણાતો હતો. તે છેક જ મેલો થયેલો અને તેમાં વળી રસ્તાની ધૂળે જોઇએ તેવો ઉમેરો કરી આપ્યો હતો. તે વખતના રાજપૂત રીવાજ પ્રમાણે તેણે પગ સુધી પહોંચે તેવું ઘેરદાર અંગરખું પહેર્યું હતું અને તે ઉપર કમરપટો બાંધી, ઉપરથી ધોતીઆની ભેટ બાંધી હતી. માથા ઉપર જોધપુરી તરેહની પાઘડી હતી, તથા હાથમાં મોટી લાકડી હતી, ખંભા ઉપર દોરી લોટો અને એક ના-

પોટલી લઈ, તે ચાલ્યો જતો હતો. આડે અવળે ઘણે રસ્તે ફર્યાં પછી, એક પડી ગયેલા ઘર આગળ આવીને ઉભો રહ્યો. બહારથી કોઇને કલ્પના પણ આવી ન શકે કે આ ઘરમાં કોઇ માણસ રહેતું હશે. આવું પડી ગયેલું ઘર હતું, પણ ત્યાં આપણા વાસીએ બહારથી કોઇને પણ બૂમ ન મારતાં એક બાજુ જઇ બારણું ઠોકયું, તે એવા જ હેતુથી કે ઘરમાં જે હોય તે શિવાય બહારનું કોઇ પણ ઇતર માણસ સાંભળી શકે નહીં. આ પ્રમાણે તેનો ધીમેથી વગાડેલો ટકોરો અંદરના કોઈ માણસના સાંભળવામાં આવ્યો. અંદરથી કોઇક ઉઠીને આવ્યું. તેના ખેં ખેં કરવાથી તે છેક વૃદ્ધ હોય, એમ જણાતું હતું, એક માણસ ઉધરસ ખાતું ખાતું આવ્યું અને બારણાની સાંકળ ઉઘાડવાનો પ્રયત્ન કરતું હોય તેમ જણાયું, અને ઉઘડતાં મુસ્કલ પડતી સાંકળને રાજપૂતી ભાષામાં ગાળ પણ દીધી. છેવટે જરા પરિશ્રમ કર્યાં બાદ સાંકળ ઉઘડી અને હવે બારણું ઉઘાડવાની તજવીજ ચાલી. બારણાનાં મીજાગરા કોણ જાણે અટકી ગયા હતા કે શું? ઘણી મહેનત કરવા છતાં પણ તે હાલ્યા સુદ્ધાંત નહિ. છેવટે બહાર ઉભેલા આપણા પ્રવાસીએ પોતાની તરફથી બારણું ખસેડવા માંડયું. બેઉ બાજુથી થતી મહેનતને લીધે કે કોણ જાણે શાથી બારણું ઝટ લઇને પાછું ખસ્યું, અને અંદરવાળા માણસના શરીરપર ધસી પડતુંરહી ગયું. અંદરથી ઉઘાડવા આવેલા માણસમાં એક વૃદ્ધ ડોસી હતી. સદ્‌ભાગ્યે તે જરા ખસી ગઇ, એટલે બારણું તેના ઉપર પડતું રહી ગયું, બહાર કોણ છે તે જોવાને ડોસીએ ફાંફાં માર્યાં. પ્રથમ તો કોણ છે તે તેને જણાયું નહીં. પણ પછી જરા બારીકીથી નિહાળીને જોતાં તરત જ—"દીકરા" એવા શબ્દ તેના મ્હોંમાંથી બહાર નીકળી પડયા, પણ એટલામાં તો આપણા પ્રવાસીએ તેને ચૂપ બેસવાની ઇસારત કરી. આથી ડોસી ખેંખેં કરતી અતિ ચમત્કારિક મુખમુદ્રા કરી, પોતાના મનમાં જ બડબડવા લાગી. "પાંચ વરસે આવીને પણ મને તું બોલીશ નહિ" એમ જ કહે છે? હવેનો કાળ બધો બગડી ગયો, એ વાત ખરી." પણ એટલામાં આપણો પ્રવાસી તેને કહેવા લાગ્યો—"મા, હમણાં હું પહેલાંની પેઠે આવ્યો નથી. મારી પ્રથમની સ્થિતિ રહી નથી. હવે આવ્યો છું, એટલે તને બધુંએ કહીશ. જેઠમલ કયાં ગયો છે? મને લાગ્યું કે, આ વખતે એ ઘરેજ મળશે. હું કેવળ જૂદા જ કામ માટે આવ્યો છું." "વારૂ વારૂ, જે કામે આવ્યો હશે તે થશે. પણ હમણાં તો કપડાં ઉતારી, જરા શરબત પી ને થંડો પડ," આવું બોલી ડોસી આગળ ચાલી અને એક બારણા પાસે આંટા ફેરા કરવા લાગી. આપણો પ્રવાસી, એક ફાટેલી ગોદડી જે તેને માટે નાંખી આપી હતી તે ઉપર બેઠો. પોતાના હાથ પગ પણ લાંબા કર્યાં

નહીં. મહા માથા કુટે ડોસીએ બારણું ઉઘાડી અંદરથી એક ઠંડા પાણીના પ્યાલો લાવી, તેમાં જરા સાકર નાંખી, પ્રવાસીના મોં આગળ મૂક્યો અને તે પીવાને તેને આગ્રહ કરવા લાગી. ડોસી બીજી બાજુએ બેસી, બોલવા લાગી. "હાય રે બાપ! શો સુકાઇ ગયો છે? આમ તે શાથી થયું હશે? કોણુ જાણે બાપ. મેં તો તને ઓળખ્યોએ નહીં."

આપણો પ્રવાસી ઉઠયો, ને કોગળો કરી, તૈયાર કરેલા શરબતમાંથી તેણે થોડો પીધો. ડોસીને કહેવા લાગ્યો કે, હું ઘણો થાકી ગયો છું. જેઠો આવે ત્યાંસુધી જરા પડી રહું છું, આટલું બોલી તેણે જરા પોતાનો વાંસો વાળ્યો. તરત જ દશ મીનીટમાં તો તેનાં નસ્કોરાં બોલવા લાગ્યાં. અને આ વખતે જાણે સર્વ કાળજી અને ચિંતાનો ભાર તેના મન ઉપરથી ઓછો થઇ ગયો હોય, એમ જણાયું. સૃષ્ટિના નિયમે પોતાનો અમલ બરાબર બજાવવા માંડયો. રસ્તાના થાકથી તેને વિશ્રાંતિની ઘણી જરૂર હતી અને તેથી મનમાંની કાળજી અને ચિંતાનું આ વખતે તેના આગળ કાંઇ જ ચાલ્યું નહિ. આપણો પ્રવાસી આવ્યો તે વખતે સાંઝના ચાર વાગવાનો અમલ હશે, અને ત્યારપછી પ્રવાસી જે સુતો તે ચાર કલાક સુવી ખુબ ઉંઘ્યો. ડોસીને ફીકર થવાથી હવે તો તેને જગાડવો એમ થયું. જે માણસને માટે આપણો પ્રવાસી આટલી બધી આતુરતાથી ચાકસી કરતો હતો, તે હમણાં જ આવી પહોંચ્યો. પ્રવાસીની ઉંઘ ઉડી ન જાય માટે આવેલા જેઠમલને કંઇ પણ ગરબડ ન થાય એવી સૂચના કીધી. ઘરમાં કોણ આવ્યું છે, તે સાંભળતાં જ નવીન આવેલાને ઘણી જ અજાયબી ઉત્પન્ન થઇ. પણ તે દાબી રાખી ડોસીના કહેવા પ્રમાણે કાંઇ પણ ગરબડ ન કરતાં ચુપકીથી પોતાનું કામ કરવા લાગ્યો. છેવટે ઘણી વાર થઇ ગઇ, પ્રવાસી કાંઇ ખાઇને સુતો નહોતો, તેથી ડોસીએ તેની પાસે જઇ "દીકરા, દીકરા," કહી જરા ઘંઘોળ્યો. પ્રવાસી જાગી ઉઠયો અને બેઠો થયો, પણ રાત્રિ થઇ જવાથી પોતાના નિયમ પ્રમાણે તેણે ખાવાની ના કહી. જેઠમલ અને ડોસીને પોતાની પાસે બોલાવી કહેવા લાગ્યો—હવે મને મારા પૂર્વના ખરા નામથી બોલાવશો નહિ. એ નામ દઇ બોલાવતાં કોઇને ખબર પડી કે, હું તમારે ત્યાં આવીને રહ્યો છું, તો મારા તો પ્રાણુ જ જશે એ નિઃસંશય છે, પણ જેઠમલ અને ડોસીમાના જીવને પણ ધોકો લાગશે. આ છેલ્લા શબ્દો, અને તેમાં વળી જેઠમલના જીવને ધોકો ને ધોકો પહોંચવાની વાત સાંભળતાં જ ડોસી મા તો ઘણાં જ ગભરાયાં અને બોલ્યાં—ના, ના, દીકરા કહીને હવે નહીં બોલાવું, પછી કાંઇ? ત્યારે બીજું શું નામ દઉં વારૂ!" આ સાંભળી પ્રવાસી હસીને બોલ્યો—માજી, તમને ગમે તે નામ દેજો—લ્યો, છોટા કહીને બોલાવજો, હવે થયું."

રાત ઘણી ગઇ, અને છેક દશ વાગતાના સુમારમાં આપણો પ્રવાસી જેઠમલને લઇને બહાર નીકળી પડયો. ડોસીએ ઘણું સમજાવ્યો કે, તું થાકી ગયો છું, અત્યારે ક્યાં જાઇશ ? પણ પ્રવાસી હમણાં જ આવું છું એમ કહી, જેઠમલને લઇ બહાર નીકળી પડયો. આપણા પ્રવાસીને હવે તેણે પોતાની મેળે ધારણ કરેલા નામથી જ વર્ણવીશું. છોટુસિંહના શરીરમાં ખરેખર અત્યારે કાંઇ જ દમ રહ્યો નહોતો. જેઠમલને પણ તેણે તેમ કહી જણાવ્યું હતું, તોપણ જેઠમલને પોતાની પાસે લઇ કહેવા લાગ્યો–"જેઠમલ, તારી ડોસીના દેખતાં મારે તને જે જે કહેવાનું છે તે કહેતું ફાવી શકત નહિ. હું અહીં આવી સ્થિતિમાં કેમ આવ્યો છું, અને મારે અહીં કેટલા દિવસ રહેવું પડશે તે બધું આજ ને આજ જ હું તને કહી નાંખું છું. નહીં તો કદાચ હું કોણ છું એ જણાઇ ગયું તો એકાદ વખત પીડા થઇ બેસશે, અને પછી મારો વિચાર તને બીલકુલ જણાવી શકાશે નહિ. માટે ચાલ, એવે જ કોઇક ઠેકાણે જઇએ કે, જ્યાં આપણને સારી રીતે બોલી શકવા હરકત આવે નહીં."

દિલ્લીના આ ભાગનો જેઠમલ એક કીડો જ હતો, એમ કહીએ તો ચાલી શકે. જેઠમલ એકેએક ખુણાખોચરાનો માહિતગાર હતો અને તેથી એકાદ બે ગલીઓ વટાવી, એક એવે ઠેકાણે તેણે છોટુસિંહને લાવીને મૂકયો કે, જ્યાં કોઇ પણ મનુષ્ય હોઇ ન શકે. જેઠમલનું પોતાનું ઘર જેમ પડી ગયેલું હતું, તેમ આ જગ્યા પણ તે જ સ્થિતિની હતી. આ ઘરમાં માત્ર એટલી જ ન્યૂનતા હતી કે, જેઠમલની ડોસી જેવી કોઇ ડોસી જણાતી નહોતી. છોટુસિંહને ત્યાં બેસાડી, આજુબાજુમાં કોઇ છે તો નહિ, તેની પાકી ખાત્રી કરી લેવા માટે જેઠમલ તે ઘરની ચારે બાજુ ફરી વળ્યો. પછી નિરાંતે બેસી, છોટુસિંહને કહેવા લાગ્યો, "ભાઇ, હવે તારે જે કહેવાનું હોય તે કહે. અહીં કોઇ નથી." આટલી ચોકસી કર્યા છતાં પણ છોટુસિંહને મોટેથી બોલવા હિમ્મત આવી નહીં. જેઠમલને છેક જ પોતાની પાસે બોલાવ્યો. આ જોઇ જેઠમલને જરા હસવું પણ આવી ગયું. છોટુસિંહની વાતના છુપાપણાંથી તથા તેના પ્રતિ જેઠમલની જે મિત્રતાની બુદ્ધિ હતી તે કારણથી, જેઠમલે પોતાના હાસ્યને દબાવી દીધું. છોટુસિંહ, ફરી પણ એકવાર અંધારામાં, કોઇ આજુબાજુ છે તો નહિ તેની ખાત્રી કરી લઇ, જેઠમલના કાનની છેક જ પાસે પોતાનું મોં લઇ જઇ, કંઇક વાત કરવા લાગ્યો.

આવી રીતે જ્યાં માણસ તો શું પણ હવામાં ઉડતું પક્ષી પણ જઇ ન શકે તેવે સ્થળે થતી અતિ ગુપ્ત અને કોઇ પણ ન સાંભળી

શકે તેવી જગ્યાએ, વાત કરનારે લીધેલા પરિશ્રમનો તેમને પૂર્ણ લાભ શામાટે ન આપવો જોઇએ? શ્રોતાને–વાંચનારને–તેઓની ગુપ્ત વાત જણાવી, આપણે શામાટે તેમની ચાડી કરીએ? તેઓની વાત પૂરી થઈ, બન્ને મિત્રો પોતાને ઘેર જાય, એટલો વખત આપણે પણ વિશ્રાંતિ લઇ લઇએ.

લગભગ અરધો પ્રહર થયો. તેઓની વાત હવે પૂરી થઈ હોય, એમ જણાવા લાગ્યું. બન્ને મિત્રો ત્યાંથી ઉઠી, પોતાના ઘર તરફ જવા લાગ્યા. જતાં જતાં બન્નેમાંથી કોઇ પણ એકે અક્ષર બોલતા નહોતા. છોટુસિંહે કહેલી હકીકતથી જેઠમલના મન ઉપર કાંઇ વિલક્ષણ જ અસર થઇ હોય, અથવા તો હવે આનું આગળ શું કરવું, એવા વિચારના મનનમાં જેઠમલ તો અવાચક જ થઈ ગયો હોય, એમ જણાવા લાગ્યું. છોટુસિંહ સ્વસ્થપણે જ ચાલતો હતો. તેના મનમાં પણ કાંઇ આવાજ વિચાર આવતા હતા કે કેમ? મોડી રાત્રે બેઉ મિત્રો પોતાને ઘેર જઇ સૂઇ ગયા. થોડી જ વારમાં છોટુસિંહ તો ઘસઘસાટ ઉંઘવા લાગ્યો, અને છેક સવારે સૂર્યોદય થયા છતાં પણ કેટલીકવાર સૂધી ઉઠયોજ નહિ–કોણ જાણે, દુનિયાનું પણ તેને ભાન નહોતું. જેઠમલ વહેલો ઉઠી બહાર નીકળી ગયો, તે બપોરે છેક બારવાગ્યાના સુમારમાં ઘેર આવ્યો. તે દિવસે તો છોટુસિંહ ઘરમાંથી બીલકુલ બહાર નીકળ્યો જ નહિ. જ્યારે ઉંઘ ન આવે ત્યારે પોતાના મન સાથે વિચાર કરતો બેસે. આ પ્રમાણે બીજો દિવસ કાઢયો, પણ રાત્રે તો પાછા બેઉ જણાઓ ગઇ કાલની રાતની જગ્યાએ જઇ, કાંઇક ગુપ્ત મસલત કરી, મોડી રાત્રે ઘેર આવી સૂઇ ગયા. ત્રીજે દિવસે સવારે છોટુસિંહ વહેલો ઉઠી બહાર ગયો, જ્યારે જેઠમલ પણ એની સાથે જ હતો. ઘણીક ગલી કુંચીઓ, ખાંચાખચકા વટાવી, બેઉ જણા હાથીદાંત ઉપર કામ કરનારા કારીગરોની દુકાન આગળ આવી પહોંચ્યા. સોદાગર પોતાની દુકાનમાં બેઠો બેઠો હુકકો પીતો હતો, અને તે બરોબર સળગતો ન હોવાથી, નોકરના ઉપર ગાળોનો વરસાદ વરસાવતો હતો. જેઠમલે ત્યાં આવતાં જ અતિ નમ્રતાથી મુગલ રીવાજ પ્રમાણે સોદાગરને ઝુકીને સલામત કરી, અરસ્પરસ ખબર અંતર પૂછ્યા પછી, જેઠમલ બોલ્યો, “ખાં સાહેબ! ગઇ, કાલે આપે આપેલા આશ્વાસન પ્રમાણે આ મેં મારા કાકાના દીકરાને......”

સોદાગરે મોટા રોબથી કહ્યું, “કાલે તો તું માસીનો છોકરો કહેતો હતોને!”

જેઠમલ; “હાજી, પણ ગઇ કાલે બોલવામાં હું જરા ભૂલ્યો હતો. માફ કરો, ગરીબ પરવર, એને કાંઇ રોટલે લગાવી આપો તો મોટું અહેશાન થશે. એનામાં શી કારીગારી છે તે તો આપ પ્રથમ જોઇ

લ્યો; એને કાંઇ ધંધે વળગાડી આપશો; અગરજો આપને ત્યાંજ નોકર રાખી લેશો તો એનાં પગલાં એવાં છે કે, આપની દુકાનમાં બરકત બરકત! શું એની કારીગીરી અને હોંશીઆરીનું વર્ણન કરૂં! આપ નજરે જોશો ત્યારે ખબર પડશે. આટલા દિવસ આપની મારા ઉપર મહેરબાની છે મારે આટલું તો કામ કરી આપો, સાહેબ."

સોદાગર; "ઠીક છે, તું જા. એનામાં શી શી કરામત છે, તે હું જોઉ છું. પછી શું કરવું તે કહીશ. એને તસબીર ઉતારતાં આવડે છે કે? લે, રે, આ ટુકડો લે, અને અમે અહીં બેઠા છીએ, તેવીજ તસબીર એના ઉપર ઉતાર, જોઇએ." આમ બોલી સોદાગરે તેને એક પાઇપનો ચોરસ હાથીદાંતનો ટુકડો આપ્યો. જેઠમલના કહેવા પ્રમાણે છોટુસિંહમાં ખરેખરી જ કારીગીરી હતી. છોટુસિંહે તે ટુકડો લઇ, અંદરનાં માણસો પાસેથી હથીયાર માંગી, ટુકડો સાફસુફ કરી, લગભગ અર્ધા કલાકમાં જ સોદાગરની તસબીર સારી રીતે બનાવી, તેના આગળ ધરી. જોતાં જ સોદાગર તો ચકિત થઇ ગયો; અને તેના મ્હોંમાંથી સાબાશીના શબ્દો નીકળી પડતા હતા, પણ તેણે જાણી જોઇને તે શબ્દો પાછા ખેંચી લીધા. મનમાં એવી ધાસ્તી લાગી કે, આપણે તેનું કામ આવું સારી રીતે વખાણીશું તો તેથી ચઢી જઇ, કાંઇનો કાંઇ પગાર માગશે. પોતે એટલો બધો ખુશ થયો છે, એ ન જણાવતાં એનામાં આટલી બધી કારીગીરી છે તેથી નહીં, પણ જેઠમલે આણી આપ્યો છે અને તેને રોટલે લગાડી આપવો જોઇએ, એવું દેખાડતો, સોદાગર બોલ્યો; "જોઇશું! ઠીક છે! તને જેમતેમ ચલાવી લઇશું. અમારા એક નાનામાં નાના કારીગર જેટલી પણ તારામાં કારીગીરી તો નથી, પણ જા, તને રાખી લઉં છું. પગાર એક રૂપીઆથી વધારે મળવાનો નથી સમજ્યો ને?"

છોટુસિંહ જરાક હસ્યો અને એટલા જુજ પગારમાં પણ તેણે તે નોકરી સ્વીકારી.



## પ્રકરણ ૧૮ મું.



## છોટુસિંહની કારીગીરી.

સોદાગરને ત્યાં રહ્યાને છોટુસિંહને આઠેક દિવસ નહીં થયા હોય, એટલામાં તો સોદાગરના કારખાનાની કીર્તિ આખા દિલ્લીમાં ફેલાઈ ગઈ. એને ત્યાં કોઈ પંજાબી કારીગર આવ્યો છે અને જેની તેની તસબીર જોતજોતાં ઘણી આબેહુબ કાઢી આપે છે, આવી વાત દિલ્લીમાં ઘેર ઘેર

અને દરેક જણાને મોંઢે થતી હતી. આ કારીગીરી જોવાને નાના, મોટા અમીર, ઉમરાવ સર્વ લોક **સોદાગર**ને ત્યાં જવા લાગ્યા. **સોદાગર**ની સાથે તસબીર કઢાવવાનો ઠરાવ થયો કે, **સોદાગર** તરત છોટુસિંહને બોલાવે, અને આ નવો કારીગર જોતજોતામાં છબી ચીતરી આપે. આવો જ ક્રમ હવે **સોદાગર**ને ત્યાં ચાલવા લાગ્યો. આ ધંધાથી હવે **સોદાગર**ને પુષ્કળ કમાઇ થવા લાગી, અને તેથી **સોદાગર**ને પોતાને પણ ઘણોજ આનંદ થયો ખરો, પણ આથી તેના મનમાં બીજી એક મોટામાં મોટી ચિંતા પેઠી. પરાપૂર્વથી આવા ધંધાદારીઓમાં સ્પર્ધા તો ચાલીજ આવે છે, અને તેથી **સોદાગર**ને એવી ફિકર થવા લાગી કે, આપણે આ માણસને આટલા જુજ પગારથી રાખ્યો છે, તેથી વખતે એને બીજો કોઇ ગુરૂ મળ્યો અને મારાથી વધારે પગાર આપવાની લાલચ બતાવી, તો આપણા તો બારજ વાગી જવાના. એ હીરો આપણા હાથમાં રહેવાનો નહિ. **સોદાગરે** વિચાર કર્યો કે, એ કરતાં આપણેજ એને વધારે પગાર આપવો તથા અમુક વખત સુધી આપણી દૂકાન છોડીને ન જાય, એવી કબુલાત એની પાસે કરાવી લેવી. એક દિવસ સાંજરે બીજા બધા કારીગર લોકો ઘેર ગયા બાદ, એણે છોટુસિંહને બોલાવ્યો અને એને કહેવા લાગ્યો; "છોટુસિંહ! **જેઠમલ**ની સીપારસથી મેં તને રાખ્યો છે, અને હવે તારો હાથ સારો સુધરવા લાગ્યો છે ખરો, પણ મારી દુકાનમાં રહીને જે કામ તું શીખ્યો, તેનો લાભ બીજાને ન મળવો જોઇએ. આથી હમણાં તને હું જે પગાર આપું છું, તેના કરતાં ચારગણો આપીશ, પણ તારે મને એવો કરાર કરી આપવો પડશે કે, તારે મારી દુકાનમાં દશ વર્ષ સુધી નોકરી કરવી, બીજે કાંઈ જવું નહીં, તેમ બીજા કોઇનું કામ પણ પરભાર્યું ખાનગી રીતે કરવું નહિ."

છોટુસિંહને આથી જરા હસવું આવ્યું. તે બોલ્યો; "**સોદાગર** સાહેબ! તમારૂં કહેવું માન્ય કરવા મને જરા પણ હરકત નથી. પણ હું અહીં રહ્યો તો તો સૌ ઠીક છે! હું **દિલ્લી** શહેરમાંજ રહ્યો તો તો આપના બોલવા પ્રમાણે ફરનાર નથી. જે જે અસલ કારીગીરીનું કામ હું કરીશ તે સર્વ આપની દુકાનના લાભને માટેજ કરીશ, એમાં કાંઈ અંદેશો લાવવો નહિ. એ માટે કોઈ પણ જાતની કબુલાત કરી આપવાની જરૂર પણ નથી. પણ હું **દિલ્લી** છોડીને ક્યારે જઇશ, તેનો કાંઇજ નિયમ નથી. પછી કબુલાતનામું કરાવી લેવાથી શું લાભ? આપને જોઇએ તો મને વધારે પગાર આપો કે ન આપો, પણ હું તો તમારી દુકાન છોડીને બીજી દુકાને કામ કરવા જવાનોજ નથી; એ માટે આપ જરા પણ ફિકર કરશો નહિ. છોટુસિંહના આવા ખાત્રી ભરેલા શબ્દો સાંભળી, **સોદાગર** સાહેબ

તો ખુશ ખુશજ થઇ ગયા. ના, પણ કબુલાતનામું તો તારે લખી આપવુંજ જોઇએ, એમ ફરીફરીને સોદાગર બોલતો હતો, પણ છોટુસિંહ તેના બોલવાને તુચ્છકારી, અદબથી ઉભો રહી બોલવા લાગ્યો: "મારો શબ્દ એજ મારૂં કબુલાતનામું છે. એથી વધારે કશાની જરૂર નથી."

સોદાગર સાહેબ છોટુસિંહના અડગ નિશ્ચયથી નાઇલાજ બની ગયા, અને ત્યારેજ તેમણે કબુલાતનામાનો નાદ મૂકી દીધો. એના મનની એટલી ખાત્રી થઈ કે, આ કારીગર કાંઈ જેવો તેવો હલકો માણસ જણાતો નથી. એ કહે છે કે, હું બીજી દુકાને જનાર નથી. એ જાય એવો પણ જણાતો તો નથી. આવી છોટુસિંહની ખાત્રીથી હવે સોદાગરની ધાસ્તી જતી રહી. પ્રથમ કરતાં પણ હવે એનો ધંધો ખુબ જોરમાં ચાલવા લાગ્યો.

આવી રીતે વળી બીજા આઠેક દિવસ ગયા. છોટુસિંહ સવારે કામપર આવતો તે છેક સંધ્યાકાળે જ્યારે કાંઈ દેખી શકાય નહિ, એવું અંધારૂં થાય ત્યારેજ દુકાન છોડતો. કામ એટલું બધું આવતું કે, તે કેમ કરી શકશે, તેનીજ પંચાત પડતી. એક દિવસ તેણે સોદાગરને બોલાવીને કહ્યું કે, "મારાથી બે હાથે બની શકે, તે કરતાં સોગણું કામ આજે તમારી દુકાનમાં આવી પડયું છે. માટે હાલમાં નવું કામ લેવાનું જરા બંધ રાખવું જોઇએ. નહીં તો લોકો નકામા આપણે ત્યાં ધક્કા ખાયા કરશે અને કામ આપણાથી થઈ શકશે નહિ."

આ બોલવું સોદાગરને જરાએ ફાવતું ન આવ્યું. તે ઉલટો છોટુસિંહને કહેવા લાગ્યો; "વાહરે છોટુસિંહ! તું કહેતો હતો કે હું દિલ્લી કયારે છોડી જઇશ, તેનો કાંઈ નિયમ નથી. માટે મારે તો તારા જતા અગાઉ જેટલું બને તેટલું કામ તારી પાસેથી કરાવી લેવું જોઇએજ. તને મેં આટલો આશ્રય આપ્યો, આટલું કામ શિખવ્યું, તેનો શું મારે લાભ ન લેવો કે? ધાર કે તું દિલ્લીમાં ન રહેતાં આગ્રે જઇને રહ્યો અને ત્યાં આ ધંધો શરૂ કર્યો તો પછી મારે શું કરવું? તેથી તારી પાસેથી જેટલું કરાવી લેવાય તેટલું કામ તો મારે કરાવી લેવુંજ જોઇએ."

"મારે ત્યાં તું કામ શીખ્યો, અને વિશેષે કરીને તો મેંજ તને આવું સારૂં કામ શિખવ્યું છે." આવા સોદાગરના શબ્દો સાંભળતાં, છોટુસિંહને હસવું આવ્યા વગર રહ્યું નહિ, તો પણ ગંભીર સ્વભાવના છોટુસિંહે તેને અત્યાર સુધીમાં એકે વખત એવું ન કહ્યું કે, 'કેમ ભાઇ, એમ કેમ કહો છો! હું તમારે ત્યાં આવીને શું શિખ્યો? તમે મને શું શિખવ્યું?' સોદાગરના આવા શબ્દોને છોટુસિંહ ગમ્મતમાંજ ગણતો હતો. તે જાણતો કે, ભલે એજ ગાડા તળેના કૂતરા પેઠે મોટો ભા થાય! વખતે

કોઈ કોઈ ગ્રાહક સાથે કિમ્મતમાં હળતું ન આવે ત્યારે સોદાગર એમ બોલતો કે, "ભાઈ, આને કેટલો ખર્ચ કરીને તૈયાર કર્યો છે! તો એ પૈસા આપ સરખા સરદારો પાસેથી ન કમાઉં તો બીજા કોની પાસેથી કમાઉં?" વિગેરે આવી કેટલીક આડીઅવળી વાતો કરી, ગ્રાહકને સમજાવી દેતો. પણ છોટુસિંહ તેની વચ્ચે એક અક્ષર સુદ્ધાં પણ બોલે નહિ, મુંગો મુંગો સાંભળ્યા કરે અને મનમાં ને મનમાં હસ્યા કરે.'

એ પ્રમાણેની વાતચીત છોટુસિંહને સોદાગર સાથે ચાલતી હતી, ત્યારે છોટુસિંહે સોદાગરને જવાબ દીધો; "સાહેબ, આવડી નાની નાની છબીઓ મારી પાસે ચીતરાવી લેવાથી આપને એવો તે શો મોટો લાભ થવાનો છે? આપની મરજી હોય, તો હું કહું એવો એક મોટો હાથીદાંતનો પંખો તૈયાર કરવાની મને પરવાનગી આપો, અને પછી જોઇ લ્યો કે, હું કેવી સુંદર કારીગીરીથી તે તૈયાર કરી આપું છું. એ પંખો બાદશાહ સલામતની નજરે પડતાં જ આપનું બધું દળદરજ નીકળી જશે. હું કહું છું તેમ કરશો તો પછી બીજા કશાની આપને જરૂરજ રહેશે નહિ."

આ સાંભળી, સોદાગરને ખુબ હસતું આવ્યું અને છોટુસિંહને કહેવા લાગ્યો, "આ મખ્ખીચુસ બાદશાહ પાસેથી કોઇપણ કામમાં એવી મોટી બક્ષીસ કદી પણ મળે અને આપણું દળદર જાય? રામ રામ કર! એ તો એક કોડીએ પરખાવે એવો નથી. એમ કરવા જતાં તો ઉલટું એવું કદાચ બની જાય કે આવી નકામી કારીગીરી કરનારને દિલ્લીમાં રાખવાની શી જરૂર છે, એમ કરી, તેને દિલ્લીમાંથી કહાડી પણ મૂકે. યા અલ્લા! આપણા કારીગરો માટે તો એના જેવો હલકો અને નીચી નૈયતવાળો આદમી કોઇજ મેં જોયો નથી. આવી મિથ્યા આશા તું મૂકી દે. આ કારીગીરીનો ખરો ભોક્તા, અને ખરો ચાહનાર તો બાદશાહ શાહજહાન્! વાહ રે વાહ! પરમેશ્વર એનું ભલું કરો. આવો છોકરો તે એને પેટે શોભે?" પણ એટલામાં સોદાગર સાહેબને કાંઇક થઇ આવ્યું હોય તેમ બોલ્યો, "અરે, તોબા, તોબા! આ હું શું બકું છું. લાચારી સાથે ખરૂં બોલવું પડે છે. ગાનાર, વગાડનાર, કારીગર, વિદ્વાન્ અને એવા એવા હુનરી માણસોની કદર ઔરંગઝેબ બુઝે એ તો તારે સ્વપ્નામાં પણ ધારવું નહિ. બાદશાહને એવી બાબતોનો શોખજ નથી."

છોટુસિંહ બોલ્યો,—"પણ સોદાગર સાહેબ, મને આ બાબતની પક્કી ખાતરી છે, માટેજ હું બોલ્યો છું. એની પાસેથીએ પૈસા કડાવવાનો રસ્તો છે; નથી એમ નહીં. તે રસ્તો હું આપને દેખાડી દઉં, પછી તો કાંઇ હરકત છે? તે રસ્તો લેતાં જો તમે સફળ નહીં થાઓ તો મારૂં નામ સિંહ નહીં, પછી કાંઇ? એની તો તમારે ફીકરજ કરવી નહીં.

માણસ ગમે તેવો કઠોર હોય તો પણ પોતાનું મન ઠારવા તેને કોઇને કોઇ તો સ્થાન હોયજ. તે સ્થાનને સાધી લેવું, એટલે પછી ત્યાંથી પૈસા કઢાવતાં અડચણ નહીં. બાદશાહનું એવું જે સ્થાન છે, તે હું આપને દેખાડી દઉં, અને ત્યાં જઇ આપની દાદ પહોંચાડી આપું."

સોદાગર આતુરતાથી પૂછવા લાગ્યો, "આલમગીર જેવો બાદશાહ જેનું સાંભળે—એવું તે કયું ઠેકાણું છે ભલા!"

છોટુસિંહ: "કયું એટલે શું જાણતા નથી કે? ઉદેપુરી બેગમ! ઉદેપુરીની નજરેજ આ પંખો પડયો એટલે બસ. એમ કરતાં જો આપનું કામ ફતેહ ન થાય તો મારૂં નામ નહિ. હું જે બોલ્યો હોઇશ તે અમથુંજ બોલ્યો હોઇશ કે?"

ઉદેપુરીનું નામ સાંભળીને પણ સોદાગરના મનને કાંઇ અસર થઇ હોય એમ લાગ્યું નહિ. પણ થોડીવાર વિચાર કર્યાં બાદ આ વિચાર તેને ફાવતો આવ્યો હોય, એમ તેના મ્હોં ઉપરથી જણાયું ખરૂં. પછી તરત છોટુસિંહને કહેવા લાગ્યો; "ઠીક છે. તું આટલું બધું કહે છે તો હું તારા માંગવા પ્રમાણે તને હાથી દાંત જેટલો જોઇએ તેટલો આપું છું. તને ગમે તેવો તેનો પંખો બનાવ. તૈયાર થયેથી તેનું જે કરવું ઘટશે તે કરીશું. જો કાંઇ ન બન્યું તો પંખાનો ખરચ ભરી લેતાં સુધી તારી પાસે નોકરી કરાવીશ! બચ્ચા! છોડવાનો નથી. સમજ્યો ને?"

સર્વ વાતની છોટુસિંહે હા કહી. પછી એક ઉઘાડ દે થઇ શકે તેવો પંખો બનાવવા જેટલો હાથી દાંત લીધો અને પંખો બનાવવા માંડ્યો. થોડે દિવસે પંખો તૈયાર થયો. આ પંખામાં છોટુસિંહની સર્વ કારીગીરી જાણે આવી ગઇ હોય તેવોજ સુંદર અને સરસ તેણે બનાવ્યો. છોટુસિંહે આ પંખાની વચ્ચેની પટ્ટી ઉપર, મયુરાસન ઉપર બેઠેલો આલમગીર બાદશાહ, તથા તેની ડાબી બાજુ ઉપર બેગમ ઉદેપુરી અને તેનો નાનો છ વર્ષનો છોકરો, એ પણ ચિત્રો આબેહુબ, અને કારીગીરીના નમુના પ્રમાણે જ બતાવ્યાં હતાં. આ ચિત્રોની ખૂબી તો અવર્ણનિય-જ હતી, અને તેને માટે એટલું કહીશું તો બસ છે કે, આલમગીર જેવો કારીગીરીનો કટ્ટો દુશ્મન પણ કદાચ જુવે તો તેથી સંતુષ્ટ થયા વગર રહેજ નહી. પરંતુ બાદશાહને સંતુષ્ટ કરવો, એજ કાંઇ તેનો હેતુ ન હોતો. બાદશાહના મહાન્ પ્રેમનું પુસ્તક કુરાન, અને તેમાં પણ તેને ખરેખરો ગમતોજ અધ્યાય તેના ઉપર છોટુસિંહે ઘણી સુંદર રીતે કોતરી તેમાં મનોહર રંગો ભર્યા હતા. એ ઉપરાંત પંખાની મુઠની બેઉ બાજુએ મોટા ધાર્મિક કવિનાં અત્યુત્તમ સ્તવનો કોતર્યાં હતાં. પંખો આવી સર્વ રીતે તૈયાર કરી, છોટુસિંહે સોદાગરને દેખાડયો. જે જોતાં

વારજ સોદાગર અતિશય જ ખુશ થઇ ગયો. તે બોલ્યો–"બાદશાહને ગમો કે ન ગમો, પણ પ્રથમ મને તો તે અત્યંત પસંદ પડી ગયો!" આમ બોલી છોટુસિંહને સાબાશી આપતો આપતો સોદાગર તો ખુબજ મગ્ન થઇ ગયો હોય, એમ જણાવા લાગ્યો. તેણે કહ્યું; "બેટા! કામ તો તેં અપ્રતિમ જ કર્યું છે. હવે કેવી રીતે તું ઉદેપુરી પાસે તે પંખો લઇ જવા ધારે છે તે કહે. કરવા સરખું હશે તો આપણે ખાસ કરીશું. એક વખત નસીબ તો અજમાવી જોઇએ?"

છોટુસિંહે જવાબ દીધો; "એની આપ જરાએ ફિકર કરશો નહિ. હુંજ મારી જાતે લઇ જાઉં છું, અને ઇમાનથી કહું છું કે, આનું જે કાંઇ ઇનામ મળશે તે આપને જ લાવીને આપીશ. મારે તો આપને હાથે આપ્યા શિવાયની એક કોડી પણ હરામ બરાબર છે. ઠેઠ પહોંચી જવા થોડોક વખત લાગશે, અને થોડી યુક્તિ પણ કરવી પડશે. બધા પત્તો હું લગાડીશ; તે એટલે સૂધી કે, આ જ પંખો બેગમ સાહેબ હાથમાં લઇ, બાદશાહને વા નાંખે, અને તેમ કરતાં બાદશાહના પણ જોવામાં આવે. એક વખત જોયો એટલે તે હાથમાં લઇને જોયા વગર એને ચ્હેન પડવાનું નથી; અને જ્યાં જોયો કે પછી એનો બનાવનાર કારીગર કોણ છે તેની તજવીજ પણ થયા વગર રહેવાની કે? માટે આ કામ આપ મનેજ સોંપો. જે મળશે તેમાં એક દમડીની પણ રવાદારગી રાખ્યા શિવાય આપને લાવીને હાજર કરીશ. મને મારા મન પ્રમાણે સર્વ વ્યવસ્થા કરવા દો, એ શિવાય મારે બીજું આપની પાસે કાંઇ માંગવાનું નથી."

છોટુસિંહના છેલ્લા શબ્દો સોદાગર સમજી શકયો નહિ. તે મનમાં જ વિચાર કરવા લાગ્યો કે:–"આ માણસ પૈસો તો બધો મને લાવી આપવા કહે છે, ત્યારે એ પોતાની પાસે શું રાખશે? એ આટલી આતુરતા બતાવે છે, તો એના મનમાં શું છે? એ સમજાતું નથી. ભલે, ગમે તેમ હો. આપણે શું? એની વાત એ જાણે. આપણે તો એની કારીગીરીથી લાભજ છે, અને એથી આપણે તો પૈસાના સગા!" આમ વિચાર કરી તે બોલ્યો–"છોટુસિંહ, જા, તારે જે જોઇએ તે કર. તને મારી પરવાનગી છે." છોટુસિંહને તો એટલું જ જોઇતું હતું. તુરતજ છોટુસિંહ પંખો લઇ, એક પટવાને ત્યાં ગયો અને તેને ઉમદા મોતીની ઝાલર અને વચ્ચે સુંદર માણેક ચોંટાડાવી લીધા. પછી જવાને તયાર થયો. પોતે જાતે કરેલી કેટલીક સુંદર છબીઓ સાથે રાખી. પછી છોટુસિંહ તો બેગમપુરામાં ઉદેપુરી બેગમનાં મહાલય તરફ ચાલ્યો. એ ઉપરાંત પ્રસંગ પડે નવી તસબીરો પણ કરવાનો વખત આવે માટે, સાથે કેટલાક હાથીદાંતના ટુકડા, પાંછીઓ, તથા સુંદર સુંદર રંગ પણ સાથે રાખ્યા. આવી રીતની સર્વ સામગ્રી સાથે,

છોટુસિંહ ઉદેપુરીના મહેલ તરફ ગયો. મહેલના દરવાજામાં પેસી, પહેરેગીરને ખૂબ ઝુકી સલામ કરીને, છોટુસિંહ તેને કહેવા લાગ્યો, "મહેરબાન! હું તસબીર બનાવનાર છું. જો આપ મહેરબાન મને કૃપા કરી બેગમ સાહેબની પાસે જવા દેશો તો હું આપની માશુકની સુંદર છબી બનાવી આપીશ. આપની ઈચ્છા હોય તો આ મારી પાસે કેટલીક સુંદર છબીઓ તૈયાર છે, તેમાંથી આપને જે ગમે તે લ્યો. પણ મહેરબાન! મને જો બેગમ સાહેબ પાસે લઈ જાઓ તો મોટું અહેશાન થશે. હું એક ગરીબ ચિતારો છું અને આપને દુવા દઈશ. મરજી હોય તો અહીંજ બેસીને આપની તસબીર બનાવી આપું!" છોટુસિંહના શબ્દો સાંભળતાંજ, પહેરેગીર ભાઇ તો પલળી ગયા. છોટુસિંહની તસબીરો ઉપર તો જાણે ધાડજ પડી. પહેરા ઉપરના નાયિક સાહેબે સારી સારી ખુબસુરત સ્ત્રીઓની પાંચ છ છબીઓ ઉઠાવી લઇ, પોતાની એક નવી તસબીર બનાવવાને છોટુસિંહને કહ્યું. છોટુસિંહે તસબીર બનાવી હાથમાં મુકતાંજ નાયક સાહેબ એટલા તો ખુશ થઇ ગયા કે, તેમણે છોટુસિંહને એકદમ અંદર દાખલ કરી દીધો, અને ઠેઠ બેગમ સાહેબની પાસે જતાં, રસ્તામાં કોઇ પણ તેને અટકાવે નહિ, એ માટે પોતાનો ખાસ એક માણસ તેની જોડે આપ્યો. આ માણસથી માત્ર ત્રીજા દરવાજા સુધીજ જઇ શકાય એમ હતું, આગળ બધું ખોજાના મુખ્ય મસાઉદનું જ હવે રાજ્ય આવ્યું, એ જેને અંદર જવાની પરવાનગી આપે તેનાથી જ અંદર જવાય. એ દરવાજા ઉપર વિચિત્ર મ્હોંના બે સીધીઓ હતા.

છોટુસિંહને જોતાંજ, આ માણસ આપણી પાસે શા માટે આવ્યો? એને પાછો કહાડવો જોઇએ, એમ તેઓ વિચાર કરવા લાગ્યા. પણ છોટુસિંહ પાછો જાય એમાંનો આસામી નહોતો. ખોજાને જોઇ, પોતાની પાસેની તસબીરોની પેટીનું એક ખાનું ઉઘાડી, તેના મ્હોં આગળ ધર્યું. એ ચિંત્રોમાંજ કોણ જાણે એવો ગુણ ભરી મુકયો હતો કે, આ પશુવૃત્તિના ખોજાને પણ તે જોતાં તેના ઉપર ઘણોજ મોહ થયો. દરવાજા ઉપર ઉભેલો ખુદાદાદ નામનો સીધી તો એટલો બધો ખુશ ખુશ થઇ ગયો કે, કાંઇ પૂછવાની વાતજ નહીં. છોટુસિંહે કહ્યું, "આપની મ[illegible]ુબ તો આપની જાતની પણ આવીજ સુંદર છબી અહીં ઉભો ઉભો તરત તૈયાર કરી આપું." આ સાંભળી ખુદાદાદ તો ફૂલાઈ જઇ, ઠાઠબંધ ઉભો રહ્યો. ભાઇ સાહેબને આલિંગન દેવા એક પરી આવતી હોય, તેવા ભાવની એક છબી તુરતજ છોટુસિંહે ત્યાં ઉભે ઉભે તૈયાર કરી દીધી. આ જોઇ ખુદાદાદ તો ખુશીનો માર્યો હસતો હસતો જમીન ઉપરજ આળોટી પડયો. તેને એટલો બધો હર્ષ થયો કે, હર્ષમાં ને હર્ષમાં તે છોટુ-

સિંહનેજ બાઝી પડવા ધસી આવ્યો. છોટુસિંહને તેણે પૂછ્યું, "તારે શું જોઇએ છીએ?" છોટુસિંહનો હેતુ જાણી લઇ તે બોલ્યો, "ઠીક છે, હું તને બેગમ સાહેબ સૂધી પહોંચાડી આપું છું. હું જાતે અગર મસાઉદ સાહેબને કહી, તેમની સીફારસ લઇને, તને પહોંચાડવા બીજો કોઇ માણસ આપું છું." છોટુસિંહે જાણ્યું કે, મસાઉદ આનાથી પણ કોઇ બીજોજ હશે, માટે તેને પણ ખુશી કરવો. મસાઉદના દર્શન થતાં તેને પણ એવી સુંદર છબી બનાવી આપી. મસાઉદે તે છબી જોતાંને વારજ કહ્યું, "ચાલ, તને બેગમ સાહેબ પાસે પહોંચાડી દઉં," એમ બોલી તેની જોડે ચાલ્યો.

આટલે સૂધી આવી પહોંચવાથી છોટુસિંહનો તો હર્ષ માતો ન હોતો. આજ સૂધી અતિ પરિશ્રમ કરવા છતાં પણ પ્રાપ્ત ન થયેલી વસ્તુ સહજમાં પ્રાપ્ત થતાં, જેમ કોઇ માણસ આનંદ પુલકિત થઇ જાય છે, તેવીજ સ્થિતિ આજે છોટુસિંહની જણાતી હતી.



## પ્રકરણ ૧૯ મું.

### અધિક કૌશલ્ય.

આરબી ભાષાની સુરસિક વાતો વાંચનારને ખબર હશેજ કે, મુસલમાની જનાના કેવા શૃંગારયુક્ત હોય છે. જનાનો એ એક બોજા અને સ્ત્રીઓની બનેલી નવીનજ સૃષ્ટિ છે, એમ કહીએ તો પણ ચાલે. આ બહારની સૃષ્ટિમાં શું ચાલે છે તેનું તેઓને ભાગ્યેજ જ્ઞાન હોય છે. પુરૂષનો પ્રવેશ આ સૃષ્ટિમાં હોતો નથી, તો પણ આ માયિક પુરૂષ હીન સૃષ્ટિમાં પણ એવા એવા બનાવ બન્યા કરે છે, કે જે સાંભળતાં માણસના રૂવાડાંજ ઉભાં થઇ જાય. બહારની સૃષ્ટિનું મરણાંતે મ્હોં પણ ન જોવું, એવો જો આ સૃષ્ટિવાળાં નિશ્ચય કરે તો તે નભીજ શકે. જનાનો એ એક નાનું સરખું રમ્ય શહેર હોય છે. એમાં મોટા મોટા બાગ બગીચા, હમામખાના, બેઠકો, રમતગમતો વિગરે સર્વ રીતની સામગ્રી ભરેલીજ હોય છે. સ્વલ્પમાં એમ કહીએ તો ચાલે કે, ભલભલી અપ્સરાઓને પણ આ સ્થળ મોહ પમાડી શકે, એવી સર્વ અતિ સુરમ્ય અને સુંદર વસ્તુઓ તેમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. પાણી પણ જ્યાં જોઇએ ત્યાં અને જેવું જોઇએ તેવું સ્વચ્છ અને નિર્મળ મળે છે. આવે ઠેકાણે કોઈ માણસ ગમે તે કરે, પણ પ્રવેશ થવો મુશ્કેલજ! એમ કરતાં થયો, તો આવનાર માણસ આ ઠાઠમાઠ જોઈ, કેવળ

ફકજ થઇ જાય. તેને તો એમજ થાય કે, અહીં આવી પડવા પછી બાહાર શી રીતે નીકળી શકીશું.

આપણા છોટુસિંહને તો આમાંનું કશુંજ થયું નહિ. એના વર્તન ઉપરથી એમ જણાતું હતું કે, આવાં જનાનખાનાનો એને ઘણોજ અનુભવ હશે; પોતાની વિલક્ષણ કરામતને લીધે, પોતાના માલના વિક્રય અર્થે, તેણે આવાં કેટલાંક જનાનખાનાં જોઇ નાંખ્યા હશે. પોતાની અલૌકિક છબીઓ દેખાડતાં, પોતાના કૌશલ્યની ખુબીથી સર્વને આંજી નાંખતો, છોટુસિંહ તો એકથી બીજે, અને બીજાથી ત્રીજે એમ દરવાજા ઉપર દરવાજા વટાવતો મહેલમાં ચાલ્યો. અત્યાર સૂધી પોતાનો એક ગુણ કોઇને પણ તેણે જાણવા દીધો નહોતો. જનાનામાં આવી મસાઉદની મદદ મળવાથી, છોટુસિંહ તો ખુશ થતો થતો ચાલતો હતો. એની પાસેની તસબીરો જોઈ, ત્યાંના સર્વ ખોજા તો ખુશખુશજ થઇ ગયા હતા. આજ સુધી જનાનખાનામાં આવો કોઇજ માણુસ આવ્યો ન હોતો, તેથી જે જે કોઈ એને મળતું, તે સર્વ એની તસબીરો જોઇ, કાંતો લઈ લેવાનું અથવા તો તેની પાસે પોતાની તસબીર કઢાવી લેવાનું, મન કરતું હતું. મસાઉદ તેને ઠેઠ બેગમ સાહેબના દિવાનખાનામાં લઇ ગયો. તેને ત્યાં એક ઠેકાણે બેસાડી, ત્યાં ઉભેલી લોંડીઓ તથા ખોજાઓને તાકીદ કરી કે, એને કોઇએ કાંઇજ હરકત કરવી નહીં.

છોટુસિંહ, ચીત્રો કાઢવાની આમ એકજ કળામાં કુશળ હતો, એમ ન હોતું, પણ એક બીજી કારીગીરી એનામાં ઘણીજ સારી હતી. એવું કાંઈ કારણ બન્યું કે જેથી તેની એ કારીગીરી બહાર પ્રકાશમાં આવી. ઔરંગજેબની બ્હેન રોસનાર બેગમનો જનાનો પણ ઉદેપુરીના જનાનાની ઉત્તર બાજુમાંજ હતો, અને બેઉ જનાનામાંથી બહાર જવાનો દરવાજો એકજ હતો. રોસનાર બેગમનો એક તાઉસ હતો, પણ કાંઇક કારણથી તે બેસુરો થઇ ગયો હતો, અને સારો વાગતો ન હોતો. રોસનાર જાતે તાઉસ વગાડવામાં ઘણી કુશળ હતી. આખી દિલ્લીમાં એના સરખું વગાડનાર કોઇજ હશે, એમ તેના શાગરીતો તથા તેને પોતાને લાગતું હતું. આથી કોઇ પણ ગવૈયો–સીતારી, કે બીનકાર દિલ્લી આવ્યો સંભળાય, કે તેને રોસનાર પોતાના મહેલમાં બોલાવી, એક મિજલસ તો કરતીજ. તેને સારી વિદાયગીરી આપી, તેના આગળ પોતાની તાઉસ વગાડવાની કુશળતા દેખાડી, તેનેજ મ્હોંથી પોતાની વાહવા કરાવે ત્યારેજ એને ચેન પડે. આ તો એક નિયમ છેજ કે, જે માણુસ કાંઇ પણ અપેક્ષાથી જાય તે તેની વાહવા કરેજ. આટલાજ માટેજ તેની વાહવા થતી, એમ કાંઇ નહોતું;

પણુ તેનામાં એટલી કુશળતા ખરેખરીજ હતી. તેના શરીરમાં આ ગુણ હોવાને લીધે, તેમ તેને એકંદર ગાયન વાદન કળાની ચાહનાને લીધે, એનો જનાનો તો માત્ર નામનોજ હતો. બીજા જનાના પ્રમાણે એના જનાનામાં એટલી બધી સખતાઇ નહોતી. ઔરંગજેબને પોતાને તો ગાયન કળાનો કેવળ અણગમોજ હતો. આ કળાને બાદશાહે પોતાના દરબારમાંથી તદન હાંકી મુકી હતી, એમ કહીશું તોપણ ચાલશે. એક વખત સર્વે ગવૈયાઓ બાદશાહ આ કળાનો અરસિક છે, એમ સર્વ લોકાનુમતે ઠરાવ કરવા, તથા તે ઉપર લોકોની સહીઓ લઇ, તેને અરજ કરવા માટે, બાદશાહની બારી હેઠળજ એકઠા થઇ બેઠા હતા. ઉપરથી આ બધો સમારમ્ભ જોઇ, બાદશાહે સહેજ પૂછ્યું કે, 'આ બધું શું ચાલે છે.' એકઠા થયેલા લોકોએ જવાબ દીધો કે, 'આપ ખુદાવિન્દના રાજ્યમાં ખાવાનું કાંઇજ ન મળવાથી બીચારી ગાયન વિદ્યા મરી ગઇ છે. એની ઠાઠડી બાંધી, લઇ જવાની તૈયારી કરીએ છીએ." આ ઉત્તરનો મર્મ બાદશાહ તરતજ સમજી ગયો. પોતે ઘણોજ ગંભીર હતો, તેથી બોલ્યો, 'ઠીક. ! મરી ગઇ તો તો સારૂંજ થયું. હવે એને એવી ઉંડી ડાટી દ્યો કે ફરી ડોકું પણ ઉંચુ કરી ન શકે." આ રીતે બાદશાહને ગાયન કળા ઉપર શાનોજ શોખ હોય? પણ રોસનારને તેથી ઉલટુંજ હતું.

રોસનારને તો એજ વિદ્યાનો નિદિધ્યાસ હતો. ઔરંગજેબને તેની એ સ્થિતિ અણગમતે પણ ગમાડવી પડતી; કારણ રોસનારને અને એને ઘણોજ પ્રેમ હતો. રાજ મેળવી આપવામાં રોસનારે એને એટલી બધી મદદ કરી હતી કે, જો તે મદદ ન મળી હોત તો આજ ઔરંગજેબનું કાંઇ ઠેકાણું એ ન હોત. આથીજ ઔરંગજેબ કોઇ દિવસ પણ એની આડે આવતો ન હોતો. રોસનાર જે કરે તે પૂર્વ દિશા. આથી એમ થયું કે, જે કળાને બાદશાહનો જરા પણ આશ્રય ન મળતો તેનું રોસનારના જનાનામાં યથાર્થ સન્માન થતું. ગાયન દેવીના ઉપાસકોનો આ જનાના તરફ વધારે જમાવ જોવામાં આવતો હતો.

રોસનાર બેગમનો ઘણોજ માનીતો તાઉસ બેસુરો થઇ ગયો હતો, તેને સમારવા છતાં પણ સુર બરાબર નીકળતો ન હોતો; તેથી તાઉસને દીલેરઅલ્લી નામના યંત્રકાર પાસે લઇ જઈ, દુરસ્ત કરાવી લાવવાનો હુકમ થતાં જ, રોસનારનો ખોજો ફરૂકશએર તાઉસ લઇને જતો હતો. પોતાના રંગમહેલમાંથી બહાર નીકળે છે એટલામાં કોઇએ એને રસ્તામાં આ છોટુસિંહ તસબીરવાળાની વાત કહી, તથા તેને હમણાં મસાઉદે ઉદેપુરીની મુલાકાત સારૂ દીવાનખાનામાં બેસાડયો પણુ છે એમ કહ્યું. એક મ્હોંડેથી બીજે મ્હોંડે જતાં વાતની કેટલી અતિશ-

પ્રેક્ષિત થાય છે, એ તો વાંચનારને ખબર હશે જ. આ જ પ્રમાણે છોટુ-સિંહની હકીકત કહેવામાં થયું. ફ્રુરૂકશએરના કાન ઉપર એ વાત એવી રીતે આવી કે, તેને પોતાનું ગમે તેટલું જરૂરી કામ છતાં પણ તે પડતું મૂકી, છોટુસિંહની પાસે જવાનું મન થયું. બીજા સાધારણ નોકરો જેમ કરે છે તેમ તેણે પણ કર્યું. દુરસ્ત કરવાનો તાઉસ પોતાના હાથમાં જ હતો, તે લઇને આવતો જોઇ, દિવાનખાનામાં બેઠેલા સર્વે જણા "ફ્રુરૂક-શએર, ફ્રુરૂકશએર" નામ દઇને બોલી ઉઠયા, અને તેને આગળ જવાની જગ્યા કરી આપી. રોસનારનો ખોજો બીજી બેગમના ખોજા કરતાં ઘણો જ પ્રશસ્ત ગણાતો હતો; કારણ રોસનાર જાતે ઘણી ઉદાર વૃત્તિની હતી. રોસનાર એક સ્વતંત્ર રાણી જ હતી, એમ કહીએ તોપણ ચાલે; અને તેથી એના ખોજાને જ્યાં ત્યાં આગળ જ જગ્યા મળે તેમાંએ નવાઇ નથી. ફ્રુરૂકશએર આગળ જઇને બેઠો અને છોટુસિંહની સર્વે છબીઓ જોવા લાગ્યો. છોટુસિંહે મોટી અદબથી કહ્યું; "આ બધી તસ-બીરો આપને દેખાડવાને જ આણી છે! એતો શું પણ આપની જાતની તસબીર એવી તો સરસ બનાવી આપું કે, આપ ખુશ ખુશ થઇ જાઓ. આપની તબીયત કરતાં શું મારી તસબીર વધારે છે? આપની રજા થઇ તો એક તો શું પણ લાખો તસબીરો કાઢી હાજર કરીશ. અમાર સરખા ગરીબને આપ જેવાનાં દર્શન દુર્લભ, અને તે વળી આજે થયાં, એતો મારૂં સદ્ભાગ્ય જ! હવે તો મારૂં નસીબ ખુલી જ જવાનું. બસ, આપની તસબીર તો બનાવવી જ જોઇએ. આટલી મારી સેવા તો આપે માન્ય રાખવી જ જોઇએ..........."

છોટુસિંહે બોલવામાં એવી તો લાવણ્યતા વાપરી હતી અને એવી તો મિઠાશ મૂકી હતી કે, ફ્રુરૂકશએર તો સાંભળીને ઠંડોગાર જ બની ગયો હતો. "આપની જાતની જ તસબીર બનાવું છું, પછી બીજું શું જોઇએ જીએ!"

છોટુસિંહે તરત જ પોતાનું કલમદાન કાઢી, પાસે આણેલા હાથી દાંતના ટુકડાઓ ઉપર જે જે છબીઓ તૈયાર કરી લાવ્યો હતો, તે ફ્રુરૂકશએરના મ્હોં આગળ મૂકી દીધી, અને ફ્રુરૂકશએર તે જોવામાં ગુંથાયો; એટલામાં તો તરત જ છોટુસિંહે તેની એક છબી તૈયાર કરી, ફ્રુરૂકશએરના હાથમાં મૂકી દીધી. ફ્રુરૂકશએર જાણે ખુબ ચેનમાં બેઠો હોય તેવી છબી બનાવી હતી. આ જોતાં જ ફ્રુરૂકશએર તો ઠંડોગાર જ થઇ ગયો. તેણે ખૂબ પ્યારથી છોટુસિંહના ગળામાં હાથ નાંખી, "અરે વાહરે વાહ! શું તારી કરામત, શી તારી ચતુરાઇ, શી તારી ખુબી!" આવા અનેક હર્ષોદ્ગાર કહેવા લાગ્યો. થોડીવાર વળી તેના સામુ જોઇ રહી બોલ્યો; 'બસ યાર, તારા તો હાથ જ કલમ કરી લેવા

જેવા છે. બોલ, બોલ, યાર! હું તારા ઉપર અત્યારે ખુબ જ ખુશ થઇ ગયો છું. તારી શું મરજી છે બોલ, તું અત્યારે જે કહે તે કરવાને તૈયાર છું.'

આ જોઈ છોટુસિંહ તો મનમાં ને મનમાં હસ્યો. પછી બોલ્યો, "આપની તબીયત મારા ઉપર જ્યારે આટલી બધી ખુશ થઇ ગઇ તો પછી મારે શી કમીના છે? આપના દોસ્ત મસાઉદની પણ મારા ઉપર એટલીજ તબીયત ખુશ થઇ ગઇ છે, અને આપની પણ તેમ છે, હવે તો મારૂં કામ થઇજ ગયું. મસાઉદે તો પોતાની બેગમ સાહેબની ભેટ કરાવી આપવા મને આશ્વાસન આપેલું છે જ. આપ પણ જો એવું કાંઇક કામ કરી આપશો તો આપનો પણ મોટો અહેશાન માનીશ. ચાર પૈસા મળે એટલાજ માટે હું દિલ્લીમાં આવ્યો છું. આપનાં બેગમસાહેબ જેવાની મરજી સંપાદન થઇ ગઇ એટલે મારૂં કામ થઇ ગયું. મારૂં દળદર નીકળી જ જશે. પણ એવાં મારા ગરીબનાં નસીબ ક્યાંથી?"

છોટુસિંહના આવા આવા મીઠા શબ્દોથી ફુરૂકશએર તો ચણાને ઝાડેજ ચઢી ગયો. તેણે જાણ્યું કે, મસાઉદે જ્યારે પોતાની બેગમ પાસે લઇ જવાનું એને કહ્યું છે તો આપણે પણ ક્યાં ઓછા છીએ? આપણે કેમ એને આપણી બેગમ સાહેબ પાસે લઇ ન જઇએ? આમ વિચાર કરી, તે છોટુસિંહને કહેવા લાગ્યો; "વાહરે યાર! એમાં તે શું મોટી વાત છે? તું કહેતો હોય તો હમણાં જ હું તને તેવી તજવીજ કરી આપું. એટલું તો શું, પણ તને સારૂં ઇનામ મળે, એવી પણ તજવીજ કરી આપું એવો છું. તારે હવે એની ફિકર કરવી નહીં, તું જરા અહીંજ બેસજે, હું હમણાં આવ્યો."

આટલું બોલી ફુરૂકશએર કાંઇક બહાર જાય છે, એમ જોઇ છોટુસિંહે તેને ઘણી નમ્રતાથી પૂછ્યું, "ખ્વાજા સલામત! મારી એક અરજ છે, માફ કરજો."

ફુરૂકશએર હરખથી ફુલાઇને બોલ્યો; "શું અરજ છે, બોલ, બોલ, દોસ્ત! તારે જે કહેવું હોય તે કહે, કાંઇ ફિકર નહીં."

આ સાંભળી છોટુસિંહે દબતે દબતે કહ્યું; "ખ્વાજા સલામત! અરજ એટલીજ છે કે આ તાઉસમાં શી ખામી આવી ગઇ છે તે જરા મહેરબાની કરીને મને જોવા દેશો. મને જરા એની માહિતી છે માટે આપને કહું છું. અહિંને અહિં થઇ શકે એવીજ કાંઇ દુરસ્તી કરવાની હશે તો આ બંદો કરવા તૈયાર છે, અને તેથી આપને બીજે કાંઇ બહાર જવાની તસ્દી લેવીજ નહીં પડે". ફુરૂકશએર જરા અજાયબ થઇને બોલ્યો, "શું તને તાઉસના કામની પણ માહિતી છે કે? ત્યારે તો તને અમારી બેગમ સાહેબને મેળવવાનું એક મોટુંજ કારણ મળ્યું, ઠીક. પણ જો તને એ

કામની ખરેખરી માહિતી હોય તો જ હાથ લગાડજે, નહિતો પછી મારી અને તારી બેયની ફજેતી ન થાય."

છોટુસિંહે કહ્યું, "પણ આપ મને જરા જોવાતો દ્યો. કદાચ દુરસ્ત થયો અને વગાડી જોતાં સારો સુરદાર વાગે છે એમ આપની ખાત્રી થાય તો પછી આપ એને બેગમ સાહેબા પાસે લઇ જજો. ન આવડતું હોય તો એ બલા હું શીદ માથે ઓઢું? ખોલી જોઇશ, અને મારાથી થાય તેવી દુરસ્તી મને લાગશે તો તરત અહીં બેઠે બેઠેજ કરી આપીશ. નહીં તો પછી આપને જ્યાં લઇ જવો હોય ત્યાં લઇ જજો, પછી કાંઇ?"

આટલું બોલી છોટુસિંહે તાઉસ હાથમાં લીધો અને ગલેફ ખોલી નાંખ્યો. રોસનાર બેગમનો તાઉસ, તેમાં તે કાંઇ ખામી હોય? જોતાંવાર ત્યાં બેઠેલી મંડળી તો સ્તબ્ધજ બની ગઇ, એના ઉપરનું કામ, મોરની ગરદનની બનાવટ, તથા તેના ઉપર બેસાડેલો તુરો, તેમજ આંખોમાં જડેલાં પાણીદાર રત્નો જોઇ, એવો કોણ આ દુનિયામાં હશે કે, ચકિત થયા વગર રહે? ખરેખર આ વાદ્ય તેવુંજ હતું. હાથમાં તાઉસ લઇ, પડદા વિગેરે ઠીક કરી, તેના ઉપર ગજ ફેરવી જોયો. તાઉસ પકડવાની, પડદા ગોઠવવાની તથા ગજ ફેરવવાની, છોટુસિંહની ઢબથી, ખોજા ફરૂકશએરને એમજ લાગ્યું કે, જેવો ચિત્ર કળામાં પ્રવિણ છે તેથી પણ આ કળામાં એ અધિક હોવો જોઇએ. ખોજો તો આશ્ચર્ય ચકિતજ થઇને તેના સામું જોઇ રહ્યો. બીજી બાજુ તરફ ન જોતાં, છોટુસિંહતો તાઉસમાંથી નીકળતાં સુરમાંજ લિન થઇ ગયો. સુરમાં કમી જાસ્તી શું છે તે એક વખત જોઇ લઇ, પોતેજ તેને દુરસ્ત કરી આપવો, એજ વિચાર છોટુસિંહના મનમાં રમી રહ્યો હતો. આથી તે તાઉસને ઘણાજ લક્ષપૂર્વક અને ઘણીજ બારીકીથી તપાસવા લાગ્યો. ખુંટીઓ મરડી જોઇ, પડદા જરા ઉપર નીચે કરી જોયા, અને પછી જરા મીણ મંગાવી તે તાઉસમાં કોણ જાણે કયાંએ તેણે ચોંટાડી દીધું, તે એજ જાણે. બીજા બધા પાસે બેઠેલામાંથી કોઇપણ કાંઈ સમજી શકયું નહિ. આ પ્રમાણે આશરે અરધો કલાક તેના ઉપર મહેનત કરી, અને પછી પાછો ગજ હાથમાં લઇ ફેરવવા લાગ્યો. અત્યાર સુધી વિચાર મગ્ન થઇ ગયેલા છોટુસિંહે, સુર નીકળતાંજ, આંગળીઓની આમતેમ જરા ચાળવણી કરી જોઇ, રંગમાં આવી ગયા પ્રમાણે પોતાનું ડોકું આમતેમ ધુમાવી, એક સરસ રાગ તાઉસ ઉપર છોડયો. ખોજો જડબુદ્ધિનો હતો, એને તે એવી રાગરાગણીની કયાંથી ખબર હોય? તોપણ કરોડો વખત સુર પોતાને કાને પડવાથી તે એટલું તો સમજી શકતો હતો કે અમુક સુર નીકળતાં બેગમ સાહેબ ખુશ થાય છે. છોટુસિંહે કાઢેલો સુર આબેહુબ તેવોજ

જોઇને ખોજો બહુ ખુશ થયો, અને છોટુસિંહ તસબીરવાળો તો ગુણોનો ભંડારજ છે, એ જાણી તેને કહેવા લાગ્યો; "કેમ ચિતારાજી! તમો તો મોટા બજવૈયા પણ દેખાઓ છો. સુર તો ઘણોજ સાફ નીકળે છે, તાઉસ દુરસ્ત થયો હોય એમ લાગે છે. કેમ, ખરેખર દુરસ્ત થયો કે નહિ? છોટુસિંહ; "અલબત, હુંતો જાણું છું કે દુરસ્ત થયો છે. આપ હવે બેગમ સાહેબની પાસે લઇ જાઓ અને કહેજો કે દુરસ્ત કરાવી લાવ્યો; પછી બેગમ સાહેબને વગાડી જોવા ઘો. તમને એમજ કહેશે કે ખરેખરજ સારો થયો છેઃ એમાં જરા પણ અંદેશો આપ રાખશો નહિ. એમ જો ન કહે તો મારો હાથ કલમ કરી નાંખજો, પછી કાંઇ આપને હરકત છે?"

ફુરકશએર સમજી શકયો નહીં કે હવે શું કરવું. દુરસ્ત કરાવી લાવ્યો એમ જઇને કહીશ અને દુરસ્ત થયેલો નહિ જુએ તો પણ મોટી પીડા થવાની! આ તો કહે છે કે હવે દુરસ્ત થઇ ગયો છે, ત્યારે હવે કરવું શું? અવાજ તો દુરસ્ત થયા જેવોજ નીકળે છે. આવા કેટલોક વખત સૂધી સંકલ્પ વિકલ્પ તેને આવ્યા કર્યા. છેવટે જ્યારે છોટુસિંહે ખાત્રીથી કહ્યું કે દુરસ્ત થયો છે અને તમે બેલાશક લઇ જાઓ, ત્યારે એને એમ થયું કે હવે લઇ જઇએ. ખોજો ફુરકશએર તાઉસ લઇને ચાલ્યો, અને છોટુસિંહના મ્હોં ઉપર એક જૂદા પ્રકારનું ચિહ્ન જણાવા લાગ્યું.

આણી તરફ મસાઉદ એને મૂકીને ગયો હતો તે કયાં સૂધીએ પાછો આવ્યો નહિ, છોટુસિંહ તો એની વાટજ જોતો બેઠો! આપણે જે અર્થે અહિં આવ્યા છીએ તે કામ ફતેહ થશે કે નહિ, આવાજ વિચારની માળા તેના મનમાં જપાતી હતી. મસાઉદની વાટ જોઇ જોઇને એને કંટાળો આવ્યો. એટલામાં એક ખોજો ત્યાં આવ્યો અને બોલ્યો, "છોટુસિંહ કોનું નામ! એને અમારા ખ્વાજા સલામત ફુરકશએર બોલાવે છે, અને કહ્યું છે કે બીલકુલ ઢીલ ન કરતાં જલદી આવો. માટે કોણ છે છોટુસિંહ! ચાલો; ફુરકશએરનું તેડું એટલે બેગમનું જ તેડું હોવું જોઇએ એમ છોટુસિંહે ધાર્યું, અને તેથી તેને ઘણો જ આનંદ થયો. બીજો વિચાર વળી એ આવ્યો કે આની સાથે જઇશ અને તેટલામાં મસાઉદ બેગમ તરફથી બોલાવવા આવશે તો? આથી એના મનમાં ઘણીજ ઘડભાંજ થવા લાગી, કે આ તો મોટી વિટંબણાની જ વખત આવી. મનમાં ડોહોળો પેઠો, અને હવે શું કરવું તે એને કાંઇ સૂજે નહિ. માથા ઉપર ઉભેલો ફુરકશએરનો માણસ તો ઉતાવળ કર્યા કરતો હતો. કેવો વિલક્ષણ પ્રસંગ! એવામાં મસાઉદ પણ ત્યાં આવી પહોંચ્યો. બે તરફનાં તેડાં જોઇ, છોટુસિંહને તો ખરેખર શું કરવું, તેનો કંઇજ વિચાર સૂઝે નહિ. એમાંથી કઇ જગ્યાએ પહેલાં જવું, તેના વિચારમાં તે પડયો. કેઇ જગ્યાએ

પહેલાં જવાથી ખરો લાભ છે, એ બીજા માણસને તો સમજાવું મુશ્કેલ હતું, એટલુંજ નહીં પણ છોટુસિંહ જાતે પણ શા નિર્ણય ઉપર આવ્યો હશે તેની શંકાજ હતી. ફુરૂકશએરના માણસે ઘણી ઉતાવળ કરવા માંડી, તેથી મસાઉદ બોલ્યો, જા, હમણાં તારી સાથે આવી શકે એમ નથી. તું જઈને તારા નાયિકને કહે કે, હું એને હમણાં આણી તરફ લઈ જાઉં છું." આ સાંભળી છોટુસિંહના મનનો ડખો નીકળી ગયો. ફુરૂકશએરનો માણસ ગુસ્સે થઈને ત્યાંથી ચાલતો થયો; અને મસાઉદ છોટુસિંહને લઈને ઉદ્દેપુરીના મહાલય તરફ ચાલ્યો ગયો.

કોઈ નાના બાળકના અતિમોહની વસ્તુ તેના માબાપ લઈ આપવાની તૈયારીમાં હોય, તે વખતે જેવી તે બાળકની આતુરતા જણાઈ આવે છે, તેમ ખરેખર છોટુસિંહને થયું હતું. ઘણા દિવસથી જે કામ ઉપર તેનું નિશાન હતું તે હવે હાથમાં આ આવ્યું, આ આવ્યું! એમ તેને થવા લાગ્યું. છોટુસિંહ તો નીચી અને આતુર નજરે મસાઉદની પછવાડે ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૨૦ મું.

### માણસ ધારે છે કાંઈ અને ઈશ્વર કરે છે કાંઈ.

છોટુસિંહને જતાં જતાં ત્યાંની દીવ્ય શોભા જોઈ એમ થયું કે, આમાંનું શું જોઉં અને શું ન જોઉં. એકાદ ગામડીઓ કોઈ મોટા શહેરમાં આવે અને શહેરની અનેક શોભાઓ જોઈ, તેની આંખો તો આમ તેમ ફર્યા જ કરે, એમ છોટુસિંહને થતું હશે, એવું કોઈને પણ સહજ અનુમાન થાય. પણ કોઈ મર્મજ્ઞ દૃષ્ટિથી જોનાર હોય તો તેને એમજ લાગે કે, છોટુસિંહ આમ તેમ જોયા કરે છે, તેમાં કંઈ જૂદોજ ભાવ સમાયલો હોવો જોઈએ. તે જેટલો આશ્ચર્ય ચકિત જણાતો હતો, તેટલો જ તે વાસ્તવિક રીતે નહોતો. કોઈ એક વિશેષ વસ્તુ અથવા વિશેષ વ્યક્તિ આમાં છે ખરી, પણ તે કયાં છે તે જણાતી નથી, અથવા તો તેની આપણને ખબર નથી, પણ ઉઘાડી આંખો રાખીને ચાલતાં એની મેળે જ્યાં હશે ત્યાંથી નજરે પડશેજ; આવો ભાવ જાણે છોટુસિંહના મનમાં હોય એમ તેના ચાલવાના ડોળ ઉપરથી લાગતું હતું. છોટુસિંહની આંખોમાં એક પ્રકારની અતિ તીવ્ર આતુરતા જણાતી હતી. આગળ ચાલતો મસાઉદ પણ કાંઈ ઓછો ચાલાક નહોતો, પણ તેને એમ લાગ્યું કે, એકાએક સ્ત્રીયારાજ્યમાં કોઈ અજાણ્યા માણસને લાવીને મૂકી દઈએ અને સર્વ સ્થળે સ્ત્રીઓજ જણાતાં તે માણસની જેવી સ્થિતિ

થાય, તેવીજ આ બીચારાની થઇ હોવી જોઇએ; અને તેથી એ એવો ઘાભરો જણાય છે. છોટુસિંહની આવી સ્થિતિ જોઇ, મસાઉદને તો એક પ્રકારની ગમ્મત લાગતી હતી. છોટુસિંહની ગમ્મત કરવાને મસાઉદ બોલ્યો, "કેમ ભાઇ, તને ઘણીજ ગમ્મત પડતી હશે, ખરૂં કે ની ! જ્યાં જુવે ત્યાં પરીઓજ દેખાય છે. તને આમાંની એકાદેક પરણાવી દઇશું ? પરણવી હોય તો મારી ખુસામત કર, એટલે તારો બેડો પાર સમજજે-ઔરંગઝેબ બાદશાહ તો ખરો, પણ અહિના રાજ્યના તો આપણે જ બાદશાહ છીએ; તને કેમ લાગે છે ?"

છોટુસિંહ હાથ જોડી નમ્ર ભાવથી બોલ્યો, "અલબત્ત, અલબત્ત, ખ્વાજા સલામત! એમાં શું પૂછવાનું. પહેલેથી હું જોતો આવ્યો છું અને જોઉં છું તો, અહીં આપનુંજ રાજ્ય જણાય છે. અને આપની કીર્તિ સાંભળીનેજ હું પ્રથમ આપની મુલાકાત લેવા આવ્યો છું. શું બીજા લોકો કાંઇ દિલ્હીમાં થોડા પડયા છે ? પણ તેમની પાસે ન જતાં આપની જ પાસે કેમ આવ્યો ? એટલાજ માટે કે અમારા જેવા ગરીબની વાત આપે જરા ધ્યાનમાં લીધી, કે અમારૂં કામ થતાં જરાએ વાર નહીં. એક બે ચીજો તૈયાર કરી છે તેને બેગમ સાહેબને નજરાણો મુકી દીધો એટલે આપણું કામ થયું. આ કામ કોને હાથે થવાનું ? ખ્વાજા સલામત! આપનું જ નામ આગળ આવશે. આપની જે જે કીર્તિ મેં સાંભળી છે તેનો સારાંશ માત્ર આપને જો સંભળાવું, તો આપ અજાયબ થયા વગર રહેશો નહિ. આપ તો આ મહેલના કોટની બહાર પણ ગયા નહિ હો, પણ આપનું નામ તો આખી આલમ જહાનમાં મશહૂર છે!" પોતાની કીર્તિ સાંભળી, ખ્વાજા સલામત તો ખુશ ખુશ થઇ ગયા, અને છોટુસિંહની પીઠ થાબડી બોલ્યા; "અરે વાહરે યાર! તું તો બોલનારોએ કોઇ ફાંકડો દેખાય છે. હા, હા, એ બધું અક્ષરે અક્ષર ખરૂંજ છે. મસાઉદના નામથી અજાણ્યો એવો એકે માણસ આલમ જહાનમાં નહિ હોય. અરે યાર ! તું જાણે છે ? બાદશાહ હવે થોડાજ દિવસમાં આપણાં લગન કરી આપવાનો છે. પછી આપણને તો એક રજપૂતનું સંસ્થાન પણ મળવાનું છે. તે વખતે હું તને યાદ કરીશ. આજે પણ આ મસાઉદને કાંઇ કમી છે એમ નથી, પણ રાજા બન્યા અને તમારા હિંદુની એક છોકરી પરણ્યા, પછી તો તને જે જોઇએ તે આપણે આપવાના."

આ બોલવું સાંભળીને, છોટુસિંહને એકદમ ખુબ હસવું આવ્યું. પણ પછી તરત જ કોઇક ઉદ્વેગજનક વિચાર મનમાં આવવાથી, તેનું મ્હોં મ્લાન બની ગયું. મનનો ઉદ્વેગ મ્હોં ઉપર સાફ જણાવા લાગ્યો; પણ બહાર જરા પણ ન જણાવા દેતાં, અંદરને અંદર દાબી દઇ, મસાઉદને

કહેવા લાગ્યો; "શું કહો છો! ખ્વાજા સલામત! ત્યારે તો આપ હવે પરણવાના અને તે પણ એક હિંદુ પરીની સાથે? વાહ! ત્યારે તો આપ પણ બાદશાહ જેવાજ બનવાના. વાહરે વાહ! એવી તે કઇ હિંદુ અપ્સરાનું સુભાગ્ય ઉઘડયું છે?"

મસાઉદ; "શું તને ખબર નથી? વાહરે યાર, ત્યારે તું મૂર્ખ છે, એમ કહેવું પડે છે. તને કાંઇ જ ખબર નથી એમ જ જણાય છે. અરે યાર! મારી ઓરતને લાવવા માટે તો બાદશાહે બે ચાર હજાર માણસો મોકલ્યાં છે. એ પરીને લાવીને, બાદશાહ પોતાની સમક્ષ મારી શાદી કરવાના છે. એ ઓરત પણ એક અત્યુત્તમ પરી જ છે, પણ આવે અને મારૂં લગન થાય ત્યારે ખરૂં. અરે યાર! તને ખબર છે, એ કોણ છે?"

જેમ જેમ મસાઉદ બોલતો હતો, તેમ તેમ છોટુસિંહના મ્હોં ઉપરનો ઉદ્વેગ વધતો જતો હતો; પણ બાદશાહે બે ચાર હજાર માણસો મોકલ્યાં છે, આ શબ્દો સાંભળી તેનો ઉદ્વેગ જરાક કમી થયો. તોપણ આ ખોજો કહે છે તે શું, તે જાણી લેવાની એને ઘણી ઇચ્છા થઇ. આથી છોટુસિંહ એને પૂછવા લાગ્યો; "તે કોણ અને કયાંની છે, એ જરા આપ મને કહો તો હું કહી શકું કે મેં એને જોઇ છે કે નહિ. એ વગર તો હું શા રીતે કહી શકું ભલા?"

મસાઉદ; "બરાબર, બરાબર! તારૂં કહેવું રાસ્ત છે. અરે યાર, રૂપનગર કરીને કોઇક સંસ્થાન છે ને! રજપૂત લોકોનું, સમજ્યોને! ત્યાંની કોઇક શાહજાદી છે; તેની જોડે બાદશાહ મારૂં લગ્ન કરનાર છે. હું તો કહું છું કે, એટલે લાંબે જવાની શી જરૂર છે. આલમગીર બાદશાહે હમણાં થોડા દિવસ ઉપર ઉદેપુરી બેગમને એક લોંડી આણી આપી છે. અરે યાર! શું તને એના રૂપની વાત કહું. અરે વાહવા! વાહવા! રૂપ તો એનું જ નામ. એની અને મારી જો કદી જોડી બનાવી આપે તો પછી બસ, આપણે બીજુ કાંઇ ન જોઇએ. અરે યાર! શું તને કહું!" મસાઉદતો ખુબ રંગમાં આવી ગયો, અને પોતાની ઝાંગ ઉપર તબલો વગાડવા લાગ્યો ને નાચવા લાગ્યો. આ વિલક્ષણ મૂર્તિ અને તેથી પણ વધારે વિલક્ષણ! એના ચાળા જોઇને છોટુસિંહે તો ઘણે જ પરિશ્રમે હસવું ખાળી રાખ્યું, પણ મ્હોં ઉપરનો ઉદ્વેગ તો વધતો ને વધતો જ ચાલ્યો. છોટુસિંહ તો છેકજ ખિન્ન થઇ, મસાઉદની પછવાડે ચાલતો હતો; એટલામાં મસાઉદ ખુદ ઉદેપુરી બેગમના મહાલય સામે જ જઇ ઉભો રહ્યો. થોડીવાર બહાર ઉભા રહેવાનું કહી, મસાઉદ પોતે અંદર ગયો; છોટુસિંહ ત્યાંજ ઉભો રહી, આમ તેમ જોતો હતો, પણ તેની દૃષ્ટિની

સાથે તેનું લક્ષ જતું નહોતું. તેની લક્ષણાવૃત્તિ તો બીજે જ કાંઇ ફરતી હતી, તેમ ઉદ્વેગ હજી જેવોને તેવો જ હતો.

**મસાઉદ** થોડી જ વારમાં બહાર આવ્યો અને છોટુસિંહને અંદર લઇ જતાં અગાઉ **મસાઉદે** ઉદેપુરી બેગમ સાહેબને શી રીતે કુર્નસ કરવી, કેવી અદબથી ઉભા રહેવું, કેવું બોલવું, તે સર્વની બરાબર તેને સમજણ પાડી.

ઉદેપુરીના મહાલયના ઐશ્વર્યની તો શી વાત કરીએ. ચારે તરફ પાથરેલા કીનખાબી ગાલીચાથી જાણે એમ જ જણાતું હતું કે, બધે સોનું જ સોનું નાંખી મુકયું છે. જે જોઇએ તે બધું સ્વચ્છ અને ચકચકાટવાળું લાગતું. પણ આ બધા ઐશ્વર્યને જોઇ, તેનાથી ચકિત થવા જેવી, બલકે તે તરફ લક્ષ પણ આપવા જેવી છોટુસિંહની સ્થિતિ ન હોતી. તેના મનની સ્થિતિ તો આ બધા તરફ બીલકુલ ન લાગતાં, કોઇ જૂદાજ વિષયનું અધ્યયન કરતી હોય એમ લાગતું હતું. **મસાઉદની** સુચના પ્રમાણે અતિશય નીચા વળી, ઝુકીને સલામ કરી, અત્યંત કાળજીથી તૈયાર કરેલો પોતાની કારીગીરીના નમુનારૂપ પંખો, છોટુસિંહે ખોલીને ઉદેપુરી બેગમ આગળ મૂકયો, અને ફરી પાછો તેવીજ કુર્નસ કરી, હાથ જોડી, દૂર જઇ અદબથી ઉભો રહ્યો.

ઉદેપુરીએ પંખો ઉંચકી લીધો. પંખા સામું એક વખત નજર ફેરવી, છોટુસિંહને કહેવા લાગી, "આ પંખો તમે તૈયાર કર્યો છે? વાહ, ઘણોજ સુંદર છે. આવી કારીગીરી તમારામાં છે? અરે **મસાઉદ**! જો તો ખરો, પંખા ઉપર કોની કોની તસબીરો છે, જો તો ખરો? પણ, કેમ રે સોદાગર! તેં આના ઉપર અમારા **મસાઉદની** તસબીર કેમ ન બનાવી? અલબત કાઢવી જોઇતી હતી, પણ કાંઇ હરકત નહિ. એનું હવે લગ્ન કર્યા પછી એની અને એની માશુકની, એમ બેની છબીઓ બનાવી, એક જૂદોજ પંખો તૈયાર કરી લાવજે. અમે એને એ નજરાણો આપીશું. કેમ, **મસાઉદ**! તારે આવો પંખો જોઇએ છીએ કે?"

આ સવાલનો જવાબ મસાઉદે શબ્દોમાં ન દેતાં, પોતાના કાળા શાહી જેવા મ્હોંમાંથી સફેદ દુધ જેવા દાંત બહાર દેખાડી, તે "હેં હેં હેં હેં" એમ કરીને હસી પડ્યો. આ વખતનો એનો દેખાવ જોઇને ઉદેપુરીને પણ ખુબ હસવું આવ્યું. પછી તે છોટુસિંહના તરફ જોઇને બોલી; "અરે કારીગર! એ પંખો એવો બનાવ કે હમણાં જેવું એનું મ્હોં ઉઘાડું છે તેવું તેમાં આવવું જોઇએ, અને તેમાંથી એના સફેદ દાંત પણ દેખાવા જોઇએ. મ્હોંની અંદરનો ભાગ ઉગતા સૂર્યના જેવો લાલભડક જોઇએ, અને બહારનો ભાગ ખાસ અમાસના ચન્દ્ર જેવો જોઇએ. કેમ,

એ તને આવડશે કે? આવા કામદેવ જેવાની બરોબર સ્વરૂપ લાવણ્યતા એમાં આવવીજ જોઇએ."

છોટુસિંહે મુજરો કરી, હાથ જોડી જવાબ દીધો; "જી, હા, સરકાર! એક તસબીર તો એઓની હમણાં થોડા વખત ઉપરજ તૈયાર કરી આપી છે, અને તે જોઇને તો એઓ ઘણાજ ખુશ થઇ ગયા છે. આપ ફરમાવો તો અહીં ને અહીં હમણાં બીજીએ તૈયાર કરી આપું." છોટુસિંહનું આ બોલવું સાંભળીને ઉદેપુરી તો આશ્ચર્યતાથી એના સામુંજ જોઇ રહી. તે બોલી; "શું અહીં ને અહીં ચીતરી શકે છે? પણ એની એકલાની કાઢવામાં કાંઇ અર્થ નહિ. એની જોડે કોઇ પણ જોડીદાર જોઇએ ખરૂં, કેમ નહીં મસાઉદ?"

મસાઉદે પાછું પૂર્વવત્ પોતાનું હાસ્ય કરી દેખાડ્યું; "જેની જોડે મારી તસબીર કહાડો તેની જોડેજ મારૂં લગન કરી આપવું જોઇએ, ત્યારેજ તસબીર કઢાવું, નહિ તો જોડે ઉભો રહીને તસબીર નહિ પડાવું." મસાઉદ લાડતો લાડતો, બેગમને ખુશ કરવા બોલ્યો.

ઉદેપુરી; "શું, આ મુઆને લગન માટે થઇ રહ્યું છે? મુઓ રાત ને દહાડો લગન લગનજ કર્યા કરે છે. ઉભો રહે, એક ગધેડી પકડી લાવીને, તેની જોડે તારૂં લગન કરી આપું છું. કોણ છે રે ત્યાં! કોઇ હાજર છે કે?" આ સાંભળતાંજ પાછળની બાજુનો પડદો ખસેડી એક દાસી બહાર નીકળી. દાસીને આવેલી જોઇ, શા માટે એને બોલાવી છે તે ભૂલી જઇ, એકદમ જૂદો ભાવ, ઉદેપુરીનું મ્હોં જણાવવા લાગ્યું. તેણે કહ્યું, "હા, હા, ઠીક થયું. મસાઉદ! મસાઉદ! રાંડના તારૂં નશીબ તો જોરાવર જણાય છે હોં! ગધેડીની સાથે તારૂં લગન કરાવતી હતી, એટલામાં આજ આવી પહોંચી."

આ સાંભળી, મસાઉદ પોતાની ઝીણી ઝીણી આંખોવડે તેને જોવા લાગ્યો અને જીભ હોઠ ઉપર ફેરવવા લાગ્યો. છોટુસિંહની મુખમુદ્રાએ તો કાંઇ વિલક્ષણજ ભાવ ધારણ કર્યો. આ ભાવ શું અને કેવો હતો તેનું કોઇથી પણ વર્ણન થઇ શકે એવું નહોતું. ઉદ્વિગ્નતા, સંતાપ, સંતોષાદિ અનેક ભાવોનું તેમાં સંમીલન થયેલું જણાતું હતું. આ દાસીને તે એકી નજરે જ જોયા કરતો હતો. આણી તરફ ઉદેપુરી બોલવા લાગી; "મસાઉદ! મસાઉદ! તારી રૂપનગરવાળી કન્યાની શું કરવા વાટ જુવે છે. હમણાં તો આ કન્યા તને હું આપુ છું તેની જોડે તો લગન કરી લે! આગળની વાત આગળ છે, કેમ છે કબુલ?"

આ દાસી તરફ જોઇ, મસાઉદે પાછું પોતાનું વિચિત્ર હાસ્ય કરી દેખાડ્યું. એને તો એમ જ થયું કે આપણું લગન તો હવે થઇ ગયં

બાદશાહની પેઠે આપણે પણ કેટલી બેગમો થશે, અને આપણે પણ બેગમોનો એક મોટો જનાનો બનાવીશું. પણ પંચાત એટલીજ છે કે, બાદશાહના જનાના ઉપર તો આપણે મસાઉદ છીએ, પણ આપણા જનાના ઉપર આપણા જેવો જ બીજો હુશીઆર મસાઉદ ક્યાંથી લાવીશું? એને અત્યારે એટલો બધો આનંદ થઇ ગયો હતો કે, આપણે બેગમ સાહેબની પાસે ઉભા છીએ; એનું પણ ભાન ન રહેતાં, હસતાં હસતાં પેટ ઉછાળવા લાગ્યો. મનમાં આવે તેમ મસાઉદ હસતો હતો. ઉદેપુરીના આ ભાષણથી, આણી તરફ છોટુસિંહના મન ઉપર કાંઇક જૂદી જ અસર થઇ હોય એમ લાગ્યું. ક્રોધની લાલ તસરો તેના મ્હોં ઉપર જણાવા લાગી, અને ઘડીમાં દાસી તરફ તો ઘડીમાં બેગમ તરફ એમ બે જ જણાને છોટુસિંહ જોયા કરતો હતો. એટલું માત્ર સારૂં થયું કે, મસાઉદની ગમ્મતમાં પડેલી ચાલાક બેગમનું લક્ષ છોટુસિંહ તરફ જરાએ નહોતું. વાંચનારને જણાવવાની જરૂર જ નથી કે, પડદા પાછળથી બહાર નીકળી આવેલી દાસી, તે આપણી ઇંદિરા જ હતી. બેગમે ઇંદિરાને કહ્યું, "કેમરે ઇંદિરા! તારા નાકમાં તો બહુ જ ગંધ ભરાઇ રહી હોય, એમ લાગે છે; ખરૂંને? મારા હાથનું તને પાણીએ ખપતું નથી. અહીંનો પહેરો કરી રહી કે અંદર જઇ દરરોજ નાહી નાંખે છે, અને નાહ્યા વગર તો પાણી સુદ્ધાં પીતી નથી; એવું મારે કાને આવેલું છે. આ વાત ખરી હોય, અને મારૂં અપમાન જ કરવું એવી તારી ઇચ્છા હોય તો હવે તું મારા હાથમાં જ છું, સમજીને! આ મસાઉદની સાથે તને હમણાં જ પરણાવી દઉં, તો તું શું કરી શકવાની હતી વારૂ? કેમ ત્યારે, મારા હાથનું પાણી પીશ કે નહીં? અને હવે આખો દહાડો નહા, નૂહા કરીશ?"

ઇંદિરા એક અક્ષર પણ બોલી નહિ. એ તો નીચું મ્હોં રાખીને ઉભી જ રહી હતી. તેના સામું છોટુસિંહ કાંઇક વિલક્ષણ નજરથી જોતો હતો. આણી તરફ મસાઉદની આંખોમાંથી પ્રેમ તો જાણે ચુઇ જતો હતો. કયા પ્રકારની છાયા છોટુસિંહના મ્હોં ઉપર જણાતી હતી, તે કહી શકાતું નહોતું.

દીન અને શાંતપણે ઉભેલી ઇંદિરા સામું જોઇ, ઉદેપુરીના મનને એક પ્રકારનું વિલક્ષણ સમાધાન મળ્યું હોય, એમ લાગ્યું. આપણે ઘણી વખત સાંભળ્યું હશે જ કે, પહેલી તડપમાં જ હાથમાં આવી ગયેલા શિકારને, વાઘ અથવા સિંહ, ગમે તેવો ભૂખ્યો હોય છતાં પણ મારી ન નાખતાં, તેની જોડે રમી, ગેલ કરી, ધીરે ધીરે તેને મારે છે. ઉદેપુરીના હાથમાં આવી પડેલી ઇંદિરાને પણ તે તેજ પ્રમાણે કરવા

લાગી. એ વખતે તો એના મનમાં આવ્યું હતું કે ખરેખર એને **મસાઉદ** સાથે પરણાવા દેવી. ગરીબડી ઇન્દિરાને પાછી તે કહેવા લાગી; "કેમરે! તને તારી જાતનું બહુ જ અભિમાન છે; નહિ વારૂ? અમે અમારી જાત વટલાવી છે એમ ધારી, તું અમારી નિંદા કરે છે ખરીને? હવે તને દેખાડું કે, તારી જાત કેવી છે. અરે **મસાઉદ**! તારે આ બાયડી જોઇએ છે કે?" **મસાઉદે** જવાબમાં માત્ર આંખો જ મીચી. ફરી પાછું પોતાની વિલક્ષણ રીતનું હાસ્ય કરી દેખાડયું, અને જાણે બાયડી મળવાથી લાડતો અને મકલાતો હોય, એમ ભાવ કરવા લાગ્યો. બેહદ હસવાથી તે બોલી પણ શકયો નહીં. આ જોઇ ઉદેપુરીને હસવું આવ્યું અને ઇંદિરાને કહેવા લાગી, "વાહ રે વાહ! આ શું તારો વર! વાહ રે, વરરાજા! મૂવા **મસાઉદ**! તારી બાયડીને પાસે તો લે." આમ બોલી ઉદેપુરી ખુબ જ મોજથી હસી પડી. ઇન્દિરાને ભય લાગ્યો કે, રખેને આ ભૂતડો ખરેખર જ પાસે આવી હાથ પકડે!

એટલામાં છોટુસિંહ **મસાઉદની** જોડે જાણે હાથ મેળવતો હોય તેમ કરી, **મસાઉદનો** હાથ ઝાલી, તેને જરા પાછો ખેંચ્યો અને કહેવા લાગ્યો, "ખ્વાજા સલામત! આપ **મલકાબેગમ** પાસે મને લઇ આવ્યા તે તો આપનું મારા ઉપર ઘણું મોટું અહેશાન થયું, પણ હવે બેગમ સાહેબને જરા મારી સાથે વાત કરવા દ્યો તો તેથી પણ વધારે અહેશાન થશે. મારામાં વળી એક બીજો પણ ગુણ છે, ને આપ મારા મિત્ર છો, તેથી આપને કહું છું." એમ કહી ધીરે સાદે જાણે છાની વાત કરતો હોય, તેમ તેને કહેવા લાગ્યો—"**મસાઉદજી**! આપ જાણો છો કે, હું જ્યોતિશી પણ છું. માત્ર ચહેરો જોઇને જ માણસનું ભૂત, ભવિષ્ય કહી શકું છું. આ દાસી જોડે તમે લગ્ન કરશો નહિ. તે આખો જન્મારો વિધવા જ રહેવાની છે, માટે એની જોડે લગ્ન કરનાર એક જ વરસની અંદર મરવાનો, તેમાં જરાએ શંકા નથી. માટે સાહેબ, જોઇ વિચારીને કામ કરજો." **મસાઉદના** કાનમાં ધીમે રહીને આ બધું કહ્યા બાદ બેગમ તરફ જોઇને તે બોલ્યો, "બેગમ સાહેબ! આ પંખો મેં મોટી હોંસથી તૈયાર કરી આપના કદમ પાસે નજર કર્યો, તે આપે અંગીકાર કરી, મને ઘણો જ કૃતાર્થ કર્યો છે. આજે મારી મહેનત સફળ થઇ, એમ હું માનું છું. હવે માત્ર એક જ અરજ કરવાની છે, તે કૃપા કરીને સાંભળો. જેવો તસબીર બનાવવાનો ગુણ મારામાં છે, તેવો જ એક બીજો પણ છે. જ્યોતિશ શાસ્ત્ર પણ હું એવું જ અચ્છું જાણું છું. આપનો હુકમ હોય તો અહિં બેઠું બેઠું જ ચાલુ વરસની આપની કુંડળી બનાવી આપું. આપનો કયો દિવસ કેવો જશે? કયે દિવસ શું બનાવ બનશે? કયે દિવસે આપ શું કરશો? ક્યાં બેસશો? કઇ ઘાત શા કારણથી થશે? કોણ શત્રુ થશે? કોણ મિત્ર થશે?

એ બધું કહો તો હું લખી આપું. મારી પરીક્ષા તો જુઓ! દુર્ગાચરણ જોશી મારા ગુરૂ થાય, અને એમની જ પાસે આ સર્વ વિદ્યા હું શીખ્યો છું,......"

છોટુસિંહના આ શબ્દો સાંભળી, ઉદેપુરી જરા વિસ્મય પામી, અને બોલી, "શું કહો છો? આખું વરસફળ કરી શકો છો? તમે શું જ્યોતિશ વિદ્યા પણ જાણો છો?"

છોટુસિંહ; "હા સરકાર, મેં એનું સારી રીતે અધ્યયન કર્યું છે અને તેથી જ સરકારને અરજ કરૂં છું. અમ સરખા પેટને અર્થે ફરનારા આપ સરકાર જેવાની યાચના ન કરે તો કોની કરે? આપ ગુણજ્ઞ છો, માટે જ આપની પાસે આવીએ છીએને."

ઉદેપુરી;–"લખવાનાં સર્વ સાધનો હું તમને અપાવું છું. પણ પ્રથમ મારો એક પ્રશ્ન છે તે કહો. પછી વર્ષફળનું પણ જોઇશું."

છોટુસિંહ;–"જી હા સરકાર, જે પૂછો તે કહું."

તરત જ એક ધૂળપાટી મંગાવી, તેના ઉપર કાંઇક આંકડાનું કોષ્ટક કાઢ્યું. મનમાં પ્રશ્ન ધારીને તે કોષ્ટકના ગમે તે આંકડા ઉપર બેગમ સાહેબને આંગળી મૂકવા સૂચવ્યું. ઉદેપુરીએ આંગળી મૂકી. છોટુસિંહે તે આંકડા ઉપરથી કાંઇક ગણત્રી કરી, પ્રશ્નનો ઉત્તર કહેવા માંડ્યો:–"હમણાં તમારી પાસે કોઇ પારકું માણસ છે. તેને કાંઇ પણ ઇજા ન કરતાં કોઇક ઠેકાણે ખસડી મૂકવું, નહિ તો એથી કરી આપને ઉદ્વેગ ભારે થશે. આ માણસના ગ્રહ એવા છે કે, જો તે તમારી આજુબાજુ પાંચ પાંચ ગાઉમાં પણ હશે, તો તમને અને બાદશાહ સલામતને મોટો અનર્થ થશે, એવો ચમત્કારી યોગ છે. મલકાબેગમ! આ માણસ આપની પાસે આઠ દશ દિવસથી જ આવ્યું હોવું જોઇએ; તે આવ્યું ત્યારથી આપના ચિત્તનું સ્વાસ્થ્ય જતું રહ્યું હોવું જોઇએ; વખતે એનાથી ઉંઘ પણ સારી રીતે ન આવે. હું જે કહું છું, તેનો આપને અનુભવ આવ્યો હોય તો હા કહેજો; અને તેમ ન હોય તો હું જાણીશ કે મારી ગણત્રીમાં ફેર આવ્યો. મારૂં કહેવું અંશેઅંશ ખરૂં હોવું જ જોઇએ; ન હોય તો ફરી જ્યોતિશ પણ હાથમાં ન ઝાલું. બાઇસાહેબ! સ્પષ્ટ રીતે કહેવરાવો તો હું કહું છું કે, આપની સામે ઉભેલી દાસીના ચહેરા ઉપરથી જ મેં ગણત્રી કરી જોઇ હતી. એની ગ્રહદશા એવી તો ચમત્કારિક છે કે, તેથી એ પોતે તો પીડા પામે જ, પણ જે જે લોક એના સંબંધમાં આવે તે પણ બીલકુલ સુખી થઇ શકે નહિ; ઉલટું એ તેઓની ઘાતનું જ કારણ થઇ પડે. આ તો પ્રથમથી બાળવિધવા જ છે. પૂછો એને, હું કહું છું તે ખરૂં છે કે ખોટું. એક તો એનું એવું હીનભાગ્ય છે કે, જેની જોડે એ લગ્ન થાય તે તો મૃત્યુના મોંમાં આવી જ પડ્યો

જાણજો. તેમ એને જોતાં વાર જ જોનારને એના ઉપર મોહ પણ થયા વગર રહે નહીં. આ બધું કહ્યું તેનો તાળો બરાબર મેળવી જુઓ, એટલે વિદ્યાની પરીક્ષા જણાઇ આવશે. મારી પોતાની જ પરીક્ષા જોવાની ઇચ્છા આપને હોય તો હું બીજી વાત કહું છું તે સાંભળો. પણ બાઇ-સાહેબ; આ છોકરીને તો આપ એક ક્ષણ પણ આપની પાસે રાખશો નહિ. આપના હિતને માટે જ મારૂં મન કળકળી ઉઠે છે, માટે કહું છું. આપ માનશો તો સારી વાત છે, અને નહિ માનો તો આપ મુખત્યાર છો. આજ્ઞા હશે તો ફરી કાલે હાજર થઇશ જેમ ફરમાવશો તેમ આ ગુલામ કરવાને તૈયાર જ છે.”

છોટુસિંહનું ભવિષ્ય સાંભળીને, ઉદેપુરીને કેટલું ચમત્કારિક લાગ્યું હશે? મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગી કે, ઇંદિરાને બાદશાહે જે દિવસથી આપણી તરફ મોકલી છે તે દિવસથી આપણને પૂરી ઉંઘ આવતી નથી, તેમ ચિત્ત પણ ઠેકાણે નથી જ. આ વાત તો એની મળી ખરી. બાળવિધવા જેવી દેખાય તો છે, પણ તપાસ કરવી જોઇએ. બીજા તાળા પણ નહિ મળે એ શા ઉપરથી કહેવાય? એટલામાં તેને સાંભરી આવ્યું કે, બાદશાહને આવવાની વખત થઇ છે, તેથી મસાઉદને કહ્યું કે, ‘એને આજ તો મોકલી દે; પણ કાલે પાછો તેડી લાવજે.’ આટલું બોલી, છોટુસિંહને કાંઇક ઇનામ આપ્યું અને કહ્યું કે વળી આવતી કાલે બીજું વધારે ઇનામ આપીશ. મસાઉદ આગળ થયો, અને છોટુસિંહે બેગમ સાહેબને કુનસ કરી રજા લીધી. રજા લેતાં લેતાં પેલા બારણાની પાસે રૂજા-મામાં પગ ભરાઇ રહ્યાનું બાનું કાઢી, તે છેડો ઠીક કરવા છોટુસિંહ નીચો વળ્યો, અને કાંઇ તેણે ત્યાં નાંખ્યું.

“શા લોક હશે? બરાબર ચાલતાંએ આવડતું નથી. જોની, બધો રૂજામો મારીને ચુંથી નાંખ્યો, લાવ ઠીક કરી લઉં,” આમ બોલતી ઇંદિરા ત્યાં દોડતી આવી, અને ચુંથાયલા રૂજામાનો છેડો ઠીક કરતાં કરતાં કાંઇક ઉંચકી લઇ, બેગમ તરફ પાછી ફરી. બેગમ તો મહાભારત વિચારમાં ડૂબી ગયેલી હતી, તેથી તે પાછળના પડદા પછવાડે હળવે રહીને ચાલી ગઇ.

આણી તરફ છોટુસિંહ તો મસાઉદની સાથે ચાલ્યો અને રસ્તે જતાં બોલવા લાગ્યો કે, “મસાઉદ, જો જે હાં, પેલી છોકરીની સાથે લગ્ન કરતો નહીં. કરશે તો વગર મોતે માર્યો જઇશ.” એટલામાં બાદ-શાહની સ્વારી આવી પહોંચી. એ સાંભળતાં જ મસાઉદ તો ગાભરો ગાભરો બની ગયો. એક વચલા બારણામાંથી જ છોટુસિંહને અંદર ઘુસાડી દઇ, “હું થોડીવારમાં પાછો આવી તને બારણે પહોંચાડી આવું છું,” એમ

ફહી મસાઉદ તો ત્યાંથી દોડયો. કેટલીકવાર થયા છતાં કોઇ પાછું આવ્યું જ નહીં. છોટુસિંહ તો બીચારો એ ખોલીમાં જ પૂરાઇ રહ્યો. એટલામાં બે ત્રણ માણસોએ આવી એને પકડયો. છોટુસિંહના મ્હોં ઉપર એક જાડો રૂમાલ બાંધ્યો, હાથ પગ બાંધી લીધા, અને ગાંસડી જેવો બાંધી, ઉંચકીને કોઇક ઠેકાણે લઇ ગયા.

કોણ? શા માટે? કયાં? કયે ઠેકાણે છોટુસિંહને લઇ જાય છે? તેની એ બીચારાને જરાએ ખબર નહોતી.



## પ્રકરણ ૨૧ મું.

### રૂપનગર.

હમણાં તો આપણે છોટુસિંહને—"અહિં કોણે અને શા માટે આણ્યો? અને આ વચમાં જ શું થઇ ગયું?" આવા વિચારોમાં વિસ્મિત થઇ પોતાના કારાગૃહમાં બેઠેલો અને "હવે તો જે થવાનું હશે તે થશે જ, થાય તે સહન કરવું," આદિ અનેક તર્ક વિતર્ક કરતો, ત્યાંજ બેસાડી રાખીએ. તેમ ઇંદિરાને માટે પણ બેગમ કયા નિર્ણય ઉપર આવી, તેના પોતાના જ પ્રારબ્ધે શું કર્યું, એ બધી હકીકત પડતી મુકી, વાંચનારને બીજી તરફ લઇ જઇએ.

સ્વાભિમાનના મત્સરથી પ્રજ્જવલિત થઇ રહેલી ઉદેપુરી બેગમના અંતઃકરણમાં, રૂપનગરીની બાળા રૂપમતી, એક ઇર્ષાનો કીડો થઇ પડી હતી. રૂપમતીએ પોતાનું અપમાન કર્યું માટે એને કેદ કરી લાવવી, અને એની ઘેડ ફજેતી કરવી, નહીં તો પોતે પ્રાણ રાખનાર નથી, આવી આવી અનેક વાતોથી બાદશાહને પાનો ચઢાવી, બે લાખ માણસનું સૈન્ય તૈયાર કરાવી સાદતખાનને તેના ઉપર નીમી, રૂપનગર ઉપર ચઢાઇ કરવા, બાદશાહ પાસેથી હુકમ કરાવ્યો છે. આ સૈન્ય મજલ દર મજલ કરતું રૂપનગરની પાસે જઇ પહોંચ્યું. રાજા વિજયસિંહને ખબર પડી ચૂકી હતી કે, આપણા ઉપર બાદશાહ એક મોટું સૈન્ય મોકલે છે. તે મોકલવાનો બાદશાહનો શો હેતુ હતો? તેની પણ તેને ખબર હતી. વિજયસિંહ કાંઇ જેવો તેવો રજપૂત નહોતો. બાદશાહના આ દુષ્ટ હેતુને જાણતાં જ વેંતને પગથી માથા સુધી ક્રોધ વ્યાપી ગયો, અને હવે આપણે શું શું કરવું? તેનો જ વિચાર કરવામાં તે ગુંથાયો:—સ્વજ્ઞાતિ બંધુઓને નિમંત્રણ મોકલીએ તો આપણી કુમકે તેઓ આવશે ખરા? આખા રજપૂતાણામાં ખરો રજપૂત હમણાં એકે પણ શોધ્યો જડતો નથી;

તેમાં પણ બાદશાહના સૈન્યની સામે ટક્કર ઝીલવા કોણ આવનાર છે? જે સ્વદેશાભિમાન, ધર્માભિમાન, જાત્યાભિમાન, કુલાભિમાન તેમ સ્વાભિમાનથી હું પોતે ભરેલો છું; તેવાં અભિમાનો શું મારા અન્ય રજપૂત બાંધવોમાં હમણાં છે? જ્યાંસુધી ખરો પ્રસંગ આવ્યો નથી ત્યાંસુધી બધાએ મને વળગતા રહે છે, પણ પ્રસંગ આવેથી રાજા જસવંતસિંહની પેઠે બધાએ ગાંડમાં પુંછડીઓ ઘાલી ક્યાંએ જતા રહેશે, એમ મારી ખાત્રી છે. કહી શકીએ તો રાજસિંહની જરા આશા છે ખરી; પરન્તુ એ પણ જરા ડોળ ડંફાસવાળો છે. પ્રસંગ આવેથી તે શું કરશે? અને શું નહિ કરે? તેનો પાકો ભરોસો નહિ. હું એકલો તો બાદશાહના આટલા મોટા લશ્કર ...મે કાંઇ કરી શકું એમ નથી પરન્તુ જ્યાંસુધી આ શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તો પુત્રીનું રક્ષણ કરીશ. આપણે જ્યારે રક્ષણ કરવા અસમર્થ છીએ એમ જાણીશું ત્યારે એને સર્વ શક્તિમાન્ પરમાત્માના અખિલ વિશ્વવ્યાપક રક્ષણમાં મૂકી દઇ, આપણે આપણો અંત આણી દઇશું.” આવા નિર્ણય ઉપર છેવટે વિજયસિંહ આવ્યો.

આ નિર્ણય ઉપર આવતાં જ વિજયસિંહે પોતાના થોડા ઘણા સૈન્યને એકઠું કરી, પોતાનો ગઢ, કુળ, તથા કન્યાનું રક્ષણ છેવટ સુધી કરવું, એમ ઠરાવ કર્યો.

કિલ્લાથી થોડેક છેટે, પહાડની તળેટીમાં સાદતખાન આવીને પડયો હતો. આવતાંની વારમાં એક જાસુસને બાદશાહનો ખલીતો આપી, વિજયસિંહની પાસે તેણે મોકલાવ્યો. આ ખલીતામાં બાદશાહે પોતાને હાથે માત્ર ચાર જ લીટીઓ લખી હતી. ઔરંગજેબ બાદશાહના અક્ષર ઘણા સુંદર હતા, અને તેથી એને લખવાની ઘણી જ હોંસ થતી હતી: તેમાં આ ખલીતો લખતી વખત તો તેણે ખુબ ઠાઠમાં આવી જઇ લખ્યો હતો. ખલીતો ફારસી ભાષામાં લખ્યો હતો, અને તે નીચે જણાવ્યા પ્રમાણેની મતલબનો હતો.

“આ ફરમાન જોતાં જ તું અને તારી છોકરી સાદતખાનને સ્વાધીન થઇ અહીં આવો. આ પ્રમાણે તું તારી રાજીખુશીથી નહિ કરે તો જબરાઇથી તેમ કરાવવા સાદતખાનને સખ્ત તાકીદ આપેલી છે. આલમગીર બાદશાહના મનમાં આવેલી વાત તેણે પડતી મૂકી, એવું કોઇ દિવસ પણ બન્યું નથી.”

ખલીતો પુરો થયો. વાંચતાં જ વિજયસિંહ તો તલપાપડ થઇ ગયો. ગુસ્સાનો માર્યો, મોટો ઘાંટો કાઢી તેણે જાસુસને કહ્યું, “આ જો! અને એ જ જવાબ તું તારા માલીકને જઇને વિદિત કરજે!” આમ બોલી, ખલીતો

જમીન ઉપર ફેંકી દઇ, વિજયસિંહ તેના ઉપર ત્રણ વખત થુંકયો; અને પછી ખલીતાને પોતાના જોડાવડે કચડી નાંખી, જાસુસની તરફ ફેંકી દીધો. નિત્ય નિયમ પ્રમાણે રૂપવતી આ વખતે પણ બાપની પાસે જ બેઠેલી હતી. આ જોઇ, "કાળા ઝેરી નાગને પણ પગવડે કચડવાથી આવો અનર્થ નહિ થાય, યાદ રાખજો!" બોલી, થુંકથી ભરેલા, પગવડે ચોળી નાંખેલા, તથા ઠોકરવડે ફેંકી દીધેલા ખલીતાને હાથમાં લઇ, જાસુસ ત્યાંથી ચાલતો થયો.

રૂપમતીએ બાપને પૂછયું; "પિતાજી, એમાં શું લખ્યું હતું વારૂ?" વિજયસિંહને વ્યાપી ગયેલા ક્રોધથી તેના હોઠ, ક્િબહુના, તેનું આખું શરીર એટલું તો કંપતું હતું કે, છોકરીને જવાબ પણ દઇ શકાયો નહિ. ડોસાની આંખોમાંથી તો જાણે અગ્નિ ઝરતો હોય તેમ જણાયું. ખલીતાએ ઉદ્ભવ કરેલા સંતાપને લીધે તેને કંઇ જ સૂઝયું નહિ, અને કેટલીક વાર તો છોકરી સામું જ તે જોઇ રહ્યો. પહેલાંનો સર્વ વૃત્તાંત રૂપમતી જાણતી હતી,—તેથી બાપને મ્હોંડેથી ખલીતાની મતલબ જાણવી જ જોઇએ, એવી જરૂર રહી નહીં. તેને માત્ર એટલી જ ઉત્કંઠા થઇ કે, ખલીતામાં એવો તે કયો શબ્દ હતો કે જેથી પિતાજીને આટલો બધો ક્રોધ ચઢી ગયો! પરંતુ વધારે ઉંડા ઉતરવાનો આ વખત નથી, એમ જાણી રૂપમતિ ચૂપ થઇને બેસી રહી. થોડીવાર પછી સેનાપતિને બોલાવી કિલ્લા વિગેરે ઉપર લશ્કરની કેવી વ્યવસ્થા રાખવી તેની સમજુતી, વિજયસિંહે આપી દીધી. સાદતખાન મહા પરાકાષ્ટાએ પણ આપણને અને આપણી કન્યાને બાદશાહ પાસે લઇ ગયા વગર રહેનાર નથી અને તે માટે એ પોતાનું બનતું કરશે જ એમ તે જાણતો હતો. સાદતખાનને પણ અપરિમિત ક્રોધ ચઢ્યો હશેજ, આવી સમજુતી પોતાના આખા લશ્કરને આપી, તાબડતોબ જ વિજયસિંહની આજ્ઞા પ્રમાણે સર્વ બંદોબસ્ત થઈ ગયો.

પોતાની સ્થિતિ અત્યારે કેવી થઇ ગઇ છે, અને તેથી બીજા રજપૂત ભાઇઓએ અત્યારે શું શું કરવું ઘટે છે, એ પ્રમાણેના પત્રો પોતાના સમ્બન્ધીઓ તરફ લખવા, વિજયસિંહે શરૂ કરી દીધા. કાગળો બધા વિજયસિંહે જાતે જ લખ્યા, અને તેમાં અધિક લંબાણ ન કરતાં માત્ર સ્વદેશાભિમાન અને સ્વકુલાભિમાનને જાગ્રત કરનાર બએ વાકયો જ લખ્યાં હતાં. દાખલા તરીકે એક પત્ર અમે જણાવીએ છીએ. આ પત્ર પોતાના બરોબરીના સ્વસ્થાનવાળાને લખ્યો હતો.

"ચન્દ્રવંશીય હો, કે સૂર્યવંશીય હો, બંનેને એકદમ જ ખગ્રાસ ગ્રહણ લાગવાનો પ્રસંગ આવ્યો છે. અંધકારમાં પડી રહી, બેઆબરૂનો રોટલો ખાઇ, પોતાની વહુ દીકરીઓનાં અવિધાન કરશો, કે તે જ વહુ દીકરીને

તખત આને, પોતાના પહેલાં, પોતાને હાથેજ સ્વર્ગમા મોકલી, પોતે કેશરીઆં કરી. સમરાંગણુમાં બહાર પડી, પોતાના પૂર્વજો સામી દૃષ્ટિ રાખી, તેઓની પછવાડે જશો? કે જીવતા રહી, મ્લેચ્છ ઔરંગઝેબના પગમાં દૃષ્ટિ રાખી. નરકવાસ ભોગવશો? જે હોય તે મન સાથે નક્કી કરી લેજો. હું શું કરવાનો છું તે તો ક્યારનુંએ નક્કી થઇ જ ગયું છે. યોગ્ય અને ઉચિતજ મારે હાથે થશે, નહિ તો ભાડખાઉ પ્રમાણે જીવનનો અંત આવી જશે."

વૃદ્ધ પુરૂષોને લખવાનો સુમાર રહેતો નથી. તેમાં આનું તો મગજ ક્રોધને લીધે ફરી જ ગયું હતુ કાગળો તાબડતોબ રવાના કરી દીધા; કારણુ કે સાદતખાન કિલ્લા ઉપર ઘેરો ઘાલી દઇ, એને પૂરી રાખે તો કાગળ પણુ મોકલી શકવાનું બની શકે નહીં.

થયું પણુ તેમ જ. પત્રો લઇ, કિલ્લાની બહાર થોડે છેટે પણુ ખેપીઆઓ ગયા નહિ હોય, એટલામાં તો મુગલ લસ્કર વંટોળીઆ પેઠે ચઢી આવ્યું. સાદતખાને આવી એકદમ રૂપનગર અને રૂપનગરના ગઢ ઉપર ઘેરો નાંખ્યો અને એ મજબૂત ગઢને જાણે તરત જ તાબે કરી લેવા માંગતો હોય તેજ પ્રમાણે તેણે ઉપક્રમ ચલાવ્યો. કિલ્લાની બાંધણી અને એની વ્યવસ્થા એવી હતી કે, આવાને આવો ઘેરો લાગટ બે વર્ષ સુધી રહે તો પણુ તેની એક કાંકરી પણુ ખરે નહિ. સાદતખાન ગમે તેમ કરે, ગમે તેટલો મારો કરે, કેટલાએ હલ્લા કરે, તોપણુ કિલ્લો પડવો એ તો આકાશમાંનું ફુલ લાવવા જેવું જ હતું. પણુ આવી રીતે અંદર ભરાઇ કેટલાક દિવસ ચાલવાનું? વિજયસિંહે ધાર્યું કે હવે તો આપણે ગમે તે પ્રકારે બહારના કોઇને ચેતવણી આપી, બહારની બાજુએ તેની તરફથી અને અંદરની બાજુએ આપણી તરફથી સાદતખાનને ત્રાહે ત્રાહે પુકરાવવી જોઇએ. એ ધારતો હતો કે લખેલા કાગળથી ઉશ્કેરાઇ, કોઇ પણુ રજપૂત માઇનો બચ્ચો, રજપૂત રાણાનું અભિમાન ધરાવનારો, આવી પહોંચવો જોઇએ ને આપણી તરફથી પણુ સાદતખાનને હજી ક્યાં છોડીએ છીએ. પરન્તુ આમ બનશે જ એવી ખાત્રી હજી તેનું મન તેને આપતું નહોતું. તેને લાગતું હતું કે દિવસે દિવસે નવા નવા રજપૂતો મલેચ્છ થતા હતા અને તે પોતાની પેઢી પૂર્વજોના ગૌરવ અને તેજને ન જાણી, નહિવત્ જ કરતા હતા, તેથી હવે રજપૂતનું તો માત્ર નામ જ દેવાનું રહ્યું છે, પણુ આપણે તો નાગની ફેણુ ઉપર પગ મુક્યો છે, જે થવાનું હોય તે થાઓ? ફળ પણુ આપણે જ ભોગવવા તૈયાર રહેવું જોઇએ; ને આપણે તૈયાર પણુ છીએ. આવા વિચારથી વિજયસિંહે જે જે યોજના કરવી ઘટે તે તે તેણે કરી જ રાખી હતી.

કિલ્લાની બાહારની બાજુ ઉપર મુસલમાનો ઘેરો ઘાલી પડ્યા હતા, અને દરરોજ, આ તરફના નહિ તો તે તરફના પણ થોડા ઘણા લોકોની આવ જા ચાલતી હતી. આ જોઇને રૂપમતીને ઘણું ખોટું લાગવા માંડયું. આપણે જ આપણા બાપને આવા મોટા સંકટમાં નાંખ્યો છે, હવે પ્રભુ જાણે કે શું પરિણામ આવે છે, આવા જ વિચારો રાત દિવસ કુંવરીના મનમાં ચાલ્યા કરતા હતા. દરરોજ કિલ્લાની સુરક્ષિત જગ્યાએ જઇ, ત્યાંના ઉંચામાં ઉંચા ભાગ ઉપર ચઢી, કુંવરી, બહાર દૂર જેટલે પોતાની નજર પહોંચે તેટલે સુધી જોતી હતી કે, કોઇ પણ રજપૂત વીર પિતાના પત્રને માન આપી, બહારથી આવી, સાદતખાનને સપડાવે છે કે કેમ? પરંતુ તે બિચારી હમેશાં નિરાશ થતી. આ સ્થિતિમાં પદ્મા શિવાય બીજું કોઇ તેની પાસે નહોતું. પદ્માને હવે આગળની પેઠે કયાંઇ જવું ગમતું નહોતું, પણ ઘણી જ અસ્વસ્થ થઇ ગઇ હતી. પદ્મા શિવાય પોતાની હિતકર અને ગુહ્ય વાતો બીજા કોઇના આગળ કરી શકાય એમ હતું જ નહિ; તેથી પદ્માને, કુંવરીએ પોતાની છાયા પ્રમાણે જ કરી રાખી હતી. પદ્માનો પણ એનાપ્રતિ વિલક્ષણ પ્રેમ હતો, એ વાંચનારને કયાં ખબર નથી? અજીતસિંહને વૈકુંઠયોગીરાજ તરફ મોકલાવી દીધો, તે દિવસથી પદ્મા પણ ચંદ્રાવતી બાઇસાહેબ તરફ ઘણી ખરી જા આવ કરતી હતી. અજીતસિંહને મા છતાં તે નહિવતજ હતી. વૈકુંઠયોગીરાજે ધાવતરીકે એક ભિલ્લણ દાસી રાખી લીધી હતી; તેથી છોકરાની ખબર લાવવા તથા લઇ જવા પદ્માજ માત્ર કામ કરતી હતી.

સાદતખાને રૂપનગરને તેમજ ગઢને પણ ઘેરો ઘાલ્યો, તે દિવસથી બિચારી પદ્માનું ગઢમાં જવું આવવું બંધ થઇ ગયું. કોઇ પણ પોતાના મહારાજાની મદદે આવે છે કે નહીં, એ જોવા સારૂ રૂપમતી સાથે પદ્માએ દરરોજ કીલ્લા ઉપર જવું અને નિરાશ થઇને પાછાં આવવું એજ એનો ક્રમ હતો. ઘણા દિવસ થયાં અજીતસિંહ તેને જોવા મળ્યો નહીં, આથી એને ઘણું ખોટું લાગતું તો હશે, પણ શું કરે! એ શિવાય બીજા કોઇને પણ ન જોવાથી તેને ખેદ થતો હશે તે કોણ જાણે છે? કેટલાએક દિવસ થયાં આપણા તરફથી અજીતસિંહના સમાચાર બાઇ સાહેબને નથી મળતા, આ વિચારથી તે બિચારી બહુ દુ:ખી થતી હતી.

એક દિવસ કુંવરીની સાથે કિલ્લા ઉપર જઇ, ત્યાંના એક ઉંચા બુરૂજ ઉપર ચઢી, સામેના મેદાન તરફ તે જોતી હતી, એટલામાં એકાએક એક કબુતર તેની સામે આવી, પોતાની પુંછડી જાણે લાડમાં હલાવતું હોય, તેમ નાચવા અને રમવા લાગ્યું. આ શો ચમત્કાર? આ કબુતર કયાંથી? આવો સવાલ બેઉ બાળાઓના મનમાં ઉત્પન્ન થયો.

અને અને આશ્ચર્યતાથી કબુતરને ન્યાળી ન્યાળીને જોવા લાગી. પદ્મા આગળ વધી જુવે છે તો કબુતરના ગળામાં એક રેશમી દોરો હતો અને તેને છેડે કાંઇ કાગળ જેવું બાંધ્યુ હતું. આ જોતાંજ તેના મ્હોમાંથી કાંઇક આશ્ચર્યોદ્દગાર નીકળે છે, એટલે તરતજ એક ચાકરે નીચેથી આવી વરદી આપી કે પિતાજીને જરૂરનું કામ હોવાથી રૂપમતી બાઇસાહેબને નીચે બોલાવે છે. રૂપમતીને પિતાજીના તેડાથી બીજું કાંઇ આધક જરૂરીયાતીવાળું હોયજ નહિ. તેથી કબુતરનો આટલો બધો મોહ છતાં પણ, પદ્માને કહેવા લાગી, "આ શું છે તે તું જોજે, હુ હમણાંજ આવું છું, કબુતરને જવા દઇશ નહિ;" આટલું બોલી તે તરતજ નીચે ગઇ. કબુતર ત્યાંથી ઃરાએ હાલ્યું નહોતું. પોતાનાં "ગટરગું ગટરગું" અવાજથી જાણે પદ્માને સુચવતું હોયની કે, "આ શું છે? તે તું કાડીને જો." પદ્મા છેક પાસે ગઇ, પણ કબુતર જરાએ ખસ્યું નહિ. બ્હીતે બ્હીતે પદ્માએ ગળામાંનો દોરો છોડયો અને કાગળ લીધો. ઉકલીને જુએ છે તો એક ચિઠ્ઠી જણાઇ. એ ચિઠ્ઠી એનેજ ઉદ્દેશીને લખેલી હતી. અક્ષર પણ જાણીતાજ હતા. ચિઠ્ઠી ઉકલીને વાંચતાંજ પદ્માના ચહેરા ઉપર કાંઇક વિલક્ષણ ફેરફાર જણાયો. ઘણા દિવસ થયા ન મળેલો માણસ એકદમ મળી જવાથી મળનારને જેવો આનંદ થાય છે, તેવોજ પદ્માને થયો. તેણે ઘણીજ પ્રસન્નતાથી ચિઠ્ઠી વાંચી.

પણ રૂપમતી ઉપર આવે, તે અગાઉજ એની ઘડી વાળી, એને કાંઇક સંતાડી દઇએ, એમ પદ્માને થવા લાગ્યું. સશંક ચહેરે આમતેમ જોઇ, તેણે કાગળની જરાક કોર ફાડી. એના મનમાં એ કાગળ ઉપર કાંઇક લખવાનું હોય એમ લાગ્યું; પણ લખવાને સાધન કયાંથી લાવું? રે! સાધન તો પાસેજ હતું. પદ્મા નખવતે ઘણી સારી નકશી કાઢી જાણતી હતી અને તેથી અક્ષર પણ કાઢી શકતી હતી. એ ગુણનો આ વખતે જ ઉપયોગ કરવા શિવાય બીજો કાંઇ ઉપાય નથી, તેમ તેને લાગ્યું. અને વખત ગુમાવવો કામનો નથી, તેથી પોતાના નખવડે પદ્માએ તે કાપલી ઉપર "આનંદ થયો, સુચવેલી જગ્યાએ આવું છું," આટલા અક્ષર લખી, કાપલી પાછી રેશમી દોરામાં બાંધી, કબુતરને ગળે લટકાવી દીધી. ચિઠ્ઠી પાછી ગળે બંધાઇ એટલે જવાબ મળ્યો જાણી ભૂરરરર કરી કબુતર ઉડયું, અને ઉપર આવતાં આવતાં રૂપમતીએ પણ તે જોયું, ને તેથી તેને ઘણુંજ ખોટુ લાગ્યું. પોતાના ગયા પછી કબુતરે શું શું કર્યું? એમ રૂપમતી પદ્માને પૂછવા લાગી. પદ્મા બોલી, "કાંઇજ નહીં. તે તો નાચ નાચ કરતું હતું, અને હું પકડવા જાઉં કે દૂર ઉડી જાય; છેવટે પકડવું જ ધારીને પાસે ગઇ એટલે તે તરત ઉડી ગયું. "આવો જવાબ આપવાનું શું કારણ હશે! તે તો એ જાણે પણ

રૂપમતીને એમ થયું કે, હું જો હોત તો કબુતરને કદી જવા દીધું નહોત. ગેરહાજર માણસની ગેરહાજરીમાં બનતા બનાવ માટે ગેરહાજરને એમ જ થાય કે આપણે હોત તો તેમ ન થવા દેત. પદ્માના ચહેરા ઉપર જરાક દિલગીરીનો ભાસ જણાતો હતો. રૂપમતીને પણ દિલગીરી અને નિરાશા જણાવા લાગી, પણ માત્ર તેટલા વખતનીજ.

આણી તરફ પદ્મા તો મનમાં આવતા આનંદના ઉભરાને લીધે રૂપમતી સાથે કાંઇ ને કાંઇ વાતો કરતી જે "પાછું કબુતર આવશે અને આપણે એને પકડીશું" આમ બોલી આકાશ તરફ જાણે કબુતરને જોતી હોય તેમ નજર કરતી હતી. વચ્ચે વચ્ચે કોઇ પક્ષી ઉડતું તો જાણે કબુતરજ આવ્યું એમ ધારી તેને નિહાળી નિહાળીને જોતી હતી. પણ પદ્માની આશા પૂર્ણ થઇ નહીં. ઘણો વખત થઈ ગયો એટલે બંને જણીઓ પોતપોતાના મહેલમાં ચાલી ગઇ.

મધ્યરાત્રિ થઇ. શુકલ પક્ષ હોવાથી ચંદ્ર પણ સારો પ્રકાશી રહ્યો હતો. ગઢ ઉપર પહેરો કરનારા સઘળા જાગ્રતજ હતા. જેઓનો પહેરો હતો તે તો બીચારાને ઉંઘ આવવા છતાં આંખોમાં તેલ આંજીને ચારે તરફ જોતા જાગ્રત બેસવું પડતું હતું; તેમ બીજા લોકો પણ કેઇ વખતે શું કરવું પડશે? એનો કાંઇ આવા વખતમાં નિયમ નહિ ધારી, સાવધપણે સૂઇ રહ્યા હતા. રોજ ને રોજ તે કેટલું જગાય? વૃદ્ધ વિજયસિંહ માત્ર એકલો આખી રાત્ર કિલ્લાની ચારે તરફ ફરતો હતો, અને દૂર નજર નાંખી શત્રુની હીલચાલ જોયા કરતો હતો. વૃદ્ધ છતાં પણ આંખો ઘણીજ તીક્ષ્ણ હતી.

હમણાં જ આપણે કહી ગયા છીએ કે, તે દિવસે મધ્યરાતનો વખત હતો. ચંદ્રમા સ્વચ્છ અને શ્વેત દૂધના જેવો પ્રકાશ નાંખી રહ્યો હતો. રૂપમતી પોતાના મહેલમાં સૂતી હતી. હમણાં જ તેની આંખ લાગી રહી હતી. કુંદ અને પદ્મા બન્ને એક તરફ એકજ બીછાનાપર સૂતાં હતાં. કુંદ માત્ર ભર ઉંઘમાં હતી, પણ પદ્માને ઉંઘ નહોતી આવી. પહેરેગીરે મધ્ય રાત્રીના ટકોરા ઘડીયાળ ઉપર વગાડયા કે તરત જ ધીરે રહીને તે પોતાના બીછાના ઉપર ઉઠીને બેઠી થઇ. કુંદને બરાબર ઉંઘ આવી છે કે નહિ? તે તપાસી જોયું. તેને ભર ઉંઘમાં જોઇ, પદ્મા ધીરે રહી નીચે ઉતરી, અને ધીમે ધીમે પગલે ચાલી, રૂપમતીના ખાટલા પાસે ગઇ. ત્યાં, ધીરે રહી, વાંકી વળી રૂપમતી ઉંઘે છે કે જાગે છે? તે તપાસવા લાગી. રૂપમતીના શ્વાસોચ્છ્વાસ એક સરખા ચાલતા જોઇ, ખાત્રી થઇ કે, એ પણ ઉંઘે છે. પછી પાછી પહેલાંની પેઠે ધીમે ધીમે ચોરની માફક ચાલતાં તેણે બારણાંનો રસ્તો લીધો. પોતે બાર-

ણુંમાંથી બહાર જતી હોય એમ તેને લાગ્યું, અને હવે કયારે બારણું વટાવી દઉં એમ થયું. ધીરે રહી સાંકળ ઉઘાડી, બારણાની બહાર નીકળી, ગઢની ઉત્તર બાજુ તરફ ચાલવા લાગી. કઇ તરફ જાઉં? શું કરૂં? એવી તેને જરાએ શંકા આવીજ નહિ. નિત્યના અભ્યાસવાળા ઠેકાણે જતાં ગમે તેવું અંધારૂં હોય તોપણ જનારના પગ જરાએ આડાઅવળા ન પડતાં, સપાટાબંધ સીધાજ પડે છે; તેમજ પદ્માની ચાલવાની ગતિ જણાતી હતી. કર્મધર્મ સંયોગથી અથવા તો પૂર્વ સંકેત પ્રમાણે, પદ્મા જે જગ્યા ઉપર ગઇ ત્યાં હમણાં કોઈજ માણસ નહોતું. પદ્મા ચાલતી ચાલતી ઠેઠ એક વિલક્ષણ ઠેકાણે જઇ પહોંચી, ત્યાં જુએ છે તો સામે એક મોટી ભીંત ઉભી હોય તેવો ડુંગરનો કુદરતી ભાગ ઉભો હતો. પદ્મા ત્યાં ઉભી રહી, ક્ષણે ક્ષણે નીચે જોવા લાગી કે કોઇ આવે છે કે શું? ઘણોજ વખત થયો પણ કોઇ નહિ. પદ્મા વિસ્મય થવા લાગી. એટલામાં કોઇ હળવે હળવે એક દોરડાવતે ઉપર ચઢતું હોય એમ જણાયું. આ જોતાંજ બાલીકાનાં રોમાંચ આનંદથી ઉભાં થઇ ગયાં. હાથપગ ઘસાવાની જરા પણ શંકા રાખ્યા વગર, કસરતી માણસની માફક ઝપાટાબંધ હાથપગ નાંખતો તે આવનાર ઉપર ચઢયો આવતો હતો. પોતાને માટે એ માણસને જેટલી કાળજી થતી હશે તેટલી પદ્માને પણ તેને માટે થતી હતી; એ તેનાં સ્મિત નેત્રો ઉપરથી, ઉત્સુકપણે જોઇ રહેવા ઉપરથી, તેમજ એક શ્વાસે જોઇ રહેવા ઉપરથી, સ્પષ્ટ જણાઇ આવતું હતું. ક્ષણવારમાં તે માણસ તેના સામો આવીને ઉભો રહ્યો.

———:O:———

## પ્રકરણ ૨૨ મું.

## રૂપમતિનું ગુહ્ય.

પેલો માણસ ઉપર આવીને ઉભો રહેતાં જાણે પદ્માનું મોટામ મોટું સંકટ દૂર થયું હોય એમ જણાવા લાગ્યું. તે પોતાની ઓઢણ બરાબર ઓઢીને તેને કહેવા લાગી; "આટલો બધો પરિશ્રમ લઇને આવ વાનું શું કારણ?" પેલો બોલ્યો, "પદ્મા, કારણ શું? એ તું મને પુછે છે? આટલું તો શું પણ આથી દસગણું દુઃખ સહન કરીને આવવું જોઇએ, તે બધાનું એકજ કારણ છે."

પદ્મા–તે કારણ કયું?

આવનાર–કારણ મારા સામુંજ ઉભેલું છે.

**પદ્મા**—આવું તે શું બોલવું? મારે માટે આટલું બધું સહન કરીને આવવું?

**આવનાર**—મુખ્યત્વે કરીને તારેજ માટે કહું તો કાંઇ ખોટું નહિ કહેવાય. બાપાજીએ તો મને પોતાના રાજ્યની પંચકોશીમાં પણ આવવાની મના કરી છે; પણ જ્યાંસુધી રૂપમતિ, તું, અને પિતાજી આવા સંકટમાં આવી પડ્યાં છે. એ હું જાણું, છતાં તેમાંથી બચાવવા સારૂ કાંઇ ને કાંઇ યુક્તિ ખોળ્યા વગર બેસી રહું? વાહરે વાહ! એ બનેજ કેમ? હું હમણાં જે રસ્તે થઇને આવ્યો છું. તે રસ્તો એક હું અથવા બીજો બલી ભિલ્લજ જાણે છે. તું રૂપમતિને જઇને કહે, તેમજ પિતાજીને પણ કહે, અને તેમની મરજી હોય, તો તમે ત્રણે જણ અહીંથી એકજ રાતમાં ક્યાંના ક્યાંએ જઇ શકશો; પછી ભલે સાદતખાન ખાંડ ખાયા કરે! આ રસ્તો કેવળ ભિલ્લ લોકોનો અને વાટમારૂ લુંટારાઓનોજ છે; માટેજ બલી ભિલ્લે મને દેખાડ્યો; નહીં તો પ્રાણ જતાં સુધીએ એ કોઇને દેખાડે એવો છે કે?

**પદ્મા**—તે ગમે તેમ હો. આટલું બધું દુઃખ અમારે માટે તમારે વેઠવું ઠીક કહેવાય નહીં. ધારો કે આ મોટી કરાડ ઉતરતાં અમને કોઇને કાંઇ થયું તો? અથવા તો કોઇ મુગલ સૈન્યમાંનાની નજરે જ પડી ગયાં તો પછી?

**આવનાર**—પદ્મા! તું આવી નકામી ચિંતાઓ કરતી બેસ નહિ. ઘણામાં ઘણું તો આપણાથી અહીં અરધો કલાક જ બોલી શકાય એમ છે, અને તેમાં પછી આવું આવું નકામું બોલ્યા કરીશ તો પછી શું વળવાનું છે? પદ્મા! તું આવી હઠ કેટલા દિવસ રાખીશ? જરા વિચાર કર, બાપાજીનો મારા ઉપર રોષ થયો અને મને કાઢ્યો તેને આજે કેટલા દિવસ થઇ ગયા? મેં કોના ઉપર આધાર રાખ્યો છે? જ્યારે એ વાત હું જાણું છું ને તે છતાં હું અહીં આવ્યો છું તે તમને ત્રણેને છોડવવાનેજ માટે નહિ તો મરવા માટે? સમજીના! માટે જા, રૂપમતિને બધું કહે અને હું મારા છબીના (કબુતરનું નામ)ને પાછો છોડું છું, તે તમારી પાસે આવશે તેની સાથે જે વિચાર થાય તે મને જણાવ.

**પદ્મા** કાંઇજ બોલી નહિ. કોઇ દૂરથી ત્યાં આવતું હોય એમ એને જરા શંકા આવી. એની એ શંકા ખરી હતી. વિજયસિંહ એને ખોળતો ખોળતો ત્યાં આવતો હતો. પદ્માએ જાણ્યું કે, એ અહીં આવશે અને આટલી મોડી રાત્રે આપણને અહીં જોશે, તો શામાટે ઉભી છું તે પૂછશે તો શો જવાબ દેઇશ? વળી હું જેની સાથે બોલું છું તેને જોતાં જ વિજયસિંહ શું કહેશે? તેનો વિચાર તરત આવ્યો. તરત જ પોતાની સાથે વાત કરનારને, "કાલે અહિ આવજો," એટલું

કહી તે ત્યાંથી દૂર ગઇ. આ જોઇ પેલા આવનારને જરા મનમાં લાગ્યું તો ખરૂં, પણ ખરે જ કોઇ આવ્યું હશે એમ જાણી, તે જે બાજુએથી અને જે રસ્તે આવ્યો હતો તે જ બાજુએ અને તે જ રસ્તે પાછો સરકી ગયો. પદ્મા જ એકલી સ્તબ્ધપણે ત્યાં ઉભી રહી. નાસી જવાનો અથવા સંતાઇ રહેવાનો જો કોઇ પણ તેને લાગ મળ્યો હોત તો ખચીત તે તેમ કર્યા વગર રહેત જ નહિ. એટલામાં વિજયસિંહ ત્યાં આવી પહોંચ્યો, અને તેને ઉભેલી જોઇ, વગર ઓળખે તે બોલ્યો, "કોણ છે રે! ઉભો રહે, ઉભો રહે!" આમ બોલી પોતાની બંદુક છાતીપર ચઢાવી. ગભરાટમાં પદ્મા બોલી, "કોઇ નહિ, એતો હું પ-પ-પ-પદ્મા!" આમ થરથરતે અવાજે તેણે જવાબ દીધો. વિજયસિંહ તો આ ઉત્તર સાંભળી ચકિત થઇ ગયો અને મોટો ઘાંટો કાઢી બોલ્યો, "પદ્મા? ચંડાળણી? આટલી મોડી રાત્રે અને આવી શરદ્ હવામાં તું અહિં કેમ આવી છે? અહીં આવતાં તને કોઇએ અટકાવી નહિ? બધા પહેરેગીરો શું મરી ગયા, કે એમને બધાને ભાંગ ગાંજો પાઇ બેભાન કરીને તું અહિં આવી? બોલ, બોલ, આવી સાહસિક તું ક્યાંથી બની? રૂપમતીનો કાગળ લઇને તું કાબુલ તરફ ગઇ હતી, તેની તો મને જરાએ ખબર ન હોતી. વળી આજે તને અહીં જોઉં છું. હવે જણાય છે કે, તું ગમે તેવું સાહસ કરીશ. છોકરી! તું આટલી હીમતવાન્ છું, એવું જો મને પ્રથમથી ખબર હોત તો સ્વસ્થાનીકોને મોકલવાના પત્રો તારી જ જોડે મોકલત. એમાંના ત્રણ કાગળો તો શત્રુના હાથમાં ગયા છે એમ મને આજે ખબર પડી છે. પણ છોકરી! મને કહે વારૂં, કે તું આટલી મોડી રાત્રે અહિં આવી શી રીતે? અને શા માટે આવી? આટલી બધી છાતી તેં શી રીતે ચલાવી, તે તો મને કહે?"

પદ્મા પહેલી તો ગભરાઇ ગઇ, પણ વિજયસિંહે એકદમ સવાલ ઉપર સવાલ પૂછવા માંડ્યા હતા, એટલે તેટલો વખત એને વિચાર કરવાને મળવાથી, પોતાના ગભરાયલા મનને સ્થિર કરી, આપવા જેવો જવાબ ઘડી કહાડયો. પદ્મા બોલી, "બાપાજી! આપ-મારા અન્નદાતા અને બ્હેન રૂપમતી ઉપર આવું મોટું ભયંકર સંકટ આવેલું જોઇને મને ઉંઘ શી રીતે આવે? ક્યાંસૂધી પથારીપર પડી પડી આળોટયા કર્યું; પણ ઉંઘ ન જ આવી, પછી જરા આમ તેમ ફરી આવું તો ઉંઘ આવશે એમ ધારી આ તરફ નીકળી આવી છું. આ તરફ જ આવવું, એવું કાંઇ મનમાં નક્કી કર્યું નહોતું. બાપાજી! આપ જાણો છો કે, ચાર આઠ દિવસે અજીતસિંહ મહારાજની ખબર બાઇસાહેબને કહેવા જાઉં છું જ, અને તેથી જ હું આમ અમથી નીકળી આવી છું. એ બિચારી માને

પોતાના દીકરાના સમાચાર પણ મળી શકે, એવો રસ્તો રહ્યો નહિ." આમ બોલી પદ્માએ રડવા માંડયું. આ જોઇ વિજયસિંહની છાતી પણ ભરાઇ આવી, અને ધીમે રહી પદ્માને પૂછવા લાગ્યો; "ખરૂં, પદ્મા! અમારા કરતાં એની કેવી ખરાબ સ્થિતિ થઇ ગઇ છે? પણ વાહરે વાહ! શું હિમ્મતવાળી બાયડી! ઉદેપુરના રાજ્ય વંશનું ખરૂં લોહી તો એના જ શરીરમાં છે હો. તેથી જ આટલી ધીરજ રાખી, એ જોધપુરમાં આવીને બેઠી. એના દુઃખ આગળ આપણું દુઃખ તે શા હીસાબમાં."

પદ્મા—કશા હીસાબમાં નહીં, બાપાજી! આપણું દુઃખ તો એના આગળ કાંઇ જ નહિ. પણ આપ આમ કેટલા દિવસ પુરાઇ રહેશો વારૂ? ઘેરો ઘાલતાં પૂર્વે જ મોકલેલા પત્ર જ્યારે શત્રુના હાથમાં ગયા ત્યારે પછી હવે તો મોકલી પણ શી રીતે શકાય? તેમ કાગળ લખી મોકલ્યાથી કોણ આવે એવું છે? જે ને તે પોતાને ઠેકાણે જ ભરાઇ બેઠા છે. પોતાનું સ્વસ્થાન શી રીતે સુરક્ષિત રહે? કોઇ સારો મનસબદાર જેવો હોદ્દો શી રીતે મળે? એ જ આશામાં જે તે........

વિજયસિંહ—વાહ! વાહ! પદ્મા! તને પણ આ રાજ્ય કારસ્થાનની ભલી ખબર છે હો. તું કહે છે તે અક્ષરે અક્ષર ખરૂં જ છે. પત્ર પહોંચ્યા નહિ તે પણ એક રીતે સારૂં જ થયું છે, અને પહોંચ્યા હોત તોય શું થવાનું હતું?

પદ્મા—પણ બાપાજી! શત્રુના હાથમાં ગયા તે ખોટું નહીં?

વિજયસિંહ? "ખોટું! શત્રુના હાથમાં જવાથી શું ખોટું થયું? મારૂં પણ હવે આથી વધારે ખોટું શું થવાનું છે? છોકરી! શત્રુના હાથમાં હવે આપણે પડવાના જ એવી જ્યારે પક્કી ખાત્રી જણાય, ત્યારે મારા સરખા ખરા રજપૂત બીજના માણસ શું કરે છે તે તને ખબર છે? તેવું હુંએ કરીશ. પણ મારી કુંવરી!—અરે છોકરી તો શું? પણ મારા અંતઃપુરની એક દાસીનો નખ સુદ્ધાં પણ શત્રુના હાથમાં જવા દેનાર નથી." તલવારવાળો પોતાનો હાથ દેખાડી, તે જોરભેર બોલ્યો; "આ જ હાથે એમને બધાંને રસ્તે પાડી દઇશ, અને પછી હું પણ મારો રસ્તો શોધવા નીકળી પડીશ, સમજીને? પણ એ બધાનું હમણાં શું કામ છે? તું હમણાં જ્યાં ઉભી છે તે જગ્યા સુરક્ષિત નથી, એમ મને લાગે છે. માટે હમણાંને હમણાં જ તું ચાલવા માંડ. વખત છે, શત્રુનો છૂપો જાસુસ આવી પહોંચે અને દગો થાય."

આ વિચાર આવતાં જ પદ્માને એક બાજુ ખસેડી, કરાડની નીચે નિહાળીને તે જોવા લાગ્યો. વૃદ્ધાવસ્થાને લીધે આંખ બરાબર કામ કરી શકતી નહોતી, તેથી ડોસા શું જોઇ શકે? પણ વિજયસિંહના આવી રીતના તપાસવાથી પદ્માનું હૃદય ધડધડવા લાગ્યું. "આપણી જોડે બોલ-

નાર માણસ નીચે સરી જતાં આ ડોસાની નજરે તો પડ્યો નહિ હોય? અને જો કાંઇ પણ સંશય આવ્યો તો ખચીત ડોસો એને ગોળી માર્યા વગર રહેનાર નથી!" આ વિચાર જેવો પદ્માને આવે છે કે તરત વિજયસિંહે એના તરફ ફરીને પૂછ્યું; "પદ્મા! આ કરાડની છેક નીચે કાંઇક ધોળુ ધોળુ દેખાય છે ખરૂં?"

આ સાંભળતાં જ પદ્માના પેટમાં મોટો ધ્રાસકો પડ્યો. તે એકદમ બોલી ઉઠી, "છેઃ છેઃ કાંઇ જ નથી. આપને અમસ્તો જ કાંઇ ભાસ થતો હશે." આથી કાંઇ ડોસાનું સમાધાન થયું નહિ. એણે તો વધારે ઝુકી ઝુકીને નિહાળવા માંડ્યું. જે જણાતું હતું તે કાં તો વધારે નીચે જવાથી, અથવા તો પ્રથમ જોવામાં માત્ર ભાસ થતો હશે તેથી, આ વખતે ડોસાને કાંઇ જ જણાયું નહિ—આપણને એ તો કાંઇ ભાસ લાગ્યો હશે, અથવા તો કાંઇ નવુંસવું હશે જ! ગમે તેમ પણ આ જગ્યા સુરક્ષિત નથી, અને તેથી કાલથી અહીં પણ પહેરો બેસાડી દઇશું, આવો વિચાર કરતો ડોસો પદ્માને લઇને ઘર તરફ ચાલવા માંડ્યો. પદ્માના આવા શબ્દોથી, તેમ પોતાના વિચારમાં તલ્લિન થઇ જવાથી, પદ્મા અહિ શામાટે આવી હતી તેની તપાસ કરવાનું ડોસાને સુઝ્યું જ નહિ, વૃદ્ધ માણસોના સ્વભાવ પ્રમાણે એક વખત મનમાંથી જે વાત ગઇ તે ગઇ જ! આથી કે પછી ગમે તે બીજા કારણથી, ડોસો તો કિલ્લાની બીજી તરફ રોન કરવા ચાલ્યો. પદ્માને કહ્યું; "તું હવે છાનીમાની ઘેર જઇને સૂઇ જા. આવી ભાગી રાત્રે ઠંડી હવામાં આવવાથી તું માંદી પડીશ, માટે જા હવે, જતી રહે." સૂળીનું વિઘ્ન સોયે સરી ગયું, આવો વિચાર કરી પદ્મા પણ પોતાના મેહેલમાં જઇ, રૂપમતીની પાસે પોતાની પથારીમાં સૂતી.

ઉપર કહેલો પ્રસંગ વર્ણવતાં જેટલો વખત ગયો છે તેટલો તો શું, પણ તેનો ચતુર્થાંશ પણ વખત તે વાત બનવાને લાગ્યો નહોતો. પદ્માને જવાને ઘડી પણ ભાગ્યે જ થઇ હશે, તેટલામાં તે પાછી આવીને સુઇ ગઇ. પથારીમાં પડ્યા પછી આંખ મળી ન મળી, એટલામાં કોઇએ તેના ઓશીકા તરફ આવી, તેને ધીરે ધીરે ઢંઢોળતું હોય એમ લાગ્યું. એને ઉંઘતો પુરી આવી જ નહોતી. એને લાગ્યું કે મને કાંઇક સ્વપ્નું આવે છે, તેથી તેણે આંખો ઉઘાડી જોવા માંડ્યું, પણ ત્યાં તો કોઇજ નહોતું. તેને એટલો જ ભાસ થયો કે અતિ મૃદુ હાથવાળું કોઇક હોવું જોઇએ. હાથના પણ મૃદુપણાને લજવે એવા મૃદુ સ્વરથી શબ્દ નીકળ્યા કે—"પદ્મા! પદ્મા! ઉઠ, ઉઠ! મારે તને કાંઇક કહેવાનું છે, ગરબડ કરીશ નહિ; કુંદ જાગશે, તો પછી આપણાથી નિરાંતે વાત થઇ શકનાર નથી."

આ શબ્દો સાંભળી પદ્માને બરાબર લાગ્યું કે નક્કી કોઈક પણ મને બોલાવે છે. તે ઉઠીને પોતાની પથારીમાં બેઠી થઇ. તે બોલી; રૂપમતી બાઇ! "અત્યારે તે મને કહેવાનું શું સાંભરી આવ્યું?" "પદ્મા! આ શું રૂપમતી ને બાઇને ફાઇને એવું એવું બોલવાનો વખત છે કે? મારે કહેવાનું સાંભળી લઇ તેપર વિચાર કરી જવાબ દેવાને બદલે આમ તે શું કરતી હોઇશ મારી બાઇ, કામ વગર તે આટલી રાત્રે હું શું કરવા તારી પથારી પાસે આવીને તને ઉઠાડું? તું ગમે તે વખતે ગમે તે બકે છે, એ રીત તારી મને નથી ગમતી."

પદ્મા–ઠીક ત્યારે, આવરે બોલ પાછો, અમારે શું? પણ હવે તમારે શું કહેવું છે તે તો કહી નાંખો?

રૂપમતી–પદ્મા! મશ્કેરીમાં ન ઉડાવતાં ખરેખરી જ સલાહ આપે તો કહું. મશ્કરી જ કરવી હોય તો જા, તુંએ સુઇ જા, ને હુંએ સુઇ જાઉં છું. પછી મને બીજો જે વિચાર સુઝશે તે કરી લઇશ. જોઇશ, કે તારી મદદ વગર બની શકે છે કે કેમ?

પદ્મા–પણ આટલાં બધાં ચઢી જવાનું કાંઇ કારણ? હું શું ના કહું છું? તમે જ આમ લડવા બેઠાં છો તેથી કુંદ નહિ જાગી ઉઠે કે? પછી બધુંએ રહી જશે. તમારે શું કહેવું છે તે કહો. તમારા હિતની વાત શિવાય હું બીજી આડી સલાહ આપનાર છું કે? મારી યોગ્યતા ન છતાં તમે જ મને જીવ અને પ્રાણ જેવી ગણો છો તો પછી હું તમારે માટે શું શું નહીં કરૂં? કુંદથી જે વાત છાની હોય તો તરત બોલી દે, નહિ તો એ જાગી ઉઠી કે તારો ખેલ બગડ્યો એમ સમજજે. એ ઉંઘનારી જબરી છે, માટે જ અત્યાર સૂધી ઉઠી નથી. તારે શું કહેવું છે તે ઝટપટ કહી દે."

પદ્માનું બોલવું સાંભળી રૂપમતીને જરા સંતોષ થયા જેવું લાગ્યું. તરત જ તે કહેવા લાગી, "પદ્મા! પદ્મા! પ્રથમ જેમ પેલો પત્ર તેં લઇ જવાની હિંમત ધરી હતી, તેમ એક બીજું સાહસ માથે લેવાનું મારે તને કહેવાનું છે."

પદ્મા–તે શું?

રૂપમતી–એવો જ એક બીજો કાગળ લઇ જવાનું.

પદ્મા–કોને?

રૂપમતી–હમણાં જ મેં જેને સ્વપ્નામાં જોયો તેને.

પદ્મા–વાહવા! તેં સ્વપ્નામાં કોને જોયો તે હું શી રીતે સમજી શકું?

રૂપમતી–ત્યારે તું ચતુર શાની?

પદ્મા–મારી ચતુરાઇ શી રીતે જણાવવી? લોકોના સ્વપ્નામાં શું

શું આવે અને તે શું શું જુએ, તે હું જાણી જાઉં એવી ચતુરાઇ મારામાં નથી, બાઇ!

રૂપમતી જરા સ્મિત કરીને બોલી; "બધીએ છે. અમથી મશ્કરી શું કરવા કરે છે? વારૂ, એ તો ઠીક, પણ મારૂં કામ તો કરીશને?"

પદ્મા–પહેલાં કામ શું છે તે તો કહો? કોનો કાગળ, કોને આપવો, એ બધું સમજ્યા વગર શું કરૂં? તમે તો એકીસાસે મંડ્યાં છો કે કર, કર, ને કરજ. પણ કરૂં તે શું, કપાળ?

રૂપમતી–હવે બસ કર તારી મશ્કરી, પહેલાં હા કહે એટલે બધુંએ કહું છું.

પદ્મા–પણ બ્હેન! હું શી રીતે હા કહું? તું જાણે છે કે હમણાં કીલ્લા ઉપરથી એક ચકલું સરખુંએ નીચે ઉતરી શકતું નથી! ચંદ્રાવતી બાઇ સાહેબ તરફ ગઇ ત્યારે કીલ્લા ઉપર આવો બંદોબસ્ત હતો કે? તેમાંએ ભિલ્લને લીધો ત્યારે હું ગઇ. મારા હાથની વાત હતી તે તો મેં કરી, પણ હમણાં હું શું કરૂં? બહાર નીકળી પણ શી રીતે શકાય? કોની મગદૂર છે કે જઇ શકે?

આ સાંભળીને રૂપમતીનું મન તો ખાટું થઇ ગયું. કાંઇક સારી આશા ઉપજે તેવું સ્વપ્નું તેને એ રાત્રે આવ્યું હતું, અને તે આશામાં ને આશામાં એને લાગ્યું કે, જો કામ થશે તો પદ્માથી જ થઇ શકશે, એમ જાણીને એણે મોટી હોંસે પદ્માને ઉઠાડી, પણ કિલ્લા ઉપરના ઘેરાની વાતે તેની સર્વ આશા ફોક કરી નાંખી. રૂપમતી છેકજ નિરાશ બની જઇ નિઃસાસો મૂકવા લાગી.

આ જોઇ પદ્માએ તેને હળવે રહીને કહ્યું, "બ્હેન! મારા બોલવાથી તું છેક નિરાશ થઇશ નહિ. તારો વિચાર શું છે તે પહેલાં કહે. આપણે કાંઇ ને કાંઇ પણ યુક્તિ કાઢીશું."

રૂપમતીનું મન કાંઇ આવા શબ્દોથી ઉત્તેજિત થયું નહિ. એ તો છેક જ નિરુત્સાહી બનીને બેઠી હતી. પદ્માએ વારંવાર જ્યારે, "બોલ," એમ કહ્યા કર્યું, ત્યારે નિઃસાસો મુકી બોલી; શું બોલું ધૂળ! જે વાત કેવળ બનવી જ અશકય તેને બોલીને અને કહીને પણ શું ઉપયોગ? તેનો વિચાર પણ શું કરવા કરવો?"

પદ્માએ ઘણો જ આગ્રહ કરવા માંડ્યો ત્યારે તે બોલી; "બ્હેન! પિતાજીએ તો ઘણાએ પત્ર લખી મોકલ્યા છે, પણ મારા મનમાં એક કાગળ લખવાનું આવ્યું છે. પદ્મા! જેને પત્ર લખવાનું મારા મનમાં આવ્યું છે તેની જ વીરમૂર્તિ મારા સ્વપ્નામાં આવી હતી. મને એમ જ લાગ્યું કે આવા વખતમાં જો કોઇ પણ પિતાજીને મદદ કરે, હું–એક રજ-

પૂત કુમારિકાની લાજ રાખનાર નીકળી આવે તો તે આ વીર પુરૂષ જ, બીજો કોઇ નહિ. આજ આખા રજપૂતાનામાં એના વિના બીજો કોઇ વીર છે જ નહિ. પણ, બ્હેન પદ્મા! મારા મનનો ભાવાર્થ એને કોણ સમજાવે? એ વીરપુરષને–પરપુરૂષને–આપણે જ જાતે પત્ર લખવો, એ રજપૂતાણીને છાજે નહિ–રજપૂત બાળાને અનુચિત કહેવાય. શ્રીકૃષ્ણને જ્યારે રૂકમણિએ પત્ર લખ્યો હતો, ત્યારે મારે શી હરકત........ પણ પદ્મા! આ હું શું બોલું છું? હું ગાંડી તો નથી ને? તારી પાસે બોલું છું એટલે ઠીક છે, પણ બીજું કોઇ તો સાંભળતું નથી ને? અને સાંભળશે તો શું કહેશે? જો તો ખરી, આ કુંદ બીચારી કેવી ઘસઘસાટ ઉંઘી ગઇ છે. પદ્મા! હું જે જે બોલી છું તે બધું ભુલી જ જા. એમ જ ગણજે કે જાણે બોલી જ નથી, અહ! કંઇ જ બોલી નથી, હોંકે! અશકય વાત મનમાં રાખીને શું ઉપયોગ! સુઇ જા, બ્હેન, હવે તું. હુંએ સુઇ જાઉં છું. અમથી મેં તારી ઉંઘ ખોવડાવી.”

**પદ્મા**–પણ રૂપમતી! એમ જ જાણ કે ગમે તે રીતે મેં તારો પત્ર પહોંચાડી આપ્યો, તો પછી?

**રૂપમતી**–પદ્મા! અમથો તાળવે ગોળ શું કામ લગાડે છે? આશા જ ન બાંધીએ તો પછી દુ:ખ કયાંથી થાય? પણ એક વખત આશા બાંધી પછી નિરાશ થઇએ, એ તો અસહ્ય જ થઇ પડે, ખરૂંને બ્હેન?

**પદ્મા**–રૂપમતી! આવે પ્રસંગે તને જરાપણ દુ:ખ થાય તેવું હું કરીશ વારૂ? તને લાગે છે કે હું કરૂં? ત્યારે પછી એમ કેમ બોલે છે વારૂ? ચાલ લખ, તારે કાગળ લખવો હોય તે લખ. જ્યાં મોકલવો હશે ત્યાં તરત જ હું પહોંચતો કરી આપું છું.

**રૂપમતી**–પદ્મા! ના ના, અમથી વ્યર્થ આશામાં નાંખીશ નહીં. તું પહેલાં કહેતી હતી તે જ ખરૂં છે. મુગલોએ ઘાલેલા ઘેરામાંથી ચકલું પણ જઇ શકવું મુશ્કેલ જ છે.

**પદ્મા**–ચકલું નહિ જઇ શકે, પણ હું તો જઇ શકીશ, સમજી ને!

**રૂપમતી**–ત્યારે આટલા દિવસ કેમ ગઇ નહિ? અજીતસિંહના કાંઇ જ સમાચાર નથી, ચન્દ્રાવતિ માશીની પણ કાંઇ જ ખબર નથી, ત્યારે આમ કેમ બેસી રહી છું?

**પદ્મા**–આટલા દિવસ રસ્તો જડયો નહોતો.

**રૂપમતી**–ત્યારે શું આજે જ જડયો?

**પદ્મા**–હા.

**રૂપમતી**–શાપરથી.?

**પદ્મા**–તારૂં કામ થશે ત્યારે તને સમજાશે.

રૂપમતી—અને તેમ કરતાં કોઇના હાથમાં સપડાઇ ગઇ તો?
પદ્મા—પ્રાણ આપીશ, અથવા તો છૂટી આવીશ.
રૂપમતી—રસ્તો જડયો કહે છે તે ખરેખરૂં છે?
પદ્મા—હા, હા, ને હા. કેટલીકવાર કહું?
રૂપમતી—ત્યારે કાગળ લખું?
પદ્મા—છેક અભય થઇને લખ, અને હું તારા દૂતનું કામ કરીશ.



## પ્રકરણ ૨૩ મું.



### શામળ પંડિત.

પત્ર લખવો પ્રથમ રૂપમતીને જેટલો સુગમ લાગતો હતો, તેટલો તે સુગમ નહોતો. રાત્રે તરત જ દીવો સળગાવી પોતાની ખોલીમાં પત્રની રચના કરવા રૂપમતી બેઠી. પણ એક લીટી એ પોતાના મનગમતી લખી શકી નહિ. પહેલાં તો જેને પત્ર લખવાનો તેને મથાળું જ કેવી રીતે લખવું, તેની શંકા થઇ. રૂપમતીને આ પ્રસંગ પહેલી જ વાર આવ્યો હતો. બિચારી કન્યાને શો અનુભવ? માત્ર કથા વાર્તાઓમાં દેવલોકોના પ્રસંગો સાંભળેલા, તેટલો જ અનુભવ. રજપૂત કુળની કન્યાએ આવું કદી કર્યું નહોતું; આ વાત રૂપમતીના મનમાં આવતાં જ, તે પાછી ફરી, પદ્માને કહેવા લાગી; "પદ્મા! મને આમાં કાંઇ જ સાર જણાતો નથી. વખતે મારા લખવાનો હેતુ પાર ન પડતાં પત્રને "છી; થુ" કરી ખુણે નાંખી દે તો? કોણ જાણે આપણા પત્રનો કાંઇ જુદો જ અર્થ ત્યાં સમજાય તો? આજસુધી જે પગલું કોઇએ લીધું નથી તેવું પગલું જાણી, હું કદાચ તિરસ્કારને પાત્ર તો નહીં થાઉં? મને તો પદ્મા, એમ જ લાગે છે કે આપણા લખવાથી કાંઇ ફળ ન નીપજતાં ઉલટી આપણી ફજેતી થશે."

પદ્મા—રૂપમતિ, આવી વાત તારા મનમાં પણ કેમ આવે છે? અને આવી ફજેતીથી શું કરવા બીએ છે? અત્યારથી જ્યારે આમ નાહિમ્મત થઇશ તો આગળ કેમ થશે? મુગલોના હાથમાં કિલ્લો આવી જઇ આપણે સપડાઇ પડી કેદ થઇ જઇશું, તેથી જે ફજેતી થશે, તે કરતાં તો આ ફજેતી ઓછી છેને? મુગલોને તાબે થઇ તેઓના જનાનામાં જઇ મુગલાણી બનવામાં ફજેતી છે, કે આવા વીરપુરૂષના......

રૂપમતિ એકદમ પદ્માના શબ્દોથી ઉશ્કેરાઇ વચ્ચે જ બોલી ઉઠી; "બસ, બસ! પદ્મા! બસ થયું. એ શબ્દો મારાથી સાંભળી શકાતા નથી. તું કહે છે તે ખરૂં છે; પણ બ્હેન," જરા લજવાઇ નીચું જોઇને, "એમના

મનમાં આપણે માટે શો વિચાર આવશે ? આજસુધી કોઇએ પણ આવું કામ કરેલું નથી, અને તેવું પગલું ભરવામાં મારે જ પહેલ કરવી પડે છે, માટે જરા ખંચાઉં છું.”

**પદ્મા**–શા માટે વારૂ ! હમણાં જ તેં નહિ કહ્યું કે રૂકમણિએ શ્રી કૃષ્ણને પત્ર લખ્યો હતો, ત્યારે શું રૂકમણિને કાંઇ થોડો વિચાર પડ્યો હશે ? તેમજ તું કર. આવા વિલક્ષણ અને બારીક પ્રસંગને લઇને જ તારે રૂકમણિ જેવી સતીનું અનુકરણ કરવાનું છે, અને તે એટલા માટે કે એમનો ( શબ્દ ઉપર જરા ભાર મુકીને ) આશ્રય નહિ મળે તો મુગલોના જનાનખાનાની હવા ખાવી પડવાની જ–એજ મુવા શિશુપાલ ! આમ એઉ પક્ષે વિચાર કરી જોઇશ તો તરત સમાધાન થઇ જશે. હવે એથી વધારે બીજો શો વિચાર કરવાનો છે ? રૂપમતિ ! આ વખતે તો બધા વિચારો કોરે મુકી દઇ શુભસ્ય શીઘ્રં, તેમ કરવું જોઇએ. વધારે ચોળાચોળ કરવી નહીં. માટે બ્હેન ! બધી પંચાત જવા દઇ તારા મનમાં જે આવ્યું છે તે કરી જ નાખ.

રૂપમતિ–ઠીક, ત્યારે. લે, આ બેઠી.

આમ બોલી કાગળ હાથમાં લીધો. ઘડીએ ઘડીએ મનમાં એમજ થયા કરે કે આથી આપણી કુળ મર્યાદાને ડાઘ તો નહિ લાગેને ? ગમે તેવા સંકટમાં આવ્યા છતાં પરપુરૂષને પત્ર લખવાથી તેના મનમાં શું આવે ? તેમના મનમાં, ધારો કે, કાંઇ ન આવ્યું, પણ પિતાજી જાણે તો તેમને કેવું લાગે ? પિતાજીના સંતાપનો તો પાર જ રહે નહિ. એમને તો પછી મારે માટે એમ જ થાય કે આ પથરો પેટેજ ન પડ્યો હોત તો સારૂં. એટલું જ નહિ, પણ મારી શી દશા કરી નાંખે ? પુરાણમાં તેમ જ આપણા રજપુતકુળમાં આજસુધી ઘણી ક્ષાત્ર બાળાઓએ સ્વયંવર કર્યાનાં દાખલા છે; પણ તેનો આજ શો ઉપયોગ ? આપણે જો તેમ કરવા જઇએ તો નિર્લજ્જમાં ખપીએ, એટલું જ નહિ પણ જ્યાં ત્યાં મુર્ખી બની આપણી નાકકટ્ટી જ થાય.

આવા આવા વિચારો આવતાં, રૂપમતિ જેમ જેમ લખતી જાય તેમ તેમ અક્ષરે અક્ષરે આંસુ પાડતી જાય–રજપુત કુળને કેવળ જ અનુચિત એવું પોતાનું પગલું જાણી, રૂપમતી વારે વારે ખિન્ન થઇ જાય. એ ઉપરાંત પત્રની રચના શી રીતે કરવી, તે વિચારથી તો તે ઘણી જ મુંઝાઇ ગઇ. લખવા બેસતી વખતે તો એમ થયું હતું કે કેટલું ને કેટલુંએ લખી નાંખીશ; પણ બેઠા પછી તો બે અક્ષર લખતી જાય અને પાછા તે ભુસી નાંખતી જાય; એવું થયું. આ તો ઠીક નથી, આ તો એમને કેમ લખી શકાય ? આમ લખવાથી કદાચ ખોટું તો નહિ લાગે ? આવા શબ્દોથી

મારે માટે તો કાંઇ આડો વિચાર નહિ બંધાય, આવી આવી વારંવાર શંકાઓ ઉઠતાં, રૂપમતિ ચાર લીટી લખે અને પાછી ભુસી નાંખે; ઘડીમાં કાંઇક વિચાર મનમાં આવે તે લખતી જાય, અને ઘડીમાં તે બરાબર ન લાગવાથી ભુસી નાંખી, કાગળ ઉંચો મુકી વિચાર કરતી બેસે. પત્ર લખવાથી કાંઇ વળવાનું નથી, આ વિચાર ઘડી ઘડી મનમાં આવતાં, રૂપમતિ હાથમાંના પત્રને પાછો મુકી દેતી. પદ્મા પાસે બેસી આ બધો તમાસો જોયા કરતી હતી. રૂપમતિ બે લીંટી લખે કે પદ્મા તે ન જાણે તેમ વાંચી જોતી. પત્ર પુરો થતાં અગાઉ બીજું કોઇ વાંચી લઇ આપણી મશ્કરી તો નહિ કરે આ હેતુથી રૂપમતિ તે પત્ર સંતાડ્યા કરતી હતી– તેમાં પદ્માનો જ તેને ખરો ભય હતો. આમ ચાલતું હતું એટલામાં કુન્દ જાગી ઉઠી; એટલે બધી બાજી બગડી. કુન્દને પોતાની વાત જણાવવી કે કેમ? આ બધી રચના તો હવે એના જાણવામાં આવી ગઇ છે અને તેથી એનાથી છાનું રાખવામાં કાંઇ જ લાભ નથી, આવો વિચાર તરત જ રૂપમતિના મનમાં આવ્યો. એણે ધાર્યું કે કુન્દથી કેટલીવાર છાનું રાખીશું? આથી કુન્દને પણ સર્વ વાત જણાવવી એવો ઠરાવ મનમાં કર્યો. આ કામ પદ્માને ભાગે આવ્યું. રૂપમતિએ જેમ તેમ કરતાં એક પત્ર તો તૈયાર કર્યો, પણ વાંચી જોતાં મનગમતો લાગ્યો નહિ; તેથી તે ફાડી નાંખી બીજો લખી કાઢવો એમ થયું. રૂપમતિ જેવો પત્ર ફાડવા ગઇ કે તરત જ પદ્માએ તે પત્ર તેના હાથમાંથી ખેંચી લીધો, અને વાંચવા લાગી. આ જોઇ રૂપમતિએ જરા રીસમાં આવી જઇ પદ્માના હાથમાંથી પત્ર ખેંચવા માંડ્યો, પણ પદ્માએ લેવા દીધો નહિ. આખો કાગળ વાંચી રહ્યા પછી રૂપમતીને તે કહેવા લાગી. "વાહવા! આવો પત્ર વાંચ્યા પછી જેને સ્ફુર્ણ ન થાય એવો વીર આજે રજપુતાનામાં કોઇ પણ હશે? રૂપમતિ! તું ખાત્રી રાખ કે, આ પત્ર વાંચતાંની સાથે જ મ્યાનમાંથી તલવાર કહાડી, તારે માટે અહીં આવ્યા વગર રહેનાર નથી. સર્વ વાત તારા ધારવા પ્રમાણે જ થશે. પણ બ્હેન! તારો પત્ર જેટલી વારમાં લખાઇ રહ્યો, તેટલી જ વારમાં ત્યાં પહોંચી શી રીતે શકશે? હું તને વચન આપી ચુકી છું એટલે હવે શું કરૂં? પણ એ વચન પુરૂં કરવું એ કેટલું મહાભારત કામ છે તે તું જાણે છે? બોલવું જેટલું સહેલું છે તેટલું જ કરવું સહેલું હોત તો પછી શું જોઇએ?"

રૂપમતિ–મને એમ લાગ્યું જ હતું. એથી જ મેં તને પહેલાં ત્રણ ત્રણ વખત પુછી જોયું હતું. આમ હતું ત્યારે તેં મને નકામી આશા શું કરવા આપી? પદ્મા! તેં હજી મારા મનનું સ્વરૂપ બરાબર જાણ્યું નથી! મારૂં

શું થશે? છેવટે ગમે તેમ કરી હું આત્મહત્યા કરીશ ત્યારે પણ તું મને મદદ કરીશ ખરી કે નહિ.? હવે તો મને કહીથી પણ વિષ લાવી આપ. હું અભાગણીને માટે પિતાજીને આવો ત્રાસ પડે, આવું સંકટ વેઠવું પડે, તેમ બીજા બધા લોકોને પણ આટલી બધી પીડારૂપ હુંજ થઇ પડું, એ મને જરાએ સારૂં લાગતું નથી. તારા હાથથી પત્ર શી રીતે પહોંચી શકશે? તું પણ મારા જેવીજ બંધીવાન છું. હું ગાંડી કે મેં તને કાગળ લખી આપ્યો. લાવ એ કાગળ. હવે એ કાગળને ફાડી નાંખીને બાળી નાખું એટલે એનું નામજ દેવું મટે. પછી શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરતી બેસીસ. પ્રસંગ આવે ત્યારે મને કાંઈ પણ પીવા આપજે. પણ ના, તારે આપવાની શી જરૂર છે? હુંજ મારૂં પોતાનું ફોડી લઈશ. હુંજ પી લઇશ, અને તમને, પિતાજીને, તથા બધા નાગરીકોને એક વખત તો ત્રાસમાંથી મુક્ત કરીશ."

**પદ્મા**-રૂપમતિ! આ શું તું બોલે છે? તને એમ સ્વપ્ને પણ લાગે છે કે **પદ્મા** બોલેલો બોલ પાળી શકશે નહિ? તારે એની જરાએ ફિકર કરવી નહિ. જે કામ હું કરીશ એવું વચન આપ્યું તે કર્યા વગર હું કદી પણ રહેનાર નથી. શા માટે આટલી ઉતાવળી થાય છે? તારો પત્ર ખાત્રી પૂર્વક પહોંચાડીશ, અને પત્ર પહોંચ્યો કે તેનું ગમે તે પણ સારૂંજ પરિણામ આવશે, એમજ સમજ. એ વીરપુત્ર દોડતો આવશે, તારો છુટકો કરશે, મુગલોને બીરરી બીરરી કરાવશે, અને સર્વ સારૂંજ થશે. તું એની જરાએ કાળજી કરીશ નહિ, પણ જરાક ધીરજ રાખ.

**રૂપમતી** કાંઇજ બોલી નહીં, કારણ હવે જ્યાં ત્યાં માણસોની ચળવળ થવા લાગી હતી. એને હવે લાગ્યું કે, એ બાબતની વાત કરવાથી અશકય જેવી વાતને ચાર કાનેથી છ કાને કરી ઉલટી આપણી ફજેતી કરાવવા સરખું જ છે.

**પદ્મા**નું ચિત્ત તો હવે પેલો છબીનો કયારે આવે એ તરફ જ લાગ્યું હતું. છબીનો આવેથી બધુંએ થઇ શકશે, અને ત્યાં સુધી પોતે ગમે તે કરવા ધારે તે બધું ફોકટ જ હતું. રૂપમતીના મહેલની અગાસી ઉપર આખો દિવસ, **પદ્મા** જા આવ કર્યાં કરે, અને છબીનાની આશામાં આકાશ સામું જોયાજ કરે ને છબીનો કયાંએ ન જણાવાથી બિચારી નિરાશ થઇ પાછી નીચે આવે. છબીનાના ગળામાં એ પત્ર બાંધી મોકલવો, તથા એના (છબીનાના) માલીક મારફતે તે પત્ર પહોંચાડી દેવરાવવો, એ જ એક માર્ગ હતો, પણ એને એમ થયું કે, આ માર્ગ કરતાં કોઈ પ્રત્યક્ષ જાતે જ જઇને ત્યાં આપી આવે તો વધારે સારૂં, ફક્ત પત્ર એકલો જ જઇ પડવાથી જે પરિણામ થાય, તે કરતાં તે કોઇ માણસ દ્વારાએ પહોંચે તો તેથી સારો જ પરિણામ આવવા

સંભવ છે, એમ પદ્માને લાગતું હતું. જનારો દૂત સારો હુશીઆર મળી જાય તો સારૂં. અહિંથી નીચે ઉતરી પડી ચાલ્યા જવાનો તો રસ્તો છે, પણ તે રસ્તે થઇને જઇ શકે તેવા માણસની જ જરૂર હતી. એવો માણસ કોણ મળી શકે? પદ્માના મનમાં ઓચિંતું શામળ પંડિતનું નામ આવ્યું. પદ્મા જાણતી હતી કે, શામળ પંડિત, એક ખુશ મશ્કરો છે, પણ તેનીજ સાથે ઘણો હુશીઆર, અને ઘણો જ ચાલાક છે. પણ શામળ પંડિતને આટલી હિમ્મત હશે કે નહીં? એ નહીં તો બીજો: રૂપાજી ભાટ છે, અને તે આ કામ માટે ઘણો જ લાયક છે. પણ આ બેમાંથી જઇ કોણ શકશે? કામ તો એવું ગુપ્ત છે કે, કોઇને શીઓ પણ જણાવવા દેવો કામનો નથી, તેમ ~~મહત્વનું પણ~~ એટલું જ છે. શામળ પંડિત પોતાની બોલવાની છટાથી કામ કરી આવે એવો છે, તેમ રૂપાજી ભાટ પોતાની વીરરસ વાણીથી કામ કરે બાંકો છે, ત્યારે હવે આ બેમાંથી કોને કહેવું?" શામળ પંડિત પગ ટકાવી કામ કરી શકશે? અને રૂપાજી આપણું કહેવાનું ગુપ્ત પણે સમજી લઇ, તે બરાબર પાર-પાડી શકશે? આવા બે સવાલ પદ્માના મનમાં ઉઠયા. તેને લાગ્યું કે આ બેમાંથી કોઇને પણ આ કામ બતાવવાનું છે, એમ રૂપમતીને તો જણાવા દેવું ઠીક નથી. કારણ નહિ થવાનું હોય તો નહિ થાય, પણ ઉલટો એને તો એવો જ વ્હેમ ભરાશે કે—જેને તેને મ્હોંડે મારી વાત કરી દીધી, અને મને ફજેત કરી. એથી પદ્માએ વિચાર કર્યો કે, રૂપમતીને તો કાંઇ જ જાણવા દેવું નહિ. પ્રથમ તો શામળ પંડિતને મળી તેને પૂછવું અને તેનાથી જો આ કાર્ય ન થઇ શકે એવું જ લાગે તો પછી રૂપાજીને ખોળી કાઢવો.

શામળ પંડિતને ગમે ત્યાં ગમ્મતના ચટકાં કરતો બેસવાની ટેવ હતી, અને એથી આ વખતે તે એક પહેરા ઉપર એમ જ કરતો બેઠો હતો. પદ્માએ તેને ત્યાં બેઠેલો જોઇ, ઇશારત કરી બોલાવી લીધો. પદ્માએ શામળ પંડિતને ચઢાવીને પુછ્યું; અહો! "શામળ પંડિતરાજ! એક કામ છે, કરશો કે?" હાડકાંનો ખોટો અને તૈયાર માલપર બેસનાર શામળ પંડિત બોલ્યો; "કામ! વળી મારા જેવાને તે કામ ગમતું હોય? ફુલ ઉપરનાં પતંગીઆં જેમ આમથી તેમ ફરે અને પોતાને મનગમતા ફુલપર ગમે ત્યારે બેસી ગમે તેવું મધ ચુસે, એમાંના અમે ઘરાક. એવા શામળ પંડિતને તે શું કરવા કામ સોંપે છે?" પછી ખાનપાનમાં ગુલતાન રહેનાર શામળ પંડિત તો પદ્માને જોઇ, જાણે એ પણ ગમ્મત કરાવવા જ બોલાવતી હોય તેમ, મિષ્ટાન્નાદિકની માગણી કરતો, પદ્માની પાસે નાચવા લાગ્યો.

શામળ પંડિત ખાય અખંડિત, કામ તેને શું કરવાનું;
શાલ, દુશાલા ખાંધે નાંખી, પેટ હલાવી ફરવાનું.
પછી જો શામળની મોજ,
કેવો ગર્જે છે લઇ ફોજ.
લાડુ, ઘેબર, દારૂ, ગોળા, પેટમાં મારે વહેલા વહેલા,
શામળ પંડિત ઓલો દોલો;
તેને કામની વાત મત બોલો.
જા, જા, પોરી, કર તૈયારી, પંડિતજીની સવારી ભારી,
ખાવાની છે મારા મારી, પેટ તણી પૂજા કર ભારી,
થઇ જા ઝટપટ શાણી નારી, પંડિતજી ચલાવશે સ્વારી.
શામળ પંડિત ભોળા,
લાડુમાં બે ડોળા!

**શામળ** પંડિતનું આ વખતનું નાચવું અને ગાવું, **પદ્મા**ને જરા પણ ગમતું નહોતું. **પદ્મા** તેને કહેવા લાગી, "પંડિતજી! તમને હમેશાં જમવાનું અતિ પ્રીય હોય છે, માટે જ હું તમને બોલાવું છું. પણ ન કરે નારાયણ પણ કાલે સવારે જ જો મુગલો કીલ્લો તોડી અંદર પેઠા; અને આપણને બધાંને પકડી કેદ કરી લઇ ગયા, તો પછી તમે કયાંથી મિષ્ટાન્ન પામવાના હતા? હમણાં જરા તમારા ખુશ મશ્કરા સ્વભાવને કોરે મુકી, હું કહું છું તે બરાબર લક્ષ દઇને સાંભળો. આજ સુધી મિષ્ટાન્ન ખાઇ ખાઇને આ પાડા જેવું શરીર વધાર્યું છે તેનો જરા, આપણા માલીક અન્નદાતા માટે ઉપયોગ કરો તો સારૂં." **પદ્મા**ના ગંભીરપણે બોલવાથી **શામળ** પંડિત પોતાનો મશ્કરી કરવાનો સ્વભાવ મુકી દઇ, તેનું બોલવું જરા લક્ષ દઇને સાંભળવા લાગ્યો. **શામળે** જાણ્યું કે હમેશાં જેમ એ ગમ્મત અને મશ્કરીઓ કરવા આવે છે તેવી કાંઇ આજે આવી નથી. પણ એકદમ તરત જ ગંભીર બની જવાથી બીજાઓનાં મનમાં કાંઇ ને કાંઇ વ્હેમ આવી જાય તેથી તે જરા મશ્કરીનું ગાયન ગાવા લાગ્યો. પછી જરા શાંત થઇ કહેવા લાગ્યો.

ચટક ચાંદની,
શી છે તારી માંગણી,
શામળ પંડિત શાણા,
કામનાં નહિ ઠેકાણાં!
બોલ રે પોરી બોલ.

"ઠીક છે છોકરી! ચાલ, તારૂં શું કામ છે? તે દેખાડ જોઇએ," એમ કહી **પદ્મા**ની આગળ થયો. થોડેક છેટે ગયા પછી આસપાસ કોઇ નથી એવું જોઇ, **પદ્મા** તેને કહેવા લાગી, "પંડિતજી! આજસૂધી આપણે બધાંએ જે જે સુખ ભોગવ્યાં, જે જે મોજ મારી, તે બધાના બદલા તરીકે આપણા હાથે

બાપાજીની કંઈ પણ સેવા થવી જોઈએ; અને જો તમે મનપર લ્યો તો તેવી સેવા બજાવવી આજે તમારા જ હાથમાં છે, નહિ તો અહીં કેટલા દિવસ પડયાં રહી સડયા કરીશું? દિવસે દિવસે કોઠાર ખુટવા માંડયો છે, અને આજ નહિ તો કાલે, એમ ક્યારે અન્ન ખુટી પડી આપણે ભૂખે મરવા વખત આવશે તે કહી શકાતું નથી; માટે તેનો જરા વિચાર કરો. આવી ગમ્મતો કરતા ફરશો તો શું વળશે? તમે જો હિંમત ધરશો તો આજ કાંઈ પણ બની શકશે.” આ સાંભળી જરાક હસીને શામળ બોલ્યો; “શું છોકરી! મારે હાથે થવા જેવું કામ હશે, અને તે કરવામાં પાછો હઠીશ એમ તારૂં કહેવું છે? છોકરી! તને ખબર છે કે આ શામળ શું શું કરી શકે છે? માત્ર એકલી ગમ્મતો જ કરૂં છું એમ નથી. તારૂં શું કામ છે? તે કહે એટલે પછી હું તને કહીશ કે હું કશું કરી શકું એવો છું કે નહિ?”

પદ્મા—મારૂં કામ એટલું છે કે, હું એક પત્ર તમને આપું, તે જેના ઉપરનો છે, તેને પહોંચાડી આવો.

શામળ—હા, કરૂં છું, પણ તુ એકવાર મને પાંખો ચોઢી આપ, એટલે પછી કરી આપું છું. તું જાણે છે કે, અહિંથી બહાર નીકળવું કેટલું અશકય છે?

પદ્મા—કબુલ, પણ જો હું તમને પાંખો ચોંડી આપું તો તો જવાને હરકત નથીને?

શામળ—પાંખો ચોંડી આપું! શી રીતે ચોડીશ વારૂ?

પદ્મા—અહીંથી રસ્તે લગાડી દઉં તો? અહીંથી એક નિર્ભય રસ્તો તમને બતાવી દઉં, પછી તો કાંઇ હરકત નથીને?

શામળ—અહિંથી જઇ શકાય એવો નિર્ભય રસ્તો તો મને એક જ જણાય છે, અને તે યમપૂરીનો જ. એ શિવાય બીજો નિર્ભય રસ્તો મને તો જણાતો નથી. આ બધા યમના દૂત જેવા આખા કિલ્લાને ઘેરો ઘાલીને બેઠા છે તે જોયા કે નહિ? ઓ આવ્યો. ઓ ખાધો! એ જ સ્થિતિ છે તો પછી એમાંથી જવાય તે શી રીતે?

પદ્મા—ગમે તેમ હો. તમે જવાને તૈયાર છો? જો જવાને હા કહો તો ખરેખરો જ નિર્જન અને નિર્ભય રસ્તો તમને દેખાડું.

શામળ—વાહ! જાણે એક મોટી રાણી હોય, અને આમ કરીશ ને તેમ કરીશ, એમ તું તો ખૂબ બોલે છે, છોકરી! તું તે શું મને રસ્તો દેખાડનારી હતી? ને શું મારી સાથે માણસો આપનારી હતી? ને હું જવાનો હતો? કિલ્લા ઉપરથી ચલ્લાં સરખાને ઉતરતું જોતાં જ મુસલમાનો

કેવું કરે છે? તે જોયું નથી? તું તે શું મને રસ્તો દેખાડતી હતી? અને હું તે શું જઇ શકનારો હતો?

**પદ્મા**–**શામળ** પંડિત! હું શું અમથી જ તમારા આગળ ગપ્પો મારૂં છું એમ જાણો છો કે? તમે તે શું આમ મશ્કરીમાં ને ટાયલામાં વખત ગુમાવો છો? જરા વખત જોઇને તો કામ કરો?

**શામળ**–છોકરી! તું જાણે છે કે હું જન્મનો જ મશ્કેરો છું, એટલે એમાં શું પુછવું. તારા જેવી આજ કાલની છોકરી જ્યારે આવા મોટા મુત્સદ્દીપણાના વિચારો ચલાવે ત્યારે અમારા જેવાએ પછી મશ્કરી નહિ તો બીજું શું કરવું વારૂ? તારા જેવી છોકરીઓ તરવારો બાંધશે તો પછી લડવૈયાને તો બંગડીઓ જ પહેરવાની, પછી આ **શામળ** પંડિતને ભાગે શું રહેવાનું?

ઘેર ઘેર થઇ વઢકણી વહુઓ,
એક મેકમાં કરતી ટહૂકો. ઘેર ઘેર૦

પુરૂષોએ પહેરી બાંગડીઓ,
ઓઢી ઓઢણી તજી તંગડીઓ;
પહેરી ઘાઘરીઓ છોડી પાઘડીઓ,
છોડી તરવાર કરે મારામાર;
નર વ્યાઘ્ર બની મોગલની ગઉઓ. ઘેર ઘેર૦

રજપૂત નામ હમારું કહેતા,
સૂર્ય ચંદ્રના કહેતા બેટા;
બેન દીકરી મોગલને દેતા,
મૂછપર તાલ દેતા તે સૌઓ. ઘેર ઘેર૦

દીકરીએ દીપતા વરવંધા,
ઠામે ઠામ કરાવી નિંદા;
આપ આપમાં કરી બરજોરી,
જાત ભાતને બાંધી દોરી. ઘેર ઘેર૦

સમય આવે મૂછ મરડે નારી,
આજ કાલ મુત્સદ્દી પ્યારી;
શામળ પંડિત હવે શું કરે,
નીચી મુંડી ને પેટજ હવે ભરે. ઘેર ઘેર૦

**પદ્મા** સમજતી હતી કે **શામળ** પંડિત ખુશ મશ્કેરો છતાં, ઘણો જ ચતુર, વિશ્વાસુ અને પ્રસંગાવધાની છે, એટલે ગમે તે કામ ફત્તેહ કરી આપવામાં એનો જેટલો ઉપયોગ થઇ શકશે તેટલો બીજાનો થઇ શકવાનો નથી જ. સ્વામિભક્તિ તો **શામળ** પંડિતમાં રોમે રોમે ભરેલી જ હતી; પણ કાંઇ પણ કામ એને સોંપ્યા છતાં ગમે તે પ્રકારે પણ એ

કામની મહત્વતા સમજાવી ન શકાય, ત્યાં સૂધી તો એ ગમે તેમ આડું અવળું બોલી મશ્કરી અને ગમ્મત કરવાનો જ. બિચારી પદ્માને ખબર નહોતી કે કામની મહત્વતા એના મનમાં શી રીતે ઠસાવવી? કોઇ પણ ઠેકાણે, ગમે તેવો પણ વિષય ચાલતો હોય, તોપણ ગમે તેની વચ્ચે માથું મારી, ગમે તેવું બોલવું અને ગમ્મત કરવી એ જ એનું કામ. યોગ્યાયોગ્ય પ્રસંગનો જરાપણ વિચાર કરવાનો નહીં જ. તેમ એને જાણી રહેલા એના બોલવા તરફ લક્ષ આપતા પણ નહિ; બલકે, એના બોલવાથી ખોટું પણ લગાડતા નહિ. બોલવા ચડે ત્યારે એટલે સુધી બોલતો કે સામા માણસને ખોટું પણ લાગે, અથવા રીશ પણ ચઢી જાય; અને રીશ ચઢી એમ એણે જાણ્યું કે પછી કેવળ ગુપચુપ જ બેસી રહેવામાં, શામળ પોતાનું ડહાપણ પણ માનતો હતો. વખતે એમ પણ કરતો કે સામા માણસનો ક્રોધ પોતાની ગમ્મતે કરી, ઉતારી નાંખવા ગમે તેવું બોલી, તેને ઠંડો પણ પાડતો. સમયને ન જાણનાર એવો શામળ નહોતો. પોતાની ગમ્મત લોકોને ક્યારે ઠીક લાગે છે? અને ક્યારે નથી લાગતી? તે તો એ બહુ જ સારી રીતે જાણતો હતો. પણ વર્તન કેવળ એથી ઉલટું કરતો હતો. કારણ, આવું વર્તન એ જ એનો ધંધો હતો. પોતાની કપોળ કલ્પિત ગમ્મતની કવિતા પદ્મા પાસે ગાઇ દેખાડી, છતાં પદ્માને તે ઠીક ન લાગ્યું હોય એવું જોઇ, પદ્માને કહેવા લાગ્યો, "કેમ પદ્મા બહેન! છેકજ ઠંડાં થઇ ગયાં જણાઓ છો? ઓહોહો; કેમ કાંઇ બોલતાં નથી? તમારે તો કામ હતું માટે બોલોને, શું કામ છે? કહી દો, એક વખત! આમ મનમાં ને મનમાં રાખી મુકવું ઠીક નહિ. આ શામળ પંડિત પોતાનો પ્રાણ જતાં સૂધી પણ પાછો ફરે એવો નથી. માટે એની તારે હવે જરાએ કાળજી કરવી નહિ. બોલ, બોલ, તારે શું કહેવાનું છે?"

**પદ્મા**–ના, હવે હું નથી કહેવાની. તમારૂં તો જ્યારે ને ત્યારે આવું જ ટાયલું હોય છે. ગમે તેવું ભારે મહત્વનું કામ હોય, અને તમને કહેવા આવીએ, એટલે તમારે તો જ્યારે ને ત્યારે આમ જ કરવું. તમારે મન તો બધુંએ હસવાનું જ, એટલે હું તો તમને શું કહું? પણ પંડિતજી! તમને એવું કામ સોંપવાનું છે કે તે સાંભળતાં વારજ તમને એની મહત્વતા જણાઇ જાય. પણ તમે એકવાર સાંભળો ત્યારે કેની? તમારે તો સાંભળવાનાજ સાસાં! કોઇ માણસ ગમે તેવું તમને કહેવા આવે, પણ તમારે તો બધુએ મશ્કરી અને ગમ્મતમાં જ ઉડી જાય; એટલે હવે તમારી પાસે કહીને પણ શું ઉપયોગ? કરો મશ્કરી, શું સાળું આખો જન્મારો મશ્કરી ને મશ્કરી જ?

**પંડિત**–અલી છોકરી! મશ્કરી જેવું જ કહે ત્યારે તો મશ્કરી જ

કરીએ તો. મસ્કેરી ન કરૂં તો શું કરૂં? એવું કાંઇ નહોત તો કાંઇ ન બોલત. પણ હવે કહે તો ખરી કે કામ શું છે?

કહે તો ખરી, તારૂં કામ ઓ છોરી.

**પદ્મા**—જુઓ, પાછા તમે તમારા અસલ સ્વરૂપમાં આવ્યા ખરા! જાઓ, હવે તો હું નથી જ કહેવાની. બસ, નહિતો આ વખતે એવું કામ હતું કે આખું રજપૂતાના તમારાથી મુસલમાનોના હાથમાં જતું અટકત, અને તમારી કીર્તિ અને વાહવા બધેએ થઇ રહેત. પણ તમારા નશી બમાં જ નહિ, તે આપણે શું કરીએ. **શામળ** પંડિત, સાક્ષાત્ રૂક્મિણીને સંકટમાંથી છોડવનાર કુળ ગુરુની જ ઉપમામાં તમે આવી જાત. પણ તમને તો મશ્કેરી અને ગમ્મતની આડે જરા દયાએ આવતી નથી, એટલે હવે તમને શું કહેવાનું? પરમેશ્વર તે તમને કાંઇ બુદ્ધિ નહીં આપતો હોય? કોણ જાણે? જો તમે જ્યાં જવાનું છે ત્યાં સુખ રૂપ જઇ પહોંચો, તો આખું રજપૂતાના જાણે તમારે હાથે જ બચ્યું એમ થાય એવું છે, પણ કદાચ યશ ન આવતાં, વચ્ચે જ શત્રુના હાથમાં સપડાઇ ગયા, અને તેમને હાથે જીવ ગયો, તોપણ હરકત જેવું નથી, કારણ સ્વામિ કાર્ય કરવામાં પોતાના જીવની પણ દરકાર ન કરી, એમ જ્યાં ત્યાં બોલાશે અને તમારી સર્વ સ્થળે પ્રશંસા જ થશે. માટે જરા ધ્યાન દો.

**પદ્મા**—એવી કળકળીને બોલતી હતી કે **શામળ** પંડિત હવે એની વધારે મસ્કેરી કરતો અટકીજ ગયો. **શામળ** તો આ સાંભળી સ્તબ્ધ બની ગયો, અને ધીરે રહીને બોલ્યો, "વારૂ, વારૂ જેજી! તું જયારે આટલું બધું કહે છે, ત્યારે લે ભાઇ, હું જવાને તૈયાર છું, પણ કાંઇ? કયાં જવું છે? અને શું કરવાનું છે? તે ઝટ લઇને બોલી જા."

**પદ્મા**—ત્યારે **શામળ** પંડિત! આ તું શું ખરૂં જ બોલે છે? કે પછી મને સમજાવી લેવા બોલવું કંઇ અને ચાલવું કંઇ એવું તો નથીને?

**શામળ**—નાના, છોકરી! એવું કાંઇ જ નથી. તું બોલ, ખુશીથી તારે જે જે કહેવું હોય તે કહી નાંખ.

**પદ્મા**—જુઓ, પંડિતજી! કેવળ જીવ સટાસટની જ વાત છે અને તે હું તમને કહેવાની છું, માટે જો તમારાથી બની શકે એમ હોય તો જ હા કહેજો. હું તમારી જોઇએ તેવી તૈયારી કરી આપું છું, તમને કાંઇ હરકત પડવાની નથી. એ ઉપરાંત વળી........"

**શામળ**થી આ સહન ન થવાથી ચીઢાઇને વચ્ચે જ બોલી ઉઠયો. "બેસ, બેસ, છોકરી! નકામાં ટાયલાં શું કરવા કરે છે? **શામળ** પંડિત માત્ર એક વચની જ છે. **શામળ**ને બીજાઓની પેઠે કાંઇ બે મ્હોડાં નથી. બે મ્હોંનાં જનાવર કેવાં હોય છે? તે તેં જોયાં છે?

"એ સુખનાં પ્રાણી આ જગમાં, અવળાં સવળાં ચાલે,
"પ્રાણી માત્રની જાત વગોવી, એક એક મોઢે બોલે.
"આડું ટોકે અવળું ઠોકે, જેમ નગારૂં ગોઠે,
"સાચું બોલે ખોટું બોલે, જે કંઇ આવ્યું હોઠે.
"શામળ પંડિત ધાર ન એવો, સાચો ને સતવાદી,
"ખરેખરો ખાપરીઓ બંદો, પદ્મા! આદી અનાદી."

"માટે સમજી છોકરી, એવો હું સિંહ છું. જો, જો, તારા સામો કોણ છે તે તો જો! એ બધાએ જનાવર જ જાણજે. એક વખત જે વાત આ શામળે 'હા' ભણી દીધી એટલે પછી પ્રાણાન્તે પણ તેની હા તે હાજ રહેવાની. બોલ, બોલ, શું કરવાનું છે? અને કેવી રીતે કરવાનું છે? તે કહી દે. હવે મને તારા જેટલી ધીરજ રહેતી નથી."

શામળ પંડિતને હવે પોતાના ખરા મનથી બોલતો જોઇ, પદ્માએ તેને પાસે જઇ કાનમાં જે કાંઇ કહેવાનું હતું તે કહ્યું. સાંભળતાં જ શામળ ચકિત થઇને પદ્માના સામું જોઇ જ રહ્યો, જેથી એમ જ જણાવા લાગ્યું કે, જાણે શામળે પદ્માના મર્મનું ગ્રહણ કર્યું નથી. કેટલીક વારે એ બોલ્યો. "જા હવે, તારૂં કામ ફત્તેહ! હું જઇને ફત્તેહ કરી આવ્યોજ જાણ. સાબાશ, સાબાશ, છોકરી! હું તો કાંઇ સમજ્યો નહીં અને તેથી અમથો હમણાં સૂધી મશ્કેરી કરતો હતો. આમાં તારૂં ડહાપણ ઘણું જ જણાય છે. આ વખતે જો કુંઇએ રસ્તો આવવાનો હશે તો આ જ ઉપાયથી આવશે. આ શિવાય બીજો કોઇ જ રસ્તો હવે રહ્યો નથી. ઉમરે તો નાનો પણ બુદ્ધિમાં કેવળ જ પ્રૌઢ એવો એક જ રજપૂત હાલમાં જોવામાં આવે છે. એના મનને કાંઇ પણ શંકા રહેશે તો આ બંદો તેને દૂર કરી આપવા કયાં અસમર્થ છે? વાહવા! આપણી રૂપમતી રૂકિમણીને તો એ જ કૃષ્ણ શોભે છે. હું પણ એ કામગીરી બજાવી જ દઉં. અને... સાંભળ છોકરી, (જરા માથું ખજવાળતો નીચું જોઇને પદ્મા સામું જરા હશીને) ત્યારે હવે તું પણ તારે માટે એવો જ બીજો કૃષ્ણ ખોળી કાઢ અને આપણે તારૂંએ દુતત્વ બજાવી લાવીશું." પદ્મા જરા શરમાઇ નીચું ઘાલીને બોલી;—"પંડિતજી! આવું તે શું બોલતા હશો વારૂ! આમ મશ્કેરી શી? લ્યો, ત્યારે હમણાં તો હું કામે જાઉં છું. વળી સાંજરે મળીશ ત્યારે શું શું કરવું? તે બધાની આપને સમજણ પાડીશ. ખરેખર! પંડિતજી, તમારા વગર અમે આ વખતે કાંઇ જ કરી શકયાં નહોત, હો!" આમ બોલી પદ્મા ત્યાંથી ચાલી ગઇ. થોડેક દૂર ગયા બાદ જાણે કાંઇક વિચાર સ્ફુરી આવ્યો હોય, એમ તે પાછી આવી અને આ બધી આજની વાત કોઇને પણ કાને ન જાય એવી સૂચના કરી ગઇ.

શામળ પંડિત તો હવે વિચારમાં પડ્યો કે આગળ શું કરવું? ચારે તરફ મુસલ્લાઓ ઘેરો ઘાલી બેઠા છે, તેમાંથી આપણે તે શી રીતે જઇ શકીશું? પણ કાંઇ હરકત નહિ. પદ્મા સાંજરે મળવાની જ છે. મળશે ત્યારે એ શું કરવા ધારે છે? તે ખબર પડશે. ત્યાંસુધી આપણા મગજને શું કામ દુખાવીએ? દુનીયાના લોકોને પોતાના સ્વરથી ફસાવનારી કોકિલાના જેવો ઉઉ ... ઉઉ ... એમ સ્વર કાઢતાં આપણે પણ કોઇને ખબર ન પડે એટલા માટે અહિંથી ગાતા ગાતા ચાલ્યા જઇએ. આપણું તો એ કામ જ છે.

હવે પોતાના નાદબ્રહ્મના નિશામાં ચકચૂર થઇ ગયેલા પંડિતજીને તેમનો નિશો ભોગવતા જ થોડીવાર રહેવા દઇ વાંચનારને પદ્માની પછવાડે જરા લઇ જઇએ. અહીં સુધી પોતાના પોબાર પડતા જાય છે, એમ જાણી જરા મનને સમાધાન થવાથી, પદ્મા હવે વારંવાર ઉપર અગાસીમાં જઇ જઇને ચારે તરફ જોઇ આવતી. તેને લાગતું હતું કે, આજે છબીનો આવવો જ જોઇએ; અને થયું પણ એમ જ. છબીનો આવ્યો. ગળામાં બાંધેલી રેશમની દોરીને છેડે લટકતો કાગળ કાઢી પદ્માએ વાંચી જોયો, તથા પોતાને જે કાંઇ નિશાની કરી આપવી હશે તે કરી આપી, કાગળ પાછો છબીનાના ગળામાંની દોરીએ લટકાવી દીધો. આ વખતની પદ્માની સ્થિતિ જોતાં કોઇને પણ આનંદ થયા વગર રહે જ નહિ. સવારથી ભરાઇ ગયેલી મ્હોંપરની મ્લાનતા અત્યારે જ જરા ખસી ખરી. હવે માત્ર તેના મનમાં એટલું જ વિચાર કરવા જેવું રહ્યું કે, પત્રના જવાબમાં લખ્યા મુજબ શી રીતે વ્યવસ્થા થાય છે?

સંધ્યાકાળે શામળપંડિતને બોલાવ્યો હતો, તે આવ્યો. એટલે તેને મળી, તેને જે જે સૂચનાઓ આપવાની હતી તે સર્વ આપી દીધી. આ સાંભળી, કેટલીવાર સૂધી શામળ પંડિત ચૂપ બેસી રહ્યો. છેવટે બોલ્યો: "ઠીક છે એ તો કરીશું, એને માટે કાંઇ જ શંકા રાખીશ નહિ. પણ છોકરી એ વાત બનવી મુશ્કેલ છે. એ બાજુ ઉપર કોઇ પહેરેગીર નથી એ તો મોટે ચમત્કાર જ કહેવાય. જયાંથી દોરડું ઉપર આવશે, ત્યાંથી શત્રુ પણ ઉપર નહિ આવી શકે, એમ કેમ કહી શકાય?" પદ્મા બોલી; પંડિતજી, તેની તમારે ફીકર ન કરવી. આજ જો કોઇ પહેરાવાળો ત્યાં હશે તો તેનો હું તમને બંદોબસ્ત કરી આપીશ. ઉતરનારમાં તમે એકલા જ નહિ હો, તમારી સાથે બીજું પણ કોઇ હશે. તમે જાઓ એટલે બસ. તમને અહંમદનગરના સીમાડા સૂધી તે લોકો સુખરૂપ પહોંચાડી જશે."

શામળ પંડિત બીજું કાંઇ જ ન બોલતાં, "માત્ર નિમેલે વખતે નિમેલી જગ્યાએ આવી પહોંચું છું," આટલું જ બોલી ત્યાંથી ચાલતે

ર્યો. આમ બધી વ્યવસ્થા બરાબર થઇ જવાથી પદ્માને હવે જરા શાંતિ વળી. રાત્રે રૂપમતીને કહેવા લાગી, “બ્હેન ! ઇશ્વરેચ્છાથી તો અત્યાર સુધી દરેક વાત આપણા લાભમાં જ થતી આવે છે. હવે તારે જરાએ કાળજી કરવી નહિ. રૂક્મિણીએ પોતાના મનથી વરી ચૂકેલા પતિ શ્રીકૃષ્ણને જેમ પોતાના કુળગુરૂ સાથે પોતાની કુંકુમપત્રિકા મોકલી હતી, તેમ તારી કુંકુમપત્રિકાએ શામળપંડિત જ લઇ જાય છે. રૂપાજી ભાટ જો એની સાથે હોત તો વળી સર્વોત્કૃષ્ટ વાત! પણ હવે એવું બનવા જેવો વખત રહ્યો નથી; અને કોઇના આગળ અમથી જ વાત કરી, ગમે તેવું પરિણામ આપણે સહન કરી લેવું, તેમાં અર્થ નહિ. હવે તો જે થાય તેમાં જ સમાધાન માની લેવું ઠીક છે.” એટલું બોલી રૂપમતીને કહેવા લાગી, “કેમ બ્હેન ! કાલની લખેલી પત્રિકા તારા મન ગમતી નહોતી, તે આજે બીજી લખી કે ?” રૂપમતી જરા શરમાઇને બોલી; ‘ના, મારે બદલે તું જ લખે તો ?”

પદ્મા-પત્રિકા જ્યારે મારે હાથે લખાવે છે ત્યારે સ્વયંવરમાં પણ તારે બદલે મને જ બેસાડજે. કાલે ઉઠીને એમ પણ કહેજે કે પદ્મા, તું જ ઉદેપુરની રાણી થા.

આ પ્રમાણે બેઉની માર્મિક મશ્કરીઓ ચાલી રહી હતી, એટલામાં કુંદ ત્યાં આવી. કુંદને આ બધી વાત કોઇએ કહી જ નહોતી. કુંદ સવારથી એ જ તમાશો જોયા કરતી હતી કે, એ બે જણાં આપણને ટાળી, આપણે ન સાંભળીએ તેમ શું ગુચપુચ ગુચપુચ કરતાં હશે? કુંદને જરા ઇર્ષા પણ થઇ કે, મારા કરતાં પદ્માના ઉપર રૂપમતીનો પ્રેમ અધિક છે; તેથી પોતે તેમને ટાળીને જરા મ્હોં ચડાવી ફરતી હતી. ઉપર કહ્યા પ્રમાણે કુંદ ત્યાં આવી, તે જોઇ બે જણાં ચૂપ થઈ ગયા. આ જોઇને કુંદને ઘણો જ ઉદ્વેગ આવ્યો. આપણને જ્યારે આમ ટાળ ટાળ કરે છે, ત્યારે આપણે એમના સામાં જઇને શું કામ છે? આપણે હવે અહીં ઉભાંએ ન રહેવું, એમ વિચાર કરી કુંદે ભવાં ચઢાવી આડી નજરે પદ્મા તરફ જોયું, અને તરત ત્યાંથી ચાલતી થઈ. આ વખતની કુંદની મુખચર્યા પદ્માના જોવામાં આવી હોત તો તો કાંઇક ઠીક થાત ખરૂં. પણ થનાર વસ્તુ આગળ શો ઇલાજ? કુંદ મનમાં બડબડતી બડબડતી ગઇ ખરી, પણ એના મનમાં તો એમ જ થયા કરતું હતું કે, “આ બે જણાં આજે શું ગુચપુચ ગુચપુચ કર્યા કરે છે? આપણને કેમ નહિ કહેતાં હોય?” કુંદના મનચંદ્રને આ વિચારનું ખગ્રાસ ગ્રહણ લાગવાથી તેની કૃષ્ણ છાયા મ્હોં ઉપર પણ કેમ ફરી ન વળે? પદ્મા ને રૂપમતી તો પોતાના કામમાં એટલાં તો તલ્લિન બની ગયાં હતાં કે, કુંદ

ત્યાં આવીને ગઇ તેનો તેમને ભાસ પણ જણાયો નહિ. એ આવી હતી, ત્યારે તો એ લોકો જરા ચૂપ થઇને બેઠાં હતાં ખરાં, પણ શું થવાને લીધે શાથી અને કયારે એ જતી રહી? તેની તેમને ખબરે રહી નહિ. ચાર કાનીથી છકાની ન કરવા માટે જ પદ્માએ કુંદને વાત કરી નહોતી. પણ કુંદને કાંઇ એમ લાગ્યું જ નહિ. કુંદને તો પોતાના પ્રતિ થયેલા દુર્લક્ષથી ઘણી જ રીશ ચડી ગઇ, અને તેથી એક કોરે જઇ, અનેક તર્ક વિતર્ક કરવા લાગી. ઇર્ષા એક પછી એક કુતર્ક ઉઠાવતી હોય છે ત્યારે દરેક વાત વિરોધિ જ જણાયા કરે છે, અને તેથી પ્રથમમાં કાંઇ સહજ વાત બની હોય તે પણ વિરોધ ભાવમાં ભાસે છે. આવી રીતે કુંદને પણ થયું. પદ્મા તથા રૂપમતીનું વર્તન, કુંદે પોતાની મેળે ઉભી કરેલી ઇર્ષાને લઇને તેને એવું જ લાગ્યું કે, એ ખાસ આપણું અપમાન કરવા ખાતર જ કર્યું હશે. ઇર્ષાવાળું મન કુવિચારનો આગાર જ હોય છે. આગલી રાત્રે જ્યારે પદ્મા અને રૂપમતી બે જણાં, કુંદને ગાઢ નિદ્રામાં જાણી જે વાતો કરતાં હતાં, તે જો કે બધી અક્ષરે અક્ષર તેના જાણવામાં તો નહિ આવી હોય, પણ તેમાંના કાંઇક ભાગા તુટયા અક્ષરો તો તેને કાને પડેલા જ હતા. કુંદ એકવાર તો ઉઠી તેમને કહેવાની હતી કે "અલીઓ! શું ગુચપુચ કરો છો" પણ એટલામાં "કુંદ જાગી ઉઠશે, મોટેથી ના બોલ" આવા રૂપમતીના અક્ષરો તેને કાને પડયા. તેટલામાં પોતે જાગી છે, એવો વ્હેમ તેમને આવવા ન દેવા માટે, કુંદ પોતાની પછેડીનો છેડો મ્હોં ઉપર લઇને સુતી. એ જ વખતથી કુંદને લાગવા માંડયું કે, હવે એમનું મન આપણા ઉપર રહ્યું નથી, હવે આ લોકો આપણને ટાળતાં રહે છે, ત્યારે આપણે પણ એમનાં મુળીઆં ખોળી જ કાઢવાં. એ બધું સ્વસ્થપણે કરવું ઘટશે તે કરીશું. એમને તો જે કરવાનું છે તે નિરાંતે બેઠાં કર્યા કરવા દો. આપણે પણ હવે એમનાં શાં શાં કારસ્તાન છે? અને શા શા ચમત્કાર છે? તે જોવા તો ખરા!" કુંદે પોતાને રચવાની બાજી રચી દીધી. શું કરવું? તે નક્કી કરી દીધું. કુંદે હવે નક્કી કર્યું કે, એ લોકોની દરેક હિલચાલ હવે જોયા કરવી. કુંદના મનને શું લાગ્યું હશે! તેનો તો એ બે જણને ભાસ નહોતો; કિં બહુના, કુંદ તેઓને માટે શું ધારતી હશે અથવા શું વિચાર બાંધતી હશે તેની કલ્પનાએ તેમને નહોતી થતી. કુંદને પાસે ન જોઇ, એ બન્નેને બોલવું ચાલવું હોય તે બોલતાં. પદ્માએ જાણ્યું કે આપણે શું કરીએ છીએ તે કુંદને પુછવું ઠીક ન લાગવાથી એ ચાલી ગઇ, અને આવા વિચારથી જ તે બેઉ જણીએ કુંદ પ્રતિ દુર્લક્ષ કરી, તેને જે જે વિચાર કરવા હોય તે કરવાજ દીધા. ગરીબ બિચારી કુંદ! તારા મનમાં

જે કાંઇ આવ્યું હોય, તથા જે કાંઇ ઇર્ષા થઇ તેને નહિવત્ કરવા જ તારે તો પ્રયત્ન કરવો જોઇતો હતો. "તમે બેઉ શું કરોછો તે મને કહો," આવી રીતનો તેમની પાસેથી તારે ખુલાસો લઇ તારે તારા મનને સમાધાન આપવું હતું. પણ તેમ ન કરતાં તું તો ચૂપ જ થઇ બેઠી છું. તારી ઇર્ષાંનાં બીજને વિચાર જળનું સિંચન કરી વૃક્ષને મોટું જ થવા દીધું. આ વૃક્ષને કેવાં ફળ આવશે, તેની જો કલ્પના તને આવી હોત તો કેવું સારૂં થાત? તું કેટલા અનર્થ અને કેટલાં સંકટો ટાળી શકી હોત!

કુંદને તે દિવસે ખાવાનું પણ ભાવ્યું નહિ. એનું મન તો એ જ વાત તરફ લાગી રહ્યું હતું. તેનું ઇર્ષા પરિપૂરિત મન એક જ વાત ઉપર ગુંથાઇ રહ્યું હતું. રૂપમતી કરતાં પદ્મા ઉપર જ એને ઘણો રોશ હતો. અને આ રોશનો શો પરિણામ થયો તે વાંચનાર આગળ જાણશે.

પદ્મા તથા રૂપમતી તો પોતાના કાર્યમાં તલ્લીન જ થઇ ગયાં હતાં. બીજો એક પણ વિચાર કરવાની તેઓને ફુરસદ જ નહોતી. આ રાત્રે તો એઓને સારી ઉંઘ મળી જ નહિ. કુંદને ઉંઘ આવવા માંડી તે વખતે ઉપર જઇ તે બન્નેને વાતો કરતાં જોઇ, "વાહરે બ્હેનો! હજી પણ તમારી કુચપુચ ચાલ્યા જ કરે છે કે શું? આખો દિવસ ચાલી તોય તમને થાક નથી લાગ્યો. હું તો થાકીને લોથ થઇ ગઇ છું. હું તો મારે આ સુતી, ભલે તમારે જાગવું હોય ત્યાં સુધી જાગ્યા કરજો." આમ બોલી કુંદ પથારીમાં પડી, અને થોડીવારમાં તો જાણે ઉંઘી જ ગઇ હોય એમ જણાવા લાગ્યું. આ જોઇ રૂપમતી બોલી, "કુંદને ઉંઘવા શિવાય બીજું કાંઇ જ સૂઝતું નથી. કેવી સુખી છે? કાલથી આપણે એને ટાળીને બોલીએ છીએ, છાની છાની વાતો કરીએ છીએ, પણ તેનું એ બીચારીને કાંઇ જ લાગતું હોય એમ જણાતું નથી. સારૂં થયું કે એને કાંઇ લાગતું નથી. બાકી એ તો ઘણી જ ભડભડીઅણ છે. એને છાની વાત કરવી કામની જ નથી. એક ક્ષણ પણ એના પેટમાં વાત રહી શકે નહિ. ખરે એ ભડભડીઅણ છે, તે એક રીતે સારૂં. એના જેવો સ્વભાવ રાખવો એક રીતે સારૂં તો ખરૂં." પદ્મા જરાક છણકો કરીને બોલી, "મને તો એ સ્વભાવ જરાએ ગમે નહીં!" વાંચનારને ખબર છેજ કે ઉપર જણાવ્યું છે કે કુંદ ઉંઘી ગઇ એમ તેમને જણાયું. પણ એને ખરેખરી ઉંઘ તો આવી નહોતી. કુંદનો હેતું એ જ હતો કે, આપણે ઉંઘી ગયાનો ઢોંગ કરી, સુઇ રહી, એમની બધી ગુપચુપ સાંભળી લેવી. એ હેતુ પાર પાડવા જ તે સ્વસ્થ થઇને સુતી હતી. રૂપમતી અને પદ્મા કાંઇ બહુ મોટેથી બોલતાં નહોતાં; પણ તેમાંના કોઇ કોઇ

શબ્દ જરા મોટેથી બોલાય, તે કુંદ સ્પષ્ટપણે સાંભળી શકતી. આપણા સ્વભાવ માટે જ કાંઇ ટીકા ચાલે છે, એવો કુંદને વ્હેમ આવતાં જ તેણે શ્વાસપણ રોકી લેઇ, કાનને ત્યાં જ ગોઠવી દીધા. જ્યારે પદ્માનો છેવટનો ઉદ્દગાર એને બરાબર સ્પષ્ટ સંભળાયો. હવે તો એના મનને નક્કી જ થયું કે, પદ્મા આપણા સ્વભાવની નિંદા કરે છે, ત્યારે આપણી પણ નિંદા રૂપમતી આગળ કેમ નહિ કરતી હોય? આથી હવે કુંદની ઇર્ષાનો પારજ રહ્યો નહીં. કુંદ સુતે સુતે જ પોતાના મનમાં બોલી, "ઠીક છે! દેખાડું છું, તને મારો સ્વભાવ કેવો છે તે."



## પ્રકરણ ૨૪ મું.



### શામળ પંડિતનું પ્રયાણ.

રૂપમતીએ પચીસેક વખત પત્રિકાની રચના મનમાં ગોઠવી, ત્રીસ ચાલીસ વખત કાગળ લખ્યા ને ફાડી નાંખ્યા, પણ એકે કાગળ પૂરો થયોજ નહિ. બેચાર લીટીઓ લખતાંજ મનમાં આવે કે આ પ્રારંભ બરાબર થયો નહિ. કાંઇ યોગ્યાયોગ્ય તો નહિ થયું હોય, કાંઇ ભુલભાલ તો નહિ થતી હોય? આમ શંકાઓ આવતાં કાગળ પાછો ફાડી નાંખી, બીજો લખવા માંડે. બીજા ઉપર પણ બે ત્રણ વાકય લખ્યાં કે પાછી એવીજ કાંઇ શંકા આવતાં તેની પણ તેજ દશા થાય. આવો ભાવાર્થ સમાવીશું તો એમને ગમશે કે કેમ? આવી રીતનું લખાણ એમને ઠીક લાગશે કે નહીં? આ શબ્દો એમને રૂચિકર હશે કે? આથી એમનું મન ફરી જઇ આપણા પ્રતિ તિરસ્કાર તો નહિ ઉપજે? એમના મનનું આપણા તરફ કઇ રીતે વલણ થાય? આવી જાતની વાકયરચના ચિત્તાકર્ષક થશે કે નહિ? આવી આવી અનેક શંકાઓ રૂપમતીના મનને વમળમાં ચઢાવવા લાગી. વળી બીજો કાગળ લખી જોઇ વાંચી જાય અને મન સાથે વિચારતી જાય કે,—"આ તો એમને નહિ ગમે, આ તો ઠીકજ નહિ લાગે, આ તો સારૂં ન દેખાય," વિગેરે સંકલ્પ વિકલ્પ થતાં જ કાગળના ભોગ મળે. કેટલીકવાર નિરાશ થઇ બેસી રહી, પણ એટલામાંજ કાંઇક મન સાથે બોલવા લાગી; "અરે! આ હું શું કરૂં છું? આવો પત્ર લખવો તે મારા જેવી કુમારિકાને યોગ્ય ગણાય? આવો પત્ર લખી મોકલવો તે ઠીક ન કહેવાય. આમ કરતાં કદાચ જગતમાં આપણે ધિક્કારને પાત્ર તો નહિ થઇ પડીએ? કુલિન કન્યાના આચરણને છોડી દઇ, આપણા કુલને કલંક લગાડીએ છીએ એમ તો બહાર વાત નહિ થાય"? આવા

પ્રશ્નો મનમાં ઉઠતાંજ રૂપમતીનું માથું ભમવા લાગ્યું. વળી થોડીવારે વિચાર આવ્યો કે, "આપણે જો આમ નહિ કરીએ તો આ સંકટમાંથી છૂટકો થવાનો નથી. પિતાજી અભિમાની છે. એમને માથે આવું મોટું સંકટ આવ્યા છતાં બીજા કોઇની સહાય કદી પણ માંગવાના નથી. બીજા રજપૂત રાજકુમારોની ખરી પરીક્ષા આ વખતે જ છે. તેમને પોતાની જાત માટે જરા પણ અરે હશે તો તો એઓ આવીને જાતે જ મદદ કરશે. હું તો મારે મ્હોંએ એને મરણાંતે પણ કહેવાનો નથી કે મારી મદદે આવો. આ રીતનો જ વિચાર એ તો કરી બેઠી છે. જ્યાંથી વાસ્તવિક મદદ આવી મળવી જોઇએ ત્યાંની વાટ પણ જોતા નથી. કોણ જાણે, આ સહાય આપનાર વીરપુરુષ કેમ અત્યાર લગી ઠંડા થઇને બેઠા હશે? મને તો એમ જ લાગે છે કે એમને આ સમાચાર મળ્યા જ નહિ હોય. માટે સર્વથા આપણે ધારેલો માર્ગ એ જ માત્ર આપણો છૂટકો કરાવી શકશે. આ શિવાય અત્યારે તો બીજો એકે માર્ગ નથી જ." આવી રીતે પાછું જરા મનનું સમાધાન થવાથી રૂપમતી પાછી બીજો કાગળ લઇ લખવા બેઠી. વિજયસિંહને એના વગર તેમ એને વિજયસિંહ વગર એક ક્ષણ પણ ચાલતું નહોતું. પણ કિલ્લા ઉપર જે દિવસથી ઘેરો ઘલાયો હતો તે દિવસથી, વિજયસિંહ તેના બંદોબસ્તમાં ગુંથાયલો હતો. તેમ આપણી રૂપમતી પણ આ તરફ આ મહત્ કાર્યમાં ગુંથાયલી હોવાથી, હમણાં તો પિતા પુત્રી એકમેકનાં દર્શન પણ કરવા પામતાં નહોતાં.

કેટલીએ શાહી બગાડી, કેટલીએ કલમો ભાંગી અને કેટલાએ કાગળો ફાડયા, ત્યારે રૂપમતીએ એક પત્રીકા લખી. આ પત્રિકા પદ્માને વંચાવવી અને તેને બરોબર યોગ્ય લાગે તો જ મોકલવી, એમ તેણે નક્કી કર્યું. પદ્માને બોલાવી લાવવા દાસીને મોકલી. જે વખતે દાસી પદ્માને બોલાવવા આવી તે વખતે ભાગ જોગે કુંદ પણ પદ્માની પાસે જ બેઠી હતી. એકલી પદ્માને બોલાવવા આવેલી જોઇ, કુંદે દાસીને જરા મરડાટમાં કહ્યું, "કેમ, પદ્મા બાઇને જ બોલાવવા આવી છુંને! મને તો નહિને?"

દાસી જરા સહજ હસીને બોલી, "મને કાંઇ કહ્યું નથી. માત્ર પદ્મા બાઇને બોલાવી લાવ, એટલું જ કહ્યું છે. દાસીનું હસવું, તેમજ તેણે દીધેલો જવાબ એ કેવળ સ્વાભાવિકજ છતાં, પણ ઇર્ષા અને અસૂયાથી છલકાતા કુંદના હૃદયને તો તે કેવળ વિષમજ થઇ પડયાં. તેના મનમાં નક્કી થયું કે રૂપમતીની આપણા ઉપર જરાએ મરજી નથી, એવું આ દાસી તરફથીએ, બધાને જણાય માટેજ, દાસી આપણા પુછવાથી હસી. કુંદ આટલેથીજ અટકી નહિ. નળને રોમેરોમ વ્યાપેલા કળિએ, સતી દમયંતી માટે જેવા કુતર્ક રાજાને કરાવ્યા હતા, તેજ પ્રમાણે અહીં કુંદને આખે શરીરે વ્યાપી રહે-

સી ઇર્ષાદેવીએ પણ કાંઇ કસર મૂકી નહિ. તેને એમ પણ થયું કે રૂપમતીએ દાસીને કહ્યું હશે કે કુંદ ત્યાં બેઠી હોય તોપણ તેને બોલાવીશ નહિ. તેણે ધાર્યું કે જ્યારે આ લોકો મને આટલી બધી ટાળ્યા કરે છે ત્યારે મારે પણ એમનો પીછો લઇ એમની આ બધી શી ખટપટ ચાલે છે તે જાણવીજ જોઇએ. એથી કુંદ હવે પોતાનો હેતુ ઢાંકવા માટે પ્રથમ કરતાં પણ તેમના તરફ વધારે ને વધારે જ દુર્લક્ષ દેખાડવા લાગી. કુંદનો હેતુ એવોજ હતો કે એ લોકો પોતાનાથી ચોરી રાખી જે કામ કરે છે તે તરફ પોતે લક્ષ પણ આપતી નથી એમજ તેમને સમજવા દઈ, આપણે આપણું કામ કરી લેવું.

પદ્મા રૂપમતી પાસે ગઇ કે તરતજ એણે પોતાની નવી તૈયાર કરેલી પત્રિકા, પદ્માના હાથમાં મુકી, પોતે નીચું જોઇને બેઠી. પત્રિકા હાથમાં લઇ પદ્મા વાંચવા લાગી. પત્રિકા કાંઇ બહુ લાંબી નહોતી. પદ્માએ પત્રિકા વાંચી રૂપમતીને કહ્યું, "રૂપમતિ! આ પત્રિકાથી એ તો શું, પણ ફરી સંકટમાં આવી ગયેલી રૂકિમણિએ જ લખી હોય એમ જાણી સાક્ષાત્ શ્રીગોપાળ કૃષ્ણ સુદ્ધાંએ પ્રત્યક્ષ વૈકુંઠમાંથી ઉતરી આવ્યા વગર રહે જ નહિ. વાહ, બ્હેન! આવી શબ્દરચના તું કયાંથી શીખી આવી? સ્વપ્નામાં આવેલા ગોપાલકૃષ્ણનું કામ કરનાર નરવીરે જ શીખવી કે શું? શું તારા વિચાર! શી તારી ......"

પદ્મા આગળ બોલવા જતી હતી, પણ કુંદને આવતી દેખી, શરમાઇ ગયેલી રૂપમતીએ, નીચે જોઇ રહ્યા છતાં, પદ્માનો અંગુઠો દાબ્યો. કુંદ બારણામાંથી અંદર આવી, અને રૂપમતીને પદ્માનો અંગુઠો દાબતાં જોઇ લીધી; તેમ જ પદ્માના હાથમાંની પત્રિકા ઉપર પણ તેની દૃષ્ટિ ગયા વગર રહી નહિ. આથી તો કુંદના મનમાં બળતા ઇર્ષાના અગ્નિમાં તેલ જ હોમાયું. પણ કુંદે તે બહાર જણાવા દીધું નહિ. કુંદ પણ હવે પોતાના પેચમાં જ ફરતી હતી. પદ્મા પત્રિકા સંતાડી શકે, એટલો જાણી જોઇને અવકાશ આપ્યા પછી કુંદ આગળ આવીને હસતી હસતી બોલી; "અલીઓ! કાલની જ હું તમને પુછવાની હતી કે તમે બે જણાં આમ એકલાં એકલાં શું ગટપટ કર્યા કરો છો? મારાથી કાંઇ ગુમ હોય એમ લાગે છે ખરૂં." પદ્માએ સહેજ સ્વાભાવિક હસતે હસતે કહ્યું.— "શું ધુળનું ગુમ છે? પણ જે છે તે જો તું હમણાંથી જાણીશ તો બધો ભરમ ભાંગી જશે. પછીથી જાણે તો તને જે મજા પડશે, તે મજા તું ખોઇશ. કેમ, ખરૂં કેની રૂપમતી?"

કુંદ પણ તે જ પ્રમાણે હસીને બોલી; "હું કાંઈ તમને એમ નથી કહેતી કે મને કહો. હું જાણું છુંજ, કે તમે મને કાંઇ પણ કહ્યા વગર

રહ્યો તેવી નથી; એટલે હું એ શું કરવા ઉતાવળ કરૂં? ચાલવા દો, તમારૂં જે કાંઇ ચાલતું હોય તે. એમ હોય ત્યારે તો મને હમણાંથી ક્‌હેશો જ નહિ! મારા મનમાં કાંઇ વાત રહેવાની નથી." છેલ્લા શબ્દ જરાક મરડાટમાં બોલી, જે પદ્મા તથા રૂપમતી જાણી શક્યાં નહિ. આટલું બોલી કુંદ જરા હસતી હસતી ત્યાંથી ચાલી ગઇ.

આ જોઇ પદ્મા જરા હસીને બોલી; "જોઇ, બિચારી કેવી ભોળી છે? હું કહું છું તેવો જ ભોળો સ્વભાવ! પણ એ મને તો ના ગમે, હોં કે? પણ આવા નિઃસંશયી સ્વભાવનીએ એક જુદી જ ખૂબી છે. મને જો મારી કોઇ બેનપણી આવું કરે, મારાથી કાંઇ પણ છાનું રાખે, મને ટાળે છે એવું જો મને લાગે તો હું તો એની પછવાડે ખરેખરી ખાઇ પીને મંડું અને જાણું ત્યારે જ જંપુ. હું કાંઇ કુંદની પેરે એમ ને એમ ચાલી જાઉં એવી નથી."

રૂપમતી—ખરૂં બ્હેન! મારે પણ એવું જ છે. મને પણ જો કોઇ ટાળતું હોય, અને મારાથી કાંઇ છાનું કરતું હોય, તો તે જ્યાં સુધી હું ન જાણું ત્યાં સુધી મને તો ચેન જ પડે નહિ. મને કુંદનો સ્વભાવ ગમે છે તે આટલા જ માટે કે એ બિચારી આપણી વચ્ચે આવતી જ નથી.

પદ્મા અને રૂપમતી આવી રીતે વાત કરી રહ્યાં હતાં, ત્યારે કુંદ બારણે ઉભી ઉભી, પોતાને માટે જ કાંઇક વાત ચાલતી હશે એમ ધારી, બેઉના ઉપર લક્ષ રાખી રહી હતી. થોડા વખત ઉપર રૂપમતી અને પદ્માની સાથે બોલતાં કુંદના મ્હોં ઉપર જે આનંદજનક સ્મિત જણાતું હતું, તેની જગ્યા આ વખતે ઉદ્વેગે લીધી હતી. ઇર્ષાદેવીએ કુંદમાં આવી રહી, પોતાનું ઘર કર્યું, અને તેણે તે આનંદજનક સ્મિતનો, સમૂળો જ નાશ કર્યો. હસતાં હસતાં તેના નેત્રને થતું આકુંચન તથા તેમાં નાચી રહેલું, તે નષ્ટ થઇ જઇ, દૂબી ભમરો ઉપર કરચલી પાડતી તથા તેમાં ઇર્ષાની દુષ્ટતા બતાવતી બરાબર જણાઇ આવતી હતી. "હમણાં પૂછીશ નહીં, નહિ તો પછીની મજા જશે." આવા પદ્માના શબ્દો વારંવાર તેના મનને ખુંચ્યા કરતા હતા. વચ્ચે વચ્ચે, "આજ કાલની આ તે શું ચોટ્ટી મને મજા દેખાડનારી હતી? ઠીક, ઠીક, જોઉં છું, હવે કોણ મજા દેખાડે છે તે?" આવા શબ્દો તેના મ્હોંમાંથી નીકળી પડતા હતા. મનમાં ને મનમાં કુંદ બોલી, "હવે આપણે જે કરવાનું છે—તે બરાબર કરી દેખાડવું જોઇએ." એના મનમાં થઇ આવ્યું કે એ બે જણીઓ કીલ્લા ઉપરના ઉંચા જ ઉપર રોજ જઇને બેસે છે ત્યાં હવે આપણે પણ જઇને જો પણ કિલ્લાના બુરજપર જતી હતી. નિરાંતે બેસી વિચાર ક

બહારના ઘેરાની બધી જ મજાહ દેખાડે એવી એ જગ્યા હતી. આથી આવી અસ્વસ્થ સ્થિતિમાં ત્યાં જઇને બેસવાથી મગજ જરા શાંત થશે, તથા આગળ શું કરવું? તેનો પણ કાંઇ રસ્તો જડશે, એવું કુંદના મનમાં આવ્યું. આ વિચાર આવતાંજ કુંદ ત્યાં ગઇ.

અહીં પદ્મા અને રૂપમતી તો પોતાની પત્રિકા વિશે જ બોલી રહ્યાં હતાં. કુંદ પેલા બુરજ ઉપર જઇને સામી નજર રાખી બેઠી હતી. તેનું મન તેના અંતરમાં ચાલતા વિચારોમાં જ ગુંથાઇ ગયું હતું. આપણે હવે શું કરવું? આ લોકોનો કારભાર શી રીતે સમજાય? અને એ કાંઇ કરવા ધારતાં હોય તો તે બનવા જ ન દેવું, એવું તે આપણે શું કરીએ? આ વિચારમાં તે આમતેમ જોયા કરતી હતી. એટલામાં નિયમસર આવનારો છબીનો ત્યાં આવી પહોંચ્યો. છબીનો આવી કુંદની સામે બેઠો, પણ કુંદનું લક્ષ તો તે તરફ બીલકુલ હતું જ નહિ. આથી બિચારૂં પક્ષી જેમ તેમ કરી તેનું ધ્યાન પોતાના તરફ ખેંચવા માટે પોતાના ગટરગું ગટરગું એવા અવાજ કરી, આમતેમ પુંછડી હલાવતું નાચવા લાગ્યું. કુંદનું લક્ષ સહજ તે તરફ ગયું, એટલે ચકિત થઇને તેને જોવા લાગી. છબીનો નાચતો નાચતો આગળ આવે અને વળી પાછો આઘો જતો રહે. કુંદને બીલકુલ સમજ ન પડી કે આવું હળી ગયેલું કબુતર તે કોનું હશે? અને અહીં તે વળી કયાંથી આવ્યું હશે? કુંદ અમસ્થી તેના તરફ ધારી ધારીને જોવા લાગી, તો એના ગળામાં કાંઇક ચીઠ્ઠી જેવું જોઇ કુંદને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. લડાઇને વખતે અથવા ઘેરાઓના વખતમાં, ઘેરાયલાં માણસોના બહારનાં હિતૈશીઓ તરફથી એકમેકની ખબરઅંતર તથા છુપી બાતમીઓ લઇ જવા લાવવા, આવાં કબુતરોનો ઉપયોગ થાય છે, એવું કુંદે આગળ સાંભળ્યું હશે, તેનું તેને આ પ્રસંગે સ્મરણ થઇ આવ્યું. તરત જ તેના મનમાં આવ્યું કે, બાપાજીને આ બાતમી જણાવવી. કુંદ એમ કરવા જતી હતી જ, એટલામાં વળી બીજો વિચાર થઇ આવ્યો કે, પદ્મા અને રૂપમતી જે કારસ્તાન કરવા લાગ્યાં છે તેની જોડે તો આને કંઇ સંબંધ નહિ હોય? આની સાથે તેને એમ પણ થયું કે પદ્મા વારંવાર જે આ બુરજ ઉપર આવે છે તે આટલા જ માટે કેમ ન હોય? ઘણું કરીને તેની જોડે જ આને કાંઇ સંબંધ હોય એમ લાગે છે, આવો વિચાર મનમાં આવ્યો, પછી તો શું પછવું? કબુતરના ગળામાંની ચીઠીમાં શું છે તે આપણે જ જોઇ નાંખીએ, એમ ધારી તે વાંચી જોવા તેણે વિચાર કર્યો. પહેલાં તો કબુતરને શી રીતે પકડવું એની જરા ધાસ્તી લાગી. પણ કબુતર તો છેક જ પાસે આવેલું જોઇ, જરા હાથ લાંબો કરી, પહેલાં તો જરા પંપાળવા લાગી. પછી તેને પકડી,

ગળામાંની ચીઠી કાઢી લીધી અને પોતે વાંચી જોઇ. ચીઠીનો મજકુર વાંચતાં જ કુંદ આશ્ચર્યથી વિસ્મત થઇ ગઇ. આ તે શું હશે? કાંઇ કાવતરૂં તો નહિ હોયને? કુંદ, કશુંજ સમજી શકી નહીં. આ બે જણુને જે કાંઇ કરવાનું છે તે આજે મધ્યરાત્રીએ કરવાનું છે, અને ત્યાં કોઇ પણ માણુસ તે વખતે આવનાર છે, એટલું તો એના ધ્યાનમાં આવી શક્યું. આપણો દાવ સાધી લેવા આજ વખત ઘણો કામનો છે, એમ ધારી તરત જ ત્યાંથી ઉઠી ગમે તે એક કાગળીઉં લાવી, ઘડી કરી, કબુતરના ગળામાં બાંધી દીધું. કબુતર એટલુંજ શીખ્યું હતું કે પ્રથમની ચીઠી કાઢી લઇ તેની જગ્યાએ બીજી ચીઠી આવી કે ત્યાંથી ભુરરર કરી ઉડી જવું. કાગળ બંધાવાથી છબીનો તો ત્યાંથી ઉડી ગયો. પોતે જે કર્યું છે તેનો શો પરિણામ આવશે? તેનો જ વિચાર કરતી કુંદ આમ તેમ ફરવા લાગી. કુંદને તો એમ જ થયું કે આજે રાત્રે ખુબ ગમ્મત થવાની છે! કબુતરના ગળામાંના પત્રમાં શું હતું? અને એણે શું લખી મોકલ્યું? તેની કુંદને કશીએ ખબર નહોતી. પણ તે ન સમજતાં જાણે કાંઇક મોટું કામ પોતે કર્યું હોય, તેથી તેને જરા ઠીક લાગતું હોય એમ જણાતું હતું. કેટલીકવાર આમતેમ ફર્યા પછી કુંદ નીચે ગઇ.

આણી તરફ પદ્મા અને રૂપમતી તો પોતાના જ આનંદમાં ડુલતાં હતાં. "આજ રાત્રે શામળ પંડિત આપણો પત્ર લઇને જશે, અને નિર્વિઘ્ન જઇ પહોંચી, આપણું ઇચ્છિત કાર્ય સફળ કરી આવશે, એટલે આપણે હમણાંના સંકટમાંથી, એટલું જ નહિ પણ આખા જન્મારાના દુઃખમાંથી છૂટીશું." આવા આવા હવાઇ કીલ્લા બાંધ્યા કરતી, બે જણીઓ રાત કેટલી ગઇ અને હજી પણ એ વખતને કેટલીકવાર હશે? એમ ઝંખ્યાજ કરતાં હતાં. ક્યારે રાત જાય અને ક્યારે શામળ પંડિતને પેલા દોરડાવતે નીચે ઉતારી દઇએ! એની માળા હવે શરૂ થઇ ચૂકી હતી.

જેમ જેમ રાત જવા લાગી તેમ તેમ પેલી બે જણીઓનાં અંતઃકરણ હર્ષથી ફૂલાતાં હતાં. નિત્ય નિયમ પ્રમાણે રૂપમતી પોતાની બેનપણીઓ સાથે જમીન ઉપર પોતાના મહેલમાં સુવા ગઇ. પદ્મા એની જોડે ગઇ અને અંદર ખાટલા ઉપર પડી. કુંદ પણ આવી અને હસતી હસતી બોલી, "કેમ બ્હેન! હવે તો મને કહેવાની વખત થઇને?" પદ્માએ કહ્યું; "ના, હજી જરાવાર છે." જે ઉપરથી કુંદ નિરાંતે બોલી; "વારૂ ત્યારે." આમ બોલી કુંદ તો, આ પાસેથી પેલે પાસે, એમ પાસાં ફેરવતી ઉંઘી ગઇ હોય એમ સુતી. કુંદની ખાત્રી હતી કે એમણે કરી રાખેલી યોજના પાર પડનાર જ નથી. આ બે જણીઓને તો એમજ થયું કે સારૂં થયું કે કુંદ આટલી વ્હેલી સુઇ ગઇ. આમ ધારી તે બે

જણાં તો હવે પોતાના વખતની વાટ જોતાં સુતાં. કુંદ જાગી ન ઉઠે એટલા માટે તે એ જેમ બને તેમ બોલતાંજ નહોતાં.

મધ્યરાત્રી થતાં જ પદ્મા ચુપચુપ પોતાની પથારીમાંથી ઉઠી. રૂપમતી એની જોડે જવાની નહોતી, કારણ એનું કાંઈ કામે નહોતું. રૂપમતીએ તેને કહી રાખ્યું હતું કે શામળ પંડિત સુખરૂપ ઉતરી જાય એટલે તેને આવીને કહેવું. પદ્મા હવે ઉઠીને બહાર આવી. પદ્માને જ્યાં જવું હોય ત્યાં જતાં એને કોઈપણ અટકાવે તેમ નહોતું. આજ બે દિવસ થયાં તેણે આ કામ માટે બધે ફરી ફરીને દરેક જગ્યા ઉપરના પહેરેગીરોને સાધી રાખ્યા હતા, એટલે પદ્માને જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જઈ શકે એમ હતું. પદ્મા ચાલવા માંડી, તે ઠેઠ સૂધી બરાબર ગઈ જ. એને ઉઠયાને પાંચ સાત મીનીટ નહિ થઈ હોય એટલામાં તો કુંદ ધીમે રહીને પોતાનું ડોકું પથારીમાંથી ઉંચું કર્યું. ઉઠીને જુવે છે તો રૂપમતી મુંહ ફેરવીને સુતી છે અને પલંગ પાસેના જાળીઆમાંથી સુતે સુતે જ બહાર જોયા કરે છે. રાત એવી તો અંધારી હતી કે, જાળીઆમાંથી કાંઈ જ જોઈ શકાય નહિ. નિયમિત જગ્યાએ પદ્મા જાય છે કે નહિ? તે જોવા ખાતર જ માત્ર રૂપમતી આવા અંધારામાં ફાંફાં મારતી હતી. રૂપમતી પીઠ ફેરવીને જાળીઆમાંથી જોયા કરે છે, એટલે એ લાગ આપણે સારો છે, એમ ધારી કુન્દે તેનો બરાબર લાભ લઈ લીધો. તરત કુંદે પદ્માની પુઠ લીધી. જતે જતે પોતાની ઓઢવાની પછેડીને ફુલાવી પથારીમાં ઢાંકતી ગઈ, કે રૂપમતી પથારીમાં જોતાં ખાલી પડી છે એમ ન જાણે. રૂપમતીને આ જાળીઆમાંથી કાંઇ દેખાતું નહોતું, પદ્મા ગઈ હોય એવો કાંઈક આભાસ જ માત્ર જણાયો. રૂપમતી તો ત્યાં જ હતી. શામળ પંડિત જઈને સુખરૂપ ઉતરી પડે ત્યાં સૂધી એને બીચારીને ઉંઘ ક્યાંથી આવે? ચેન ન પડવાથી રૂપમતી જાળીઆ પાસે જઈને ઉભી રહી. કેટલોક વખત થયો, ત્યારે રૂપમતી પોતાના પલંગ ઉપર જઈને પડી. ત્યાં જંપ ન વળવાથી ફરી પાછી ઉઠીને જાળીઆ પાસે જઈને ઉભી. એમ ઘડીમાં પલંગ ઉપર જાય અને ઘડીનાં જાળીઆ પાસે આવીને ઉભી રહે.

બહાર તો, આગળ પદ્મા અને પાછળ કુંદ એમ ચાલતાં હતાં. આ બેઉ બેનપણીઓજ હતી એટલે કુંદ પદ્માની પાછળ તેનો પીછો લેવાનેજ જાય છે એવો કોઇ પણ પહેરાવાળાને વ્હેમ આવ્યો નહિ. પદ્માએ દરેક પહેરેગીરને અનુકૂળ કરી મુકયા હતા, એટલે તેનો ખરો લાભ આ વખતે કુંદ ભોગવતી હતી. કોઈએ એને પૂછ્યું પણ નહિ કે તું કયાં જાય છે? તેમ પોતે પદ્માની જોડે જ જાય છે

એમ બોલતી હતી, એટલે પછી એને કાણુ પૂછી શકે ? રાણી ચંદ્રાવતી તથા તેના પુત્રને લઇ આવવાના સંબંધમાં જે મોટું સાહસ પદ્માએ માથે લીધું હતું, તે ઉપરથી તેને માટે, એક સાધારણ માણુસથી તે ઠેઠ માહારાણા વિજયસિંહ સુધી, સર્વને પૂજ્ય બુદ્ધિ બંધાયલી હતી; એટલે પદ્મા જે કરે તે સ્વામિભક્તિ અર્થેજ કરે અને શાહાણુપણુનું જ કામ કરે એમ સર્વને ખાત્રી થઈ ચુકી હતી. આથી જ તેને પોતાનું ધારેલું કામ પાર પાડવામાં વધારે ઉત્તેજન મળ્યું. આગળ પદ્મા અને તેનાથી કેટલેક છેટે પાછળ કુંદ એમ બે જણાં ચાલ્યાં જતાં હતાં. એમ કરતાં આગળ કહેલી જગ્યાએ, જ્યાં એને પેલા પુરૂષનો મેળાપ થયો હતો, ત્યાં પદ્મા આવી પહોંચી. કુંદ પણ એનાથી થોડે છેટે ન દેખાય તેવી રીતે ઉભી રહી. જોઇ શકાય એમ તો હતું જ નહિ, કારણ રાત્ર અંધારી હતી, પણ સાંભળી શકાય એવું તો હતું જ. એથી કોણ શું બોલે છે? તે બરાબર સાંભળી લેવા કુંદ પોતાના કાન ત્યાંજ રાખીને ઉભી રહી. એટલામાં જ આપેલા વચન પ્રમાણે શામળ પંડિત ત્યાં આવ્યો. પદ્માને તો એમ જ થયા કરતું હતું કે શામળ પંડિત આપેલા વચન મુજબ ત્યાં વખતસર આવશે કે નહિ? પણ તેને જોતાંજ પદ્માના પેટમાં ટાઢક થઈ ગઈ. માથે ફેંટો બાંધી, કેડે કમરબંધ બાંધી, હાથમાં ભાલો લઈ, અંગરખાની પોંયની કરચલીઓ ચડાવતો, દાઢી મુછ ઉપર હાથ ફેરવતો, શામળપંડિત ત્યાં આવી પહોંચ્યો. આવતાં વેંત જ પદ્માને હાંક મારી, "છોકરી, શિશુપાળના ભયમાંથી અંબા રૂકમિણિને છોડવનારો કૃષ્ણાવતારવાળા દ્વાપરયુગમાં હું જ વ્યંકટભટ્ટ હતો, સમજીને? આ કલિયુગમાં હવે હું રૂપમતીને છોડાવવા આવ્યો છું. ચાલ ત્યારે જલદી કર. પણ જરા મારી કમર બરાબર બાંધી લેવા દે."

પદ્માએ હાથ જોડીને શામળને કહ્યું; "પંડિત, તું કૃપા કરીને હવે મશ્કરીની વાત જવા દે. આપણે બધી વાત કેવી ગુપ્ત રીતે કરવાની છે? તે તો તું જાણે છે." આ સાંભળી શામળપંડિતને જરા વધારે હોંસ આવી. આણી તરફ કુંદ પોતાના મનમાં એમજ સમાધાન માનતી હતી કે, "કરો, કરો! તમારાથી થાય તેટલું કરો, પણ આજેજ તમારી ફજેતી કરૂં છું." એટલામાં નીચેના ભાગમાંથી ઘણા જોરથી ફેંકેલું એક દોરડું ઉપર આવ્યું; આ દોરડાને છેડે એક પાટલાઘો બાંધેલી હતી. ઘો ઉપર આવતાંજ તરત જે ઠેકાણે આવી ત્યાંજ ચોંટી ગઇ. ઘો ચોંટી જતાંની સાથે તુરત તેની પછવાડે એક માણસ ઉપર ચઢી આવ્યો. આવતાં વાર જ તેણે પહેલાં પદ્માને બોલાવીને પૂછ્યું, મારો છબીનો (કબુતર) ક્યાં છે?

**પદ્મા**–ક્યાં, એટલે? તમારી પાસે પાછો આવ્યા સિવાય જ શું તમે આવ્યા હશો કે?

**આવનાર**–ના, એમ તો નહિ. પણ ત્રીજા પહોરે મેં એને પાછો મોકલ્યો હતો. ચીઠ્ઠીમાં લખ્યું હતું કે હું ખાસ આવું છું. તે લઇને જે એ ગયો છે તે હજી સુધી પાછો આવ્યો જ નથી. મને લાગ્યું કે તેં પાછો નહિ મોકલ્યો હોય.

**પદ્મા**–છીટ, છીટ, એ પછી તો હું બુરજ ઉપર આવી જ નહોતી અને છબીનાને પણ મેં જોયો નથી.

**આવનાર**–એનો અર્થ શો! ત્યારે એ ગયો ક્યાં? અરેરે, જો એ ગયો તો પછી આપણી શી દશા! એ અહિં તો ખાસ આવ્યો હતો. પણ વખતે રસ્તામાં તો એને કોઇએ કાંઇ નહિ કર્યું હોયને? શત્રુના હાથમાં તો સપડાઇ નહિ ગયો હોયને?

એટલામાં વેગળે કોઇની હીલચાલ જણાઇ. આ જોઇ **પદ્મા** બોલવા લાગી; "તે ગમે તેમ થયું, પણ એનો વિચાર કરવાનો આ વખત નથી. પહેલાં તો તમે આને નીચે લઇ જઇને ઉદેપુરને રસ્તે પહોંચતો કરી આવો. એ કામ પહેલું! **શામળ** પંડિત, હવે આ તમને પહોંચાડનારા રક્ષક અને તમે રૂપમતી બાઇના દૂત થાઓ, અને કામ ફત્તેહ કરી આવો.

**શામળ** પંડિત તો બિચારો બહુ જ ગભરાયો. દોરડાવતે ઉતરી પડવું એટલે મૃત્યુના મુખમાં જ જવું, એમ તેને તો થયું. પણ સાહસિક હતો એટલે હિંમત હાર્યો નહિ. પોતાની મશ્કરીને દૂર મુકી, કમ્મર બરાબર ઠીકઠાક કરી, પાસેથી પેલી પત્રિકા લઈ "જય, માતાજીકી" બોલી દોરડું હાથમાં લીધું. એટલામાં પેલા **આવનારને** અને **પદ્માને** જે વાત થવાની હતી તે થઇ ગઇ. **શામળ** પંડિતને જરા થોભવા કહ્યું, અને પહેલો પોતે ઉતર્યો. **શામળ** પંડિત પણ જરાએ ન ગભરાતાં નિર્ભય બની તેની પછવાડે સરકવા લાગ્યો.

"એક કામ તો ફત્તેહ!" આટલા શબ્દ **પદ્માના** મ્હોંમાંથી નીકળી ગયા, અને પોતે હવે આવેલે પગલે ધીમે ધીમે ચુપચુપ ચાલવા લાગી.

આણી તરફ કુંદ પણ, "આપણે જ ફસાઇ ગયાં." એવું મહાકષ્ટથી બોલતી, **પદ્માની** આગળ, તે ન જાણે તેમ જલદીથી જઈ પથારીમાં સુઇ જવા માટે, ચુપચુપ ચાલતી થઈ ગઈ.

# પ્રકરણ ૨૫ મું.

—:o:—

## રોશનઆરા બેગમ.

આપણે છોટુસિંહને છોડી દીધાને આજે ઘણા દિવસ થઇ ગયા છે, માટે એ બિચારાના પણ કાંઇ સમાચાર લેવા જોઇએ ખરા. વાંચનાર! છોટુસિંહની શી દશા થઇ? એ જાણવાની તો તને ઘણી ઉત્કંઠા હશે, પણ છોટુસિંહની આગળ શી અવસ્થા થઇ, તે કહેતાં અગાઉ, આ વખતે ઔરંગજેબ બાદશાહની, તેમ જ એના જનાનાની કેવી સ્થિતિ હતી? તેનો જરા સવિસ્તર ચિતાર તારા આગળ મુકવો આવશ્યક ગણું છું; અને આશા રાખું છું કે તેથી તને કંટાળો નહિ જ આવે, એટલું જ નહિ પણ તેમાંથી તારા મનને ગમ્મત લાગે એવા બોલ પણ નીકળી આવશે જ.

વાંચનાર! તેં આજસુધી ઉદેપુરી બેગમની જ હકીકત જાણી છે. ઔરંગઝેબનો એના ઉપર અપૂર્વ પ્રેમ હતો, દરેક વાત એની જ સલાહથી થતી તથા બેગમ જે કરતી તે પૂર્વ દિશા જ થયું. પોતે જ જનાનખાનાની પૂર્ણ સત્તાધારી છે, એમ સમજીને તે ગમે તેમ કરતી. આ સર્વ હકીકત તો તારા જાણવામાં આવી જ ગઇ છે. વાસ્તવ પૂર્ણ સત્તાધારી ઉદેપુરી જ હતી એમ નહોતું, અને તેથી ઉદેપુરી સર્વ અધિકાર પોતે જ ભોગવતી હતી એમે નહોતું. બાદશાહ એની મુઠીમાં જ છે એવું જણાયાથી, બીજી બધી રાણીઓ, તથા સુલતાનાઓ તો એની જોડે વાંકી હોય એ સ્વાભાવિક જ છે. પણ એ શિવાય ઉદેપુરીને એક બીજો જ પ્રતિપક્ષી હતો. ઔરંગઝેબની બ્હેન રોશનઆરા પણ પોતાને જનાનખાનાની સર્વ સત્તાધારિણી જ માનતી હતી, તથા વર્તતી પણ તેમ જ હતી. ઉદેપુરી માનભંગ થાય, એનું કોઇ પણ ઠેકાણે વજન રહે નહિ, દરવાન, ખોજા વિગેરે નોકર વર્ગ તથા દાસીઓ સર્વે એને ન ગણકારતાં પોતાને જ માન આપે, આવી જ ઇચ્છા રોશનઆરાને થયા કરતી હતી. એટલું જ નહિ પણ, ઔરંગઝેબનો પ્રેમ પણ એના ઉપરથી ઉતારવા માટે રોશનઆરાએ કંઇક ખટપટો ચલાવી હતી. શાહજાંહને કેદ કરી રાખવામાં, તથા પોતાના ભાઇનો છળ કરી તેનું ખુન કરાવવામાં રોશનઆરાએ ઔરંગઝેબને ઘણીજ મદદ કરી હતી, એ તો વાંચનારને ખબર હશે. રોશનઆરા ન હોત તો ઔરંગઝેબને રાજ્યના વતીનાં ફાંફાંજ મારવાનો વખત હતો. આથી ઔરંગઝેબ રોશનઆરાનું મન કદી દુભવતો નહિ. આણી તરફ ઉદેપુરી પણ

તેના અત્યંત પ્રેમનું પાત્ર, એટલે તેની મરજી વિરૂદ્ધ ચાલવું એ પણ બની શકતું નહિ. આજ કેટલાક દિવસ થયા એવુંજ ચાલતું હતું કે ઉદેપુરી રોશનઆરાની વિરૂદ્ધ બોલે અને રોશનઆરા ઉદેપુરીની વિરૂદ્ધ બોલે, પણ ઔરંગઝેબ બન્નેનું સમાધાનજ રાખ્યા કરતો હતો. આ વિરોધનો પરિણામ એવોજ આવ્યો કે જનાનખાનામાં બે તડ પડ્યાં, એક તડ ઉદેપુરીનું, અને બીજું રોશનઆરાનું. બેઉ તડનાં માણસોમાં પણ દરરોજ મારામારી અને ગાળાગાળી ચાલ્યાજ કરતી હતી. આટલે સુધીની વાત જાણ્યા પછી, છોટુસિંહને કોણ અને શા માટે પકડી ગયું હશે, તેનો પણ સહજ ખ્યાલ વાંચનારને આવશેજ. તો પણ છોટુસિંહને મળીને એની પ્રત્યક્ષ ભેટ લઇએ, તે પૂર્વે હજી પણ કેટલુંક વાંચનારને જણાવવાની જરૂર છે, અને આ જણાવ્યા બાદ છોટુસિંહની કર્મકથા આગળ ચલાવીશું.

છોટુસિંહને આવી અચાનક રીતે પકડી કેદ કર્યો તેને ત્રણેક દિવસ થયા હશે, એટલામાં બાદશાહ આલમગીર ઓચિંતો એકાએક માંદો થઇ ગયો. કોઇ કહે કે ઘોડા ઉપરથી એકાએક પડી જવાથી પગ ઉતરી ગયો છે, તો કોઇ કહે કે કોઇ દોપી જ્વરની પીડા છે. ગમે તે હો, પણ એટલું તો ખરૂંજ કે બાદશાહ જરા ચિંતા કરાવે તેવી સ્થિતિમાં આવી પડયો હતો. રોશનઆરા બેગમનો એના ઉપર ઘણો જ પ્યાર હતો. બાદશાહ માંદો પડ્યાની વાત સાંભળતાંજ તેને ઔષધોપચાર કરવા બેગમ તેની પથારીની પાસેજ જઇને બેઠી. તેણે જતાં વેંતજ પહેલું કામ એ કર્યું કે, બાદશાહના શયનગૃહમાં પોતે, પોતાનાં બે ત્રણ વિશ્વાસુ નોકરો તથા દાસીઓ શિવાય બીજા કોઇને પણ અંદર આવવા ન દેવાનો સખત હુકમ ફેરવી દીધો. મોટા મોટા અમીર ઉમરાવો બાદશાહની ખબર જોવા આવે પણ કોઇને પણ અંદર આવવાની રજા મળતી નહોતી. પોતે જાતેજ પુછી લેતી કે તેઓને બાદશાહનું શું કામ છે? અને કાંઇ પણ મહત્વનું કામ હોય તો પોતેજ બાદશાહનો હુકમ લાવી આપે છે એમ કહી અંદર જઇ બાદશાહની સહી સિક્કાનો હુકમ લાવી તેઓને આપી વિદાય કરતી, પણ બાદશાહની મુલાકાત કોઇને પણ થવા દેતી નહોતી. બાદશાહને મળવાનું છે એમ કોઇ કહે તો તેને સાફ જવાબ મળતો કે બાદશાહ મળી શકશે નહિ. જનાનાની સ્ત્રીઓને પણ બાદશાહના શયનગૃહમાં જવાની બંધી થઇ ગઇ. તેમાં ઉદેપુરીને માટે તો તેણે એવોજ બંદોબસ્ત કર્યો હતો કે, બાદશાહના શયનગૃહનાં બારણાં પાસે પણ ઉભી રહેવા દેવી નહિ. આ જોતાંજ ઉદેપુરી તો લાલચોળ બની ગઇ. પણ ઉદેપુરી, રોશનઆરા આગળ શું કરી શકે? ઉદેપુરીએ પોતાનાં માણસો પાસે દંગો કરાવવાનું પણ એક વખત ધાર્યું,

પણ વ્યર્થ! એનું કાંઇજ ચાલ્યું નહિ. બાદશાહની આ માંદગીને છ દિવસ થયા. રોશનઆરાએ બહાર એવી વાત ફેલાવી કે ઔરંગજેબની પ્રકૃતિ ઘણીજ બગડી ગઈ છે. બીજે દિવસે વળી એમ વાત ફેલાવી કે પ્રકૃતિ જરા સુધારા ઉપર આવી છે. જે દિવસે ઔરંગજેબની તબીયત વધારે બગડી આવી છે એવું સાંભળ્યું, તે દિવસે ઉદેપુરીએ બાદશાહના શયનગૃહમાં જવાને ઘણાં ફાંફાં માર્યાં; પણ રોશનઆરા એવી તો દૃઢ બનીને બેઠી હતી કે, તેણે ઉદેપુરીની બધી ખટપટ ધૂળધાણી કરી નાંખી. ઉદેપુરીએ જાણ્યું કે પહેલે દિવસે બાદશાહની પ્રકૃતિ ઘણીજ બગડી આવી છે એવી બુમ ચારે તરફ લોકોમાં ફેલાવવી. બીજે જ દિવસે સારી થઇ છે, એવી વાત ફેલાવવામાં રોશનઆરાનો કાંઇક પણ ભેદ હોવો જોઇએ. તેમાં વળી પોતાને અંદર જવાની પરવાનગી નથી, છતાં પણ ગમે તેમ કરી અંદર જઇ જાતે જોવું જ જોઇએ, અને એટલા માટે જે બની શકે તે કરવું જ, આવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. એ જાણતી હતી કે નિશ્ચય કરવો જેટલો સુલભ છે તેટલો પાર પડવો સુલભ નથી. નિશ્ચય કરવો એ તો માત્ર માણસના મનનીજ કલ્પના છે; પણ તે પાર પડવો એમાં કેટ કેટલી બાબતોની અનુકૂળતાની ખાસ જરૂર હોય છે જ.

માટે પોતાનો નિશ્ચય પાર પાડવા સારૂ શું શું કરવું આવશ્યક છે ? એ સ્વસ્થપણે વિચાર કરતી, ઉદેપુરી પોતાના દિવાનખાનામાં બેઠી હતી, એટલામાં એનું મન ઇંદિરા તરફ ગયું. તેણે સહેજ ઇંદિરાને કહ્યું; “ઇંદિરા! ચંદ્રાવતીને નસાડી મુકવામાં તેં ઘણી ચાલાકી લડાવી. અહિં પણ ગમે તેમ કરીને બાદશાહની તબીયત કેવી છે તેની બાતમી તું મને આણી આપે તો તને જે જોઇએ તે આપું. ગમે તે કર, પણ બાદશાહની તબીયત કેવી છે, તે તો મારે જાણવું જ જોઇએ. પેલી કર્કશા રોશનઆરા તો કાંઇ જ પત્તો લાગવા દેતી નથી. જોઇએ, તું હવે શી યુક્તિ લડાવે છે? તારે પણ તારૂં હિત સાધી લેવાનો આ ખરો લાગ છે.” એ સાંભળતાં જ ઇંદિરા હસીને બોલી; “બેગમ સાહેબ! ચંદ્રાવતી રાણીજીને છોડવવામાં સ્થળ અને પ્રસંગ બન્ને જુદાં જ હતાં. મારી ત્યાં જા આવ પણ હતી, તેમ ત્યાંનાં સર્વ માણસો મારાં ઓળખીતાં પણ હતાં. અહિ તેવું કાંઇ છે? મને અહિંથી બહાર એક ડગલું પણ ભરવાની પરવાનગી નથી. આવી સ્થિતિમાં તમે કહો છો તે કેમ બની શકે? તો પણ મારાથી થશે તે યુક્તિ કરી જોઇશ. મને માત્ર એ વાતની રજા તુરત મળવી જોઇએ. એક તો એ કે મને જ્યાં ગમે ત્યાં હું જઇ શકું; તથા બીજું એ કે હું ગમે એટલો પૈસો ગમે તેને આપી શકું. રોશનઆરાએ જે પહેરો ત્યાં બેસાડ્યો છે તે ખુલ્લી તરવારનો અને ખડો છે;

દરવાજા ઉપર તો ખાસ પોતાની તાતારી મુંગી દાસીઓ જ રાખી છે. એટલે તેમને સારી રીતે પૈસાથી લલચાવ્યા વગર શી રીતે અંદર જઇ નજરોનજર જોઇ આવી શકીશું ?" આવું ઇંદિરાએ કહ્યું એટલે તરત જ ઉદેપુરીએ પોતાના દરવાનને હુકમ કરી દીધો કે આજથી ઇંદિરાને જ્યાં જવું હોય ત્યાં જવાની રજા આપવામાં આવી છે, માટે તેનો કોઇએ અટકાવ કરવો નહિ." એમ કહી કારભારીને બોલાવીને કહેવા લાગી કે, "ઇંદિરા જેટલું દ્રવ્ય માગે એટલું એને આપવું."

કોઇ પ્રકારની ઉત્કટ ઇચ્છાથી માણસ જ્યારે ખરેખરો ગાંડો જ બની રહ્યો હોય છે ત્યારે તેને કાંઇજ ભાન નથી રહેતું કે આપણે શું કરીએ છીએ ? તેથી જે ઉપાય સુઝ્યો કે તે તરત તેનો અમલ કરી દે છે. આ વખતે ઉદેપુરીને એમ જ થયું. તેને એમ પણ શંકા આવી કે બાદશાહ વાસ્તવિક મરી ગયો છે છતાં રોશનઆરા પોતાનું કામ સાધી લેવા માટે જ બહાર એવી જુઠી બુમો ઉડાવે છે કે બાદશાહની તબીયત હવે સુધરતી જાય છે. બહાર અમીર ઉમરાવોમાં પણ એવી જ અફવા ચાલી રહી હતી. ખરી-વાત શું છે, તે જાણવા માટે હવે તે લોકોએ ખટખટ ચલાવવા માંડી છે. તેથી સિપાઇઓ, દરવાન, ખોજાઓ, દાસીઓ વિગેરે નોકરોમાં તેમણે હજારો રૂપીઆ વેરી નાંખ્યા છતાં પણ તેમનો હજી કાંઇજ પત્તો લાગતો ન હોતો.

આણી તરફ રોશનઆરા બેગમ કાંઇક જુદા જ ઉદ્યોગમાં લાગી હતી. પહેલા દિવસ કરતાં બીજે દિવસે ઔરંગઝેબની તબીયત વધારે બગડેલી હતી. રોશનઆરાને પણ એમ જ લાગ્યું કે હવે તો ખરેખર જ બાદશાહ મરી જવાનો, આ જોઇને તે બીલકુલ ન ડગતાં ઉલટી વધારે ધૈર્યવાન થઇ બેઠી! તેણે ધાર્યું કે કદાચ બાદશાહ આમ કરતાં ગુજરી ગયો તો એનો મોટો છોકરો શાહઆલમ ગાદીપર આવવાનો જ, અને પછી પોતાનું મહત્વ ઘટી જવાનું. પણ તેમ થવા દેવું એ તો બીલકુલ કામનું નહિ. રાજની લગામ તો મારા જ હાથમાં રહેવી જોઇએ! એમ ન થાય તો આ બધી મહેનત શા કામની ? આવા વિચારો થવાથી તેણે નિશ્ચય કર્યો કે આપણી જ મદદથી, પોતાના મોટા ભાઇનું ન ફાવવા દેતાં, જેમ આ બાદશાહ ગાદી ઉપર આવ્યો છે, તેજ પ્રમાણે એના નાનાભાઇ આઝમશાહને આગળ કરી, એના નામના પત્રો ચો તરફ મોકલાવી, ગાદી એને જ અપાવવી. રોશનઆરા બેગમ એક બહુ કારસ્તાની પુતળું હતું. આ વિચાર મનમાં આવતાં જ તેણે તે પાર પાડવાનો ઉદ્યોગ તરત જ કરવા માંડયો. પહેલું તો એજ કામ કર્યું કે, બાદશાહ બેભાન અવસ્થામાં પડયો હતો એટલે તેના હાથની સીલ મોહોરની વીંટી કાઢી લઇ, તાબાનાં રાજા રજવાડાં ઉપર ફરમાન પત્ર લખી, તે ઉપર બાદશાહની સીલમોહોર

કરી, પત્રો મોકલાવી દીધા. આ ફરમાન બાદશાહના નામથી જ લખાયાં હતાં. તેમાં એટલું જણાવેલું હતું કે, મારી તબીયત હાલ ઘણીજ બગડી ગઇ છે, બચવાની આશા થોડી જ રાખી શકાય છે, પણ ખુદા ન કરે ને કાંઇ જુદો જ પરિણામ આવી ગયો તો, તમને બધાને મારા નાના છોકરા આઝમશાહ માટે જ આ ફરમાન મોકલવામાં આવે છે. મારો મોટો દીકરો મારી મરજી પ્રમાણે ચાલતો નથી—તે મરજી પ્રમાણે ચાલનારો અને સ્વચ્છંદી છે અને તેથી કયે વખતે કેવું બંડ ઉઠાવી શેહેનશાહતને ખરાબ કરશે તેનો કોઇ જ નિયમ નથી, એટલા માટે મારી સાવધ અવસ્થામાં જ હું ફરમાન કરૂં છું કે, કદાચ પરવરદીગાર મને ઉઠાવી લે તો મારા નાના દિકરા આઝમશાહને શહેનશાહ માની, સર્વેએ તેની સાથે એકનિષ્ઠાથી અને ખરી રાજ્યભક્તિથી વર્તવું, તથા એની સામે જો મોટો દિકરો કાંઇ બંડ ઉઠાવે તો તેનો પરાભવ કરવા, આ તમારા નવા બાદશાહને ખરા અંતઃકરણથી મદદ કરવી. આવી રીતનું બાદશાહી ફરમાન રોશનઆરાએ તૈયાર કરી તેની નકલો દરેક રાજા રજવાડામાં, બાદશાહની સીલ મોહોર કરી મોકલી દીધી.

ઔરંગજેબની પ્રકૃતિની ખરી સ્થિતિ કેવી છે, એ તેણે બીલકુલ કોઇને પણ જાણવા દીધી નહિ. આવી કારસ્તાની બાયડી બ ? કયાંઇ શોધીએ જડે નહિ જ. આટલા બધા મોટા મોટા અમીર ઉમરાવો હતા, પણ તેઓને પણ તેમાં ચંચુ પ્રવેશ કરવા દીધો નહિ. બધાએ બીચારા હાથ પગ જોડીને જ બેસી રહ્યા હતા.

ઉપર જણાવી ગયા છીએ કે રોશનઆરા કાંઈ પણ મોટું કાવતરૂં કરે છે, બાદશાહ મરી ગયો છતાં તે વાત બીલકુલ બહાર આવવા જ દેતી નથી, આવી શંકા જનાનખાનાની સર્વ બેગમોને થઇ હતી. ઉદેપુરીને તો ખાસ થાય એમાં નવાઈ નથી. તેથી ખરી બાતમી જાણવા માટે જ તેણે બધી ખટપટ ચલાવી. ઉદેપુરીએ આ કામ ઇંદિરાને સોંપ્યું હતું, તે પણ વાંચનાર જાણે છે જ. ઇંદિરા એ કામ માથે લઇ, પાર પાડવા દરેક પ્રયત્ન કરવા લાગી. પ્રથમ તો તેણે ઔરંગજેબની એક મોટી છોકરી કે જેનું નામ ઝીબુનનીશા બેગમ સાહેબ હતું, તેને મળવાનો વિચાર કર્યો, ને ત્યાંની દાસીઓ તથા ખોજાઓને ખુબ પૈસા ખવરાવી બેગમ સાહેબની મુલાકાત થઇ શકે તેવી પેરવી કરી દીધી. પોતાને ઉદેપુરીએ મોકલી છે એમ જણાવી, તેને ઇંદિરા કહેવા લાગી, "બેગમ સાહેબ! શું સુઇ રહ્યાં છો? બાદશાહની હવે ઘડીઓ જ ગણાય છે અને તેવા વખતમાં આપની મુલાકાત પણ નહિ? રોશનઆરા બેગમનો આ તે શો જુલમ? આપ દીકરીનીએ મુલાકાત ન થવા દે એ તો કાળો કેર જ કહેવાય." આવી

રીતે તેના કાન ભંભેરી, પુનઃ બોલી કે, "આઇ સાહેબ! તમારે તો ગમે તેમ કરીને બાદશાહ સલામતની મુલાકાત લેવી જ જોઇએ." બેગમ સાહેબ અને રેશનઆરાને પહેલાં કાંઇ ઉંચાં મન નહોતાં. ફોઇ ભત્રીજીને સારો સંપ હતો, પણ હમણાં હમણાં રેશનઆરાનો ઘણો જુલમ જોઈ બેગમ સાહેબને પણ એના સંબંધમાં જરા ખોટું લાગતું હતું. જરા જરા તો બન્નેનાં ઉંચાં મન થયાંજ હતાં, એટલામાં રેશનઆરા બાદશાહની જરા પણ મુલાકાત લેવા દેતી જ નથી, એ વાતે તેમાં તેલ રેડયું. એટલે સ્વાભાવિક રીતે જ . એઉને પરસ્પર વિરોધ વધવા લાગ્યો. આથી બેગમે પોતે ન બોલતાં રેશનઆરાની ફજેતી કરવાનો આ સારો રસ્તો મળ્યો છે એમ ધારી, ઔરંગજેબના શયનગૃહમાં ગમે તે યુક્તિએ પણ જવું જ એવો નિશ્ચય કર્યો. આપણા જઇ પહોંચવાથી એનું કાવતરૂં પકડાઇ જશે, આવો ભાવ બેગમના મનમાં ઉપજાવી આપવો એ જ ખાસ ઇંદિરાની ધારણા હતી. રેશનઆરા બેગમ તથા બેગમ સાહેબ એઉ પહેલેથી જ બેનપણીઓ હતી, તેથી રેશનઆરાની દાસી પોતાને જેમ જલદી વશ થાય તેમ ઉદેપૂરીને થઇ શકે જ નહિ, એમ ઇંદિરા જાણતી હતી; માટેજ આ રસ્તો તેણે પ્રથમ લીધો; ઇંદિરાને જોતાં જ તથા તેના મોહક શબ્દો સાંભળતાં જ બેગમ સાહેબને તેના ઉપર કાંઇક સ્વાભાવિક પ્રેમ ઉપજ્યો હતો, તેથી બેગમ સાહેબે ઉદેપૂરીને કહેવરાવી મોકલ્યું કે, "તમારી સૂચના અમલમાં મૂકીશું; અબ્બાજાનની તબીયતના સમાચાર મેળવું છું." X

આ વાત બેગમ સાહેબના મનમાં આવતાં જ, તેણે, રેશનઆરાએ દરવાજા ઉપર મુકેલી મુંગી તાતારી દાસીને ફોટવવાનો વિચાર કર્યો. આ યુક્તિ પાર પડી. આ દાસીને ફોડયાથી તેણે કહ્યું કે બાદશાહની તબીયત છેક જ બગડી ગઇ છે, અને હવે આશા પડતી નથી. આ સમાચાર બેગમે મેળવ્યા તે વખતે ઇંદિરા પણ ત્યાંજ ઉભી હતી, પણ ઇંદિરાનું આટલાથી સમાધાન થયું નહિ. આ ખબર ઉદેપૂરીને કહેવા ઇંદિરા બહાર આવી અને ત્યાં જ પેલી તાતારી દાસીની વાટ જોતી ઉભી રહી. પેલી દાસી ત્યાં આવી એટલે એને એક ખુણે લઇ જઇ ખૂબ સમજાવી, ઇંદિરાએ તેને ઇશારતથી સમજાવ્યું કે, "તને જોઇએ એટલું દ્રવ્ય આપીશ પણ એક વખત ગમેતેમ કરી, મારી બેગમ સાહેબને બાદશાહની પાસે જવા દે. તને તેમ તારી બીજી સખીઓને પણ એકેકો મોટા મોટા મોતીનો કંઠો અપાવીશ." આમ કરતાં વેંત જ ઇંદિરાએ એક ઉત્તમ મોટાં મોતીનો સુંદર કંઠો પોતાના ગળાંમાંથી કહાડી પેલી દાસીના ગળામાં પહેરાવ્યો. મોટી અને જબરી લાલચને લીધે કે પછી

એવી લાંચ ખાવાની પેલી દાસીને ચટાકી લાગ્યાને લીધે, મુંગી દાસીનો મોહ આ દ્રવ્ય ઉપર ચોંટી ગયો. આ કામ શી રીતે પાર પડી શકાશે ? એનો ખુલાસો પોતાની બીજી દાસીઓને પૂછી કહેવાનું ઇસારતથી સમજાવી પેલી મુંગી ત્યાંથી ચાલી ગઇ. મુંગીના ગળાનો કંઠો જોઇ, બીજીઓને પણ તેવો કંઠો મેળવવાની લાલચ લાગવાથી તે લોકોએ એમ કબુલ કર્યું કે, "અમારો પહેરો મધ્યરાત્રે છે, અને તે વખતે રોશનઆરા બેગમ સૂઇ જાય છે, માટે કોઇ એ વખતે આવશે તો તેને બાદશાહના પલંગ પાસેજ લઇ જઇને મૂકી દઇશું."

આટલે સુધી થયું એટલે પછી શું બાકી રહી ? બીજા દરવાન, સીપાઇ અને પહેરેગીર લોકોને લાંચ આપી ફોડી નાંખતાં શી વાર ? ઇંદિરાની ખટપટથી અને સમયસૂચકતાથી, ઉદેપુરી એજ રાત્રે બાદશાહના ઓરડામાં અને તેના પલંગની પાસે જ જઇને ઉભી રહી. ઉદેપુરીને ઇંદિરાની ચતુરાઇ માટે ઘણુંજ આશ્ચર્ય થયું, એને લીધેજ આજ પોતે આવું મોટું કામ કરી શકી છે એવો વિચાર આવતાં જ ઉદેપુરીનું મન તેના પ્રતિ કૃતજ્ઞ થઇ ગયું ! પણ આ વખત કૃતજ્ઞતા દેખાડવાની નહોતી. બાદશાહની ખોલીમાં એનો પ્રવેશ થયો જ, બાદશાહ તાવે સસડી જતો હતો, અને કેવળ જ બેભાન સ્થિતિમાં હતો. પાસે કોઇ ઉભું છે કે નહિં ? તેનું પણ આ વખતે બાદશાહને ભાન ન હોતું. કઇ યુક્તિએ અહીં આવી ? અને હવે કેવી રીતે બહાર જઇશું ? તેનો વિચાર પણ ઉદેપુરીને આ વખતે રહ્યો નહિ. પતિ પ્રત્યે ઉદેપુરીની પૂર્ણ ભક્તિ હતી. પતિ આવી બેભાન અવસ્થામાં પડેલો છતાં, તેની ધર્મપત્નિ પણ તેની પાસે આવી ન શકે, આ વિચારે ઉદેપુરીનું મન કેવળ ઉદ્વીગ્ન કરી દીધું, અને એ જ આવેશમાં તેના મ્હોંમાંથી એવો ઉદ્દગાર નીકળી ગયો કે, "અરેરે ! આ અવદશાએ કેવી સ્થિતિ કરી મુકી છે ?"

રોશનઆરા બેગમ કાંઇ દૂર નહોતી. પોતાને સૂઇ રહેવા માટે બાજુમાંજ એક ઓરડો તૈયાર કરાવ્યો હતો. અને ત્યાં તે સૂતી હતી. અનેક પ્રકારનાં કાળાં ધોળાં કરવામાંજ જેના આઠે પહોર જતા હોય તેને નિરાંતની ઉંઘ તે કયાંથી જ હોય ? આપણું કારસ્તાન કોઇ જાણી જશે કે શું ? તેમ આપણા સામું કોઇ બીજું કાવતરૂં થતું હશે કે શું ? આવો સદોદિત નિદિધ્યાસ એવા માણસમાં ચાલતો જ રહે છે. રોશનઆરા બેગમ પણ એજ સ્થિતિ અનુભવતી હતી. કાંઇ જરાએ ખડખડાટ થયો કે તરત ઉંઘમાંથી જાગી ઉઠી આમ તેમ જુએ. ઔરંગજેબની ખોલીની ચારે બાજુ એક વખત તો સૂઇ જતાં પહેલાં તપાસ કરી જ જાય. રોશનઆરાને આવી રોજની ટેવ હોવાથી, ઉદેપૂરીના ઉદ્દગારો તેની અસ્વસ્થ ઉંઘનો ભંગ કરવામાં

કારણરૂપ થઇ પડયા. રોશનઆરા તરત જ ઉઠી, આમ તેમ જોયું અને ઉંઘમાં છતાં એ અવાજ તેણે ઓળખી કાઢયો. આપણી કટ્ટી દુશ્મન અહિ કાંઇ બોલે છે કે આવું માત્ર સ્વપ્નું જ આવ્યું છે? એવી તેને શંકા આવી. ક્ષણુભર તો તેને એમ જ થયું કે આ શબ્દો પ્રત્યક્ષ નહિ, પણ સ્વમામાં જ સાંભળ્યા હશે. રોશનઆરા જાણુતી હતી કે આવો સખત બંદોબસ્ત છતાં ઉદેપૂરી અહિં આવી શકે એ તો કેવળ અસંભવ જ; તેથી એ તો સ્વપ્નું જ હશે, એમ ધારી રોશનઆરા પાછી જેવી પલંગ ઉપર સૂવા જાય છે, એટલામાં–"પધારો. એટલે? હું નથી જવાની, હું તો અહિં જ બેસીશ." "બેગમ સાહેબ, ના, હો! અમારા ગરીબના ઉપર નકામું તોહોમત આવશે અને અમે આપને અહીં સુધી આવવા દીધાં, માટે અમને દેહાંત શિક્ષા થશે, તેથી અમારા ઉપર જરા દયા કરો તો સારૂં." "ભલે, જે થાય તે થવા દો, જોઉં છું તો, કેવી એ તમને મારી શકે છે?" આવા શબ્દો રોશનઆરાને કાને પડ્યા. તરત જ જેમ એક છંછેડાયલી નાગણ પોતાના રાફડામાંથી ધસી આવતી હોય તેમ, રોશનઆરા ઉદેપૂરી ઉપર ધસી આવી. પોતાના ઓરડામાંથી બહાર આવીને જુવે છે તો, ઉદેપૂરી બેગમ બાદશાહની પાંગથે બેસી પોતાના પતિના પગ ચાંપે છે. આ તમાશો રોશનઆરાની નજરે પડતાં જ, તે પગથી માથા સુધી સળગી ઉઠી, અને એકદમ ઉદેપૂરીના શરીર ઉપર ધસારો કર્યો. ઉદેપૂરીના વાળ પકડી તેને ત્યાંથી ઘસડીને નીચે નાંખી. આણી તરફ બાદશાહ છેક જ મરણ બિછાને પડેલા છે અને બીજી તરફ આ બે જણીઓની ધમ્માચકડી ચાલી રહી છે. રોશનઆરા પેલીના મ્હોં ઉપર નખોરીઆં ભરે તો, પેલી તેના મ્હોંને વલુરી નાંખે. આ પેલીનાં લટીયાં પીંખી નાંખે તો પેલી એનાં લટીયાં પીંખી નાંખે. આમ ખુબ ધમાધમી ચાલી. એક બીજીએ સામસામાં મ્હોં વલુરી નાંખેલાં, તેથી બન્ને જણીઓનાં મ્હોં ઉપર લોહીની તસરો ચાલી રહી. બન્ને જણામાં એવી ગાળાગાળી ચાલી હતી કે, તે સાંભળીને આપણા તો કાનના કીડાજ ખરી પડે. ગાળાગાળીથી જ બસ ન રહેતાં હવે બેઉ જણાં એકએકના શરીર ઉપર ધસ્યાં, કુસ્તી તો સારી ચાલી. દાસીઓમાંથી કોની મગદૂર કે છોડાવવા સરખી પણ આગળ આવી શકે? જે દાસીઓએ પ્રથમ જ લાંચ ખાઇ ઉદેપૂરીને અહીં દાખલ કરી હતી, તે તો આ તમાશો જોતાંની સાથે જ મૂઠીઓ વાળીને ક્યાં ને ક્યાં પોબારાં ગણી ગઇ. રોશનઆરા બેગમ હવે આપણને જીવતી છોડવાની નથી, કાં તો સૂળીએ ચડાવશે કે પછી શિકારી કૂતરા આપણા ઉપર છોડી મૂકી તેમની પાસે આપણું માંસ ફડાવી કાઢશે, અગર એથીએ ન ધરાતાં બીજી ઘણીજ ક્રૂર સજા આપણે ભોગવવી પડશે, એવી ધાસ્તીની મારી દાસીઓ તો ત્યાંથી નાઠી જ. દાસીઓ

જતી રહી હતી એટલે આ બે જણાંને છોડવે પણ કોણ? બંને બેગમો લડતે લડતે એટલે સુધી આવી ગઇ કે, હવે આમાંથી શું પરિણામ નીપજશે? તે પણ જાણવું મુશ્કેલી ભરેલું થઇ ગયું. રોશનઆરા બેગમ ઘણી કઠણ અને ક્રૂર હતી. ઉદેપુરી ક્રોધી છતાં પણ નાજુક અને સકોમલ હતી. થોડીજ વારમાં ઉદેપુરીને તો દમ ભરાઇ ગયો, અને તેથી બેશુદ્ધ થઇને ધબ કરતીને જમીન ઉપર પડી ગઇ. આ જોઇ રોશનઆરા બેગમને એક રીતે નીરાંત વળી. શબવત્ પડેલી ઉદેપુરીના તરફ સહેજ વાંકી નજરે જોઇ, રોશનઆરાએ તેનો ટાંટીઓ પકડી ઢસડતી ઢસડતી બારણાની બહાર ઘસડી લઇ જઇને ફેંકી દીધી, અને બારણું બંધ કરી પોતે ચાલી આવી. થોડીજ વારમાં ઇંદિરાને આ વાતની ખબર પડતાં, તે ત્યાં આવી, ઉદેપુરીને શુદ્ધિમાં આણી, મહેલમાં લઇ જવાની તજવીજ કરવા લાગી. ત્યારથી જ ઉદેપુરીને અને રોશનઆરાને ઉંદર બીલાડી જેવું વેર બંધાઇ ગયું, અને એનો કેવો પરિણામ આવ્યો તે વાંચનાર આગળ જાણશે જ. હમણાં તો રોશનઆરાએ રચેલી બાજી કેટલે સુધી ફત્તેહ મેળવી શકે છે, તેનું જ જરા ટુંકમાં જણાવી દઇએ.

રોશનઆરાના મનમાં એવું હતું કે બાદશાહ આલમગીરની પછવાડે એના મોટા છોકરાને દૂર ખસેડી, નાના છોકરા આઝમશાહને આગળ ધરવો, તથા તેને જ ગાદીપર બેસાડી રાજની લગામ આપણા હાથમાં રાખવી. આ વાત કેમ બને એના જ વિચારમાં એ હતી. ઇચ્છિત કાર્ય બરાબર સફળ થાય તેટલા જ માટે હવે તે પ્રવૃત્ત થઇ ચુકી હતી. જયપુરનો રાણો જયસિંહ, આ વખતે દિલ્લીમાં હતો. રોશનઆરાએ એમ તર્ક બાંધ્યો કે એક વખત તેને હાથ કરી લીધો કે પછી એની દ્વારા સર્વ રજપૂત રાજાઓને તો આપણા પક્ષમાં લાવતાં વાર લાગવાની નથી. આણી તરફ શાહઆલમ પણ રાણા જયસિંહને જઇને મળ્યો અને કહ્યું કે, "બાદશાહ ખરેખરો જ મરી ગયો છે, પણ રોશનઆરાએ લુચ્ચાઇથી તેને સંતાડી રાખ્યો છે, માટે એ કાવતરાંને મદદ આપવી, આપ જેવા સ્વામિભક્ત રજપૂત રાજાને યોગ્ય ન જ કહેવાય." કહેવાની જરૂર નથી કે, રોશનઆરા જયસિંહને હાથમાં લેવાનો તર્ક બાંધીને જ બેસી નહોતી રહી, એણે તો જયસિંહને મળી સર્વ ગોઠવણ ક્યારનીએ કરી જ દીધી હતી, તેથી જ્યારે શાહઆલમે જયાસિંહને કહ્યું ત્યારે, જયસિંહ તો વિચારમાં જ પડી ગયો કે, આવી સ્થિતિમાં કરવું પણ શું? જયસિંહ ઘણો સમયસૂચક, સાવધ અને દિર્ઘદર્શી હતો; આવેશમાં આવી જઇ ગમે તેવું આડું અવળું કરી બેસે તેવો તે નહોતો. પ્રથમ તો એણે બાદશાહની ખરેખરી જ, કેવી તબીયત છે તે જાણી લેવા તજવીજ

ચલાવી, એ ચાર દિવસમાં જ હજારો રૂપીઆ ગુલામ, સિપાઇ અને દરવાનોમાં વેરી નાખી, તે ખબર તો મેળવી શકયો. તેને જણાયું કે બાદશાહ મરી તો નથી ગયો, પણ મરવાની તૈયારીપર આવી રહેલો છે. આવી ખબર પડતાં જ શું કરવાને તે એક પક્ષ સ્વીકારે ? જયસિંહ તો હવે તટસ્થ થઇને જ બેઠો. રોશનઆરાએ બીજા રાજા-રજવાડા તથા સરદાર-ઉમરાવો ઉપર પણ પેલાં ફરમાન પત્રો મોકલ્યાં હતાં, તે પહોંચ્યાં હશે કે, નહિ પણ પહોંચ્યાં હોય, તેટલામાં તો ઔરંગજેબ દિનપર દિન સારો થવા લાગ્યો; એટલે રોશનઆરાની તો બાજી બગડી. ઔરંગજેબ હવે સારો થવા લાગ્યો છે, અને જરાએ ધાસ્તી રાખવા જેવું નથી, એવી બુમ ચારે તરફ ફેલાઇ ગઇ. હવે ઉદેપુરીના પગમાં જરા જરા જોર આવવા લાગ્યું, અને રોશનઆરાનું પાણી ઉતરતું હોય એમ જણાવા લાગ્યું. સર્વ વૃત્તાંત ઔરંગજેબના કાને આવ્યો. પોતાને હાથે અંગુઠી ન જોતાં તેને લાગ્યું કે, રોશનઆરાએ અંગુઠી કાઢી લઇ તેનો કાંઇ પણ દુરૂપયોગ જ કર્યો હોવો જોઇએ. વીંટી માટે રોશનઆરાને પૂછતાં રોશન-આરાએ કહ્યું કે, માંદગીમાં હાથેથી સરી પડી હતી તેથી, તેણે પોતાની પાસે રાખી છે. આથી ઔરંગઝેબનો તેના ઉપરથી વિશ્વાસ ઉઠવા લાગ્યો, અને રોશનઆરા ખટપટી અને કાવતરાંખોર છે, એમ તેને શંકા આવવા લાગી. ઉદેપુરીને મળતાં જ, સર્વ હકીકત જણાઇ ગઇ અને તેથી બાદ-શાહની હવે પુરેપુરી ખાત્રી થઇ ગઇ.

વચ્ચેના એક મહિનામાં જ આટલો બધો ફેરફાર થઇ ગયો.

## પ્રકરણ ૨૬ મું.

### છોટુસિંહના હાલહવાલ.

માણસ ધારે છે એક અને થાય છે બીજું, એ કહેવત કંઇ ખોટી નથી. છોટુસિંહ બિચારો શા મતલબથી જનાનખાનામાં પેઠો હતો. તેણે કેવી કેવી યુક્તિયો લઢાવીને તેમાં પ્રવેશ કર્યો હતો, અને છેવટે એકાએક થયું શું ? ઉદેપુરી બેગમના અંતઃપુર સુધી કદી કોઇની દાદ લાગતી ન હોતી અથવા કોઇને કદી અંદર જવાની મહત્વાકાંક્ષા મનમાં સુદ્ધાં આવે નહિ એવું હોવા છતાં પણ, તેણે ફક્ત મહત્વાકાંક્ષા કરી હતી. એટલુંજ નહિ પણ પોતાની વિલક્ષણ કરામતથી તેણે તે મહત્વાકાંક્ષા પૂર્ણ પણ કરી લીધી હતી. પરંતુ તે એવી તદબીરથી કોઈ પણ માણસ જનાનખાનામાં ગયો છે અને ઉદેપુરી બેગમ તેને પોતાના અન્તઃપુરમાં

થઈ ગયઇ છે એવું તરત જ રોશનઆરા બેગમના જાણવામાં આવ્યું. તેની યુક્તિની સ્તુતિ તેના ગુલામો, ખોજાઓ વગેરેએ તેની પાસે કર્યાથી તો તેના મનમાં ઘણુંજ આવ્યું. એ લાગ ઉદેપુરીને સંતાપવાને ઠીક છે એવું મનમાં લાવીને તેણે તે લાગનો સારો લાભ લેવાનો નિશ્ચય કર્યો. તે માણુસ ઉદેપુરીના મહાલમાંથી બહાર નીકળીને જનાનખાનાની બહાર જવા લાગ્યો કે, તેને પકડીને અમુક જગાએ કેદ રાખવો, એવો હુકમ થયો. છોટુસિંહની કરામતથી ખુશ થયલો રોશનઆરા બેગમના અન્તઃપુરનો ખોજો પહેલાં પોતાના મનમાં ઘણોજ ખુશ થયો હતો કે, આપણે હવે આ હિંદુની કરામતીનો ફાયદો લઇને પોતાની તથા પોતાની દોસ્તારણોની નાના પ્રકારની છબી વગેરે કઢાવી લઇશું; પરંતુ જુએ છે તો પોતાની માલકણે બીજોજ હુકમ આપ્યો. પહેલાં તેણે જનાનખાનામાં આવવાની તાસીર કરી, ત્યારે તે એવું સમજ્યો કે, મારે તેને બોલાવીને મારી પોતાની છબી કાઢી લેવી તથા તેનું વગાડવું સાંભળવું. પરંતુ તે બધું જૂદુંજ થઇને તે જૂદુંજ કરવાનો હુકમ થયો. ખોજો હુકમનો બંદો હતો, તેથી તેણે તે હુકમ બજાવ્યો.

ઉદેપુરી બેગમને તેમાંનું કંઈ પણ માલમ નહોતું. પરંતુ રોશનઆરા બેગમે, તેના ઉપર કેટલાક નીચ વ્યૂહ રચવાના આરંભો કર્યા. પરંતુ તે બીચારીને એ માલમ નથી કે, બધી વાત માણુસની ઈચ્છા પ્રમાણે થતી નથી. છોટુસિંહ કોઇ રજપૂત સરદાર હોવાથી ઉદેપુરીએ પોતાનો ઉદેપુર તરફ જે સ્નેહ હતો, તે જાગ્રત કરીને તેણે તેને આવી રીતે દગાનો વેશ ધારણ કરાવીને પોતાના જનાનખાનામાં દાખલ કર્યો, છતાં બાદશાહ તેનાપર આટલો પ્રેમ રાખે છે, પરંતુ તે કંઈ જાતની સ્ત્રી છે? એ પ્રત્યક્ષ પૂરાવો આપીને સિદ્ધ કરીને દેખાડુ છું તે જો, એવું ઔરંગજેબને કહીને, ઉદેપુરીના ઉપરનો પ્યાર તોડવાનો તેણે યત્ન આરંભ્યો. પણ દુર્ભાગ્યની વાત એ છે કે, તે સાંભળવાની પહેલાંજ ઉપર લખ્યા પ્રમાણે ઔરંગજેબની પ્રકૃતિ ખરાબ થઇને સર્વ વ્યૂહ પડી ભાંગ્યો. પણ તેણે આશા છોડી નહિ; અથવા તે તેને ભૂલી નહોતી. તેને છોડી દેવો નહિ એને માટે ખબરદારી રાખવાનું ફરૂકશાહને કહ્યું હતું. અને જો કદાચિત્ ફરૂકશાહ નહિ જોય, તો તેનાપર નજર રાખવા માટે તેણે પોતાની ત્રણ પહેરેદારણોને ત્યાં રાખી હતી. ફરૂકશાહને જો તેનાપર દયા નહિ આવી હોત, તો બિચારાને ખાવાપીવાનું પણ મળ્યું નહોત. પરંતુ તેણે તાઉસ સારી રીતે કરીને તથા વગાડીને દેખાડવાના દિવસથી ફરૂકશાહનો તેનાપર ચાહ થયો હતો. પોતાની માલેકણે કારણ વિના તે ગરીબ પ્રાણીને કેદ કરી રાખ્યો છે એવું તેના મનમાં આવ્યું, તથા તેથીજ તે તેના ખાવા

પીવાની પીડા થવા દેતો નહોતો. એટલુંજ નહિ, પણ જરા વખત મળ્યાથી તેની પાસે જઇને બેસતો હતો. કોઇ વખત તેની તરફથી છબી કઢાવી લેતો હતો, કોઇ વખત તાઉસ વગાડી લેતો તથા કોઇ કોઇ વખત ગાવું સાંભળી લેતો. આવી રીતે તેનો વખત કોઇ રીતે જતો હતો. રોશનઆરા બેગમ તેને ભૂલી ગઇ નહોતી. એ વાત જો કે ખરી છે, પણ ઔરંગજેબની સ્થિતિ દહાડે દહાડે વધારે ખરાબ થતી જતી હતી, તેથી પહેલાં તેને માટે ફીકર અને તેના મરણ પછી તેણે આજમશાહને તખ્ત મેળવી આપવા માટે યત્ન કરવો, એ બે રીતની ફીકરથી તેનું મન હમ્મેશ વ્યાપેલું રહેતું હતું; ને એથી છોટુસિંહના વિષયમાં તે તેટલો વિચાર કરતી નહોતી. મનમાં તેણે આટલો જ માત્ર નિશ્ચય કર્યો હતો કે, જો ઔરંગજેબ આ મંદવાડથી બચ્યો, તો ઉદેપુરીનો આ યાર, તેણીએ ખાસ રજપૂતાનામાંથી અહિંયાં બોલાવ્યો છે અને આ વેશ ધારણ કરીને આવ્યો છે એવું તેના મનમાં ભરીને, ઉદેપૂરીની ઘણીજ ફજેતી કરવી અને જો ઔરંગજેબ જીવશે નહિ તો પછી રાજ્ય મારૂંજ છે. આ બાદશાહની બેગમ હોઇને તેણે એવી રીતનું વર્તન કર્યું, તેથી તેને ગધેડાપર ચઢાવીને હાંકી કાઢીશ. આમ બે રીતનો તેણે નિશ્ચય કર્યો હતો, તેથી તેને છોટુસિંહને કેદ રાખવાની ઘણીજ જરૂર હતી. પરંતુ તેની શી અવસ્થા થશે? તેના બાબત જોવાની તેને ફરસુદજ નહોતી. એ ફરૂકશાહના હાથમાં પડયો હતો. ખોજો ખુશીથી છોટુસિંહની ઓરડીમાં જઇને પોતાના મનમાની રમતગમત તેની પાસે બેસી કરી લેતો હતો. કુદરતીજ ગાયન ગાવું તથા વાજિત્ર વગાડવું માણસને ઘણુંજ પ્રિય હોય; તેમાં વળી છોટુસિંહના જેવા ઉસ્તાદનું ગાવું વગાડવું એટલે પૂછવાનુંજ શું? પેલી અતિશય ક્રૂર તથા કઠોર તુર્કી રખવાલણોનાં મન પણ તે ગાવા બજાવવામાં ઘણાંજ તલ્લીન થઇ ગયાં, અને તેઓનું ક્રૂરપણું તથા કઠોરપણું થોડુંક ઓછું થયું. છોટુસિંહે તેઓની તસબીરો કાઢીને તેઓને ભેટ કરી, તેથી તેઓનાં મન તો ઘણાંજ ખુશ થઇ ગયાં. પરંતુ છોટુસિંહે નીકળી જવાનો યત્ન કર્યો કે તરતજ તેઓએ પોતાની પીઠ સીધી કરી તથા ચેહેરો ગંભીર કરીને કહ્યું, "તમે આટલી વાત બોલતા ના. અહિંઆં જે કંઇ કરવાનું છે તે કરો. તમને છોડયા કે અમારાં નાક કાપીને અમને છેલ્લી અવદશાએ કુતરાને ખાવા માટે છોડશે એવું સમજજો, અથવા તો બળતી આગમાં નાખીને બાળશે; અથવા હાથીના પગ નીચે કચડી નંખાવશે. તેનો કંઇ ભરોસો નથી. તેના જેવી દુષ્ટ, ક્રૂર બીજી કોઇ નથી." એવું તેઓએ કહ્યાથી છોટુસિંહ અથવા ફરૂકશાહ શું કરી શકનારા હતા? તેઓ મુંગા બેઠા.

એ ખરૂં છે કે, રોશનઆરા બેગમના જેવી દુષ્ટ "વાતકી કોઇ પણ સ્ત્રી તે વખતે મોગલ રાજ્યમાં નહોતી. તેના ધ્યાન પ્રમાણે એકાદ કોઇ ચાલ્યો નહિ તો તેના શા હાલ થશે? અને શું નહિ થાય? તેનો મુદલે પત્તો નહોતો. તેને ફક્ત મૃત્યુની શિક્ષા આપીને તેનો જીવ લેવો એવું મુદલે થતું નહોતું. પણ જેમ હાલ હવાલ કરીને જેટજેટલી યાતના કરી શકાય તેટલી યાતના ભોગવાવીને મારી નાખવામાં આવતો તથા તે યાતના જોઇને આનંદ માનવામાં તે ઘણી કુશળ હતી. સૌને તેની મોટી ધાસ્તી હતી. ચાકર, નોકર, દાસદાસી, ગુલામ, ખોજા વગેરે તેને જોતાંજ થરથર ધ્રુજતા હતા. જરા પણ ભૂલ થઇ તો કંઇ પણ ભયંકર સજા કરવાની જ, કદી પણ તે દરગુજર કરવાની નહિ, એવો તેનો સ્વભાવ હતો. તેથી બધાં માણસો તેને કેવળ એક ડાકણના જેવી ગણીને ડરતા હતા. એવી સ્થિતિ હતી તેથી છોટુસિંહને ગુપચુપ છુટી જવું, એ કેવળ અસંભવિત જ હતું.

પેલી તરફ ઇંદિરા બેઠક સારી કરવાને બહાને આગળ ગઇ ને ત્યાં છોટુસિંહે શું નાખ્યું હતું? તે ઉપાડવા વિષે વાંચનારાઓના ધ્યાનમાં હશેજ. તે એક ચિઠ્ઠી હતી. તે ઉઘેડીને વાંચ્યાથી તેને ઘણો દિલાસો મળ્યો, અને ત્યારથી બે દહાડા તે ઘણી જ આશાવાળી થઇ હતી. પરંતુ પુનઃ છોટુસિંહ આવ્યો નહિ, તેમ ચિઠ્ઠિમાં લખ્યા પ્રમાણે તેણે કંઇજ કર્યું નહિ અથવા તેનો કંઇજ પત્તો નથી, એ જાણતાંજ તેને ઘણીજ ફીકર થઇ પડી, એવું તેના ચહેરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. તેને કોઇએ સખ્ત કેદખાનામાં નાખી નહોતી, પરંતુ તે નજર કેદમાં હતી ખરી. ઉદેપુરીના અંતઃપુરમાં ગમે ત્યાં જવાની તેને છુટ હતી, પરંતુ તેના દરવાજાની બહાર જવાની પરવાનગી તેને મુદલે નહોતી.

છોટુસિંહના કહેવાથી મસાઉદ ગભરાયો હતો. તે ઇન્દિરાની જોડે પોતાનું લગ્ન થાય તો હું મરીશ, એવું તેને લાગતું હતું. આમ જો કે તે માનતો હતો તોપણ તેનાપર તેને ઘણો જ પ્રેમ થયો હતો. બંને એક દિવાનખાનામાં હોય કે તેની આંખ તેના શિવાય બીજા કોઇ પણ માણસની તરફ અથવા પદાર્થની તરફ જતી નહોતી. તે તેની પછવાડે પછવાડે જતો હતો. ઇંદિરાએ એ સર્વે જાણ્યું હતું અને તે જોઇને એક વખતે તેને ઘણો ડર પણ લાગ્યો. તેને કોઇક વખતે હસવું પણ આવતું તથા એક વેલાએ તેના આ ગાંડા ઘેલા પ્રેમનો ફાયદો કરી લેવાનું મન પણ થતું હતું. પરંતુ બીજી વખતે એવું જણાતું હતું કે, એવો લાભ મેળવતાં જો તેના જૂદાજ ગ્રહ થઇને આડું તેડું કરવા લાગે તો શું કરવું? પણ તે ઓછી હુશિયાર નહોતી. કેઇ વખતે કેવું સ્વરૂપ લાવીને પોતાનું રક્ષણ શી રીતે કરવું? એ તેને સારી રીતે માલમ હતું, તેથીજ

તેણે તેના ગાંડા ઘેલા પ્રેમમાં દહાડે દહાડે વધારે વધારે વધારો થાય તથા તે પોતે જે કરે તથા કહે એટલા બેતમાં તેને લાવવાનો તેણે યત્ન ચલાવેલો હતો. તે કંઇ પણ બોલે તો અમસ્તુ હસવું, તેનું લક્ષ પોતાની તરફ ઘણું છે એ તેણે સારી પેઠે જાણ્યું છે, એવું તેને દેખાડવું અને હળવે જ એકાદી વખતે તેની તરફ જોવું, એ પ્રપંચ તેણે ચલાવેલો હતો. તે માત્ર હમેશ્શાં એવી રીતે ચાલતી કે, તેને સારૂં જ લાગે. અતિશય શ્રેષ્ઠ ગુણવાન્, ચતુર, સૌન્દર્યવાન્, અતિશય શ્રેષ્ઠ એવા માણસની તથા સર્વ બાબતમાં ઘણા જ ઉલટા એવા કનિષ્ઠ માણસની સોબત થઇ હોય તો તે કનિષ્ઠ માણસ શ્રેષ્ઠ માણસને જેમ ઘણો જ નૈસર્ગિક સારો લાગે છે, તેમ જ ઇન્દિરાના સમ્બન્ધમાં મસાઉદના મનની સ્થિતિ થઇ હતી. ઇન્દિરાપર કેટલીક ચહાના કરવામાં આવે તો ઘણામાં ઘણી ચાર હાથના અંતરપર તે રહેતી હતી. થતાં થતાં એવી સ્થિતિ થઇ કે સર્વદા વિશ્વાસુ તથા ધણીના શિવાય જેને જગતમાં બીજો કોઇ નથી એવા ઇમાનવાન કુત્રાના પ્રમાણે, મસાઉદ, ઇન્દિરાની ભક્તિ કરવા લાગ્યો. લોહચુમ્બકના કાંટાથી લોખંડને ગમે તે રીતે ફેરવી શકાય છે, તેમ બીચારા મસાઉદની સ્થિતિ થઇ. તેનો નેત્ર કટાક્ષ એ તેનું યત્ન ને તેનું હસવું એ તેનો આનન્દ થયો. ઇન્દિરાએ તે બધું જાણ્યું. તેને એવું લાગ્યું કે, હવે હું જે કંઇ કામ તેને કરવા કહીશ તે કરવાનો જ. ફક્ત નહાસી જવાની વાત તેની પાસે કાઢવી એ અસંભવ છે, કારણ કે, તે કદી કબૂલ કરવાનો નથી. પોતાની પાસે આવવાની તેણે લાલચ દેખાડી તો તે ગમે તે કબૂલ કરવાનો જ. તેનો ઘણો ઉપયોગ કરવો જોઇએ. ઉદેપુરી બેગમે તેને, તું કંઇ યુક્તિ કરીને મને બાદશાહની પાસે લઇ જઇને ઉભી કર એવું કહ્યું હતું, ત્યારે તેણે બધો કારભાર મસાઉદની મદદથી તથા પોતાની ચતુરાઇથી કર્યો અને તેમાં તેણે યશ મેળવ્યો, તે દિવસથી મસાઉદ ચકિત રહેતો. તેમાં યશ આવ્યાથી ઉદેપુરીને જો કે ઘણું સારૂં થયું નહિ, ઉલટું તેને અપમાન જ થયું, તો પણ ઇન્દિરાને માટે તેનું મન જરા સારૂં થયું. પહેલાંના જેવી તેના સમ્બન્ધની કુબુદ્ધિ રહી નહોતી, અને તેથી તેની હાલચાલપર કરડી નજર પણ ઓછી થઇ હતી; તેથી તેને થોડું ઘણું વધારે અહિંનું તહિં કરતાં આવડ્યું.

તેણે એક દહાડો મસાઉદને એક તરફ તેડી, "છોટુસિંહ નામનો એક છબિ ચિતરનારો આવ્યો હતો તેની પછી શી હકીકત થઇ છે? તે ફરી આવનાર હતો તે કેમ આવ્યો નહિ?" એવું પૂછ્યું. મસાઉદે તે સવાલ સાંભળતાં એટલા આશ્ચર્ય સાથે તેની તરફ જોયું કે જાણે પોતાના ઝુરતા આંસુવાળી આંખથી જોતો હોય. હું આટલો તારો ભક્ત છું તે છતાં તું

તેની ચોકશી શા માટે કરે છે? શું તારૂં મન તેની તરફ ગયું છે કે? આટલા દિવસ થઇ ગયા ને હજી સુધી તેની યાદદાસ્ત તને કેમ છે?" એવું તેને પૂછતો હતો તેવો ડોળ દેખાડ્યો. છોટુસિંહને માટે પોતાને પૂછેલા પ્રશ્નથી તેના મનમાં કંઇક મત્સર ઉત્પન્ન થયો છે, તે જોતાંજ ઇન્દિરાને ઘણુંજ હસવું આવ્યું તથા તે એકદમ મસાઉદની પાસે જઇને બોલી, "નવાબ મસાઉદ! તમને આ ગરીબને માટે આટલી અદેખાઇ શા માટે લાગે છે? તે મારો ભાઇ છે. આ કેદમાં પડેલી હું છું તેથી તે મને મળવા માટે તથા મારા હાલહવાલ જોવા માટે વેશ ધારણ કરીને અહીંયાં આવ્યો હતો, ને લાગ મળ્યાથી મને છોડવીને લઇ જવાની ઇચ્છા રાખી હતી. તે એક બે દિવસમાં પાછો આવનાર હતો, પણ તે આવ્યો નહિ તેથી મને ચિન્તા થાય છે. એકાદી બીજી મોટી પ્રેમની જગા હોય તેથી શું મારે મારા ભાઇને માટે ચોકસી કરવી નહિ? ભાઇને માટે શું પ્રેમ હોવો નહિ જોઇયે?" એ ઇંદિરાએ, એટલી તો સારી રીતે, ગમ્મતથી તથા હસ્તે ચહેરે કહ્યું કે, ગાંડો મસાઉદ બીચારો થંડો થયો, અને ઘણોજ આનંદથી બોલ્યો, "અલબત, અલબત, કોણ નહિ કહેતું? હે ઇંદિરપરી! અલબત હું તેનો શોધ કરીને ખબર આપીશ, તે પાછો આવ્યો નથી, પણ હું તેના મુકામની ચોકસી કરીને ત્યાં જઇને ખબર મેળવીશ. વાહ! તારો તે ભાઇ છે તેથી તે આવો હુશિયાર છે, તેના શિવાય તે એટલો હુશિયાર કયાંથી હોય? મેં તેને તેનું ઘર પૂછ્યું હતું. અલબત જઇને શોધ કરીને આવું છું. તારે તેની ફીકર કરવાની નથી. જો બનશે તો તેને લઇ આવું છું. તેની મુદલે ફીકર કરતી નહિ. હું કામ કરીશ તેમાં મને ફતેહમદી મળવાનીજ. જો આજે ફાવે તો આજેજ જઇશ, નીકર કાલે અથવા પરમ દહાડે હું ખાસ તેની હકીકત મેળવી લાવું છું."

ઇંદિરાને જણાયું કે હવે તે ખરા અંતઃકરણથી કામ કરશે તેમાં કંઇ શક નથી, પરંતુ તેણે કયાંઇ પણ આ વાત ફોડવી નહિ, તેના સોગન લેવડાવ્યા, એ કસમ ખાવા પછી મસાઉદ ત્યાં કંઇ પણ બોલશે. એ અસંભવ હતું. તેણે તેજ દહાડે જઇને છોટુસિંહના મકાનનો શોધ કર્યો. તેણે પેલા સોદાગરનો પત્તો મેળવ્યો. પરંતુ તે કંઇક સામાન લઇને જનાનખાનામાં જાઉં છું એવું કહીને ગયો છે, ત્યારથી તે પાછો આવ્યો નથી, તેમ તેના ખબર પણ કયાંઇથી મળ્યા નથી, એવું માલમ પડયું. તેણે પોતાની તરફથી ઘણા સવાલો પૂછ્યા, પરંતુ તે બીચારાને કંઇ માલમ નથી તો તે શો જવાબ આપે વારૂ? આખરે કંઇ પણ ખબર નથી એવી પક્કી ખાત્રીથી અને સોદાગરે છોટુસિંહને પોતાનો માલ લઇને નહાસી જવાને માટે ગાળો આપી તેથી તેને,

ગાળો આપીશ તો ખબરદાર ! એવી ધમકી આપીને, મસાઉદ ત્યાંથી વિચાર કરતો નીકળ્યો. હવે પોતાને ઇંદરપરીને શું કહેવું? એ પ્રશ્ન તેને એક સરખો ત્રાસ આપતો હતો. માલેકે એકાદો પથ્થરો ફેંકી તે પથ્થર ઓળખીને લાવ એવો હુકમ થતાંજ કુત્રો નહાસીને તીરના જેવો તે પથ્થરની પછવાડે દોડે, પરંતુ આખરે તે પથ્થરો તેને જડે નહિ, ત્યારે જેવી તે કુતરાની નિરાશા થાય છે, ને તેને પાછું આવવાની હિમ્મત થતી નથી. પણ ચાર પગલાં ચાલીને પાછો તે પથ્થર જ્યાં પડેલો હોય છે, ત્યાં પાછો જઇને જોરથી સુંઘવા માંડે છે, પાછો ઘણો ખિન્ન ચહેરેથી નીચું માથું નાખીને પાછો આવવા લાગે છે, તથા પાછો જઇને તે જગાપર ચારે બાજુએ સુંઘતો ફરે છે, તે આખરે નિરાશ થઇને હવે તે જડવાની આશા નથી તે જોઇને માલેક શું કહેશે? એવું કહીને ઘણાં જ ધીરાં પગલાંથી પાછો આવે છે. તે જ પ્રમાણે હમણાં મસાઉદની અવસ્થા થઇ. ઇંદિરા હવે મને શું કહેશે? એમ તેના મનમાં વારંવાર ખેદ થવા લાગ્યો. તેણે ડરતાં ડરતાં પણ મનને કંઇ પણ ખેદ નહિ લાવતાં કહ્યું હોત કે; તે કામ થતું નથી પણ ઇંદરાને તે કહેવું સારૂ નથી, એવું તેના મનમાં આવ્યું હતું. કરે શું? બીજો ઉપાય જ નહોતો, તેથી તે પાછો આવીને તેણે ઇંદિરાને નહિ મળવાનું કહ્યું. તે સાંભળતાં જ તે દિલગીર થઇ ગઇ. તે આવી રીતે એકદમ ક્યાંઇ પણ નીકળી જનારો નથી એ ચોક્કસ હતું. તેને માટે શંકા જ તેના મનમાં મુદલે નહોતી. પરંતુ જ્યારે તે પોતાના મુકામપર મળ્યો નથી તો તે ક્યાં ગયો હશે? કોઇએ તેને ઓળખીને પકડ્યો તો નહિ હોય? જો પકડ્યો હોત તો તેને માટે ગડબડ મચી હોત. બાદશાહ પાસ ખબર આવ્યા વિના વચ્ચમાં ને વચ્ચમાં તેને કાંઇ શિક્ષા આપવી સંભવતી નથી. શું હશે? તેનું શું થયું હશે? બાદશાહનો તેણે મોટો અપરાધ કર્યો છે તો તેને બાદશાહે મારી નાંખવો જોઇએ! પણ બાદશાહ તે સ્થિતિમાં નથી. તે માંદો છે અને તે રોશનઆરા બેગમના કેદમાં પડ્યો છે. આવી સ્થિતિમાં તેમ તો કંઇ થાય નહિ. ત્યારે તે ક્યાં ગયો હશે? તે મને છોડાવવાની તજવીજમાં છે તો આટલા દિવસ તેની મહેનતનું કંઇ પણ પરિણામ થયું નહિ હશે? વાસ્તવિક કંઇ પણ તેને જણાવવાનું હશે, પણ તે કંઇ જ નથી. ખરેખર તે કંઇક સંકટમાં પડ્યો હોવો જોઇએ. તેમાં કંઇ શક નથી. તેના શિવાય બીજી કંઇ જ કલ્પના તેને આવતી નહોતી.



## પ્રકરણ ૨૭ મું.

### મસાઉદની એક નિષ્ઠા.

અતિશય ક્રૂર જનાવરો પણ કોઇ કોઇ વખત એકાદા માણસની પાસે ગોકળ ગાયના જેવાં થાય છે. તેવી જ હાલત મસાઉદની ઇંદિરાની પાસે થઇ હતી. તેના મનમાં તેના વિષે ઘણો જ પ્રેમ ઉત્પન્ન થયો હતો. પરંતુ તે પ્રેમની જોડે તેનાપર પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તે એટલી બધી થઇ હતી કે, તેણે કોઇ વખતે પણ તેના શરીરનો સ્પર્શ કર્યો નહોતો અથવા તેના મનને જરા પણ દુઃખ થશે એવું કંઇ પણ કામ તેણે કર્યું નહોતું અથવા શબ્દે ઉચ્ચાર્યો નહોતો. એકાદો ઇમાનદાર કુતરો, પોતાના માલેકને આનંદ આપવાનાં કામ કર્યાં છે અને તેની મરજી જાલવવાનાં કામ કિયાં છે, એ જેમ પોતે જાણે છે, તેમ તે જાણતો હતો. પોતે છોટુસિંહ વિષે તપાસ કરી, પરંતુ તેનો પત્તો મળ્યો નહિ એવું ઇંદિરાને કહેતાં તેને ઘણું જ ખરાબ લાગ્યું. પરન્તુ તે કહેતાં જ તેણે વચન આપ્યું હતું કે હું હરેક રીતે તેનો પત્તો મેળવીશ. તે દિલ્હી છોડીને ગયો હશે તો તેની ખબર મેળવ્યા વિના રહેનાર નથી એવું તેને સમજાવ્યું હતું. પણ દિલ્લી છોડીને તે ગયો જ નથી એવું ઇંદિરાને લાગતું હતું. તે કયાંઇ પણ સંકટમાં પડયો હોવો જોઇએ તેને માટે તેને શંકા લાગતી નહોતી. પણ જીવ ગભરાતો હતો એટલા જ માટે કે, તે સંકટ કેઇ જાતનું છે? અને તેમાંથી તે નીકળ્યો કે નહિ? કે તેમાં જ આપઘાત થયો? ઇંદિરા હવે પહેલાના કરતાં ઘણી જ સ્વતંત્ર હતી. કારણ બાદશાહે પકડીને લાવેલી દાસી પ્રમાણે તે હતી. ઉદેપુરી બેગમનો તેનાપર ચાહ થતો આવતો હતો. એટલું જ નહિ પણ હવે જે કારસ્થાનોનો આરંભ થયો હતો, ને રોશનઆરા બેગમની ઉપરીપણું કાઢવાને માટે તથા બાદશાહના મનમાં તેના વિષે ખરાબ વિચાર ભરી નાંખવાનો જે ઘાટ ઉદેપુરીએ બાંધ્યો હતો, તેમાં ઇંદિરાની મદદની, તેને જરૂર પડવાની હતી. ઇંદિરા ઘણી જ કારસ્થાની તથા હુશિયાર છે તેવી તેની ખાત્રી થઇ હતી. તેમ તેને પોતાના વિશ્વાસમાં લાવવાનો નિશ્ચય કરીને તેણે હવે આગળ શી રીતે કામ કરવું? પોતાના વ્યૂહની રચના કેમ કરવી? એ વિચારમાં હતી. પરન્તુ ઇંદિરાને ઘણી આગળ કરીને અથવા બાદશાહની પાસે મોકલાવીને કદાચિત્ પોતાના હાથે પોતાનો ઘાત થવાનો સંભવ પેદા થાય એવો પણ તેને ડર લાગવા લાગ્યો. ઇંદિરાની હોશીયારી તથા બોલવાની ચતુરાઇનો પોતે લાભ કરી લેતાં લેતાં ઔરંગઝેબ બાદશાહ તેનાપર

રાજી થયા અને તેને પોતાની બેગમ કરી તો? એ બાદશાહ એટલે શું? તેનો પ્રેમ કમળના પાંદડાં ઉપર પાણીના જેવો છે. જ્યાંસુધી ટકે ત્યાં સુધી જ ઠીક. એ કાં તો બીજી જગાપર ફસાયો કે પૂરો થયો, એવું તે સારી પેઠે જાણતી હતી, તેમ ઇંદિરાનો કેટલો ઉપયોગ કરવો અને કેટલો નહિ? એ મોટો વિચાર પડયો. ઇંદિરાએ રોશનઆરા બેગમના ઘણા ક્રૂર તુર્કી રખવાલોને પણ અંજાવીને પોતાને બાદશાહના ઓરડામાં લઇને છોડી, ત્યારે બાદશાહના મનને સારી રીતે અંજાવી મૂકવાને તેને કેટલો વખત લાગવાનો છે? એવું જણાયાથી શું કરવું? કેમ કરવું? એમ વિચાર કરતી તે બેઠી હતી. બાદશાહની પ્રકૃતિ કેટલી સુધરતી ચાલી છે? વગેરેની ખબર આણવાને તથા વખતો વખત ચીઠ્ઠીઓ પહોંચાડવાનું કામ તેણે ઇંદિરાની મારફતે તે તુર્કી સ્ત્રી દ્વારપાલને પૈસા આપીને ચલાવેલું હતું જ. બાદશાહની તબિયત ઘણી જ સુધરવા માંડી હતી. શરીર સ્થિતિની જોડે તેની મનની સ્થિતિમાં પણ સુધારો થયો. ઉદેપુરીની નવી ચીઠ્ઠીઓથી તેનું મન ફર્યું. રોશનઆરા પોતાના મંદવાડમાં મોટી ખટપટ કરે છે એવી ખબર તેના કાનમાં આવી; પરંતુ આ બધી બીના એકદમ સ્પષ્ટ રીતે દેખાડયાથી કંઈ લાભ થશે નહિ, એવું જાણ્યાથી તથા રોશનઆરાનો પ્રેમ પહેલેથી તેની તરફ હતો, તેમ તેણે નાના પ્રકારની મદદ કરીને રાજ્ય મેળવી આપ્યું હતું, તેથી તેના વિરૂદ્ધમાં ઘણીક બીના સાંભળી તો પણ તે દાબી રાખીને, પોતાની ચાલચલણ પહેલા પ્રમાણે રાખવાનો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો. માત્ર દહાડે દહાડે તેના હાથમાંથી બધા અધિકાર—જે અધિકારથી બીજા ઉપર તે ગમે તેવી રીતે હુકુમત ચલાવી શકતી હતી, એવા બધા અધિકાર—કાઢી લીધા. પોતે હવે આગળના જેવી વાતને પાત્ર નથી, તે તેને જણાઈ આવ્યું હતું અને તેથી તે પોતાના ગુલામો, ખોજાઓ, દાસી વગેરેની સાથે ઘણી જ ખરાબ રીતે ચાલવા લાગી. કોઇ સાથે કજીઓ—કંકાસ કરવા મળતો નથી, તેથી તે ધુંધવાઇ રહી. જેમ કુતરાને જે કંઈ પણ મળે છે, તેને ચાવતો ફરે છે, તેમ તેની હવે આ હાલત થઇ. એવી સ્થિતિમાં તેને એવું જણાવ્યું કે, હવે મારે અહીંયાં રહેવું નહિ જોઇએ. કયાંઈ પણ બહાર જવું જોઇએ.

એ પ્રમાણે ઔરંગજેબને પોતાની મતલબ જણાવી, પરંતુ ઔરંગજેબ તેને સારી પેઠે ઓળખતો હતો. એ મોટી ખટપટ કરનારી છે; કયે વખતે શું કરશે? તે કળી શકાય નહિ. પોતાના વિષે તેના મનમાં આટલી વિરક્તતા ઉત્પન્ન થઇ છે, તો તેને આવી સ્થિતિમાં અહીંથી દૂર જવા દેવી, એ પોતાના હાથથી ભયંકર કારસ્થાનો કરીને પોતાને ગાદી ઉપરથી દૂર કરવાનો લાગ તેને આપવા જેવું છે, એમ તે સારી રીતે જાણતો હતો.

તેથી તેણે, "છટ છટ, તું અહીંથી કયાંઈ ગઇ તો જનાનખાનાની કંઈ પણ વ્યવસ્થા રહેશે નહિ, તું તેમ કરતી ના. તારાથી મહેનત થતી નહિ હોય તો તું ગુપચુપ બેસી રહે, પરન્તુ કયાંઈ પણ જતી ના. મને તારી જોડે દહાડામાં એક વાર પણ મુલાકાત નહિ થયાથી સારૂં લાગતું નથી." એવું કહેણ મોકલીને તે કદાચ તરત જ નીકળી જશે, એ ભયથી તેના પર વિશેષ સખ્ત નજર રાખવાની તજવીજ કરી.

પેલી તરફ ઉદેપુરી બેગમે પોતાના સમાચાર જણાવવા, તેમ જીવની પરવા નહિ રાખતાં, હર પ્રયત્ને અંદર આવી અને તેનો રોશનઆરા બેગમે ઘણો છળ કર્યો, અપમાન કર્યું, તેના મોં પગ ગાળો ભાંડી, એ બાદશાહના જાણવામાં આવ્યું, ત્યારથી, બાદશાહ તેનાપર ઘણો જ ખુશ થયો; અને પહેલાના કરતાં પણ તેનાપર વધારે પ્રેમ કરવા લાગ્યો, પરંતુ હવે પોતાને તેને માટે કંઈ કરવાનું નથી. હાલ તો છોટુસિંહને માટે ખુલાસો કરવાનો છે. પહેલાં જણાવી ગયા છીએ કે, રોશનઆરા બેગમને હવે પોતાનાં દાસદાસીઓ તથા ખોજાઓની જોડે લડાઈ ટંટા કરવા સિવાય બીજું કંઈપણ કામ રહ્યું નહોતું, એવી સ્થિતિમાં તેને એક દહાડો પોતાના ખોજાઓના ઉપરીની તરફથી પકડી લાવેલા કારીગરની યાદ આવી. તેણે ફરૂકશાહને હુકમ આપ્યો કે, ઉદેપુરી બેગમના મહેલમાં ગયલા પેલા કારીગરને પકડીને કેદમાં રાખવાને કહ્યું હતું, તે કયાં છે? લાવ જોઇએ. તે આજ્ઞા થતાં જ, પેલા ચિત્રકારને મીઠું બોલીને તથા ઘણી યુક્તિથી ભૂલથાપ આપીને તેને નાસી જવા દીધો નહિ, તેમ નસાડી મૂકયો હોત, તો આજે પોતાને હાથીના પગ નીચે મરવું પડત," પણ તેમ ન કરવાથી તેને આજે અતિ સંતોષ થયો. તેણે તરત ઘણું જ નમી કુર્નિસ કરીને કહ્યું, "હા બા સાહેબ! તેને તો મેં કેદ કર્યો છે, તેને માટે આપનો શો હુકમ થશે? અને કયારે થશે? તેની હું રાહ જ જોતો હતો. તેને લાવવાનો હુકમ જો થતો હોય તો હું હમણાં તેને હાજર કરૂં છું, તેને ઘણા જ સખ્ત કેદખાનામાં પૂર્યો છે."

રોશનઆરાએ તરત તેને લાવવાને કહ્યું. તેમ ફરૂકશાહે તરત તેને તેની સામે ઉભો કર્યો. છોટુસિંહના ઘણા ગુણોથી તથા ચતુરાઇથી તે બધાને પ્રિય થયો હતો, તેથી તેને ખાવા પીવાની તથા બીજી કોઇ પણ જાતની ખોટ રહી નહોતી. તેનું શરીર વધારે દુર્બળ થયું નહોતું. તે રૂપમાં પણ દેખાવડો હતો અને તેના ચહેરાપર એક જાતનું બુદ્ધિ તેજ જણાતું હતું, તે ઘણો જ વિલક્ષણ પ્રકારનો હતો. રોશનઆરા માણસની પારખ કરવામાં ઘણી જ ચતુર હતી. આ માણસ ધન્ધો રોજગાર કરનાર કારીગર નથી એવું તેણે તરત અનુમાન કર્યું, અને એકદમ તેના

મનમાં કંઈક વિલક્ષણ વિચાર આવ્યા. આ કારીગરનો પોશાક પહેરીને તથા વેશ ધારણ કરીને આવેલો કોઇ પણ સરદાર રજપૂત હોવો જોઇએ. તે આવી રીતે શા માટે આવ્યો હશે ? ઉદેપુરી બેગમના મહાલ સુધી આવ્યો તો તેનો એકદમ અંદર શી રીતે પ્રવેશ થયો ? એવી તરેહના તેના મનમાં ઉપરાચાપરી વિચારો આવવા લાગ્યા, તે પોતાના મનમાં ને મનમાં બોલી, “આ જો કોઇ પણ હોય, અને કોઇ પણ મતલબથી આવ્યો હોય, તો ઉદેપુરી બેગમની ખરાબી કરવાનું મને સારૂં સાધન મળ્યું છે.” આલમગીરના મનમાં તેના વિષે ખરાબ વિચાર ભરાવ્યાથી પોતાને તેને ત્યાં આવવું ઘણું જ ઉપયોગી થઇ પડશે, એવું તેના મનમાં લાગ્યું. આવા ઉદ્દેશથી પોતે તે પછીનો બધો વ્યૂહ રચવાનો મનસુબો કરીને તરત જ તેને પૂછવા લાગી, “ તું કારીગર જણાતો નથી. તું ખરેખરો કોણ છે ? તે કહે. અમસ્તી દગાબાજની થાપો મારી પાસે ચાલવાની નથી, એ તને માલમ જ છે. મારી કીર્ત્તિ કાનમાં નહિ ગઇ હોય એવો માણસ આજે આ દુનિયામાં એક પણ નથી ? બોલ શું છે ?”

છોટુસિંહ તે સાંભળીને ગભરાયા પ્રમાણે વેશ કરીને બોલ્યો, “બેગમ સાહેબ ! હું એક ગરીબ કારીગર છું; મૂળ તો રજપૂતાનાના જોધપૂરનો છું, પણ ઘણા વર્ષથી ઇલાહાબાદમાં હતો. ત્યાં હમણાં ગુજારો ચાલતો ન હતો, તેથી અહિંયાં મારા મસિયાઇ ભાઇ જેઠમલ્લ છે તેની પાસે આવ્યો છું; કારણ જેને કંઇ કામ આવડે છે તેને આ દિલ્લી શહેરમાં પેટ ભરવાની અડચણ પડતી નથી. સ્ત્રી છોકરાંને અલાહાબાદમાં છોડીને આવ્યો છું. જેઠમલ્લની ઓળખાણથી મને આ આલમગીરપુરમાંના મોટા તસબીરવાળા સોદાગરની દુકાનપર નોકરી મળી હતી. જનાનખાનામાં આપની પાસે જવાની મને વર્દી થવાથી, તેમ આપના ચરણમાં રહી, ગુણ દેખાડીને ચાર પૈસા મેળવવાની વરદી થવાથી, ખટપટ કરીને હું આવ્યો છું. પણ મને ! અહિંયાં આવવા બીજેજ પ્રસંગ પડયો. પૈસા તો મુદ્દલે મળ્યો નહિ, પણ આ ગરીબ માણસને કેદમાં પડી રહેવું પડયું. બૈરી છોકરાં અલાહાબાદમાં ભૂખે મરતાં હશે. આપ આપની પાસે રાખવાની કંઇ પણ કૃપા કરો તો સારૂં.”

રોશનઆરા સાથે બેગમે પોતાની પાસે આટલું લાંબું બોલવું કદી પણ કોઇને બોલવા દીધું નહોતું, પરંતુ છોટુસિંહ કહેતો હતો તેટલો વખત તે એકસરખા તેને નખથી માથા સુધી જોતી હતી. તેનું બોલવું, તેના હાથના ચાલા, તેની ઉભા રહેવાની અકડાઇ એ સર્વ તેણે સારી રીતે નીરખીને જોયા પછી તે ઘણીજ ગુસ્સે થયલા ચહેરાથી એકદમ બોલી, “તેં ગમે એટલું છેતરવાનું લાંબું ટાહેલું કર્યું, તોપણ હું છેતરાવાની નથી. તું ખરે-

મારો કોણ છે? તે મને શું જણાયું નથી? તોપણ તારા હાલ હવાલ કરીને તારો જીવ લીધા શિવાય હું રહેનારી નથી. હવે હું તુંને શું કહું છું તેથી તું બરાબર સમજીશ. હું તને સ્પષ્ટ કહું છું કે તું કોણ હોવો જોઇએ, તે બાબત મને મોટો સંદેહ આવ્યો છે. તેં પોતે કંઇ પણ કહ્યું નથી, તોપણ હું ખાત્રી ભરેલો પત્તો મેળવીશ, કદી પણ તેમાં ફરક પડશે નહિ. પછી તને કુતરો પણ ખાસે નહિ તેવી તારી હાલત કરીશ, એ તું પક્કું મનમાં રાખ. બોલ, આ લોકોની સામે કહેવાનું નહિ હોય તો હું તેઓને બહાર જવાનું કહું છું. પણ ખરૂં શું છે? તે બોલ્યા વિના તારો છુટકો થવાનો નથી. મેં તો તને નવાણું હિસ્સાથી ઓળખ્યો છે, તે પક્કું છે."

છોટુસિંહ આ સાંભળીને ગભરાયલા જેવો થયો. કંઇક ગભરાયલા પ્રમાણે ચહેરો કરીને બોલ્યો, "જો મને આપે ઓળખ્યો છે તો હવે નવી જ જગાનો મને સમજીને, વગર કારણથી છળતા ના; એટલે થયું. નહિ તો કોઇ પણ મોટાએ આપનો અપરાધ કર્યો હોય, તેના જેવો કદી હું દેખાતો હઉં તેથી મને તેને માટે પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે, એવું ન થાય એટલી જ વિનતિ છે." આટલું બોલીને ઘણો જ ગરીબ માણસ હોય તેની પેઠે નીચું માથું ઘાલીને જોતો ઉભો રહ્યો. તેના ચહેરા ઉપરથી એવું જણાતું હતું કે, જાણે પોતાની તરફથી કંઇ પણ અપરાધ થયો નહિ હોય તથા વગર કારણથી પોતાના ઉપર આ ભયંકર પ્રસંગ આવે છે એવું તેને લાગે છે. આવી સ્થિતિમાં તે ઉભો હતો ને બેગમ પોતાનું લક્ષ બીજી તરફ લગાડીને જોતી હતી. તે મનમાં કંઇ જૂદો જ વ્યૂહ રચતી હતી. તે વ્યૂહ રચવામાં આવ્યો તેટલામાં તે એકદમ ઉપર જોઇને બોલી, "ફરૂકશાહ! એને અહિંથી લઇ જા, આમ આ કબૂલ થનાર નથી. તેના ઉપર સખત પહેરો રાખ. વળી ફરીથી હું પાછો તેને આણીને હાજર કરવાનું કહું ત્યારે તેને હાજર કરજે. જા, ચાલ્યો જા, એને કેદમાં રાખી આવ."

હુકમ મળતાંજ ફરૂકશાહ તેને લઇ ગયો. બેગમ એકલીજ કેટલોક વખત વિચાર કરતી બેઠી.

થોડીવારે તે ઉઠી. તેણે ફરૂકશાહને હાંક મારીને કહ્યું, "હમણાં ને હમણાં જા, ને આલમગીર બાદશાહને મારા સમાચાર કહે કે, મારે હમણાં ને હમણાં તમને મળવું છે. મને બોલાવવી હોય તો હું ત્યાં આવું છું. ને તમે આવતા હો તો અહિંયાં આવો."

આવા સમાચાર કંઇ વિરલ નહોતા. તેથી ફરૂકશાહને આ ખબર માટે આશ્ચર્ય લાગ્યું નહિ. તે એકદમ 'ઠીક' એમ બોલીને ચાલ્યો ગયો અને બાદશાહ ક્યાં હતો? તેનો પત્તો મેળવવા લાગ્યો. બાદશાહ ઉદેપુરીના મહેલમાં હતો, એવી તેને ખબર મળી. તેથી તેને એ સમાચાર પહોંચાડવાની

પશ્ચાત આવી પડી; કારણ કે હવે પહેલાંના કરતાં એઉની સામાસામી વધારે ચાલેલી હતી. અહિંનાં માણસો ત્યાં આવતાં નહોતાં ને ત્યાંનાં માણસો અહિં આવી શકતાં નહિ. એવી સ્થિતિમાં બાદશાહને ખબર પહોંચાડવા ત્યાં જવું તથા હમણાં ને હમણાં રોશનઆરા બેગમ પાસે ચાલો, એ કહેવા જવું, એ તો તોબાહ પોકરાવે! રોશનઆરા બેગમનું નામ અહીં લેવાથી સર્વની અન્દર ખળભળાટ થશે, વળી તે ઉદેપુરીના મહેલમાંથી ઉઠીને આવે એ કેટલું ભારે છે? અને કેટલું અસંભવિત છે? બીચારો ફ્રુરૂકશાહ મળવા જવાને અશક્ત હોવાથી પાછો ફર્યો. રોશનઆરા બેગમ તેની રાહ જોતી હતી, તે આવતાં જ તેણે પૂછ્યું, "શું થયું! બાદશાહ ક્યારે આવે છે?" ફ્રુરૂકશાહ શું જવાબ આપે? એ બેગમનાં રૂમાલથી હાથ બાંધીને લાચારના જેવો થઇને નીચું માથું ધાલીને બોલ્યો, "સરકાર! બાદશાહ ઉદેપુરીના મહેલમાં છે. ત્યાં શી રીતે જવું? કોણ જવા દેય છે? અને શી રીતે સમાચાર પહોંચાડું?"

'ઉદેપુરીના મહાલમાં છે' આટલાં જ વાક્ય સાંભળતાં જ તેનો ક્રોધ તળિયેથી માથે ગયો અને તે એકદમ બોલી, "શું લડાઇના મેદાનમાંથી પાછો આવ્યો? કાલા મોંના! ત્યાં ઉભું રહેવું જોઇતું હતું, મને શું કહેવા આવ્યો? તને ચાબકાની નીચે ફોડવો જોઇશે, તદન ચાબકાની નીચે. કોણ છે રે..." એવું કહેતાંજ ફ્રુરૂકશાહ ઘણોજ લાચાર થઇને ફક્ત પગની નીચે લોટવા લાગ્યો. "હું જઇને ઉભો રહું છું, સમાચાર લાવ્યા શિવાય હું પાછો આવીશ નહિ." આવી રીતે ઘણાજ કાલાવાલા કરીને તે બોલવા લાગ્યો. "ચાલ, ત્યારે ઉઠ, સમાચાર પહોંચાડી આવ! તે ખબર પહોંચાડતાં મરી જાય તો હરકત નથી." એવું કહીને તેણે તેને એક લાત મારી. જીવથી બચ્યો એવું ધારીને ફ્રુરૂકશાહ ગુપચુપ ઉઠીને નાઠો, પરંતુ પછી શું? હવે આ ખબર પહોંચાડવાના પાપમાંથી શી રીતે છુટાશે? વળી પોતાની ખબર પોતે પહોંચાડશે શી રીતે? એ વિષે કંઇ પણ તેને સુઝયું નહિ. આખરે તેણે એવો નિશ્ચય કર્યો કે, ઉદેપુરીના મહાલના દરવાજાપર ઉભું રહેવું અને ખબર પહોંચાડવા શિવાય પાછું જવું નહિ. તેના વિના બીજો ઇલાજ ન હતો? તે ઉભો રહ્યો. એક સરખો ઉભો રહ્યો. ઔરંગજેબ ક્યારે આવે? અને પોતે ક્યારે ખબર કહે? એવું તેને થયું. પરંતુ તેનાં નસીબ ઘણાંજ ખરાબ હતાં. ઔરંગજેબ તે દહાડે ઉદેપુરીના મહાલમાંથી બહાર નીકળ્યોજ નહિ. તે દહાડો ફ્રુરૂકશાહે પણ તેવીજ રીતે મહાલની આસપાસ ગાળ્યો. બીજે દિવસે જ્યારે રોજના વખતપર બાદશાહ આમ દરબારમાં જવા નીકળ્યો ત્યારે ફ્રુરૂકશાહ, રીત પ્રમાણે તેની પાસે જઇને દડદડ રોઇ પડ્યો. પછી હાથ બાંધીને કુર્નિસ કરીને ઉભો રહ્યો. બાદશાહે પૂછ્યું, શું છે? ફ્રુરૂકશાહે સૌ ખબર કરી.

બાદશાહે તે સાંભળીને થોડો વખત વિચાર કરીને બોલ્યો, "ઠીક છે. દરબારનું કામ પૂરૂં કરીને આવું છું, એવું કહે."

બેગમ શું કહેનાર છે? તેની કંઇ પણ કલ્પના બાદશાહ કળી શકયો નહિ. તે શું કહેનાર છે? યોગ્ય કાળે જણાશેજ.



## પ્રકરણ ૨૮ મું.

—:o:—

### રસ્તામાં.

વાંચનાર! આપણે બીચારા **શામળ** પંડિતને પેલી ભયંકર જગ્યાએથી માત્ર દોરડેથી લટકાવી નીચે જ ટાંગી રાખ્યો છે, માટે એની પણ શી અવસ્થા થઇ? તે જણાવવું જોઇએ. દોરડેથી લટકી, સરકતો સરકતો **શામળ** પંડિત તે કરાડની નીચે જમીન ઉપર જેમ તેમ કરીને આવ્યો તો ખરો, પણ ત્યાં આવતાં એનાં ગાત્ર તો શિથિલજ બની ગયાં. રૂકિમણીના મહેલમાંથી પ્રેમપત્રિકા લઇ જનાર જોશી બાવાની પણ આજ દશા થઇ હશે કે કેમ? તેનો વિચાર **શામળ** પંડિતને આ વખતે આવ્યો. ગમે તેમ થાય, પણ પુરાણમાં વર્ણવાયલા રૂકિમણીના જોશી બાવાની કીર્તિને ઇચ્છનાર આપણો **શામળ** પંડિત તો કાર્યસિદ્ધિ કર્યા વગર રહેવું નહિ, એ જ નિશ્ચય ઉપર આવ્યો હતો. જે પ્રમાણે રૂકિમણીની પ્રેમપત્રિકા લઇ, **શ્રીકૃષ્ણ**ને ત્યાં જઇ જોશી બાવા સન્માન પામ્યા હતા, તેવું સન્માન આપણને પણ મળશે, એવી હોંસમાં ને હોંસમાં પંડિત નીચે આવી પહોંચ્યો.

દોરડેથી સરી આટલે નીચે ઉતરવાનો અભ્યાસ ન હોવાથી, **શામળ** પંડિતને ઉતરતે ઉતરતે લાગેલા આંચકાઓથી, નીચે ઉતરી જમીન ઉપર પગ લાગતાં વાર જ તે બીચારાથી, "ઓય બાપ રે!" એમ બોલી જવાયું. તરત જ સાથે આવેલા માણસે એને અટકાવ્યો. તે બોલ્યો, "પંડિતજી! જરા ધીરે ધીરે બોલો. હવે જો તાણીને બોલ્યા તો ધકકો મારીને ફેંકી જ દઇશ. તમને ખબર છે કે આપણે કયાં અને કેવી રીતે આવ્યા છીએ? જરાએ અવાજ બહાર સંભળાયો, તો જાણો છો કે બહાર કોણ તમારા કાકા બેઠા છે? આ રસ્તો કોઇ જ જાણતું નથી, અને તેની જો આ લોકોને ખબર પડી, ગઇ તો પછી શી વલે થશે, તે જાણો છો કે? માટે ગુપચુપ ચાલવા માંડો." **શામળ** પંડિતનો આખો જન્મારો જ મશ્કરી અને ગમ્મતમાં ગયેલો, એટલે એનાથી એક ઘડીએ ચુપ તો રહેવાયજ શાનું? તોપણ પેલા માણસે જે ગંભીર અવાજથી એને કહેલું તેથી પંડિતજી તો ચુપ જ થઇ

ગયા. પંડિતજીની તો જાણે શકુન્તલાના મશ્કરા વિદૂષકને ઇન્દ્રના સારથિએ દબાવ્યાથી જે દશા થઇ હતી તેવીજ દશા આ માણસના આગળ બની ગઇ. તેને મ્હોંડે તો જાણે હવે ટાંકા મરાયો હોય એમ થઇ ગયું. તો પણ તેનો સ્વભાવ પડયો તે કાંઇ જાય? વારે ઘડીએ પેલાના કાનમાં પેસી પુછ્યા કરે, "કેમ ભાઇ, હવે બોલું કે? હવે તો બોલુંને?" ફરીથી પાછું પેલા સાથે આવનારે કહ્યું, "ચુપ! ચુપ રહો! નહીં તો કોઇ કાંકો તમારો ને મારો આટોજ કાઢી નાંખશે." આ સાંભળી પંડિતજી તો છેકજ મુંગા મુંગા ચાલવા લાગ્યા. તે મનમાંજ બોલવા લાગ્યો, "એક વખત આના હાથમાંથી છુટયો કે પછી ખુબ બોલીશ અને ગાઇશ. હમણાં તો આ જમ કયાં જંપવા દે તેવો છે? પછી એ કયાં ના કહેવા આવનાર છે?" આમ વિચાર કરતો જાય અને ચાલતો જાય! દસેક ડગલાં ચાલે ને પાછો ઉભો રહી પેલાની પાસે ધીમેથીજ બોલવાની પરવાનગી માગે, એટલે વળી પેલો એને ધમકાવે. શામળ પંડિતને તો બોલ્યા વગર ચેનજ ન પડે.

એમ કરતે કરતે કિલ્લાથી ત્રણેક ગાઉ નીકળી ગયા ત્યારે પંડિતે વળી પૂછ્યું; "કહે, કેમ ભાઇ! હવે તો બોલુંને? હવે તો મારો કે તારો કોઇનોએ બાપ સાંભળનાર નથી." પંડિતને બોલવાની રજા મળી. પછી તો પુછવુંજ શું? પંડિતજી તો પાંજરામાંથી વાઘ છુટયો હોય તેમ બસ બુમો અને બરાડાજ પાડવા મંડી પડ્યા. સદ્ભાગ્યે આ ઠેકાણે ઝાડી એવી તો ઘાટી હતી કે પોતાનાથી ચાર આઠ કદમ છેટે ચાલતું માણસ પણ ભાગ્યેજ જોઇ શકાય. પેલા મુકવા આવેલા માણસને હજી ત્રણ ગાઉ સાથે જવાનું હતું. તે જગ્યાથી થોડેક દૂર આવી પહોંચ્યા કે પંડિતની નજરે પંદર વીસેક ભિલ્લ પડ્યા. પહાડી ભીલ્લ એટલે રાક્ષસ કુળને પણ લજવે તેવાજ! પંડિતજીના તો તેમને જોઇને હાંજાજ ગગડી ગયા. તે તો વિચાર કરવા લાગ્યા કે, રૂકમણીની પ્રેમપત્રિકા લઇ જનાર જોશીબાવાને પણ આવા જ જરાસંધના મોટા ભાઇઓ રસ્તામાં મળ્યા હશે કે શું? પણ એવા કોઇ મળ્યા હોય એમ મને યાદ આવતું નથી! એટલે માની લીધું કે, ના, આ તેવા જરાસંધના ભાઇ તો નહિજ હોય. એટલામાં પેલા સાથે આવનાર માણસે ભિલ્લોને, પંડિતજીની સાથે જઇ તેમને સુખરૂપ મુકી આવવાની વરદી આપી. તે જોઇને પંડિતજી જરા ખુશ થયા.

શામળાજી જરા નિર્ભય થયા લાગવાથી અનેક કલ્પનાઓ બાંધતા ચાલ્યા. એક તો આખી રાતનું જાગરણ, તેમાં વળી ચાલતે ચાલતે સવાર થવા આવેલી, એટલે પંડિતજીના પેટમાં તો ભુખ કડકડીને લાગી. પણ કહે કોને? પછી એણે તો કલ્પનાભોજન જ કરવા માંડયું. રૂક્મિણી

સ્વયંવરના ગીતમાં પ્રેમપત્રિકા લઈ જનાર જોશીબાવાનું શ્રીકૃષ્ણના મંદિરમાં કેવું સારૂં આતિથ્ય થયું હતું, તેનુ સ્મરણ કરવા લાગ્યા. હવે પૂર્વ દિશા તરફ જરા જરા રસાયણો જણાવા લાગી. પક્ષીઓ પોતાના સુમધુર શબ્દથી સૂર્ય ભગવાનને સ્વાગત કરતાં હતાં. સાતપૂડાના અતિ સુંદર મેદાન અને અરણ્યની શોભા આ વખતે ખરેખર અવર્ણનીય જ લાગતી હતી. શું ત્યાંની મધુર હવા, શું ત્યાંનાં પક્ષીઓનું ગાયન, કેટલાં સુંદર ત્યાંનાં વૃક્ષો, સ્વલ્પમાં આ સૃષ્ટિના સર્વ રમ્ય અને મધુર ભાવ આ સ્થળે જોવામાં આવતા હતા. તેમાં વળી પ્રાતઃકાળનો સમય! આ શોભા જોઇને તો અતિ દુર્મુખ અને દુર્મિષ્ટ માણસનું મન પણ પુલકિત થયા વગર રહે નહિ, તો શામળ પંડિત સરખા ખુશમિજાજી માણસને તો કેવો આનંદ થાય, તે વર્ણવવાની જરૂરજ નથી. તેમાં વળી પંડિતજીનેજ જરાક ભૂખે ઉશ્કેરેલા, તેમજ રૂકિમણિનાં શ્રી કૃષ્ણને ત્યાં આતિથ્ય પામેલા જોશી બાવાનું સ્મરણ થયાજ કરતું હતું, એટલે પછી પંડિતજી તો મોકલે અવાજે ગાવાજ લાગ્યા. જરા ખોંખારા કરી, પોતાની શૈલિ પ્રમાણે જરા હું હું હું હું એમ ગણગણી, ગાવાની શરૂવાત કરીજ દીધી.

દોહા.

ઉઠો જોશીજી, મલ્યો હુઇ રસોઇ તય્યાર,
સખિયન મંગલ ગાવિયા, કૃષ્ણકર મનુહાર.

હરિયા મૂંગ મંડોવરાલ્યાવો ઉજ્જલ ભાત કરાવો,
ચોખાચાવલ ઘિરત ઘણેરા વૂરો દાહિં મિલાવો. ૧

છપ્પન ભોગ છતીસૂં બિંજન એકસુ એક સવાયો,
ચોખાઘૃત શ્વેત ઘેનુકા બૂરો માહિં રિલાયો. ૨

સાબૂની મિસરીકોસીસે ઘણા ઘિરતકો ધાયા,
ઘેવરપાક જલેબી ખુરમા માલપુવો સરસાયા. ૩

લાડૂ પેઢા બરફી સુરકી બહુ પકવાન મંગાવો,
મોતીચૂર મગદકા લાડૂ દ્વિજ રૂચરૂચકે પાવો. ૪

કેલામૂંગા ભાંત ભાંતકે પાપડ વડા મુંગોહી,
સકલ પાક અતિ સુંદર બનિયા સબસે અધિક ફલૌડી. ૫

કોલૌ પેડૌ બેંગન તોરૂ આબાસે આચારૌ,
ખારક દ્રાખ બિદામ ખોપરો ખટા ફોગ ફુલગારૌ. ૬

ઉઠો જોસીજી, મલ્યો હુઇ રસોઇ તય્યાર,
સખિયન મંગલ ગાવિયા, કૃષ્ણકરે મનુહાર.

રૂચરૂચજીમોં વિમજીથોં લાયક કછુ નહીં,
નિરમલ ઝારી ગંગાજલકી અચબન દિયેકારઇ. ૭

થાઁરે કુમીનહીં કાહે કી અનદાતા મ્હેં દાયા,
પદ્દમ ભગજોસી મનભાયા નીકા વિપ્રજી માયા. ૮

દોહા.

બીડીપાનકપૂરકી, દીદખણી બલબીર; માલામોતી મૂઁદડી, ઔરપટંબરચીર.
ઉઠો જોસીજી મલ્યો, હુઇ રસોઇ તય્યાર; સખિયન મંગલ ગાવિયા, કૃષ્ણકરે મનુહાર.

આ પ્રમાણે પંડિતજીએ પોતાના કંઠગત અવાજમાં ગાવાનું તથા બે હાથવડે પગની ઝાંઘો ઉપર વગાડી, મારવાડી રીતની પખવાજનો તાલ મ્હોંએથી આપતા જવાનું કામ ચલાવ્યું. એટલે પછી શું પુછવું? જંગલના ભિલ્લો પણ આ તાલસુરયુક્ત મધુર ગાયન સાંભળી, ખુશ ખુશ થઇ ગયા. ભયનું જરાપણ કારણ ન હોવાથી પંડિતના સાથીઓએ તેને દબાવ્યો નહિ. મન મોકળું કરીને પંડિતને જેટલું ગાવું બજાવવું હતું તેટલું તેમણે ગાવા દીધું. પેલા ભિલ્લો પણ પંડિતના ગાયનથી, હાવ-ભાવથી, મુખ મૃદંગ વાદ્યથી, વચ્ચે વચ્ચે અટકી આલાપથી ગાયન કરતા જોઇને, તેમ તેઓએ આખા જન્મારામાં નહિ ખાધેલા હોય એવાં પકવાન્નોનાં નામ પણ સાંભળીને, પંડિતજીને તો, "વાહવા, પંડિતજી! વાહ તમારૂં ગાયન!" "એમ જ સાબાશી આપવા લાગ્યા. પંડિતજી પણ પોતાની ભૂખતરસ વિસરી જઇ, તેમને બધાને પોતાની સાથે તાલ સુરના બ્રહ્માનંદમાં મગ્ન કરી નાંખી, ફરી ફરીને એની એ જ કડીઓ ગાતા હતા. આ વખતનાં પંડિતજીનાં તાન, એમની મુખમૃદંગના તાલ, એમની ગરદનની મરોડ, એમના હાવભાવ, તેમ જાણે ખરેખર જ પકવાન્ન ખાતા હોય તેમ વચ્ચે વચ્ચે મ્હોંના બચકારા બોલાવવાના તથા આંખના મિચકારા કરવાના ભાવ જોઇને, શ્રોતાઓને તો ઘણી જ ગમ્મત પડી. તેમ એમને એ પ્રવાસ પણ ખુબ આનંદવાળો લાગ્યો. બપોરને સુમારે બધાએ થાકી જવાથી એક ઝાડ નીચે મુકામ કર્યો. આટલી વાર સુધી તો એટલાં બધાં પકવાંનોનું કલ્પના ભોજન જ થયું હતું, પણ હવે તો બપોર થયા હતા એટલે એમાંનું તો કાંઇએ કામ લાગ્યું નહિ. પેટમાં તો કુરકુરીયાં રમવા લાગ્યાં, અને પંડિતજી તો આમ તેમ ફાંફાં મારવા લાગ્યા. પણ રાત્રે નીકળ-વાની ગરબડમાં પંડિતને કોઇએ એક મુઠી ચણા પણ બાંધી આપ્યા નહોતા, તો ગોળપાપડી અને બરફી તો હોય જ ક્યાંથી? સુકા પાકા રોટલોએ મળવાનું ઠેકાણું નહોતું. એટલે હવે પંડિતજી તો ખરેખર આમ તેમ ફાંફાં મારવા લાગ્યા. ભિલ્લો હવે પંડિતજીને બનાવવા લાગ્યા. એક પ્રચંડ ભીલ પોતાના ખોખરા અવાજે પંડિતજીમા ગાયનની નકલ કરી હું હું હું હું કરી કહેવા લાગ્યોઃ—"પંડિતજી, સાંભળો, પંડિતજી, સાંભળો.

છપ્પનભોગ છતીસૂં બિંજન
એકસું એક સવાયો,
સાવૂની મિસરીકો સીરો
ઘણા ઘિરતકો ધાયો.
ઉઠો જોસીજી મલ્યો
હુઇ રસોઇ તય્યાર,
સકલપાક અતિ સુંદર બણિયાં
સબસે અધિક ફલૌડી.
કેલા મૂંગા ભાંત ભાંતકે
પાપડ વડા મૂંગોડી,

એ ભિલ્લનો ખોખરો અવાજ, અશુદ્ધ વાણી, અને તેમાં શામળ પંડિતની બરાબર નકલ કરતો હોય તેમ તે ઝાંથો ઉપર હાથવતે વગાડતો, મુખમૃદંગના તાલ આપવા લાગ્યો. આ જોઇ ત્યાં બેઠેલા બધા ભિલ્લો તો હસતે હસતે આળોટી જ પડયા. શામળ પંડિત તો ઓશીયાળા જેવો બની ગયો. એને જરાએ હસવું આવે નહિ. દહાડામાં કેટલીએ વાર જમનાર તેને આજે બપોર થયા છતાં ચપટીએ મળેલું નહિ, એટલે એની વિકળતાનો તો પાર જ રહ્યો નહિ. આ જોઇ બધા ભિલ્લો તો એને—

ઉઠો જોશીજી નાહી લ્યો, રસોઈ થઈ તૈયાર.
હું હું હું હું હાં !

આ કડી ગાઇ ગાઇને ચીડવવા લાગ્યા. છેવટે તેમના મુખ્ય આગેવાને ખીજવાઇને બધાને ધમકાવ્યા ત્યારે જરા જંપ્યા. પછી ભિલ્લનાયકે પોતાના ભિલ્લો પાસે કાંઇક કંદમુળ વિગેરે મંગાવી આપ્યાં, તે સારી રીતે જમ્યા બાદ પંડિતજી જરા શુદ્ધિમાં આવ્યા. ફરી પાછો પોતાનો રંગીલો સ્વભાવ તેમણે દેખાડવો શરૂ કર્યો. આગલી આખી રાતનો ઉજાગરો હોવાથી પંડિતજીને નિદ્રાદેવી ધીરે ધીરે કબજે કરવા લાગી. પંડિતજી તો ગાતા ગાતા જ ઝુકી ગયા અને ઘોરવા લાગ્યા. દિવસ જરા નમ્યો, પાછલા પહોરની છાયાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. બધું મંડળ ઉડવાની તૈયારી કરવા લાગ્યું. મોજ કરવામાં અને ગાવામાં આપણા પંડિતજી જેટલા તૈયાર હતા તેટલા જ તે ચાલવામાં પણ ઝડપવાળા જ હતા. ઘડીએ ગજ જમીન માપે એટલી બધી ઝડપથી ચાલતા હતા! દરરોજની પાંચ છ ગાઉની મજલ મહા મુશીબતે જ કરી શકતા. ત્રીસ ચાળીસ ગાઉની મજલ કરનાર ભીલ્લ લોકોને આ રગશીઉ ગાડું મળેલું, એટલે તેઓ તો એનાથી કંટાળી ગયા. થાકીને કોઈ ભિલ્લ કહે કે, “પંડિતજી! તમારાથી અમારી સાથે ચાલી શકાતું નથી, તો આવો, તમને અમારી ખાંધે લઇ લઇએ, ત્યારે

બિચારા પંડિતજી આ જરાસંધના ભાઇથી બ્હીને વેગળે રહ્યા રહ્યા જ ના ના કહ્યા કરે. ત્રણ ચારેક દિવસ ચાલતાં ચાલતાં થયા, તેવામાં એક માણસ રસ્તાની બાજુ ઉપર પડયો પડયો રડતો તેમની નજરે પડયો. આ જોઇને શામળ પંડિતને જરા મૌજ લાગી. તેઓ તેની પાસે જઇને કોણ છે કોણ નહિ એવી તપાસ કરવા લાગ્યા. પંડિતને લાગ્યું કે એના શરીરમાં કોઇક મોટી વેદના થતી હોવી જોઇએ, તેથી દયા ખાઇને તેને પૂછ્યું, "ભાઇ તું કોણ છે, કોનો માણસ છે? કયાં જાય છે?" પેલો પડેલો માણસ કેવળ વ્યાકુલ અવાજથી કહેવા લાગ્યો, "ભાઇ સાહેબ! હું એક ગરીબ ભિક્ષુક છું, અને મારે ગામ જવા નીકળ્યો છું. રસ્તે ચાલતાં કોણ જાણે શાથી મારૂં બધું શરીર રહી ગયું છે એટલે હવે તો જરાએ હલાતું કે ચલાતું નથી. તમારા-માંના કોઇને દયા આવે અને મહેરબાની કરી મને ખાંધે બેસાડી, મારે ગામ અથવા તો ગમે તે પાસેના કોઇ ગામમાં મુકી આવો તો આપનો ઘણો જ આભારી થઇશ." ઉપલા વાકયો તે મહામુસ્કેલીથી અચકાતો અચકાતો બોલી શકયો. આ માણસની આવી દીન દુર્બળ સ્થિતિ જોઇને ખુશ મીજાજી શામળ પંડિતને એની દયા આવી ગઇ. એટલું જ નહિ પણ સાથેના ભિલ્લોનાં અંતઃકરણ પણ પલળ્યાં. "જતે જતે ગમે તેના ઉપર પણ ઉપકાર થાય તો કરવોજ જોઇએ," એમ બોલી, ભિલ્લ નાયકે એક જણને એ માણસને ખાંધે ઉંચકી લેવા કહ્યું. ભિલ્લ લોકો નાયકના કેવળ આજ્ઞાંકિત જ હતા, એટલે કોની મગદૂર કે ના કહી શકે? એક વખત આજ્ઞા થઇ એટલે વશે કે કવશે—મને કે કમને—કર્યા વગર છૂટકો નહિ. આજ્ઞા તરતજ અમલમાં આવી. મંડળ પાછું ચાલવા લાગ્યું. પેલો માંદો માણસ પણ બહુ વાચાળ હતો, એટલે આપણા પંડિતજીને જોડી મળી. બન્ને જણની જીભ હવે શું કામ સખણી રહે? વાતો ચાલવા માંડી. માંદામાં એક ગુણ જરા વિશેષ હતો, અને તે બડબડાટ કરવાનો. બીજો કોઇ એને માટે કાંઇ પણ જરા બોલે એટલે ચટ લઇ એનું મગજ ખસી જાય, એટલે રસ્તે ચાલતાં શું શું બોલાય છે તે ઉપર જ એ ભાઇસાહેબની નીઘા રહેતી હતી. ખાંધેથી ઉતારી જરા નીચે મુકે કે તરતજ ભાઇ તો બુમો બરાડા પાડવા શરૂ કરી દે. જયાંસુધી ખાંધે હોય ત્યાંસૂધી કાંઇ જ બોલે કે ચાલે નહિ. આથી ઉંચકનાર ભિલ્લને એવો જ વ્હેમ આવ્યો કે, આ ભાઇ ઢોંગ તો નથી કરતા? વ્હેમ આવતાં જ તે વાત પોતાની સાથે ચાલનાર બીજા એક ભિલ્લને તેણે કહી. આ વાત પેલો માંદો સાંભળી ગયો, એટલે પછી, તમે બધા કોણ છો, કયાં જાઓ છો, આ પંડિતજી કોણ છે, એવી તપાસ આસ્તે

આસ્તે ચલાવવા માંડી—ને આવી પુછપરછ ચલાવવામાં ભાઇસાહેબનું દુઃખ તો જાણે છેજ નહિ એમ થઇ ગયું. વેગળે પણ કોઇ કાંઇ બોલતું ચાલતું હોય કે તરત ભાઇસાહેબના કાન ત્યાં જ જાય, અને તે વખતે પણ દુઃખ જાણે જતું જ રહે. બે ત્રણ દિવસ થયા, એટલે એક દિવસે રાત્રે બધા ઉંઘી ગયેલા, તે વખતે ભાઇ તો સારી રીતે ઉઠે બેસે છે અને ચાલે પણ છે એવું એક ભિલ્લે જોઇ લીધું. સવારમાં જ પોતાના માણસોમાં તેણે એ વાત કહી દીધી. આનો વ્હેમ પેલા ભાઇને પડતાં જ, "હવે તે મારાથી જરાએ હલાતું ચલાતું નથી, તમારી સાથે, હવે તો હું આવીશ નહિ, બીજા વળી કોઇ હરિના લાલ મળશે તો જોઇ લઇશ, પણ મારે હવે તો તમારી સાથે આવવું જ નથી," એવાં બ્હાનાં કાઢી, ભાઇ તો ગળીઆ થઇને બેઠા. ભિલ્લો પણ આ અઢમણીઓ ઉંચકીને કંટાળી ગયા હતા, એટલે તેમણે એને કાંઇ આગ્રહ કર્યો નહિ. આ ભાઇસાહેબને તો ત્યાં જ પડતા મુકી બધા ચાલતા થયા.

આ અપંગ માંદો માણસ કોણ હતો, તથા આ આટલે સૂધીજ સાથે શું કરવા આવ્યો, તેમ સાથે આવીને આપણી શી ચર્ચા જોઇ તેનો, આપણા **શામળ** પંડિતને અગર ભિલ્લના નાયકને અથવા ભિલ્લોમાંથી કોઇને પણ કાંઇ ખ્યાલ આવ્યો જ નહિ. તે લોકો તો પોતાના આનન્દમાં જ રસ્તો કાપતા આગળ ચાલ્યા જતા હતા. **શામળ** પંડિત ફરી પાછો ખુશ મિજાજમાં આવી જઇને ગાયન કરવા મંડી પડયો;

એક ઉગે સૂર, કરે ભોજન કપૂર પૂર;
એકકે ન પેટ પૂર, ભાજીહી ન તાજી હૈ.

આમ ગાતો ગાતો **શામળ** પંડિત પોતાના સોબતીઓને આનન્દ કરાવતો ચાલ્યો.



## પ્રકરણ ૨૯ મું.

### કંઇક ઇતિહાસ, કંઇક કથા.

**ઔરંગજેબ** ઘણો જ નિયમસર કામ કરનારો હતો. તે મંદવાડમાંથી ઉઠયો ત્યારથી પોતાના ઉપર અલ્લાની મ્હેર થઇ, એવું પક્કું સમજીને વધારે નિયમસર વર્તનારો થયો. વખતોવખત મુકરર વખતે નમાજ પઢવા સિવાય તે કદીપણ રહેતો નહોતો. આગલા એક પ્રકરણમાં કહ્યું છે કે, તેણે મંદવાડમાંથી ઉઠતાં જ હિંદુઓના ઉપર એક કર બેસાડયો અને તે કર ઘણો જ જબરીથી વસુલ કરીને તેના વસુલમાંથી

પોતાના જાતના ફકીરોને તથા સાંઇઓને ખૈરાત વહેંચવાનો નિયમ શરૂ કર્યો. આ વસુલ બાદશાહીમાં નાનાથી મોટા હિંદુઓ સુધી, રાયથી રંક સુધી સર્વની પાસેથી લેવાની તજવીજ થઇ હતી. તે પૂર્ણ શી રીતે થાય તેના વિચારમાં તે રહેતો હતો. ગરીબ ગુરબાની પાસેથી ગમે તેવી જબરીથી તેણે તે કર લીધોજ. જે હિંદુ તેના રાજ્યમાં રહેતા હતા, તેની પાસેથી તે વસુલ કરીને લેવાની તેને મુદલે પંચાતી પડી નહિ. આ કરની હકીકત ઘણીજ આશ્ચર્યજનક છે. આ કર ઔરંગજેબે નવોજ પોતાના મગજમાંથી કાઢ્યો નહોતો. આરબસ્થાનમાં અમીર રાજ્ય કરતો હતો, તેના વખતમાં મુસલમાન બાદશાહે એવો ધારો કર્યો હતો કે, પોતે જે દેશ કબજે કરે, ત્યાંના બધા માણસોને મુસલમાન કરવા. જો તે નહિ થાય તો તેની પાસેથી જીઝિયા નામનો કર લેવો. આ કર પણ નહિ આપે તો તે માણસની બધી વસ્તુઓ જપ્ત કરીને વખતે તેનો પ્રાણ પણ લેવામાં આવતો હતો. આવો ચાલ હિંદુસ્તાનમાં ઘણો કાળ સુધી હતો. તે ચાલ પ્રમાણે મુસલમાની અમલોમાં હિંદુઓની પાસેથી કર લેવામાં આવતો હતો અને ગરીબ બીચારા હિંદુઓ તે આપતા પણ હતા. પરંતુ પરમન્યાયી અકબરશાહની મોટી મહત્વાકાંક્ષા એ હતી કે બધા ધર્મો એક થાય, એક બીજાથી કંઇપણ ઝઘડો ટંટો નહિ કરતાં રહેવું. તેણે પોતાના બીજા અસંખ્ય સારાં કામમાં સર્વથી મોટું સત્કર્મ એ કર્યું કે આ કર બંધ કર્યો. પછી જહાંગીર અને શાહજહાંના રાજ્યમાં પણ આ કર તદ્દન બંધ હતો. ઔરંગજેબે પોતાના ભાઇઓને મારીને અને પ્રત્યક્ષ પિતાને પણ માર્ગથી દૂર ખસેડીને, રાજ્ય પોતાના હાથમાં લીધું હતું. તે પોતે પક્કો મુસલમાન કર્મયોગી હતો. તેનામાં સ્વધર્મ ફેલાવવાની પ્રબલ ઇચ્છા હતી. જે કોઇ હિંદુધર્મ છોડીને મુસલમાન ધર્મ સ્વીકારતો, તે તેને ઘણો વહાલો થતો હતો—પછી તેનામાં કંઇ ગુણ હો કે ન હો. જે મુસલમાન ધર્મ કબૂલ કરતા, તેનો દરબારમાં ચાહા થતો એટલુંજ નહિ પણ, એવું કહેવાનું કારણ છે કે તેની તરફથી હિંદુધર્મપર વળગી રહેનારાઓનો ઘણો છળ થતો. વટલેલા હિંદુઓ પોતાના જેવા બીજા કયારે થશે, એવું કહી તેઓને તેમ કરવા માટે ઘણા ઉપદ્રવો કરતા. પણ તેથી ઔરંગજેબને ખરાબ લાગતું નહિ. તેણે તેવી બાબતને ઉલટું ઉત્તેજન આપ્યું. પછી શું પૂછવાનું? પરન્તુ એમ કરવામાં પોતાનાં રાજ્યને ઘણું નુકશાન થાય છે, તે તેના ધ્યાનમાં ઉતર્યું નહિ. દિલ્લી શહેરમાં તેની સામે હુલ્લડ થવાનો પ્રસંગ આવ્યો હતો.

એક વખતે એક ડોસી પોતાનામાં જગદંબા અવતરેલી છે એવું જાહેર કર્યું, ને બાદશાહને બધાએ મળીને તખ્ત ઉપર ખસેડી નાખવો

અને બીજા કોઈને ગાદી ઉપર બેસાડવો, એવું લોકોને કહેવા લાગી તથા તેમાં તમને ખચીત જશ મળશે એવું પણ કહેવા લાગી. તેથી કેટલાક માણસોએ તેના કહેવા પ્રમાણે હુલ્લડ શરૂ કર્યું. બાદશાહનું ઘણું ખરૂં લશ્કર તે વેળાએ કાબુલમાં તથા રજપૂતાનામાં અને દક્ષિણ તરફ ગયું હતું; ખુદ દિલ્લીમાં કોઇ વખતે સૈન્યની જરૂર પડશે એવું તેના સ્વપ્નામાં પણ આવ્યું નહોતું. કેટલાક સિપાઇઓ હતા, તેમાંથી પાંચસો માણસોને તે હુલ્લડખોર ઉપર મોકલ્યા, પરંતુ તે હુલ્લડખોરોએ તેને મારી નાંખ્યા તથા નહસાડી મૂકયા. તે સમાચાર રાજમહેલમાં થતાંજ ઔરંગઝેબ થોડો વખત ચિંતાતુર થયો. પરન્તુ તે કંઇ કાચા ગુરૂનો ચેલો નહોતો. તેણે ફરી પાંચસો ઘોડેસવારને બોલાવ્યા અને તેના ઘોડાની હારમાં ફકીરી તથા કુરાનમાંના વાકય લખેલી પતાકા રાખીને, ઘણી તૈયારીથી પેલા હુલ્લડખોર તરફ જવાનું કહ્યું. પોતાની દેવીના વિરૂદ્ધ આ ઇસ્લામી તરકડા આવ્યા એવું લોકોને એકદમ લાગ્યાથી આવતાંજ નૂતન વેશે ખેરાણ વેરાણ થઇને નાહસી ગયા; ને તે સ્ત્રીને છોડીને ઘર જઇ બેઠા. ત્યારથી ઔરંગઝેબ એક સેતાનનો ભક્ત છે, સેતાન તેને અનુકૂળ છે, તે કંઇ વખતે શું કરશે તેનો ભરૂસો નથી, એવી લોકોમાં ધાસ્તી પેઠી અને તેથી તેનો ધર્મ ફેલાવાનો લોભ એક સરખો વધતો ચાલ્યો. રોજ રોજ નવી નવી કલ્પના કાઢીને તે પોતાના મનનો હેતુ પૂરો કરવાની તજવીજમાં રહેતો હતો. એટલામાં તે માંદો પડયો અને તેમાંથ ઉઠતાંજ તેને પોતાના પેગંબરને ખુશ કરવાની, આ નવી યુક્તિ સૂ કે, હિંદુ ઉપર કર બેસાડવો અને તેનું જે વસુલ થાય તેમાંથી પોતાન લોકોમાં ખૈરાત વહેંચવી. આ કર એવા પ્રમાણમાં હતો:–વેપારી વગે શ્રીમંત લોકોના માણસ દીઠ દર મહિને સવા રૂપિઓ, કારીગરને મહિને આઠ આના, અને ગરીબ ગુરબાને ચાર આના. આવો જબરદસ્ત કર, અને તે પણ ફક્ત હિંદુઓપર. શાને માટે? ફકીર, સાંઇ વગેરે લોકોને ખૈરાત વહેંચવા માટે? એ જોતાંજ બધા હિંદુઓ ગુસ્સે થાય તેમાં નવાઇ શી? કોઇ પણ બાબતની મર્યાદા હોય છે. જે માણસો આજ સુધી ઔરંગઝેબના ઘણા જુલમોથી ત્રાસી ગયા હતા, તોપણ પોતાના હમેશના શાંત તથા ગરીબ સ્વભાવથી તે બધા જુલમ ખમીને ચુપચુપ બેઠા હતા, તેજ હમણાં આ નવી જાતના જુલમથી કંટાળી ગયા. આ કરની જ્યાં ત્યાં ઘણી ચર્ચા થવા લાગી. હુલ્લડ કેટલાં તથા કયાં કયાં થયાં તેની બધી તપસીલ અહિં આપવાની આ જગા નથી, અને તેવી માહિતી આજ સુધી ઇતિહાસકારને પણ મળી નથી, પરંતુ તે વખતે આપણા દેશમાં આવેલા કેટલાક પરદેશના મુસાફરોનાં લખાણ

ઉપરથી એવું માત્ર જણાય છે કે ઉત્તર હિંદુસ્થાનમાંના ઘણું કરીને દરેક પ્રદેશમાં આ બાબતનું હુલ્લડ થયું હતું. પંજાબના શીખો ઉઠ્યા, બંગાલના બંગાલી ઉઠ્યા, રજપુતાણાના રાજપુતો ઉઠ્યા. એકંદર રીતે એવું જણાયું કે સર્વત્ર લોકોના મનમાં હીલચાલ થઇ હતી. ફક્ત તેઓને કોઇ પણ એક ઉપરી જોઇતો હતો.

દિલ્લી શહેરમાં ઘણુંજ મોટું હુલ્લડ થયું હતું. પરંતુ જ્યાં બાદશાહનું ખુદ રહેઠાણ હોય છે, ત્યાં હુલ્લડ શું લાંબો વખત ટકે? હિંદુઓ ભારે જમાવ થઇને મુખ્ય મસિદનો રસ્તો તદન બંધ કરી નાંખ્યો. કોઇ રીતે ભીડ ઓછી થાય નહિ, ત્યારે ઔરંગજેબે મસ્ત થયલા હાથી, એકદમ તે સમૂહમાં છોડી મૂકવાનો હુકમ કર્યો. તે હાથીઓથી કેટલાક વેરણ છેરણ થઇને નાઠા.

આવી રીતે ચાર પાંચ વખત ઔરંગજેબને પોતાના જુલમી કામમાં ફતેહ મળવાથી તેને પોતાને શું કરૂં અને શું નહિ કરૂં? એવું થવા લાગ્યું. તેણે રજપૂત રાજાઓ ઉપર પોતાનો કર બેસાડવાનું ઠરાવ્યું. જયપુરનો રાણો મર્યાથી અને ગાદીનો ખરો વારસ ઔરંગજેબના તાબામાં હોવાથી, બાદશાહનાં માણસોએ જયપુરમાં જઇને તેઓએ પોતે તે કર વસુલ કરી દીધો.

જોધપુરમાં તો તે જરૂર વસુલ થવોજ જોઇએ, એવું તેઓના મનમાં આવ્યું હતું; કારણ કે તેઓના હાથમાંથી જયસિંહની રાણી નહાસી ગઇ હતી, તથા તે પોતાના છુપા રહેઠાણમાં રાખેલા છોકરાના નામથી રાજ્યકારભાર કરતી હતી. તેના રાજ્યમાં જઇને ધાંધલ કરવી અને કોઇ પણ રીતે પોતાના તાબામાં રાજ્ય લેવું આવો ઔરંગજેબનો મનસુબો હતો, તેથી તે હેતુ પૂર્ણ કરવાને હમણાં આ લાગ ઘણોજ સારો છે એવું ઔરંગજેબને લાગ્યું. પરંતુ રાણી ચન્દ્રાવતી જેવી તેવી સ્ત્રી નહોતી. તેણે પ્રસંગ ઓળખ્યો. પોતે ના હા કરતી બેઠાથી પોતાના ઉપર બાદશાહ ચઢી આવશે એમ જાણ્યું. જો કે મારામાં સામા થવા જેટલી શક્તિ છે, તે છતાં પ્રજા પાસે કર વસુલ કરી લ્યો એવું કહ્યું તો પ્રજાને ઘણું દુઃખ થશે, તેથી તેણે તે વેળાએ ઘણુંજ મુત્સદ્દીપણું લઢાવ્યું. ઔરંગજેબને સાથની જે ખંડણી કબૂલ કરી હતી તેટલી ખંડણી લ્યો, પણ મારી પ્રજાના લોકો પાસેથી જિઝિઆ કર લેતા ના એવી સરત કરી. એટલાથી બધું પત્યું. પરંતુ ઉદેપુરના રાણા રાજસિંહે ગણકાર્યું નહિ. ઔરંગજેબે તેની પાસે કેટલીક માગણી કરી, કેટલીક ધમકીઓ આપી, પરંતુ તેણે જરા પણ લક્ષ આપ્યું નહિ. પહેલેથીજ ઉદેપુરના રાજ્યવંશથી મોગલ રાજ્યને ઘણી જ નડતર થતી હતી. તેના રાણાઓ મોગલને વશ થયા નહોતા. રાણા પ્રતાપસિંહે મોગલની જોડે કેવી ચાલ

ચલાવી હતી, એ તેના લક્ષમાં આવ્યું, અને વખત આવ્યાથી તેનો જ હાથલો પાછો પકડવામાં આવશે એવો તેણે નિશ્ચય કર્યો. પ્રતાપસિંહની પેઠ તે હમણાં એકલો હતો. અંબર (જયપુર)ની અવસ્થા શી હતી ? તે ઉપર જણાવ્યું છે. જોધપુર (મારવાડ)ની સ્થિતિ ઉપર આપેલી જ છે. ફક્ત મેવાડ (ઉદેપુર) એકલું રહ્યું. એકલું? પરન્તુ હઠી જનાર નથી એવો તેણે નિશ્ચય કર્યો. અને વૈકુંઠયોગીની પાસે–પોતાના ગુરૂની પાસે–જઇને તેની આજ્ઞા પૂછી. તે વેળાએ વૈકુંઠયોગીએ તેને પહેલાં બાદશાહને એક કાગળ મોકલવાને કહ્યું. આ કાગળનો કંઇ પણ ઉપયોગ થશે નહિ, બાદશાહની આંખ ઉઘડશે નહિ, તથાપિ પોતાનું કર્તવ્ય પોતે બજાવ્યું એવું થશે, તેથી તમારે કાગળ મોકલવો. તે પ્રમાણે રાજસિંહે તરત કાગળ મોકલ્યો. તે પત્ર આવો છેઃ–

"ધન્ય ધન્ય તે સર્વ શક્તિમાન પ્રભુના પ્રભાવની તથા મહારાજની ઉદારતાની કે જે સૂર્ય ચંદ્ર પ્રમાણે વ્યક્ત છે. યદ્યપિ મહારાજના હિતચિંતક ચરણથી પોતાથી જૂદો થઇને રહેલો છે, તથાપિ સ્વામિભક્તિનું તથા આજ્ઞાપાલકનું કોઇપણ કામ કરવાની તેની ઉત્સુકતા જરા પણ ઓછી થઇ નથી. હિંદુસ્થાનના રાજાઓ તથા અમીર ઉમરાવની, રૂમ, શાન, તુરાન, ઇરાનના અધિપતિની, જૂદા જૂદા પ્રદેશના લોકોની તથા જલ માર્ગે તથા ખુશકીપર પ્રવાસ કરનારા મુસાફરોની ચઢતી કરવાના કામમાં મારી સૌજન્ય ઇચ્છા તથા નોકરી રહેલી છે. આ મારા મનનું વલણ સર્વના જાણવામાં છે તથા મહારાજને પણ તેને માટે જરા પણ શંકા નથી. તેથીજ મહારાજની મહેરબાની તથા બજાવેલી પહેલાંની નોકરીનો વિચાર કરીને હું કંઇક બાબતનો, કે જેમાં બધાને સુખ થવાનું છે, તે હજુરની સામે અર્જ કરવાની હિંમત રાખું છું.

"મારા સાંભળવામાં એવું આવ્યું છે કે, આપના આ હિતચિંતકની સામે ઘણાજ વિચાર ચાલેલા હોઇને તે પૂરા કરવા માટે હજારો રૂપિયા નકામા ખર્ચ કરવામાં આવ્યા છે તથા ખાલી થયલો ખજાનો ભરી નાખવા માટે બાદશાહે એક કર લાવવાનો હુકમ ફરમાવ્યો છે.

"બાદશાહ! સ્વર્ગવાસી બાદશાહ મહમદ જલાલઉદીન અકબરે આસરે પર વર્ષ રાજ્યનું ગાડું ન્યાયથી તથા ઘણુંજ સુરક્ષિત રીતે હાંક્યું હતું. દરેક નીતિના માણસને–પછી તે ખ્રિસ્ત, મોઝેસ, ડેવિડ અથવા મહમદ કોઇનો પણ અનુયાયી હોય–તેઓને ઘણી સુખશાંતિમાં રાખ્યા હતા. બ્રાહ્મણ શું, પદાર્થ શાશ્વત નથી એવું કહેનાર ધરીયન પંથી શું, અથવા, જગતની ઉત્પત્તિ કેવળ દૈવયોગથી થઇ છે એવું માનનાર માણસો શું બધા અકબર બાદશાહની મહેરબાનીનો એક સરખો ઉપભોગ લેતા ૯

બીજું શું કહું? તેના આ સર્વ સમાન દૃષ્ટિથી લોકોએ તેને 'જગદ્‌ગુરૂ' એવો કિતાબ આપ્યો હતો.

"સ્વર્ગવાસી મહમદ નુરદ્દીન જાહાંગીર બાદશાહે પ્રજારંજનમાં પોતાની છાયાની નીચે ૨૨ વર્ષ સુધી પરિપાલન કર્યું. પોતાના સ્નેહીઓની જોડે પકકુ ઇમાનીપણું રાખીને તથા બધા કામમાં ઘણો યત્ન કરીને તે વિજયી થયા.

"તેમજ પોતાની મમતાથી તથા સદ્‌ગુણથી પ્રસિદ્ધ થયલા શાહાજહાન બાદશાહે ૩૨ વર્ષ સુધી રાજ્ય કરીને પોતાને માટે અમર કીર્તિ મેળવી હતી.

"આવી રીતે આપના પૂર્વજોનો ઉપકારી સ્વભાવ હતો. ઉપલી રીતનો ઉદાત્ત તથા ઉદાર તત્વનું અવલંબન કર્યાથી જ્યાં જ્યાં તેઓ ગયા, ત્યાં ત્યાં તેમનો જય તથા ચઢતી થઇ તથા ઘણા મુલુખ તથા કિલ્લા કબજે આવ્યા. આપની કારકીર્દીમાં ઘણાઓનાં મન બાદશાહીથી ખાટાં થયા છે અને નાહાસ ભાગ, લુટફાટ તથા ઉચ્છૃંખલપણું ચારે બાજુએ ફેલાઇ ગયું છે, તેથી મુલુખ આપના હાથમાંથી જવા શિવાય રહેશે નહિ. આપની પ્રજાની પાયમાલી થાય છે અને રાજ્યમાંનો દરેક ભાગ ભિખારી થયો છે. લોકો ઘણાં વ્યાકુળ થાય છે તથા અડચણો એકના પછી એક એકઠી થાય છે. જ્યારે ગરીબાઇની સવારી બાદશાહ તથા રાજમહેલ સુધી આવી પહોંચી છે, ત્યારે અમીર ઉમરાવની શું સ્થિતિ હશે વારૂ? લસ્કર તરફ જોવામાં આવે તો સિપાઇઓ ગડબડ કરે છે, વેપારી રડે છે, મુસલમાન નાખુશ, હિંદુઓ નિરાશ્રિત તથા લાખો માણસો એટલા કંગાલ છે કે એક વખત રાતનું ભોજન પણ જેને મુસ્કેલ ભરેલું થયું છે, બધા માણસો રાત દહાડો ગુસ્સાથી તથા નિરાશાથી પોતાના માથાં પટકે છે.

"એવી દુ:ખની હાલતમાં લોકોની પાસેથી જબરદસ્તી ને ભારી કર લેવાનો જે રાજા પોતાની શક્તિનો ઉપયોગ કરે છે, તેનું મોટપણું કાયમ રહેવું એ શી રીતે સંભવે? આ કઠણાઇની વખતે ચારે બાજુએ એક જ વાર્તા કહેવામાં આવે છે કે, હિન્દુસ્થાનનો બાદશાહ તો ગરીબ બીચારા હિન્દુ સાધુ તથા વેરાગીના ઉપર દ્વેષ હોવાથી, બ્રાહ્મણ, વૈરાગી, સંન્યાસી વગેરે સર્વની પાસથી જબરદસ્તીથી કર વસુલ કરનાર છે. આપ મહાન્ પુરુષના સુપ્રસિદ્ધ નામ ઉપર દુર્લક્ષ્ય કરીને એકાંતવાસી નિરૂપદ્રવી સાધુસંતોપર આપની શક્તિનો ઉપયોગ કરનાર છો પણ ઇશ્વરપ્રણીત (ધર્મ) પુસ્તકના ઉપર જો મહારાજાનો કંઇં વિશ્વાસ હોય તો, તેના ઉપરથી બાદશાહ સમજશે કે, ઇશ્વર બધી માનવજાતિનો દેવ છે,

કેવળ મુસલમાનોના જ નથી. તેની નજરમાં મુસલમાન તથા બીજા ધર્મના માણુસો સરખાજ છે. રંગ ભેદ તેનાજ હુકમથી થયા છે, જીવિત તે જ આપે છે. આપ મસિદમાંથી તેના નામનો ઘોષ કરીને સ્તવન કરો છો, તેમ જ મૂર્તિઘરમાં પણુ (દેવલમાં ઘંટા વાગે છે) તે જ પ્રભુનું પૂજન થાય છે. બીજા લોકોના ધર્મ તથા રીતરીવાજની નિન્દા કરવી તે સર્વ શક્તિમાન પ્રભુની મરજીને કલંક લગાડવા બરોબર છે. એકાદા ચિત્રકારનું ચિત્ર જો આપણે બગાડયું તો આપણા ઉપર તેનો સાહજિક કેટલો ગુસ્સો ઉત્પન્ન થાય છે? તેથી જ કવિએ જે કહ્યું છે કે, ઇશ્વરે જે નાના પ્રકારનાં કામો નિર્માણુ કર્યાં છે તેની નિન્દા કરવાની હિંમત કરતા ના.

"સારાંશ, હિન્દુ લોકોપર બાદશાહે જે કર બેસાડયો છે, તે ન્યાયને અનુસરીને નથી, તેમાં સુનીતિ નથી, એટલું જ નહિ પણ તેથી દેશમાં ગરીબાઇ પ્રાપ્ત થશે. તેના શિવાય એ તદ્દન નવો જ પ્રકાર હોઇને હિન્દુસ્થાનના કાયદાનું તેનાથી ઉલ્લંઘન થાય છે. પોતાના ધર્મની ખાતર જો એવું કરવાનો આપે નિશ્ચય કર્યો હોય, તો ન્યાયદૃષ્ટિથી હિન્દુમાં શ્રેષ્ઠ તથા પ્રમુખ તરીકે જેની ગણુતરી છે, તે રામસિંગના તરફ પહેલાં માગણી થવી જોઇતી હતી. ત્યારપછી આ હિતચિન્તકની તરફ વળવું, કારણ કે મારી પાસેથી વસુલ કરવામાં બાદશાહને જેટલી જોઇએ તેટલી અડચણુ પડશે નહિ. પણુ ગરીબ દુબળી માખીઓને ત્રાસ આપવો (આપના જેવા) શૂર તથા ઉદાર અન્તઃકરણુના માણુસને અયોગ્ય છે, સરળપણું તથા માનમરતબાના નિયમ પ્રમાણે પ્રધાનમંડળે બાદશાહને યોગ્ય સલાહ આપવામાં બેપરવા થવાને લીધે મને આશ્ચર્ય લાગે છે.

## પ્રકરણ ૩૦ મું.

—:o:—

### સંશય તથા નિવૃત્તિ.

તેનું તે બોલવું સાંભળીને બાદશાહ અજાયબીમાં પડયો. હાલમાં રોશનઆરા બેગમની જોડે પોતાનું રહસ્ય બોલવું થતું નહોતું અને આજ પણુ તે થાત નહિ, પરંતુ અનાયાસે મુલાકાત થયાથી તેમજ બાદશાહના મગજમાં રાજસિંહનો ચમત્કારિક કાગળ ઘોળાતો હોવાથી, અનાયાસે તે તેના વિષે બોલ્યો. રોશનઆરા બેગમે એવું જોયું કે આ વખત પોતાને જેવો અનુકૂલ જોઇએ તેવો છે. બાદશાહની મરજી ઘણી જ ગરમ થઇ છે, અને આવી વખતે પોતાને જે વાત કાઢવાની છે તે કાઢવામાં આવે તો પછી પોતાની ઇચ્છા પ્રમાણે બધી બાબત બનશે. એ મનમાં લાવીને તેણે પછવાડેના પ્રકરણુની આખરે કહ્યા પ્રમાણે આરંભ

કર્યો. પછી બાદશાહે એકદમ તેને કહ્યું, "ઘરનાં માણસોને શાસન કરવાનું, પણ તે કોને કરવાનું?"

"જેણે કંઈપણ તેવાજ અપરાધ કર્યા હોય તેને."

"તેને સજા કરવાની તારા હાથમાં પૂર્ણ અધિકાર છે."

"મને હવે કયાં અધિકાર રહ્યો છે? મારા દહાડા હવે પૂરા થયા છે. હવે મને આ જનાનખાનાની દિવાલ પણ કંઇ પૂછતી નથી."

"શા બીશાદ છે? કોઇપણ પૂછતાં નથી? કોણે તને પૂછ્યું નહિ? કોણે તારો હુકમ તોડયો? મને એકવાર જણાવ, એટલે હું તેની ભૂલ ભૂલાવી નાખું."

"કોની ભૂલ ભૂલાવશો? જ્યાં કોઇપણ મને ગણકારતું નથી, ત્યાં કોને સજા આપશો? સજા આપવી જવા દો. પણ આલમલગીર! તમારા જનાનખાનામાં ગમે તેવા વેશ ધારણ કરીને ગમે તે જગાએ જાય છે, રહે છે, તે શું સારૂં છે? તેટલો જ બંદોબસ્ત કર્યાથી ઘણું છે. આખી દુનિયાં તાબામાં છે. વળી......, પણ હું હવે શા માટે આવી પંચાતમાં પડું? હું હવે મક્કે જાઉં છું. મને એક વખત જવા દો એટલે મને પણ દુઃખ નહિ. વળી મારાથી બીજાને દુઃખ થાય છે, તથા લાગે છે, તે પણ થાય નહિ. હવે મારે અહિં રહેવાની ખરેખર શોભા નથી. પણ અમસ્થી તમારા આગ્રહથી આટલા દહાડા રહી છું. હવે મને જવા દો. તમને જેટલા દહાડા મારી જરૂર હતી, તેટલા દહાડા ઠીક હતું. પણ હવે તમને જ મારી જરૂર નથી, ત્યારે મારી શોભા કોણ રાખે વારૂ?"

રોશનઆરા બેગમ એ સ્ત્રી જેવી નહોતી. એ કેટલીક ખટપટી હતી. તે છતાં સ્ત્રીના સ્વાભાવિક ગુણ દોષ તેમાં હતા. તેણે એક વખત બોલવાનું શરૂ કર્યું એટલે પછી શું પૂછવું! એક સરખો લવારો ચાલુ જ છે. પરંતુ ઔરંગજેબે તેને વચમાં કહ્યું, "પણ રોષનઆરા, શું થયું તે શું કહીશ નહિ? આવી રીતે મોઘમ કહશે તે હું શું સમજનારો છું?"

"મોઘમ કહીને વળી શું અને સ્પષ્ટ કહીને વળી શું? તે એક જ છે. હવે મારી અહિંઆં શોભા રહી નહિ. હું હવે જાઉં છું. મને જવાની પરવાનગી આપો. બીજું કંઇ મારૂં માગવું નથી. હું જાઉં છું એટલુંજ કહેવા માટે અને મારી જવાની તૈયારી કરી આપો એ વિનતિ કરવા માટે તમને અહિં આવવાની તસદી આપી છે."

"તે કંઈ નહિ. મને જે કંઇ કહેવું હોય તે બધું મન ખોલી કહે. તારા વિના એક ક્ષણ પણ મારે ચાલવાનું નથી. ડગલે ડગલે મને તારી સલાહ મસલત જોઇએ. વળી તું ગયાથી મારૂં શી રીતે ચાલે? તારૂં કોઇએ અપમાન કર્યું હોય તો તેને ગમે તેવી સજા કરીશ. બીજું શું કહું?"

"ઘણું થયું, ઘણું થયું. મારી સલાહ મસલતની હવે તમને શી કિમ્મત છે, તે મને સારી રીતે માલમ પડયું છે. ગરજ સરી કે વૈદ્ય વેરી. મારા દહાડા હવે પૂરા થયા. એક મ્યાનમાં બે તરવાર રહેવી કદી જ સંભવતી નથી. જ્યાં બાદશાહે છૂટી મૂકી ત્યાં હવે હમાલના જેટલું પણ મને માન નથી. હું એક રીતે ચાલનાર, તારી છોકરી પેલી ઉન્નિસા તેનાથી ઉલટી ચાલનાર, વળી પેલી તારી ઉદેપુરી અમને બેઉને પણ લાત મારીને ત્રીજી રીતે ચાલનારી છે. એક જનાનખાનામાં આવી રીત મારાથી મુદ્દલે જોઈ શકાતી નથી. તેના કરતાં મારો પોતાનો પગ અહિંથી કાઢયો હોય તો ઠીક. પછી તે બેઉ મરજીમાં આવે તે કરે. પછી તેઓની મરજી હોય તેને અહિં લાવો." આટલું બોલી રોશનઆરા બાદશાહના મન ઉપર પોતાના બોલવાની અસર થવા માટે જાણે જરા થોભી. પછી હળવેથી બોલી, "જ્યારે પોશાક બદલીને વેશ લઇને શૂરો રાજપૂત જો જનાનખાનામાં પેસવા લાગ્યો, વળી તેને અંદર લાવવા માટે તૈયારી થવા લાગી ત્યારે મારે અહિંયાં રહેવાની શોભા શું રહી ?"

"શું શું ? પોશાક બદલીને વેશ લઇને રાજપૂત, જનાનખાનામાં પેસવા લાગ્યો. રોષનઆરા, તું શું બોલે છે ? તને કંઇ ગાંડુ બાંડુ તો લાગ્યું નથી ? ઉન્નિસાના મિષથી તો તું આ ગાંડાના જેવું બોલતી તો નથી ? ને મારી ઉન્નિસા !"

"ઉન્નિસાનું શા માટે નામ લે છે ? રાજપૂતો ચાર રાજપૂતો ઉપર જ હોય છે. હું જે કહીશ તે સિદ્ધ કરવાની મારામાં શક્તિ છે, તેથી હું કહું છું. અમસ્થી બોલતી નથી."

ફરી રોશનઆરા પોતાના વિષમય શબ્દોનું શું પરિણામ થાય છે તે જોવા માટે અથવા તો પરિણામ સારી રીતે થવા માટે તે ચુપચાપ તથા અર્થપૂર્ણ નજરથી આલમગીરના ચહેરા સામું જોવા લાગી. બાદશાહ વિચારમાં પડયો. આ બધું બોલવાની વલણ ઉદેપુરીના વિરૂદ્ધ છે, એ તેણે તરત કલ્પ્યું. પછી તેને કહેવા લાગ્યો, "સ્પષ્ટ રીતે બોલવું અને છોડવું. મને આ ફકત ઉપરોધિક બોલવું મુદ્દલે સમજાતું નથી. કારણ રાજપૂત, કેવો વેશ લઇને, કોના કહેવાથી, તે કોની તરફ આવ્યો? તે આ વખતે ને આ વખતે મને કહે. તે રાજપૂતની ખોડ હજમ કરવી જોઇએ. તેણે મારી બધી મતલબ ઉંધી વાળવાનો આરંભ કર્યો છે. આખી બાદશાહીમાં તેના જેવો ત્રાસદાયક માણસ બીજો નથી. તેમાં વળી પેલા રાજસિંહના સમાચાર લેવા આતુરતા થઇ રહી છે. કહે રોશન, ફકત આવા સંદેહવાલા બોલ બોલીને વગર કારણથી વખત ગાલતી ના. હાલનો વખત કેટલો કિંમતી છે તેની તને કલ્પના નથી. આ

વખતે જો તે રાજપૂતના સારી રીતે સમાચાર નહિ આપવામાં આવે તો ઘણી જ ફજેતી થશે. એ ઉદેપુરીના વેશના માણસોએ આજ સૂધી આપણા મોગલોને ,ઘણા છેટે રાખ્યા છે. તેઓને આખરે આપણા આગળ નમવાનો પ્રસંગ પણ થયો નથી તે પોતાની મેળેજ આવ્યો છે. એટલા માટે મને હવે આ નાની શૂની બાબતપર ત્રાસ આપતી ના. જે કંઇ કહેવાનું હોય તે સ્પષ્ટ કહે. તું પોતાના પહેલાના દહાડા ભૂલવા પ્રમાણે હવે શું કરે છે? મારા મનમાં તારા માટે પહેલના જેવોજ પ્રેમ છે. તેમાં જરા પણ ફરક પડયો નથી."

ઔરંગજેબનું આ માન ભાવવાળું બોલવું કેવળ પોતાની તરફથી શું છે તે કાઢી લેવાને માટેજ છે, એ બેગમ સારી રીતે જાણતી હતી. પરંતુ હવે એટલી પ્રસ્તાવના થઇ તેટલીજ ઘણી થઇ એવો વિચાર કરીને તેણે કહ્યું, "આ જનાનખાનામાં જેનો પ્રવેશ થવો નહિ જોઇએ, એવા માણસનો પ્રવેશ થયો છે. કયો માણસ છે તે હજી મને જણાતું નથી. પણ તે જેવો જણાય છે તેવો નથી એટલું તો ચોકસ છે. જે વેશમાં તે અહિં આવ્યો છે તે વેશનું બજાવવું જ તેણે બરાબર કર્યું છે. પણ તેના ચહેરા ઉપર જોતાં જ આપને સ્પષ્ટ જણાશે કે, આ કોઇ પણ મોટો રાજપૂત સરદાર હોવો જોઇએ. વળી કંઇ પણ લુચ્ચાઇને માટે વેશ ધારણ કરીને અંદર આવ્યો છે. તેને આજકાલ ઘણા દહાડા થયા છે. આખરે મને તેને માટે સંદેહ આવ્યાથી મેં તેને કેદ રાખ્યો છે. કોની મરજીથી તે અંદર આવ્યો હશે, તે તું ઓલખ. વળી શામાટે આવ્યો હશે અથવા તેને કોણે શા માટે આણ્યો હશે એ તેના સુંદર ચહેરા તરફ જોતાં જ જણાશે. તું હવે કહે તો તેને તારા સામે ઉભો કરૂં."

"લાવ લાવ, તેને પહેલી સજા હાથીના પગ નીચે કચરીને મારવાની કરૂં છું. પછી તે શા માટે આવ્યો? કેમ આવ્યો? 'એની ચોકસી કરીશ. કોણ હરામખોર તેને અહિં સુધી જનાનખાનાના અંદરના ભાગ સૂધી લાવ્યો? તેની તપાસ તરત કરીને તેને પણ દેહાંત સજા કરીશ. કદી પણ છોડનાર નથી. પછી તે પ્રત્યક્ષ પેટનો છોકરો હો કે છોકરી હો!

રોશનઆરા બેગમે ઔરંગજેબનો ક્રોધ જેટલા સૂધી ચઢવાની ઇચ્છા રાખી હતી, તેટલા સૂધી ચઢેલો જોતાં જ તે જરા ઉભી રહી અને પછી તે બોલી, "તું હવે તારા મહેલમાં જા. હું તારી પછવાડે તે જ માણસને મારા ફરૂકશાહની જોડે મોકલી દઉં છું. ત્યાં ઉદેપુરી બેગમની સાથે તેને ઉભો રાખીને તપાસ કર. એટલે બધા ભેદ તને જલદીથી સમજાશે. તને તે સમજાવવું પડે એમ નથી. પણ નહિ, હવે. આ મિનિટમાં હું તેને તાલ આવે, આણીને ઉભો કરૂં છું. પછી મને અમસ્થી પંચાતી શું કરવાની છે? તને જે જણાય તે કર.

આટલું બોલીને તેણે ફુરકશાહને બોલાવીને છોટુસિંહને પોતાની સામે લાવવાને કહ્યું. ફુરકશાહે તરત તે પ્રમાણે કર્યું. છોટુસિંહ બાદશાહની સામે ઉભો રહ્યો. બાદશાહે પોતાની ગરૂડ નજરથી તેની તરફ જોયું. આ માણસ કોના કહ્યાથી અહિં આવ્યો હતો તે તેણે રોશનઆરા બેગમને પૂછ્યું. તેણે બધું કહ્યું તથા ઉદેપુરીએ તેને અહિંયાં આવવાને કહ્યું હતું તેથી તેની સામે લઇ જઇને પૂછ, તેને અહિં શામાટે લાવીને પૂછે એવું કહ્યું. આ બોલવું ચાલેલું હતું તેટલીવારસૂધી બાદશાહે છોટુસિંહના ચહેરાપરથી પોતાની આંખ એક પળ પણ દૂર કરી નહિ. કોઇ હલકો સરખો કારીગર હોત, તો આવી રીતે ઘણોજ નિશ્ચિત તથા હસ્તે ચહેરે ઉભો રહ્યો નહોત. કોઇ પણ અસલ રાજપૂત, કંઇ કામ કાઢવા માટે જ અહિં ખાસ આવેલો છે એવી તેની ખાત્રી થઇ. એકદમ તેના મનમાં કંઇ વિચાર આવ્યા. તેના કાવાદાવાવાળા મનમાં કંઇ વિચાર આવ્યા. તેના કાવાદાવાવાળા મનમાં કંઇ દગો સૂઝયો. અને તે એકદમ ઘણોજ ગુસ્સે થવાનો ઢોંગ કરીને બોલ્યો, "એટલે શું? આટલામાં મારી પ્યારી ઉદેપુરી આટલા સૂધી પહોંચી? ફુરકશાહ, તેના હાથ બાંધીને તેને મારી જોડે ઉદેપુરીના મહેલમાં લઇ ચાલ. મારા કામબક્ષની માને......પણ હવે શામાટે તેનો ઉચ્ચાર કરૂં! રોશનઆરા, આજથી આખું જનાનખાનું તને એકલીને જ તાબે થયું એક શબ્દ કાઢીને કહ્યું. જો કોઇએ તારૂં અપમાન કર્યું, તો મને કહેવાની રાહ નહિ જોતી. તેને બેલાશક જે મરજીમાં આવે તે સજા કર. ચાલરે ચાલ." એવું બોલીને તે ફુરકશાહના ઉપર આરડયો. પોતાનું કામ થયું, ઉદેપુરી પોતાના રસ્તાથી જવાની, હવે પોતે અને પોતાની ભાણેજ બેઉ જ વચ્ચે લઢાઇ રહી. તે જોઇ લેવામાં આવશે એવું પોતાના મનમાં કહીને તથા મનમાં ને મનમાં ખુશ થઇને હશીને રોશનઆરા બેગમ તે કેદીના તરફ તથા પોતાના ભાઇની તરફ તે ત્યાંથી નજરથી બહાર ગયા ત્યાં સૂધી જોતી રહી.

બાદશાહે છોટુસિંહના ચહેરા તરફ જોયું ત્યારથી તેને લાગતું હતું કે, તેને પોતે કયાં પણ પહેલાં દીઠેલો છે. પરંતુ કયાં અને કયારે તે તેને યાદ આવતું નહોતું. નાનો ભિખારી છે. છબી ચીતરીને પેટ ભરનાર માણસ હોત, તો તેનામાં આટલી ધીરજ કદી પણ રહેત નહિ. તરત જ તેનું આખું શરીર થર થર ધ્રુજત. તેને પોતાને ક્ષમા કરવા માટે માફી માગી હોત તથા ઘણો જ આતુરતાથી પગ નીચે રોળાત. પરંતુ એ એવું માગતો નથી, એટલું જ નહિ પણ આવેલા સંકટમાં મોં ઢાંકું રાખીને પોતાની અસલ રૂપમાં રહેવાની રાજપૂતની મુદ્રા તે સ્પષ્ટ રીતે જણાવતો હતો. બાદશાહ કોઈ પણ કેદીના હાથ બાંધીને

પોતાની જોડે લઇને આવે છે, એ ઉદેપુરીના જાણવામાં આવતાં જ તેને મોટી નવાઈ લાગી. અને બાદશાહ તેને લાવીને મહાલમાં આવતાં તેણે પેલા કેદીને તેની સાથે ઉભો કરીને "આ કોણ છે? બોલ" એવું કહેતાંજ તે આશ્ચર્યચકિત થઇને એક વાર બાદશાહના મોં તરફ તથા એક વાર કેદીના ચહેરા તરફ એવી રીતે એક પછી એક જોવા લાગી. આ શું પ્રકરણ છે, તે કંઈ પણ તેને સમજાયું નહિ. બાદશાહે ફરી તેને ધમકાવીને તેજ સવાલ પૂછતાંજ તે લાડથી તેની પાસે જઇને બોલી, "આજે આ શો વેશ લાવ્યા છો? કયાંના બજારમાંનો માણસ મારી પાસ ઉભો કરીને 'કોણ છે કહે' એવું ધમકાવીને પૂછોછો તેનો અર્થ શો છે?" બાદશાહે જરા નિષ્ઠૂરતાથી તેને દૂર ઉભી રહેવાની ઇધાણી કરી અને કહ્યું, "ચુપ! આ કોણ છે? અહીંયાં આવવાનું કોણે કહ્યું હતું? તે બધું કહીને મારા મનમાંનો શક પૂરો થયા વિના તને આગળ આવવા દઈશ નહિ. તેને અને તને જોડે ગધેડા ઉપર બેસાડીને ગામમાં ફેરવીને હાથીના પગતળે ચાંપીશ" આ બાદશાહનું ઘણું જ આશ્ચર્યકારક તથા નિષ્ઠૂરતાવાળું બોલવું સાંભળતાંજ ઉદેપુરી ઘણીજ ચકિત થઈ અને એકદમ થર થર ધ્રુજતી બોલી "આપના મનમાં સંદેહ? વળી શાને માટે? કોને માટે? તેનો મારે સંબંધ શો? આપ એ શું કહો છો? આ માણસ કોણ છે? મને કંઈ પણ સમજાતું નથી. પછી હું આપનો શંક શી રીતે કાઢું?"

"આ માણસ કોણ છે તે તને માલમ નથી? તેને છબી ચિતારનારનો વેશ લઇને લાવી કે નહિ? આ તારો મસાઉદ તેને તારી તરફ લાવ્યો કે નહિ? આ અહીંયાં જ તારા મહેલમાં રહ્યો હતો કે નહિ? બોલ, હવે શા માટે ગુપચુપ બેઠી?"

આ પ્રશ્નની વૃષ્ટિથી ઉદેપુરી ઘણી જ ગભરાઈ ગઈ. કેવળ આશ્ચર્યચકિત થયાથી તેના મોંમાથી એક અક્ષર પણ નીકળ્યો નહીં. ઇંદિરા તેની પછવાડેની બાજુએ ઉભી હતી. તેને પણ આ સર્વ પ્રકારનો કંઇ પણ અર્થ સમજાયો નહિ અને તે પણ ઘણીજ તટસ્થ ઉભી રહીને છોટુસિંહના ચહેરા સામું જોતી હતી. બાદશાહે પળવાર ઉદેપુરીના અને પળવાર છોટુસિંહના ચહેરા તરફ જોયું. પોતાના બોલવાનું ફળ બેઉના ચહેરા ઉપર કેવું થાય છે? તે જોવાનો હેતુ હતો. પરંતુ ઉદેપુરીના ચહેરાપર નિરપરાધીપણું તથા આશ્ચર્યના સિવાય કંઈજ તેને દેખાયું નહિ અને બીજાના ચહેરાપર તિરસ્કારયુક્ત હસવાના સિવાય કંઈ દેખાતું નહોતું. આખરે ઉદેપુરીએ તેને એકદમ કહ્યું, "જહાંપનાહ! આપના મનમાં શો સંદેહ આવ્યો છે? તે આપને જ માલમ છે. આ છબીવાળો મસાઉદની

જોડે થોડા દિવસ પહેલાં મારી તરફ આવ્યો હતો. તેને અહીંયાં બેસીને મને કંઈક તસવિરો કાઢી આપી તે આપની અને મારી છે. તેને મેં તે વખતે તે તસવિરો કાઢવાને માટે બક્ષીસ આપીને જવા દીધો. તેનાં ફળ આજે જોઉં છું. તેણે કાઢેલી તસવિર અહીંયાં છે." એવું કહીને તેણે પોતાની છાતી તરફ હાથ નાખીને એક સોનાના તથા જડાવના પદકમાં બેસાડેલી તસવિર કાઢીને તે બાદશાહની પાસે ધરી. તે બાદશાહની અને પોતાની એકઠી કાઢેલી તસવિર હતી. પછી તરત જ એક હાથીદાંતનો પંખો કોચ ઉપરથી ઉપાડીને બાદશાહની તરફ ધર્યો. તેનાપર પણ તે જ પ્રમાણે બાદશાહનો તથા તેનો પોતાનો ચહેરો હતો, તે તેણે જોયો. પરંતુ તેટલાથી બાદશાહનું સમાધાન થયું નહિ. એક તો આ માણસને પોતે કયાંઇ પણ દીઠો છે એવું તેના મનમાં જણાતું હતું, અને બીજું એ કે, એ અહીંયાં કેવળ તસવિર વેચવા માટે આવેલો કારીગર નથી. કંઈ પણ ખટપટને માટે અહીં આવેલો હોવો જોઇએ. રોશનઆરા બેગમના કહ્યા પ્રમાણે ઉદેપુરીનો તથા તેનો દુઃસંબંધ હશે કે શું? એ સંદેહ હજી સુધી તેના મનમાંથી ગયો નહોતો. તેવો કંઈક ખરાબ સંબંધ હોય અને જો કંઈ ઉઘાડો પડે તો વખતસર આ છબિઓનું બહાનુ કાઢવા આ છબીઓ વગેરે કરી હશે, એવો પણ તેન સંશય મનમાં આવ્યો. ત્યારે તે વધારે ગુસ્સા તથા તિરસ્કારથી બોલ્યો, "ઉદેપુરી, તું છબિયો દેખાડ કે ગમે તે કર. પણ આ તસવિર કરનાર કારીગર ખાસ નથી. તેં તેને બોલાવી મંગાવ્યો છે. આ કોઇ પણ તારો જુનો દોસ્ત હોવો જોઇએ."

આ શબ્દ સાંભળતાં જ ઉદેપુરી એકદમ સાપના દંખ લાગવા પ્રમાણે મોટેથી બોલી, "જહાંપનાહ! આપ આપ જ નથી. આ શું બોલ્યા? વળી કોને માટે કહો છો? વિચાર કરો. આ ઉદેપુરીની પરીક્ષા આજસુધી શું આવી જ થઇ? કોઈ દુશ્મને આવું આપના મનમાં ભરાવ્યું છે. મારા માટે આપના મનમાં આવો કુતર્ક? હવે પછી તો સારી પેઠે તપાસ કરજોજ. હું અપરાધી ઠરૂં તો બેલાશક જે કંઇ કરવું હોય તે સઉ કરજો."

"હું કાલાવાલાથી છેતરાનારો નથી. મને પક્કો સંશય આવ્યો છે. નહિ તો એકદમ તારી પાસે આવત નહિ."

ઉદેપુરી એક અક્ષર પણ બોલી નહિ. તેના મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. ઔરંગઝેબ પોતાને માટે આવો સંદેહ લાવશે એવું કદી સ્વમામાં પણ આશા રાખી નહોતી. તે ઘણીજ દિલગીર થઇ. શું કરવું? શું બોલવું? એ કંઇ તેને સૂઝ્યું નહિ, અને એકદમ તેના પગ

ભાંગી ગયા. પણ સાવધ થઈને તે ઝટ પાસેના કોચપર બેઠી અને ઇંદિરા તેને પકડવા માટે આગળ આવતાં ઘણીજ દિલગીરીવાળી નજરથી તે બોલી, "ઇંદિરા, કેવો આ ખોટો મારાપર આરોપ !" એવું બોલીને તેની તરફ જોતી રહી, જરા વાર ઇંદિરાએ તેના તરફ જોયું, ત્યારપછી બાદશાહની તરફ જોયું. એટલામાં છોટુસિંહ કંઇ બોલવા જતો હતો. "બાદશાહ" એવો શબ્દ તેણે ઉચ્ચાર્યો. પરન્તુ બાદશાહે તેને "ચૂપ, એક અક્ષર પણ બોલ્યો તો જીભ કાપી નાખીશ" કહી ધમકાવ્યો. તે ગુપ-ચુપ બેઠા પછી ઉદેપુરી તરફ વળીને બાદશાહ બોલ્યા, "કેમ! બધું ખુલ્લું થયું. હવે કંઇ છુપાતું નથી એવું જોઇ નિરાશ થઇને પડી છે. અરે......" પરન્તુ તેટલામાં ઇંદિરા બાદશાહની પાસે આવીને એકદમ બોલી, "શા માટે અમસ્થી તેમને છળો છો? હવે ખરૂં શું છે? તે કહ્યા વિના છુટકો જ નથી ત્યારે હું કહું છું કે આ કોણ છે? અને અહીંયાં શા માટે આવ્યો છે? આ મારો ભાઇ દુર્ગાદાસ છે. મને આ બંદીખાનામાંથી છોડાવવાની કંઇ પણ યુક્તિ કરીને છોડાવવા માટે આવ્યો હતો. કંઇ પણ સબબ હોવા સિવાય અંદર કોણ આવવા દે? તેથી પોતામાં તસ-વિર કાઢવા તથા ગાવા બજાવવાના ગુણ આગળ કરીને પ્રવેશ કરી લીધો. બીજું શું? હું જે કહું છું તે ખરા ખોટાની તપાસ કરીને જુઓ. બેગમ સાહેબનો તેમાં કંઇ પણ સંબંધ નથી. તેમને આવી રીતે અ-મારે માટે કષ્ટ ખમવું પડે તે હું શા રીતે મુંગી મુંગી જોઉં? તેથી જ મેં બધું કહ્યું છે. હવે અમારા બેઉનું શું થનાર છે? તે મને જણાય જ છે, પણ તે અમે ખમીશું. કારણ વિના તેનો છળ થાય છે તે નહિ થાય એટલે થયું." બાદશાહ તે સાંભળીને ઘણોજ ચકિત થયો. દુર્ગાદાસનું નામ સાંભળતાં જ તે પેલા છોટુસિંહના મ્હોડા તરફ ઝધારે જોવા લાગ્યો. ઉદેપુરીના જીવમાં જીવ આવવા પ્રમાણે થયું. ઇંદિરા આજે પોતાની પ્રાણદાસી થઇ, એવું તેને લાગ્યું. બાદશાહ આ ફક્ત સંદેહથી પોતાને કંઇ ક્રૂર શિક્ષા આપત! તેનો કંઇ પત્તો નહતો. બાદશાહની બેમગ થવું, એ કંઈ નાનુ સુનું નથી. કેઇ વેળાએ પોતાના માલેકને શી શંકા આવશે? અને તે શંકા ઉપરથી પોતાનું શું કરશે? તેનો કંઇ પણ પત્તો નથી. પાછલા બાદશાહોએ પોતપોતાની બેગમોને નાના પ્રકારની ઘાતકી શિક્ષા આપવાની વાતો તેને માલમ હતી, જીવતાં જીવત જમીનમાં પૂરી રાખેલી, ગલામાં પથ્થરો બાંધીને નદીમાં અથવા તળાવમાં ડૂબાવેલી, તેને ચીરીને શહેર બહાર ગીધથી તથા કુતરાંઓને ખવાડેલી. તેમાંથી એકાદી ભયંકર રીતની શિક્ષા પોતાના ભાગ્યમાં આવશે, એ તેના મનમાં આવતાં પોતે બાદશાહની પટ્ટરાણી થવાની મહત્વાકાંક્ષા કયાંથી ધરી! તે સિદ્ધ

થવા માટે ક્યાંથી પ્રયત્ન કર્યો? અને આખરે આવી અંતની વાત આવી પહોંચી એવો પશ્ચાત્તાપનો વિચાર મનમાં લાવીને તે નીચું માથું ઘાલીને આંસુ ઢાળતી હતી. તેટલામાં ઉપલા ઇંદિરાના શબ્દ કાનમાં પડયા. તે એકદમ સચેતન થવા પ્રમાણે ઇંદિરાની પાસે દોડતી ગઇ અને કેવળ તેની તરફ જોઇને જ તેણે પોતાની કૃતજ્ઞતા બુદ્ધિ દેખાડી.



## પ્રકરણ ૩૧ મું.

### ઔરંગઝેબનો દગો.

અહીં ઔરંગઝેબે દુર્ગાદાસનું નામ સાંભળતાં જ ઔરંગઝેબને યાદ આવ્યું કે જયસિંહની જોડે આ માણસને દીઠો છે. પછી તેના મનમાં જયસિંહનો બધો ઇતિહાસ તથા તેની રાણી ચંદ્રાવતીને કાસ્મીરમાંથી નસાડીને જોધપુરમાં લઇને પહોંચાડવાની બધી હકીકત તેની આંખની સામે ઉભી રહી. પહેલાં તેનો વિચાર તેને તરત મારી નાખવાનો હતો, પરંતુ વધારે વિચાર કર્યા પછી તેને એવું લાગ્યું કે, આવા શૂર માણસને પલ વારમાં દેહાંત શિક્ષા આપવા કરતાં પોતાના ધર્મની શિક્ષા આપીને પોતાના મતમાં મેળવવો એ સારૂં છે. તેથી જે હું કરવાનો આરંભ કરીશ, તેમાં તે ઘણો ઉપયોગી થશે. મારા ધર્મની દીક્ષા જો તેણે નહિ લીધી, તો તેને મારા પક્ષમાં અનુકૂળ કરવાનો આરંભ કર્યાથી તેમાં સિદ્ધિ થાય તો જે કાર્યભાગ થશે તેમાં કંઈ તેને મારવાથી અથવા તેની બહેનની વિટંબના કર્યાથી કદી થશે નહિ. આ વિચાર તેના મનમાં આવતાં જ તેણે ફ્રૂરૂકશાહને તેના હાથ છોડવાને કહ્યું તથા તેને ઉદ્દેશીને કહ્યું, "શત્રુના ગુણ જોઇને તેને ચહાનારો નથી એટલો આ આલમગીર આંધલો તથા મૂર્ખ નથી! દુશ્મનોએ જો કે મને નીચો પાડયો છે, તો પણ સફાઇથી નીચો પાડયો છે, તેથી તેની તારીફજ કરવી, આ તે જાણે છે. દુર્ગાદાસજી! આપે, વળી આપની આ હીંમતવાન બહેને દેખાડેલી સ્વામિભક્તિ અને પલની પહેલાં તેણે દેખાડેલી સત્ય નિષ્ઠા જોઇને તમારા બેહેન માટે મારા મનમાં એક પ્રકારની પૂજ્ય બુદ્ધિ જ ઉત્પન્ન થઈ છે. કોણ જાણે તેનો શો નેમ છે? આ દુર્ગાદાસ છે, એવું માલમ થતાં જ મેં તેને દેહાંત શિક્ષા આપવાનો હુકમ કર્યો હોત. પણ તે સ્પષ્ટ જણાતું હોવા છતાં કેવળ બેગમના અન્યાયની શિક્ષા થવાના કરતાં પોતાના ભાઇનો પ્રાણ ગયલો સારો, એવું મનમાં લાવીને આ તમારી બહેને તમારૂં ખરૂં નામ કહ્યું. મારવા કરતાં તમને માન આપીને મારી પાસે

રાખવા જેવા માણુસ છો ખરા. દુર્ગાદાસ, આજથી હું તમને જયસિંહની જગાપર માનું છું. જે રીતે જયસિંહ મારી નોકરી કરતો હતો તેમ તું કર. તને તેના બધા આધકાર હું આપું છું. હું તને હમણાં પાંચ હજારનો મનસબદાર કરું છું. હમણાં ને હમણાં તને પોશાક આપું છું અને તારી બહેનને લઇને દિલ્લીમાં મારી પાસે રહે. તને જલદીથી તારા યોગ્ય કામ સોંપવામાં આવશે, તે વેળાએ તે બજાવવાને હાજર થા."

બાદશાહે દુર્ગાદાસના હાથ છોડયા. પરંતુ દુર્ગાદાસ ત્યાંથી જરા પણ હાલ્યો નહિ. બાદશાહે "તને એ મુનસબદારી આપી, તું હવે દરબારમાં રહે," આવું કહેતાં તેણે જરા તિરસ્કારપૂર્ણ મુદ્રા કરીને બાદશાહની તરફ જોઇને કહ્યું, "આલમગીર બાદશાહ, તું મને માન આપે છે તેને માટે આનંદ કરવો? કે શોક કરવો? એ મને કંઇ સમજાતું નથી, તું મારા ઉપર ખુશ થયો હોય તો મને મારી બહેનને લઇને મારા પોતાની જૂની માલેકણી તરફ જવા દે. તેની અને મારા બાળ રાજાની સેવા કરવામાં જે મને આનંદ છે તે અહિંયાં મનસબદારીથી થવાનો નથી, દિવાનગીરી મળ્યાથી પણ થનાર નથી. મોગલના તાબામાં રહેવા કરતાં મારી માલેકણી તરફ જવાની મારી ઇચ્છા છે. હું એકલો માણુસ છું. વળી આ પણ બિચારી એકલી જ છે. અમને બેઉને ત્યાં માલેકણીની પાસે રહેવામાં જે સુખ અને જે આનંદ થશે, તે કયાંઇ થનાર નથી."

બાદશાહે આ સાંભળતાં જ તેને ઘણો જ ગુસ્સો થયા જેવું જણાયું. હું પોતે આટલી મનસબદારી આપું છું, જયસિહની પદવીએ એકદમ ચઢાવું છું, છતાં એ નહિ જોઇએ, એવું કહીને તે અહિંથી ત્યાં જવા માટે વિનતિ કરે છે. ત્યારે મોગલની સેવા કરે તો ઘણું જ મોટું પાપ, એવું કહેનારા રાજપૂત બચ્ચામાંનો આ છે, એવી ઔરંગઝેબની ખાત્રી થઇ. નહિ તો આટલી મોટી મનસબદારી છોડે શામાટે? જોધપુરમાં જઇને ત્યાં રાજસિંહની તથા વિજયસિંહની મદદમાં જવાનો તેનો વિચાર જણાય છે, એવું તેને તરત જણાયું. તેથી તેને પોતાની પાસે રાખવાની અગત્યતા વધારે જણાઇ આવી. આ ભયંકર ખટપટી પુરુષ ત્યાં ગયાથી સૈન્ય એકઠું કરવા અથવા વળી કંઇક ખટપટ કરવા માટે કેટલાં મોટાં કારસ્થાન કરશે? તેનો કાંઇ પણ પત્તો નથી. ત્યારે તેને એકદમ પોપટ પ્રમાણે સોનાના પિંજરામાં અથવા મારૂં નહિ જ સાંભળે તો કેદખાનામાં રાખવો. પણ અહિં જ તેને અટકાવી રાખવો જોઇએ એવો બાદશાહે પૂર્ણ નિશ્ચય કર્યો અને તેને કહ્યું, "તું તારી માલેકણીની પાસે જઇને શું કરીશ? તેને હવે કોણ ત્રાસ આપનાર છે? તે હવે ઘણી સુરક્ષિત છે. તું હજી જુવાન છે. હજી કેટલી કીર્તિ મેળવવાની તને

જાગા છે ! તે જોધપુરમાં જઇ બેસીને તું શું કરનાર છે? અહિંયાં મારી પાસે રહીશ, તો તને રાણા જયસિંહ પ્રમાણે ઉપર ચઢાવીને એકાદી સુબાગીરીપર મોકલીશ. આજે દક્ષિણની તરફ ખટપટ જાગી છે તે દૂર કરવા માટે મને તારા જેવા કોઇ પણ જોઇએ છે. છોકરાના હાથથી તે તરફનો બંદોબસ્ત થતો નથી. થયલી હકીકત હું બધી વિસરી જાઉં છું. તું પણ ભૂલી જા. તારી માલેકણીની સંભાળ કરવાને કોઇ તને મના કરતો નથી. પણ તું મારી મનંસબદારી–પાંચ હજારી મનસબદાર થઇને જા. હવે આ વખતે તારા મનમાં વાત નહિ ઉતરતી હોય તો, તું કંઇક વખત સુધી વિચાર કરીને કહે, પણ ના નહિ કહેતો. જા મસાઉદ, એ મસાઉદ, એને લઇ જા અને લાલબાગમાં તેની તજવીજ કર. ફરી હું કાલે તને બોલાવવા મોકલીશ. ત્યારપછી મને જવાબ દેજે. હમણાં હું તારો જવાબ સાંભળતો નથી.”

દુર્ગાદાસ તેના જવાબમાં કંઇ બોલનાર હતો, પણ બાદશાહે તો તેને ત્યાંજ મોકલ્યો. માત્ર જતાં જતાં મસાઉદને હળવેથી એટલું કહી રાખ્યું કે, “તેને કેદમાં રાખવાની પેઠે બહારથી ચાલ ચલાવવી નહિ. પણ ત્યાંથી જો એ નહાસી ગયો તો તને જવાબદાર ગણીશ. તારા જીવના હાલહવાલ કરીશ. એ પકું ધ્યાનમાં રાખ. તેના ઉપરની નજર જરા પણ દૂર કરવી કામની નથી.” એટલું બોલીને તેણે એ બન્નેને જવા દીધા. પછી ઈંદિરાને ત્યાંથી દૂર જવાનું કહી, બાદશાહે ઉદેપુરીના મનને સંતોષ આપવાનું ચલાવ્યું. “તને જે કહ્યું હતું તે કેવળ ખોટું હતું. કંઇક કારણથી બોલ્યો હતો. મારા મનમાં કંઈ પણ શક નહોતો. રોશનઆરા બેગમે ખોટાં કારસ્થાનો રચ્યાં. તેને સારૂં લગાડવા માટે મેં તે બધું કર્યું છે. આવું નહિ કર્યું હોત તો આજ રોશનઆરા બેગમ જે ધારે તે કારસ્થાન રચે. તેને છેતરીને કેટલાક દિવસ સુધી અહીં રાખવી જોઇએ. હાલમાં રાજપૂતો બગડયા છે, તેમને ઠેકાણે રાખવા સુધી અને શહાજહાન જીવતો છે ત્યાં સુધી તેને શાંત રાખવી, નહિ તો દરબારના અને ચારે બાજુએથી આપણા ઉપર સંકટો આવી પડે, એટલા માટે તેને ત્યાં પણ જવા દેવી ઉપયોગી નથી. અહીં દિલ્લીમાં જ રાખવી જોઇએ અને સંભાળીને રાખવી જોઇએ. એક વખત રાજપૂતનાં હાડકાં નરમ કરીને તેનો કર દૂર કર્યા પછી, અહીંના અંતઃગૃહમાં નજર દઇને તેના કાંટા ઉખેડી નખાશે.” એવું બોલીને ઉદેપુરીનું મન તેણે શાંત કર્યું. ઔરંગઝેબ બોલવાના કામમાં ઘણો મીઠો હતો અને તે જેટલો મીઠો હતો, તેટલી જ ઉદેપુરી બેગમ ઘણી ભોળી હતી. તથા બાદશાહનો પ્રેમ પણ તેનાપર તેવોજ હતો. પોતાનાપર બાદશાહનો આવો સંદેહ થયો તેને માટે તું

જેટલું મરવા જેટલું દુઃખ લાગ્યું, તેટલું જ જલદીથી હાલના તેના બોલવાથી તેનું મન શાંત પણ થયું. માત્ર રોશનઆરા બેગમે પોતાનાપર આ ભયંકર પ્રસંગ આણ્યો હતો, તેને માટે તેના મનમાં તેના વિષે હજાર ગણો દ્વેષ વધ્યો. તેને માટે વેર શી રીતે લઇશ અને ક્યારે લઇશ એવું તેને થવા માંડયું. બાદશાહ ઉપરનો તેનો ગુસ્સો ક્યારનો ચાલ્યો ગયો હતો, અને તે અર્ધા કલાકમાં બાદશાહને પહેલાંની પેઠે લાડથી બોલાવવા લાગી. રજપૂત રાજાઓને–તેમાંથી 'ઉદેપુરના રાજસિંહને તથા રૂપનગરના વિજયસિંહને સારી રીતે સજા કરીને, રૂપમતીને પોતાના મહેલમાં લાવીને, તેને પોતાની દાસી કરીને, તેનો તથા મસાઉદનો નેકા કરાવવો જોઇએ, એ તેનો હમ્મેશનો ગળતો વિષય હતો. તે સંબંધમાં તે બોલવા લાગી. જ્યાં સૂધી તે થયું નથી ત્યાં સૂધી ઘરમાં ને ઘરમાં રાખી પોતાની નણંદને ચીડવીને ત્રાસ આપવો. અને તેણે, રોશનઆરા બેગમને રસ્તે હમણાં જનાર નથી એવું, બાદશાહની પાસે કબૂલ કરાવ્યું. બીજી વાતો કરતાં કરતાં તેણે બાદશાહની પાસેથી ઇંદિરાને તથા તેના ભાઇને જરા પણ ત્રાસ આપશે નહિ, એવું કબૂલ કરાવ્યું તથા ઇંદિરા તરફથી તેના ભાઇનું મન વળાવીને તેને બાદશાહના આશ્રયમાં રહેવાને લગાડવાનો ઘાટ મેળવી આપીશ, એવું પણ તેણે પોતે ચાહ્યું. દુર્ગાદાસ એક વાર આપણા દરબારમાં રહે, તો ઘણાં જ કામ થાય, એવું બાદશાહને સ્પષ્ટ રીતે જણાયું. અને તે સાધવા માટે પ્રયત્ન કરવો. જો તે પ્રયત્નમાં સફલતા નહિ થાય તો પછી તેને દિલ્લીથી બહાર જવા દેવો નહિ, એવો નિશ્ચય તેણે કર્યો. આટલું બધું થયા પછી બાદશાહ ઉદેપુરીના મહાલમાંથી ઉઠીને સાદતખાનની મદદમાં કોને મોકલવો, સૈન્ય ક્યાંથી કેમ એકઠું કરવું, તેના વિચારમાં લાગ્યો.

આ વખતે બાદશાહી સૈન્યના ઘણા જ હાલહવાલ થયા હતા. અને રાજસિંહની તરફનો લશ્કરનો ભરાવ દહાડે દહાડે ઘણો જ વધ્યો છે, એવા સમાચાર ઉપરાસાપરી મળતા હતા. તેથી બાદશાહને ઘણી ધાસ્તી લાગી હતી.

એ પ્રમાણે સર્વ વ્યવસ્થા થઇ, પરંતુ ઔરંગઝેબની ઇચ્છા પ્રમાણે દુર્ગાદાસ તેના આશ્રય તળે મનસબદાર અથવા સુબેદાર થઇને રહેવાને કબુલ થતો નથી, ત્યારે બાદશાહે તેને સખ્ત કેદમાં રાખવાનો વિચાર કર્યો. ઉદેપુરી બેગમની તરફથી, ઇંદિરાનું મન વળવવાને માટે પણ ખટપટ કરી, પરંતુ ઇંદિરા પોતાના ભાઇને પોતે આવું ભલતું કંઈ કહેનાર નથી એવું સ્પષ્ટ કહ્યું. ઉદેપુરી બેગમને તેને માટે ખરાબ લાગ્યું, પરંતુ હમણાં તેને ઇંદિરાનાપર ગુસ્સો આવ્યો નહિ. હવે તેનાપર ગુસ્સો આવવો એ મુદ્દલે શક્ય નહોતું. એકલી ઇંદિરાના વિષે તેના મનમાં કૃતજ્ઞતા ભરી રાખી હતી. બાદશાહે એક વાર ઇંદિરાને પણ કેદમાં રાખીને તેનો છળ કરવો, તેથી

કદાચિત તેનો ભાઇ વળે, તો વળે એવું સૂચવ્યાથી ઉદેપુરીએ તેમાં મનાઇ કરી અને ત્યારથી તેને એક ક્ષણ પણ પોતાની પાસેથી દૂર થવા દીધી નહિ. તેના મનમાં એવું આવ્યું કે, પોતાની નજરથી આડી થઇ કે, બાદશાહ તેને ઉપાડીને કેદમાં નાંખીને પીલશે. તેમાં કંઇ પણ ફેર પડનાર નથી. તેના સિવાય બીજી એક ભ્રાંતિ હવે ઉત્પન્ન થઇ કે, રોશનઆરા બેગમ ઇંદિરાપર ઘણી અદેખાઇ કરવા લાગી. બાદશાહના મનમાં ભયંકર સંશય તથા અસર ઉત્પન્ન કરીને, પોતે ઉદેપુરી ઉપર સંકટ આણ્યું, છતાં તેમાંથી તેને ઇંદિરાએ પાર પાડી અને પોતાની ફજેતી કરાવી, એથી રોશનઆરા બેગમ પણ તેનાપર એકસરખા બળતી હતી, અને તેણે એવો નિશ્ચય કર્યો હતો કે, આ ઇંદિરાને સારી સજા કરવી. આ તેનો નિશ્ચય મસાઉદના કાનપર આવ્યો અને તે હવે ઇંદિરાનો ઘણો જ બંદા ગુલામ બનેલો હોવાથી તેણે તો તેની સંભાળ માટે આંખમાં તેલ નાખીને જાગતાં રહેવાનો નિશ્ચય કર્યો.. પણ તેણે પોતાની માલકણીને પણ તે બધું જણાવ્યું. ઇંદિરાને તે સઘળું પહેલેથી જ જાણવામાં આવ્યું હતું. તેથી તે ઘણી જ જાગ્રત હતી. એવી રીતે એકંદર બાદશાહના જનાનખાનામાં ઘણી જ ખટપટનો પ્રકાર ચાલેલો હતો, તેમાં હવે વળી બાદશાહના મંદવાડથી ત્રીજી એક જ આગળ આગળ વધતી હતી તે બાદશાહની છોકરી હતી. પોતાની ફુઇનું અધિકારપણું ઘણું ઓછું થવાથી તે તેને પસંદ પડયું નહિ અથવા ખમાયું નહિ અને બાદ-શાહપર તેનું વજન વધારે પડતું ચાલ્યાથી તે પણ જનાનખાનાના ધૂમા-ડામાં દાખલ થઇ, તે એક બીજી લડાઇ જ જનાનખાનામાં શરૂ થઇ હતી. ઔરંગઝેબની પણ તે દિવસમાં ઘણી જ ખરાબી થઇ હતી, તેથી તે ચિંતાતુર થયો હતો, એવું કહીએ તો ચાલે. બહારથી લશકર મોકલવાની માગણી અને જનાનખાનામાં રોજ કંઇ બલા. આવી રીતે એકંદર પ્રકાર ચાલુ હતો, તેટલામાં એક દહાડો સવારે ઇંદિરા એકાએક ઉદેપુરીના જના-નખાનામાંથી જતી રહી. સવારે ઉદેપુરી ઘણી જ મોડી ઉઠતી હતી, પરન્તુ તેનો નિત્ય ક્રમ એવો હતો કે જાગ્રત થતાં જ ઇંદિરાને તેણે હાંક મારવી અને ઇંદિરા તેને પોશાક વગેરે પહેરાવવામાં મદદ આપતી. તે પ્રમાણે તે દહાડે હાંક મારી, પરંતુ ઇંદિરા આવી નહિ તથા તેણે હા, આવું છું એમ પણ કહ્યું નહિ. ચાર પાંચ હાંકો મારી, પછી ઉદેપુરીને કંઇક આશ્ચર્ય કારક સંદેહ આવ્યો, તેથી તેણે પોતાની દાસીને હાંક મારી ઇંદિરા કયાં છે તે પૂછયું. એટલે તેણે કહ્યું કે અમને માલમ નથી, એવો જવાબ મલ્યો, તેથી ઉદેપુરીને ગુસ્સો થયાથી તેઓને સજા કરી. પછી પોતે ઉઠી અને દોડતી જઇને ઇંદિરા જ્યાં સૂતી હતી ત્યાં તેણે

જોયું ને તે બિછાનાપર ઇંદિરા નથી માત્ર બિછાનું ઘણું જ રોળાઇ ગયલું દીઠું. તેથી એ પ્રકાર શું છે એવું મનમાં આવીને તે વધારે ડરી. પોતાના ડર પ્રમાણે કોઇ પણ તેને બળજોરથી લઇ ગયું હોવું જોઇએ એવું તેના મનમાં આવ્યું. બાદશાહે તો તેમ કર્યું હશે અથવા રોશનઆરા બેગમને કંઇક લાગ મળ્યો હશે, એવું તેને લાગ્યું. મસાઉદને બોલાવીને પૂછવાનું કર્યું. મસાઉદ કયાં પણ જણાયો નહિ, શોચ કરતાં તો ઇંદિરા નથી એવો ભુમાટો થતાં જ તેને શોધવા માટે કયાં પણ ગયો હશે એમ સમજાયું, મસાઉદ તેને જ માટે ગયલો હશે. તેને માટે ઉદેપુરીને શક નહતો. કારણ તે તેનાપર કોઈ જાતનો પ્રેમ કરે છે તે ઉદેપુરીને અજાણ નહોતું.

ઉદેપુરીએ બધી તરફ દાસી અને ખોજા મોકલ્યા, પરંતુ ઇંદિરા અમુક વખત હતી અને અમુક વખતે તેને અમુક જગાએ જોઈ હતી, એવું કોઇએ પણ કહ્યું નહિ. બાદશાહ તે રાતે ઉદેપુરીના મહેલમાં નહિ આવ્યાથી ઉદેપુરી જલદીથી ઉંઘી ગઇ. અને પછી તેણે ઇંદિરાને તું જઇને સૂ એવું કહ્યું. ઇંદિરા પોતાના બિછાનાપર પડી હતી, તેને માટે કંઇ પણ શંકા આવી નહિ. કારણ કે બિછાનું ઘણું ચુથાયલું જણાતું હતું. એટલું જ નહિ પણ કોઇએ તેને અચાનક ઉપાડીને લઇ જતાં તેણે ધડપછડ કરવાના કારણથી પથારી ઘણી ચુંથાઇ ગયલી હોવી જોઇએ. કોઇ પણ દગો દઇને તેને લઇ ગયા હશે એવી ઉદેપુરીના મનની ખાત્રી થઇ. પરંતુ કોણ લઇ ગયું અને કયાં લઇ ગયું અને તેનું શું કર્યું, તેનો હવે શોધ શી રીતે લગાડવો ?



## પ્રકરણ ૩૨ મું.



### શામળ પંડિત પત્ર આપે છે.

પાછળ ૨૮ મા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે શામળ પંડિત અને તેના સોબતી ભિલ્લો પેલા અપંગ માણસને ત્યાંજ પડતો મુકી આગળ ચાલવા લાગ્યા. પંડિતજી તો પોતાના નિયમ પ્રમાણેજ ચાલતા હતા, અને ગમ્મત કરતા હતા, તેથી ભિલ્લોને તો ચાલતાં રસ્તો જણાતો જ નહિ. આવી મજાહમાં ચાલતાં ચાલતાં તેઓ ઉદેપુરથી એકાદ મુકામને છેટે આવી પહોંચ્યા. હવે બીજે દિવસે તો જાણે ઉદેપુર પહોંચી જ જવાશે એમ જાણી ભિલ્લ નાયકે પંડિતજીને કહ્યું “પંડિતજી! હવે અહિ ચોર લુટારૂ વાટપાડુ વિગેરે એવા કોઇ લોકની ધાસ્તી નથી. માટે હવે

તો અમે બધા આપની રજા લઇશું. આપની સાથે એકાદ બે ભિલ્લોને આપીશું તે આપને ઠેઠ ઉદેપુર પહોંચાડી જશે," આ સાંભળતાં જ પંડિતજી તો જરા ગભરાયા ખરા, પણ બહારથી જણાવતાં બોલ્યા, "ત્યારે શું ચોર બોરથી જ મારૂં રક્ષણ કરવા તમે આવ્યા હતા? કે રાજાના પુત્રની સાથે જેમ રસાલો હોય છે તેમ મારી સાથે પણ રસાલા તરીકેજ આવ્યા હતા? મારૂં રક્ષણ! મારૂં રક્ષણ કરવાને હું ક્યાં અસમર્થ છું? આમ જ જો મને ખબર હોત તો તો તમને સાથે લેવાનું કહેત જ નહિ, સમજ્યા ને! તમે મને કેવો સમજો છો? મને શું બ્હીકણ બિલાડી જાણો છો કે શું? વાહવા, જાણે તમે જ મોટા શૂરવીર! આ જોઇ કે મારી તલવાર; આ વડે કમતીમાં કમતી આજ સુધી, સત્તર તો વાઘ, અઢાર ડુક્કર, પંદર વીસેક સિંહ, પાંચ પચીસેક ચિત્તા, પચાસેક .... પણ આ બધી આત્મશ્લાઘા તમારી પાસે કરવાથી શું ફળ? માટે જાઓ, જાઓ, મારા ભાઇ, બોલતાં જરા શરમાવું તો હતું.

સિંહ તલપત હે આલ્હામેં, ઘોડા કાબુલ કંદહાર;
વીર તલપતહે આલ્હામેં, જીસકે હાથ પડી તલવાર.

આ બ્હેત વારંવાર બોલી, પંડિતજી કહેવા લાગ્યા, "અરે જારે મારા ભાઇ! જા, તારે અને તારાં માણસોને જવું હોય તો ખુશાથી જાઓ. તમારે મારી કાંઇ ફિકર કરવી નહીં. હું છું ને મારી તલવાર છે. જોઉં તો ખરો, કોની માંએ શેર સુંઠ ખાધી છે કે મારા સામો આવી શકે?" પંડિતજી તો હાથમાં તલવાર લઇને ઉભા અને પેલા બધાને જાઓ જાઓ કરવા લાગ્યા. એટલામાંજ પાછળથી કાંઇ ઘોડાની ખરીનો અવાજ આવતો હોય એમ જણાયું. ચારે તરફ કાન માંડી આમ તેમ પંડિતજી જુએ છે તો કેટલાક મુસલમાનો આવી દૂરથીજ એમને ઘેરી લેતા હોય એમ જણાયું. પછી તો પંડિતજીનું શું પુછવું? પંડિતજીના હાથમાં તલવાર જ્યાં ને ત્યાંજ રહી ગઇ. શરીરમાં જાણે કંપવાયુ થયો હોય એમ દેખાવા લાગ્યું. જોતાંની સંગાથેજ પરસેવાથી સ્નાન કરી દીધું. થોડીવાર પર નીકળતા શૂરવીર ઉદ્દગારો તો કોણ જાણે ક્યાંએ જતા રહ્યા, અને પંડિતજી તો આસ્તે રહીને પેલા ભિલ્લ નાયકની પછવાડે જઇને લપાઇ ગયા. વાંચનારને જણાયું હશેજ કે આ મુસલમાનો કોણ હતા? શામળ પંડિત તથા તેના સોબતીઓને જોતાંની સાથે આ મુસલમાનો તો "દીન દીન" બોલી એમના ઉપર ટુટી જ પડ્યા. "આ તે નવી પીડા ક્યાંથી આવી?" આ વિચારમાં જ થોડી વાર તો ભિલ્લ લોકો પડી જઇ સ્તબ્ધ થઇ ગયા હતા. પણ મુસલમાનોની રણ

ગર્જના સાંભળતાંની સાથે જ બેઉ પક્ષની તલવારો ચમકવા લાગી. ભિલ્લ લોકો તો આવા પ્રસંગને માટે કેળવાઇ જ રહેલા હતા એટલે એ લોકો ગો પેલા મુસલમાનોને શાની દાદ દે ? એકેક ભિલ્લે બબ્બે ત્રણ ત્રણ મુસલમાનોને સુવાડી દીધા; અને આ નાની સરખી લડાઇનો થોડી જ વારમાં અંત પણ આવી જશે એમ જણાયું. "હવે આપણું શું થશે ?" એ વિચારમાં આપણા પંડિતજી તો ધાભરા ધાભરા આમ તેમ જોતા હતા. જે ભિલ્લની પચ્છવાડે એ ભાઇ સાહેબ લપાઇ રહ્યા હતા તેણે ઘણુંએ આશ્વાસન કર્યું પણ 'પંડિતજીને તો કંપ મટયો જ નહિ. છેવટે પેલા ભિલ્લે મોટો ધાંટો પાડી ધમકાવીને કહ્યું, "ખબરદાર, જો અહીથી ખસ્યો છે, તો પહેલો તો હું જ તારા બે ભાગ કરી નાંખીશ." આ શબ્દો સાંભળતાં જ પંડિતજીનાં તો પોતીયાં છુટી ગયાં, શરીર થરથર થવા લાગ્યું, પણ ભયના માર્યા કાંઇ ખસી શકયા નહિ. આણી તરફ પેલા આવેલા પચાસ મુસલમાનોમાંથી પાંચેક પણ સંદેશો લઇ જવા રહ્યા ન હતા. મુસલમાનોના આગેવાનને ભિલ્લ નાયકનો પહેલો જ ધા પડતાં એ તો ઘોડા ઉપરથી ચકરી ખાઇ, નીચે પડયો, તરત જ ભિલ્લા લોકો "જય અંબે માતકી"ની ગર્જના કરી ઉઠયા, અને તે સાંભળતાં જ પાછળના મુસલમાનો પૈકી જેનાથી નસાયું તે તો નાશી જ ગયા. બાકી રહેલા પૈકી બધાએ ભિલ્લોને હાથે પૂરા થઇ ગયા. શામળ પંડિતને હાથે રૂપમતીનું દુતત્વ પૂર્ણ કરાવી તેમને યશ અપાવો એવી પરમાત્માની ઇચ્છા હશે જ, તેથી આવું અનુકૂળ પરિણામ આવી ગયું. જેટલા મુસલમાન જમીન દોસ્ત થઇ ગયા હતા, તે તો હવે ઉઠે એમ હતું જ નહિ. ભિલ્લ નાયકની રણગર્જના સાંભળી પંડિતજી તો ભયના માર્યા કયાં ને કયાંએ મુઠીવાળી વટાણા વાવી ગયા, તેનો કાંઇ પત્તો જણાયો નહિ. આખો મહાસાગર તરી જઇ માત્ર ખાબોચીઆમાં જ ડુબવા વખત આવ્યો હોય એમ બન્યું. આખો પ્રવાસ નિર્ભયપણે કરી આવ્યા બાદ છેક ઉદેપુરની જ પડોશમાં આવી, પંડિતજી ગુમ થયા, એ જોઇ ભિલ્લો તથા તેનો નાયક ઘણું દુ:ખ પામવા લાગ્યા. નાયકે ચારે બાજુએ હોકો મરાવી જોઇ, પણ પંડિતજીનો તો પત્તો જ નહિ. પંડિતજી તો ભયના માર્યા નાઠા તે છેક લાંબે એક ઝાડની બખોલમાં જઇને ભરાઇ ગયા હતા. બ્હીકમાં ને બ્હીકમાં પંડિતજીને દાંત ખીલી પડી ગઇ હતી. ભિલ્લ નાયક તો વિચારમાં પડી ગયો કે પંડિતજી જડયા વગર ત્યાંથી ખસવું પણ ઠીક નહી.. પણ પંડિતજી તો એવી ગબરડી મારી ગયા હતા કે પૂછવાની વાત જ નહિ. પણે ઝાડની બખોલમાં ભરાઇ બેઠેલા પંડિતજીથી ત્યાંએ બેસી રહેવાયું નહિ.

ધીમે ધીમે બહાર નીકળ્યા અને આમ તેમ જોવા લાગ્યા. એટલામાં એમનું નામ દેઇ બુમ પાડતો એક ભિલ્લ તેમની પાસે દોડતો દોડતો આવી પહોંચ્યો. બ્હીતે બ્હીતે તેની હાંકોને જવાબ તો આપ્યો, પણ આવનાર ભિલ્લ જ હશે અને મુગલ તો નહિ હોય એવી શંકા આવતાં જ પાછા ઝાડની બખોલમાં ભરાઇ પેઠા. અવાજ તો આવ્યો પણ પંડિતજી તો જણાયા નહિ. એવું જોઇ ભિલ્લને તો મોટી અજાયબી લાગી. ઝાડની પાસેથી જ અવાજ આવેલો જોઇ ભિલ્લે જાણ્યું કે, ઝાડની આસપાસ અગર અંદર કોઇ પણ ભરાઇ બેઠું હશે. એમ ધારી તે ઝાડની ચારે બાજુએ ફરી તપાસ કરવા લાગ્યો. પણ પંડિતજીને હજીએ ખાત્રી થઇ નહોતી કે આવનારો મુગલ નહિ પણ ભિલ્લ જ હશે. તેથી એને ગમે તે પ્રકારે ટાળવા માટે ભિલ્લ આમ જાય તો પંડિતજી પેલી તરફ ભરાઇ જાય. આવી સંતાકુકડી કેટલીક વાર સુધી આપણા પંડિતજી રમ્યા તો ખરા. પણ જે માણસ ખાઇપીને જ પછવાડે લાગેલો તેને કયાં સુધી ટાળી શકે. છેવટે પંડિતજી તો પકડાઇ ગયા. પેલા ભિલ્લે એમને પકડીને પોતાના નાયક પાસે આણ્યા કે તરત બધા "પંડિતજી, તમારા વાઘ, સિંહ, ચિત્તા, કુતરાં, બિલાડાંના શિકારની વાત તો પૂરી કરો," આમ બોલી એને ખુબ ચીડવવા લાગ્યા. ભય રહિત થયેલા જોઇ આપણા પંડિતજી પાછા શુરમાં આવી ગયા. ભિલ્લના નાયકની પાસે જઇ, પંડિતજી હવે તેને કહેવા લાગ્યા. "સમજ્યાને ભાઇ, નાઠા તેને તો નાશવા જ દ્યો. તેમની પુઠે પડવાની જરૂર નથી. પણ આ જે એમનો આગેવાન સરદાર છે, તેને પકડીને આપણી સાથે લઈ લ્યો. એ કોઇ પણ મોટો માણસ હશે. માટે એને ઉદેપુરના દરબારમાં લઇ જઇ હાજર કરી દઇએ. આવો કેદી મળી ગયો છે તેનો કોઇ પણ વખતે ઉપયોગ થઇ શકશે જ." પંડિતજીનું આવું મત્સદ્દીપણાનું ભાષણ ભિલ્લોને ગમ્યું હોય એમ લાગ્યું નહિ. તેથી એ સરદારને ત્યાં જ પડતો મૂકી બધાએ પાછું ચાલવા માંડયું. પેલા મુગલો અને એમનો સરદાર તો ત્યાં જ પડયા હતા. શામળ પંડિતને તો એમજ થઇ રહ્યું હતું કે હવે ઉદેપુર શી રીતે જઇ પોહોંચુ. તેમ ભિલ્લોને પણ તેવું થઇ રહ્યું હતું કે કયારે પંડિતજીને ઉદેપુરમાં લઇ જઇ કુશળ ક્ષેમ મુકી દઇએ. એટલે બેઉ પક્ષની ઉતાવળથી પંડિતજી તો તરત જ ઉદેપુરમાં આવી પહોંચ્યો. નાયકે બળી ભિલ્લને પંડિતજીની તેનાતમાં સોંપી રજા લીધી. પંડિતજીને પાછા જવું હોય તો રાજસિંહની જોડે જ જવાનું હતું અને તે જો ન જાય તો પંડિતજી પણ રૂપનગર ન જતાં ત્યાં જ રહે, તથા ત્યાંની સર્વે હકીકત પેલા બળીને લખી મોકલે, જે લઇ તે પોતાના નાયકને આપે, અને નાયક પેલા પ્રથમના માણસને

પહોંચાડી દે. એવી જ સર્વ ગોઠવણ પ્રથમથી કરી રાખી હતી. રૂપનગરમાં જે ખબર કરવાની તે પેલો પ્રથમનો જ માણસ પોતાના અલૌકિક સાધનથી કરનાર હતો. વારંવાર માણસોની નકામી આવજાથી કોઇક વખત ગમે તેવું પરિણામ થઇ બેસે, તેથી સર્વ ગોઠવણ પ્રથમથી આવી કરી રાખી હતી. તેમ શામળપંડિત રૂપનગરના કિલ્લા ઉપર જઇને એ શું ધાડ મારે એવા હતા? તેથી એના કરતાં તો ઉદેપૂરમાં જ રહેતો સારૂં. શામળ પંડિતને જે કામ કરવાનું હતું તે કર્યા પછી તેમને કાંઇ વિશેષ કરવા સરખું હતું નહિ. દુધથી દાઝેલો છાશ પણ ફુંકીને પીએ તેવા પંડિતજી જે રસ્તે આવતાં મરણ ઘાંટીમાં આવી પડ્યા હતા તે રસ્તે હવે કદીએ પગ મૂકે ખરા?

ઉપર જણાવ્યા પ્રમાણેની સર્વ તાકીદ બલી ભિલ્લને આપી, પંડિતજી પત્ર આપે ત્યાં સૂધી તેમની પાસે રહેવાનું કહી, નાયક તો ભિલ્લોને લઇને પાછો ચાલ્યો ગયો. ઉદેપુરની હદમાં પગ મુકતાં જ આપણા પંડિતજીનો તો હર્ષ માય નહિ. ફરી પોતાના મુળ સ્વરૂપમાં આવી ગયા, અને હવે રાજદરબારમાં જવાની તૈયારી કરવા લાગ્યા. ઉદેપુરમાં પોતાનો કોઇ સ્નેહી હતો, તેનું ઘર ખોળી કાઢી, પ્રથમ તો પંડિતજીએ ત્યાં જઇ મુકામ કર્યો. તે સ્નેહી પાસેથી સારો રાજદરબારમાં પહેરી જવા જેવો પોશાક માગી લઇ, કપડાં લત્તા દાઢી મુછો વિગેરેનો બરાબર તાલમેલ કરી, આપણા પંડિતજી હવે રાજદરબારમાં જવા માટે નીકળ્યા. રાજદ્વાર પાસે આવી પહોંચતાં જ પંડિતે પોતાના મોજીલા સ્વભાવથી દ્વારપાળ ચોપદાર ભાલદાર વિગેરેને ખુશ કરી, વરદી કહાવી મોકલી. રૂપનગરના ખાસ અગત્યના કામ સારૂ આવેલા માણસને તો જરૂર બોલાવવો જોઇએ, આથી પંડિતજીને તુરત જ હજુરમાં દાખલ કરવામાં આવ્યા. પોતાના ખુશ મિજાજી સ્વભાવને પૂર્ણ અંશે મુખચર્યાપર પ્રદર્શિત કરતા, પંડિતજી પોતાના ખુશ મસ્કરાના પેશાને શોભે તેવી રીતે મહારાણાની આગળ દૂરથી જ હાથ જોડી બોલવા લાગ્યા.

"મહારાજાધિરાજ, આ આપનો દીનદાસ આપનાં દર્શન માટે જ રૂપનગરથી ચાલ્યો આવ્યો છે. મુગલ લોકોએ રૂપનગરની કેવી દશા કરી નાંખી છે અને શામાટે કરી છે તે મારે જણાવવાની જરૂર જ નથી. આખા રજપૂતાનાના શિરછત્ર! આજે રાજપૂતની લાજ રાખવી તો આપના જ હાથમાં છે. જેણે આજ સુધી મુગલ શાહની આગળ પોતાનું માથું નમાવ્યું નથી તેવા રજપૂત રાજની કન્યા, આપ જેવા માથા ઉપર મુકુટમણિ બિરાજતા છતાં, મુગલો લઇ જવા તૈયાર થયા છે; સૂર્ય કુળમાં ઉત્પન્ન થયેલા, રજપૂત નૃપતિઓના શિરોમણી! આજ સૂધી આખા

રાજસ્થાનમાં આપ જ એક નરવીર રહ્યા છો કે જેણે પોતાના કુળની કીર્તિને સૂર્ય સમાન જ અમ્લાન રાખેલી છે, તો આપ જ આપનું બિરદ પાળશો. આ પત્રિકા વાંચી જોવાથી મારે અધિક નિવેદનની આવશ્યકતા રહેનાર નથી. એ પત્રિકા આપવા સારૂં જ મને અહીં મોકલવામાં આવ્યો છે. માટે, કૃપા આગાર, પત્રિકા વાંચી આ દીન સેવકને આભારી કરો.”

આટલું બોલી શામળપંડિતે રૂપમતીવાળી પત્રિકા હાથમાં લઇ, બંન્ને હાથ જોડી, વીરાવેશમાં આવી જઇ, નીચેનું કવિત્ત બોલવા લાગ્યો.

“મોહું નિર્બલ બલન જોઇ, કહું બેદન કાય,
હંસ કોમેં અલસીયો, કાગ ક્યઉં મંડલાય.
મેરો તો કછુ નાય બીગરે, બિરદ તુમારો જાય.

આ પત્રિકા અહિ બધાના દેખતાં વાંચવા સરખી નથી. કૃપાનાથ ! આપના ખાસ અવાસમાં જઇને વાંચશો. જે હાથવતે એ પત્રિકા લખાઇ છે તે હાથનું ગ્રહણ કરવા આપ જ યોગ્ય નર છો. જો આ વખતે આપ આપનું બિરદ રાખશો નહિ તો તે હાથ પોતાનો અને પોતે જે શરીરનો ભાગ છે તે શરીરનો નાશ કરશે જ. મુગલનો સ્પર્શ મરણાંતે પણ થવા દેનાર નથી. સૂર્ય અને ચંદ્ર જેવા ઉત્તમ કુળમાંથી જન્મ પામવાનું અભિમાન ધરાવનાર કોઇ પણ રાજપૂત તેનું રક્ષણ નહિ કરી શકે તો રાજપૂતોની વહુ દીકરીઓને મુગલો ઘેરો ઘાલી કેદ કરી પોતાને ઘેર લઇ જશે એવી જ આજકાલની સ્થિતિ થઇ પડી છે. સવાર સાંજ પૂર્વજોનાં પરાક્રમનું વર્ણન કરનાર ભાટ લોકો તો માત્ર એક મોજને માટે જ વર્ણન કરે છે. પણ આ વર્ણન તેવું ક્ષુલ્લક નથી એમ માનજો. આથી વધારે હવે મારે કાંઇજ નિવેદન કરવાનું નથી.”

આટલું બોલી પંડિતે પેલી પત્રિકા મહારાજા રાજસિંહના સિંહાસન ઉપર નાંખી દીધી અને પોતે હાથ જોડીને સામો ઉભો રહ્યો. દરબારીઓ તો એકમેકના સામુ ટગર ટગર જોઇ જ રહ્યા. આ તે શી વાત હશે, તેની કલ્પના તેઓ તરત કરી શકયા નહિ, થોડીવાર સૂધી તો પત્રિકા હાથમાં જ ઝાલી રાખી, પંડિતજીના સામું રાજસિંહ જોઇ રહ્યો. બાદ દરબાર બરખાસ્ત કરી તુરત પોતાના એકાંત અવાસમાં શામળ પંડિતને લઇને ચાલ્યો ગયો. અંદર જઈ પત્રિકા ઉઘાડીને જોવા લાગ્યો.

પતિઆ લિખત મેરિ છતિઆં ફટત હૈ કલમ ન ઠઇરત હાત;
દુશ્મિન આલમગિર કપટ કમાયો ઔર મિલી મેરિ માત.

આટલી બેજ લીટીઓ વાંચતાં જ રાજસિંહને શું ને શું થઇ ગયું હોય એમ જણાયું. ખેદયુક્ત નિઃશ્વાસ મૂકી આગળની લીટીઓ વાંચવા માંડી.

એક નિમકકી ઢીલ ન કિજ્યૌ જાદવ લ્યાજૈ સાથ;
ઉદયપુર રાજપદમદરસન બિન નિકસ પ્રાન યઇ જાત.
મૈં આપનૌં મન ઠાન રહી હૂં ઔર કચ્છુ ન સુવાતી;
તેરે બિરદકૌં લૌગ હસેંગે સમે ગઇ નહિ આતી.

એટલું વાંચી વળી **રાજસિંહ** કેટલીકવાર સુધી ચુપ બેસી રહ્યો. પત્ર સામું જોઇ ન શકવાથી કાગળમાંથી નજર કાઢી લઈ, શૂન્ય વૃત્તિથી બીજે જ ઠેકાણે જોઇ રહ્યો. પછી **શામળ** પંડિતના સામું જોઇને બોલ્યો, “પંડિતજી! આ પત્રિકા તમને કોણે આપી?

જરા હસીને **શામળ** પંડિતે જવાબ દીધો, “મહારાજ, જેણે લખી છે તેણે જ આપી છે. આપના આગળ એનું શું વર્ણન કરૂં?” એમ બોલી નીચેનું કવિત્ત બોલવા લાગ્યો.

અચક મચક પગ ધરત લચક ગત શોભા બરણી ન જાઇ,
હૈ રૂપ રંગમે જંગકે લલત તપસી **રૂ**પમતી બાઇ;
છતિયાં પેસો વૈ ચક્ર અધર દાડમસી દંતલલાઇ,
દીપકસી નાસિકા ઝિલે નૈનૈં બિચ ભ્રૂકુટીકી શોભા છાઇ;
યેજિ અરજ સુણો ઉદપુરવાસી, **રાજ**સિંહ દરસકી પ્યાસી.

પંડિતજીએ પોતાના મોજીલા સ્વભાવ પ્રમાણે જ **રૂ**પમતિનું વર્ણન કરી દેખાડયું, પણ **રાજ**સિંહનું ચિત્ત તે તરફ લાગ્યું જ નહિ. એ તો પોતાના હાથમાંની પત્રિકા તરફ જ જોઇ રહ્યો હતો.

હૈ થોડે દિનોકી અવધ મહારાજ દુષ્મન ડાહલ ગલ ફાસી,
મૈં ધરૂં તિહારૌ ધ્યાન ઉદયપુર અબો યહ તુમરી દાસી;
બિલકુલ નહિ ચૈન ચિત્તમે હોત બહુત ઉદાસી,
તુમ આયે બિન મહારાજ **રાજ**પૂતકી હોય બિરદકી હાંસી;
કયૌં **રાજ**પૂત સબ મર ગયે નહિ બિરદકી ઉનકો લાજ,
મૈં દાસી તુમરી ઘેર લિજાઓ અવધ ન કર અબ મહારાજ;
હંસીકો કાગ લેત હૈ હરનીકો કયું જંબુક લિજનય,
**રાજ**પૂતકી કુંવરીકો કર કયૂં **મોંગલ** દુષ્ટ ખચાય.

પત્રિકા વાંચી રહેતાં જ **રાજ**સિંહ બોલી ઉઠયો. “જ્યાંસૂધી આ **શિ**સોદીયા કુળના બાળકમાં પ્રાણ છે ત્યાંસૂધી તો રજપૂત કન્યાને **મુ**ગલ હાથ અડકાડી શકશે જ નહીં. શું હંસનાં બાળકને કાગડો લઇ જશે? શું મૃગ બાળ તે રીંછડાના હાથમાં આવશે? ત્યારે તો પછી આ **દે**હ ધારણ કરવો વૃથા જ છે. પંડિતજી! તમે હવે નિર્ભય રહો. એમ જ **સમજો** કે તમારા માલીકની છોકરીને આ શરીરમાં પ્રાણ છે ત્યાંસૂધી તો મુગલો હાથ પણ અડકાડી શકશે નહીં. આજથી દશ દિવસની અંદર તમારી **રૂ**પમતીને **મુ**ગલોના હાથમાંથી છોડવી જ જાણજો. મહારાણા

પ્રતાપસિંહના કુળમાં જન્મ લઇને જો એવા કામમાં આ શરીરનો ઉપયોગ નહીં થાય તો જન્મ એળે જ ગયો જાણવાનો. પંડિતજી, ઘણું જ સારૂં થયું કે તમે આ પત્રિકા લઇને આવ્યા. બાદશાહ હમણાં ઘણો મદમાં આવી ગયો છે, મદમાં કેવળ અંધ જ બની ગયો છે, પણ હું એની આંખો ઉઘાડીશ. આલમગીરના કાન ઉઘાડવા માટે મેં જ્યારે એને કાગળ લખ્યો ત્યારે તેનો જૂદો જ અર્થ લઇ, મારા જ ઉપર બળવા માંડ્યો છે, કાંઇ હરકત નહીં. એનો રસ્તો આપણે પકડવો નથી. એ જ એની મેળે આપણા ઉપર, જ્યારે ચઢી આવે ત્યારે આપણે આપણી તૈયારીમાં રહેવું, એમ જ હું આજ સુધી ધારતો હતો. પણ હવે તો પેલી પત્રિકાએ વિચાર ફેરવી નાંખ્યો છે. હું મારૂં પોતાનું જ સૈન્ય લઇને આવું છું, એટલું જ નહીં પણ મારા બીજા સરદાર માંડલિકોને પણ પોતાનાં માણસો લઇ ત્યાં આવી પહોંચવા હુકમ મોકલી દઉં છું. આજ સુધી ચુપ થઇને બેશી રહ્યો. હવે ઘણું જ થઇ ગયું, હવે તો માત્ર એક ઘાના બે કટકા કરી નાંખવામાં જ ડહાપણ છે. હવે બ્હીને બેશી રહેવું કામનું નથી, હું કાંઇ એનાથી ડરતોએ નથી, હવે તો જે હોય તેનો જલદીથી મોક્ષ કરી જ નાંખવો. પ્રથમથી જ રાજા વિજયસિંહને સહાય આપવા આવનાર હતો જ. પણ મેં લખેલા પત્રથી એના કાન ઉઘડી એનો છંદ છોડી દે છે કે નહીં? તેની જ વાટ જોતો હતો. પણ હવે તો આ પત્રિકા જોઇને ઘડીએ બેસી રહેવાનો નથી."

રાણા રાજસિંહ આટલું બોલીને પંડિતના સામું જોવા લાગ્યો, એટલે પંડિત હાથ જોડી બોલ્યો, "મહારાજ, મને તો કયારનીએ ખાત્રી હતી કે, આપ આવો જ નિશ્ચય કરશો. ક્ષત્રીય કુલદીપકને આવે વખતે બીજું શું કરવું ઉચિત્ છે? આપનો આવો નિશ્ચય થઇ ચુકયો છે ત્યારે હવે આજ્ઞા હોય તો ધીરજ રાખવા પુરતા સમાચાર ત્યાં મોકલી દઉં. સમાચાર લઇ જનાર દૂત મારી પાસે તૈયાર જ છે."

"બેશક, બેશક, મોકલી દ્યો. પંડિતજી, તમે જાણો છો કે કરેલા નિશ્ચયમાંથી તલમાત્ર પણ શિસોદીયો ફરી શકે? હવે કાં તો રૂપમતી ઉદેપુરની મહારાણી થાય છે કે કાં તો રૂપનગરમાં મુગલો સાથે યુદ્ધ કરતાં આ શરીર ત્યાં જ પડે છે. પંડિતજી, હવે તમે પધારો. રસ્તાના થાકથી તમે ઘણા જ શ્રમિત થયા હશો, માટે જાઓ, અને વિશ્રાંતિ લ્યો. મારે પણ સૈન્યને તૈયાર કરવા, તજવીજ કરવાની છે તથા તે પૂર્વે ગુરૂ મહારાજની આજ્ઞા પણ લેવાની છે."

પંડિતજીએ પોતાને મુકામે જઇ, ઉપલા વૃત્તાન્તનો સવિસ્તર પત્ર લખી, બાળી ભિલ્લને આપ્યો, અને તેને ખાસ તાકીદ કરી કે, તારાથી

જેમ બને તેમ જલદીથી જઇ, તારા માલિકનેજ હાથોહાથ પત્ર આપજે. કાગળ હાથમાં આવતાં બળી ભિલ્લ ત્યાંથી પવનવેગે નીકળી પડયો. બળી ભિલ્લે નિશ્ચય કર્યો હતો કે, પત્ર પોતાના માલિકને જેમ બને તેમ જલદીથી પહોંચાડવોજ જોઇએ અને તેથીજ પોતાની ત્વરાનો ઉપયોગ કરતો ચાલ્યો. પણ માણસનો નિશ્ચય હમેશાં પાર પડેજ છે એમ કાંઇ ખાસ નિયમ નથી. કઇ વખતે કેવું વિઘ્ન આવી પડશે ? તે કહી શકાતું નથી. ઉદેપુરથી નિકળી બળી ભિલ્લ, જ્યાં મુગલો તથા ભિલ્લોની ઝપાઝપી થઇ હતી, ત્યાં આવ્યો, અને પોતે તો પોતાના જ વિચારમાં આસપાસ જોયા વગર ચાલ્યો જતો હતો, એટલામાં પાછળથી કોઇએ એના શરીર ઉપર મોટા જબરા બે ફટકા લગાવ્યા. એક માથા ઉપર અને બીજો વાંસા ઉપર લાગ્યો. બળીને એમ સ્વપ્ને પણ કલ્પના નહોતી કે, આમ કોઇ ઓચિન્તું આવીને તેને મારશે. પાછળ ફરીને જુએ છે તો બે જણા તેના શરીરપર ધસી આવતા જણાયા. બળી પોતાની તલવાર હાથમાં લઇ તેમના ઉપર ધસવા જતો હતો જ, પણ માથામાં વાગેલા ફટકાથી ઘણું લોહી નીકળી ગયું હતું તેથી તે ચકરી ખાઇ નિશ્ચેષ્ટ થઇ ભોંયપર પડયો. પેલા માણસોને એના શરીરનો ઝારો જોતાં જ પત્ર જણાઇ આવ્યો. આ ધસી આવતા માંણસ કોણ હતા ? તે તો વાંચનારને જણાયું જ હતું. ઉદેપુર આવતાં, શામળ પંડિત અને તેના સાથીઓ ઉપર હલ્લો કરી હાર ખાઇ ગયેલા મુગલોમાંના જ તેઓ હતા. તેમનો આગેવાન પડયો ખરો, પણ છેક મરી નહોતો ગયો. પંડિતજીના ભિલ્લો વિજય કરી ઉદેપુર તરફ ચાલ્યા ગયા બાદ, પેલા નાસી ગયલા માણસો ત્યાં આવ્યા અને પોતાના સરદારને ત્યાંથી ઉંચકી બીજી જગ્યાએ લઇ ગયા. સરદાર જરા શુદ્ધિમાં આવતાં જ, તે જગ્યાની પક્કી ચોકસી રાખવા તેણે ત્યાં બે ચાર માણસો મુકી દીધાં. શામળ પંડિત કોઇનો પણ પત્ર લઇને ઉદેપુર જાય છે, એટલે તેનો જવાબ પાછો આવવાનો જ. એ જવાબ લેઇ જનાર માણસ પાસેથી ગમે તેવી રીતે કાગળ છીનવી લઇ, તે સાદતખાન તરફ પહોંચાડી દેવો, એવી તેઓને આજ્ઞા મળેલી હતી. આવી આશામાં બેસી રહેલા પેલા મુગલોની આશા આખરે સફળ થઇ ખરી. શામળ પંડિત જાતે નહિ આવે તોપણ એની સાથેના ભિલ્લોમાંથી કોઇ પણ માણસ જવાબ લઇને જશે જ. માટે જનારો ભિલ્લ એ મંડળી પૈકીનો જ હશે, એમ ધારી પેલા પહેરો કરનાર તેના ઉપર ધસ્યા અને તેને બેશુદ્ધ કરી નાંખી તેની પાસેનો પત્ર લઇ લીધો. આ પત્ર હાથમાં આવતાં જ તેઓ સાદતખાનની છાવણી તરફ જવા નીકળી પડયા. રસ્તે જતાં વચમાં કાંઇ પણ હરકત ન પડવાથી

તે લોકો નિર્વિઘ્ને સાદતખાનની છાવણીમાં જઇ પહોંચ્યા અને જે પત્ર ભિલ્લ નાયકના હાથમાં જવો જોઇએ, તે પત્ર સાદતખાનના હાથમાં જઇ પડયો. સાદતખાનની તો મહત્વાકાંક્ષા એ જ હતી કે, જે પત્ર શામળ પંડિત લઇને જતો હતો, તે રાજસિંહને પહોંચવો જોઇએ નહિ. એમાં તો કાંઇ ફાવ્યો નહિ, તોપણ એનો જવાબ હાથમાં આવી ગયો, એ પણ એક લાભની જ વાત હતી. રાજસિંહ મદદે આવનાર છે એવી પોતાને ખબર પડી ગઇ, તેમ રૂપનગરમાં એ વિશે કાંઇ જ જણાવાનું નથી, એ પણ એક રીતે સારૂં જ થયું છે. વિજયસિંહને કશી જ ખબર નહીં મળવાથી એ તો તદન નિરાશ થઇને જ બેસી રહેશે, એમ સાદતખાનને ખાત્રી થઇ ચૂકી હતી. એથી તેણે વિચાર કર્યો કે, આવા વખતમાં આપણે એકદમ હલ્લો કરીશું તો તુરત ફાવી જઇશું. ઢીલ કરવામાં માલ નથી. સાદતખાનને તો ખબર જ હતી કે, ઢીલ કરવા જતાં વખતે રાજસિંહ આવી પહોંચશે, તો બાજી હાથથી જવાની જ. મુગલ સરદારને ઘણું જ આશ્ચર્ય લાગ્યું કે, આટ આટલા દિવસથી કિલ્લાને ચારે બાજુએથી ઘેરીને બેઠા છતાં, અને આંખોમાં તેલ આંજી રાતોની રાતો જાગી મરવા છતાં, શામળ પંડિત કિલ્લા ઉપરથી પત્ર લઇને શી રીતે નીકળી ગયો હશે! કબુતરના ગળામાં ચીઠીઓ બાંધી કિલ્લાપર મોકલનાર કોણ હોવો જોઇએ? આટલી બધી ખટપટ ચાલે છે અને તેમાંનું આપણને લવલેશ પણ આજ સૂધી જણાયું જ નહિ, એ તે શું? બનવાનું બની તો ગયું ખરૂં. કિલ્લા ઉપરથી રાજસિંહ તરફ પત્ર ગયો પણ ખરો. માટે એ બધાનો વિચાર કરતા બેસવું, એ તો વ્યર્થ જ કહેવાય. આવો વિચાર કરી સાદતખાન હવે આગળને માટે, કેવી તૈયારી કરવી તેની જ ઘડભાંજ મન સાથે કરવા લાગ્યો. રાજસિંહે લીધેલી પ્રતિજ્ઞા જો એ ખરી જ કરે, તો પછી આપણે તેના સામે કેવી રીતે થવું, તેની ગોઠવણ કરવા લાગ્યો. તે જાણતો હતો કે જો રાજસિંહ ચઢી આવે તો, તેના સામા થવા જેટલી પોતાનામાં શક્તિ નથી જ. માટે ગમે તેમ કરી એક વખત તો મરણીઆ થઇને, પણ કિલ્લા ઉપર હલ્લો કરવો જોઇએ, અને રાજસિંહ ઉદેપુરથી આવી પહોંચે, તે અગાઉ જ કિલ્લો તાબે કરી, બાપ દીકરીને કેદ કરી લઇ, દિલ્લી તરફ ઉપડી જવું જોઇએ. વખતે રૂપનગરવાળાંને કેદ કરી દિલ્લી તરફ જતાં રસ્તામાં જ, જો રાજસિંહ આવી પહોંચ્યો તો પછી એના જ એકલાના સામા લડવાનું રહે. તેમ નહિ થાય તો પછી અંદરથી, વિજયસિંહનો અને બહારથી રાજાસિંહનો, એમ બે બાજુએ માર ખાવાનો વખત આવશે. તેથી આવા બેવડા મારમાંથી ઉગરવાનો ઉત્તમ માર્ગ, તો એ જ કે પહેલાં રૂપનગરનો કિલ્લો

ગમે તેમ કરી તોડી પાડવો. હવે બાદશાહ તરફથી બીજી મદદ આવે, એવી વાટ જોઇ બેસી રહેવામાં માલ પણ નથી, અને કદાચ તેમ કરતાં વધારે ઘોડા લાગી જશે; માટે આવું ગંભીર જોખમ માથે લેવું યોગ્ય નથી, એમ ધારી સાદતખાને પોતાના સરદારોને બોલાવ્યા, અને તેમની સાથે કટલીકવાર મસલત ચલાવી, તેમને કહેવા લાગ્યો કે—આજને આજ જો રૂપનગર ઉપર હલ્લો નહિ કરીએ, તો આપણામાંથી એક પણ પાછો જીવતો જવાનો નથી, એમ ખુબ સમજી રાખજો. મેવાડના રાજપૂત કાંઇ જેવા તેવા નથી. એકવાર જો તેઓ હઠે ચઢયા તો પછી શું કરશે અને શું નહીં તે કહી શકાતું નથી. મારવું કે મરવું એવા જ નિશ્ચયથી જો આજે જ આપણે લઢીશું, તો કાંઇ પણ વિજયની આશા છે. પણ જ્યાં એ તરફનો માર પડવા લાગ્યો, ત્યાં આપણું ગજુ નથી કે તે સામે ટકી શકીએ? પછી તો આપણા બાર જ વાગી જવાના, માટે આજે જ જે બને તે કરી લેવું, એ જ સર્વોત્તમ માર્ગ છે.” આવું બોલી તેણે પોતાના સરદારોનાં મન વાળી લીધાં અને તરત જ કિલ્લાપર હલ્લો કરવાનો, ત્યાં એકે એકે જ સર્વે એ નિશ્ચય કરી દીધો.

આણી તરફ રૂપમતિ અને પદ્મા અત્યંત ચિંતામાં પડયાં હતાં. આપણી પત્રિકાનુ શું પરિણામ આવે છે, તેનો જ વિચાર એમના મનમાં થયા કરતો હતો. થોડા વખતમાં હવે આપણને કાંઇપણ ખબર મળશે, એમ ધારી બેઉ જણાં વાટ જોઇ બેસી રહ્યાં હતાં. હમણાં ખબર મળે છે, બપોરે મળશે, સંધ્યાકાળે તો આવવી જ જોઇએ, એમ જ ઝંખના ચાલ્યા કરતી હતી. એક દિવસ બંને બાળાઓ કિલ્લા ઉપર ચઢી લાંબે જોવા લાગી તો જણાયું કે, શત્રુના સૈન્યમાં કાંઇ પણ મોટી ગડબડ ચાલી રહી છે. અને તે શું હશે? તેની કલ્પના પણ તેમને આવી નહિ. ઘણી જ કાળજીથી જોતાં જણાયું કે, શત્રુ સૈન્ય ધીરેધીરે કિલ્લાની પાસે આવતું જાય છે. જ્યાં જુવે ત્યાં મુગલ મુગલ અને મુગલ જ. કિલ્લાની ચારે તરફ મુગલોને આવતા જોઇ બાળાએ જાણ્યું કે આ કાંઇ સુચિહ્ન નથી. એથી તરત જ તેણે તે ખબર વિજયસિંહને જઇને કહી. એટલામાં કિલ્લા ઉપરના ચારે તરફના પહેરેગીરો તરફથી, પણ વિજયસિંહને બાતમી મળી કે શત્રુ સૈન્ય હલ્લો કરવા તૈયાર થઇ આવે છે, અને વખતો વખત ગોળીઓ પણ છોડતા જાય છે. આટલા દિવસ શત્રુને સુસ્ત બેઠેલા જોઇ અંદરનાં માણસો પણ, સુસ્ત થઇને જ બેઠાં હતાં. પણ આજ એકાએક દુશ્મનની આવી હીલચાલ જોઇ, વિજયસિંહથી તે બધા સૈન્યને એમ જ લાગ્યું કે, શત્રુને કોઇ તરફથી પણ મદદ આવી મળી હશે. કિલ્લા ઉપરનાં માણસોને એવો જ ભાસ થાય, એટલા માટે સાદતખાને પણ

પોતાના માણસોની એવી જ વ્યવસ્થા કરી હતી. કિલ્લાને તળીએ એક-સરખું સૈન્ય હતું, તેને ઠેકઠેકાણે જોઇએ તે પ્રમાણે ગોઠવી, સૈન્યના ઘણા ખરા ભાગ, જે જગ્યાએથી હલ્લો કરવાનો તેણે ધાર્યો હતો, ત્યાં જમાવ કર્યો. તેમાં બે મોટી ટોળીઓને એ જ દિશાએ, એક બે ગાઉ ઉપર પ્રથમથી લઇ જઇ, ત્યાંથી રાત્રે ખુબ મશાલો સળગાવી આવવું, એવી સાદતખાને પોતાના લશ્કરને વરદી આપી હતી. આમ કરવામાં સાદત-ખાનનો હેતુ એવો હતો કે, રાતની વખતે કિલ્લામાંથી જોનાર માણસને લશ્કર ઘણું છે એમ લાગે અને તેથી તે બધા ગભરાઇ જાય. સાદતખા-નની આ યુક્તિ સફળ થઈ ખરી. કિલ્લાવાળાં માણસોને એમ જણાયું કે કિલ્લાની એક બાજુએ તો, આટલાં બધાં માણસો છે જ અને બીજી બાજુએ દૂરથી બીજાં આવી પહોંચે છે. કિલ્લાની નીચેનું લશ્કર કમી થયું છે, એ તરફ તેમનું લક્ષ જ ગયું નહોતું; પણ દૂરથી આટલાં બધાં માણસો દોડતાં આવે છે, એવો ભાસ થવાથી કિલ્લામાંનાં માણસો ગભરાઇ ગયાં.

## પ્રકરણ ૩૩ મું.

### નયનપાળ.

મુગલ બાદશાહની ઇતરાજીમાં આવી જવાથી, જે કારાગૃહવાસ ભોગવવો પડે છે તેનું યથાર્થ વર્ણન કરવું કેવળ દુર્ઘટ છે. મુગલોનું કા-રાગૃહ યમરાજના કારાગૃહને પણ સારૂં કહેવાડે, અને તે યાત્રા કરવાનો વખતે કોઇને પ્રસંગ આવ્યો એટલે તેની તો ગ્રહદશા ફરી જ જવાની. ત્યાં થતાં હાલહવાલનો ખ્યાલ પણ કોઇને ભાગ્યે જ આવી શકે. સાંભ-ળતાં જ શરીરના રૂવાં ઉભાં થઇ જાય. દગા ફટકાથી પોતાના ભ્રાતૃવર્ગને છળનાર માણસ, પોતાના કૃત્યનું કેવું ફળ ભોગવે છે? તે જાણવાની અથવા જોવાની, જેને ઇચ્છા હોય તેણે આ કારાગૃહની એક જ વખત ભેટ લેવી એટલે બસ. આ કારાગૃહમાં દુર્ભાગ્યે કોઇ માણસ એકાદ વખત જઇ પડયો, એટલે પછી તેની ખર કે ખબર કોઇ લેતું નથી. તે જાણે અને દરોગાઓ જાણે. આ રખેવાળ દરોગાઓ એની કેવી દશા કરે છે? તે જાણવું જ કામનું નથી. આવી રીતના કેદખાનામાં આવી પડ્યાને આપણા નય-નપાળને આજ કેટલાએક દિવસ થઇ ગયા. બાદશાહે એક વખત તેને આ કેદખાનામાં મોકલી દીધો કે, પછી તેની ખર કે ખબર પૂછવાની અથવા, એથી અધિક શિક્ષા કે દેહાંત દંડ વિગેરે કાંઇ પણ ફરમાન કરવાની એને ફુરસદ જ મળી નહીં. એને આ કેદખાનામાં નાંખ્યે

હતો તે કાંઇ જેવી તેવી શિક્ષા નહોતી. એના કરતાં તો એને એકદમ દેહાત દંડની શિક્ષા કરી હોત, તો એક રીતે એના ઉપર દયા કરી એમ જ કહેવાત. પહેલાં પહેલાં તો **નયનપાળ** તુરંગમાં આવ્યો તેવી એની ખૂબ જ દુર્દશા થવા લાગી. પણ થોડા દિવસ ગયા એટલે પોતાની હીકમતે કરીને, **નયનપાળે** તે તુરંગના દરોગાનું મન વાળી લીધું. આ કામમાં **નયનપાળ** મોટો કાબેલ અને હુશીઆર હતો, તેથી દરોગાનું મન પોતાને અનુકૂલ કરી લેતાં એને જરાએ વાર લાગી નહીં, અને એક વખતે એનું મન પોતાની તરફ વાળી લીધું એટલે પછી બીજું શું જોઇએ? હવે **નયનપાળને** ત્યાંનો કોઇ પણ પ્રકારનો ત્રાસ ભોગવવો પડતો નહીં. દરોગાની જમણી હાથેળીમાં આવતી ચેળ ઉપર સુવર્ણમલમ ચોપડી આપવાનું અભિવચન આપતાં જ, **નયનપાળને** હવે થોડા જ દિવસમાં એ વાસમાંથી મુક્તિની આશા પડવા લાગી. ખુદ્દ **બાદશાહ** શિવાય બીજા જ કોઇના હુકમથી **નયનપાળ** જો ત્યાં આવી પડયો હોત, તો કયારનોએ છૂટી ગયો હોત. પણ આ તો ખુદ્દ **બાદશાહે** જ પોતાની સમક્ષ એને કેદમાં મોકલી આપેલો, એટલે તેમ કરવાની દરોગાની એકદમ હિમ્મત ચાલી નહીં. ઘણા દિવસ થઇ ગયા છતાં આ કેદીની કાંઇ જ તપાસ **બાદશાહ** તરફથી થતી નથી, એવું જોઇને દરોગાનું મન જરા પલળ્યું ખરૂં. તેમાં વળી, **નયનપાળને** નહીં જ છોડવો એવો જે, દરોગો નિશ્ચય કરીને બેઠો હતો તેને હવે જરા જરા **નયનપાળના** કનકની ગરમી લાગવાથી, તે નિશ્ચય વધારે પલળવા લાગ્યો, અને થોડા દિવસમાં તો પલળીને પાણી જ થઇ જતાં, નિશ્ચય છેક જ નષ્ટવત્ થઇ ગયો. દરોગાએ વિચાર કર્યો કે, **બાદશાહ** તો કાંઇ પૂછતો જ નથી. આટલા દિવસ થયાં કોઇએ તપાસ પણ લીધી નથી, તેથી હવે જયારે કોઇ પૂછપરછ કરશે, ત્યારે એને ગમેતેમ આડુંઅવળું સમજાવી દઇશું. દરોગાનું મન છેક આવી સ્થિતિએ આવી જવાથી, **નયનપાળને** ત્યાંથી છૂટવાની આશા વધારે મજબૂત થતી ગઇ. દરોગાએ બે ચાર વખત હા ના, હા ના કર્યા કરી, પણ છેવટે છોડી મૂકવાનું કબૂલ કર્યું, તે એ જ સરતથી કે, **નયનપાળે** હવે દિલ્લીમાં રહેવું નહીં. આ યમદ્વારમાંથી છૂટવા માટે **નયનપાળ** ગમે તે સરત કબૂલ કરવા તૈયાર જ હતો. આમ થોડાક દિવસ મનમાં ચગડગ કર્યા પછી એક દિવસ દરોગાએ છોડી મૂકવાની ગોઠવણ કરી અને મુકરર કરેલે દિવસે, રાતની વખતે એણે **નયનપાળને** **નસાડી** મૂકયો.

પ્રેમ એ એક વિલક્ષણ જ વસ્તુ છે. એના પાસામાં આવનાર કોઇ વખત ઉચ્ચતાને શિખરે જઇને બેસે છે, તો કોઇ વખત નીચતાને તળીએ

આવ્યો જાય છે. માણુસના પ્રેમનું સ્થાન શુદ્ધ સાત્વિક અને ઉદાર હોય છે, તો ધ્યાતા, ધ્યેયાકાર બની રહેવાના નિયમાનુસાર, માણુસ ગમે તેવો અશુદ્ધ, મલિન, તમોગુણી કે અધમ હોય તોપણુ, પોતાના પ્રેમ-સ્થાનના નિદિધ્યાસથી, સાન્નિધ્યથી અથવા પરિચયથી, પોતે પણુ તદ્વત્, શુદ્ધ, સાત્વિક અને ઉદાર બની રહે છે. તેની અશુદ્ધતા, તમોવૃત્તિ તથા અધમતા ધીરે ધીરે એનામાંથી ખસતી જ જાય છે. સર્વાંશે તો નહિ જ, પણુ કેટલેક અંશે, નયનપાળની સ્થિતિ પણુ આવી જ બની ગઇ હતી. ઇંદિરા પ્રતિ તેનામાં જે પ્રેમ જાગ્રત થયો હતો, ઉદ્‌ભવ પામ્યો હતો, તે કારાગૃહમાં આવી પડવાથી દિન પ્રતિદિન અધિકતાને જ પામવા લાગ્યો હતો, અને તેથી ધ્યેય સ્વરૂપ ઇંદિરાના ઘણા ખરા ગુણુ, તેના ધ્યાતા નયનપાળમાં આવ્યા હતા. કારાગૃહમાં આવવાથી તેને ધ્યેય પ્રતિ પોતાની વૃત્તિ સ્થાપવા ઘણી સારી અનુકૂલતા મળી હતી, અને તેથી ધ્યેયની વિશુદ્ધિએ નયનપાળની પૂર્વ સ્થિતિનું તેની જ પાસે નિરીક્ષણુ કરાવ્યું. નયનપાળે જોયું કે, હું પણુ રજપૂત છું, તેમ જ દુર્ગાદાસ અને ઇંદિરા પણુ રાજપૂત જ છે, પણુ મારામાં અને તેમનામાં માત્ર આકાશ અને પાતાળ જેટલો જ અંતર છે. મારા ચરિત્રની મ્લાનતા કરવામાં હું જ કારણુ છું; એટલું જ નહિ પણુ સ્વજ્ઞાતિને અને સ્વકુળને કલંકિત પણ મેં જ કર્યું છે, એમ કહું તો કાંઇ હરકત નથી. એ સર્વનું મારાં દુષ્કૃત્યો જ કારણુ છે. દુર્ગાદાસ તથા એની બહેન ઇંદિરાએ પોતાનું ખરૂં બિરદ રાખ્યા, પોતાનાં શુદ્ધ ચરિત્રને સાચવી, પોતાના સ્વામીનો જીવ બચાવ્યો અને અને રાજ્ય પણુ બચાવ્યું. જ્યારે હું તેમનાં અત્યંત શુદ્ધ કૃત્યને પાર ન પાડવા દેવા, બનતાં વિઘ્નો નાખવા તૈયાર થયો, એટલેથી જ ન અટ કતાં, ઇંદિરા સરખી વિશુદ્ધ, દીન બાળાની પણુ અભિલાષા રાખવા લાગ્યો. છતાં પણુ છેવટે કયાં પરિણામને પામ્યો? જે બાદશાહ માટે મેં આટલી બધી અધમતા કરી, સ્વધર્મનો ત્યાગ કરી, આટઆટલી ખટપટો કરી, મારા બંધુઓને ઝેરી નાગ થઇ ડસ્યો, તે જ બાદશાહ આજ મને જોડા આગળ પણુ ઉભો રહેવા દેતો નથી. એટલું જ નહિ પણુ પોતે જ પેલી ગરીબ ગાયની અભિલાષામાં પડી, મને આજે કારાગૃહમાં નાંખ્યો. જેણે આટલું કર્યું તે હવે પછી મને તોપને ગોળે ઉડાવે કે હાથીને પગે બાંધી મરાવી નખાવે કે શૂળીએ પણુ ચડાવતાં ચૂકે નહિ, ત્યારે આવા અધમ અને કૃતઘ્નની સેવા આપણે કરવી જ શા માટે? એના કરતાં તો, જોધપૂર જઇ, રાણીજી ચંદ્રાવતીને મળી, જોધપૂરના રાજ્યની જ રક્ષા કરવાના કાર્યમાં શા માટે પ્રવૃત્ત ન થાઉં? ઇંદિરા મારાપર પ્રેમ રાખ-વાની હશે, તો પણુ જ્યાંસૂધી આ દુષ્ટ બાદશાહની નોકરી છોડી,

આપણા ક્ષત્રીવટનું બિરદ નહીં રાખીએ, ત્યાંસુધી તો રાખનાર નથી જ. કેદખાનામાં બેઠેલા નયનપાળના મનમાં આવા જ વિચાર, દરરોજ ચાલ્યા કરતા હતા. ઇંદિરાની વિશુદ્ધ, દિવ્ય અને મનોહર મૂર્તિને પોતાના હૃદયમાં સ્થાપી, તેના જ ધ્યાનમાં નયનપાળ આખો દિવસ ગાળતો હતો. રહેતે રહેતે ધ્યાતા નયનપાળ, પોતાના ધ્યેયસ્વરૂપ ઇંદિરાના તાદાત્મ્યને પામ્યો. આથી વારંવાર તેને એમ જ થયા કરતું હતું કે, જો આ યમદ્વારમાંથી એક વખત છૂટું તો લાગલો જ એ વિશુદ્ધધ્યેય મૂર્તિ ઇંદિરાની પાસે જઇ, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, તેને વિદિત કરૂં કે, મારાં કરેલાં કર્મનો હવે મને ઘણો જ પશ્ચાત્તાપ થાય છે, માટે હવે હું એ નયનપાળ જ નથી એમ માનજે. બીજા કશા માટે નહિ, તોપણ એ સાક્ષાત્ વિશુદ્ધિ દેવીનાં, નેત્રની તૃપ્તિ પર્યન્ત એક વખત તો દર્શન લઇ કૃતાર્થ થાઉં, અને દેવીને વિનવું કે, હવે આ નયનપાળ તારી આજ્ઞામાં રહેવા તૈયાર છે, માટે મારા વિષે હવે તારૂં મન શુદ્ધ રાખજે.” નયનપાળની કારાગૃહમાંથી છૂટી જવામાં આ જ એક મહત્વાકાંક્ષા હતી. તે જાણતો જ હતો કે, ઇન્દિરાને એનું કહેતું ખરૂં નહીં જ લાગે, તો પણ કૃતિ અને આચરણથી આપણી વિશુદ્ધિની તેને ખાત્રી કરી આપીશું. ખરેખર જ નયનપાળનું મન કેવળ શુદ્ધ થયું હતું, અને મલિનપણાનો અંશ પણ તેનામાં રહેલો નહોતો. આવી સ્થિતિમાં એક દિવસ કારાગૃહના મુખ્ય રક્ષકની કૃપાથી, આપણો નયનપાળ રાતને વખતે તે યમદ્વારરૂપ કારાગૃહના બંધનમાંથી, મુક્ત થઇ બહાર નીકળી આવ્યો.

જે રાત્રે નયનપાળ કારાગૃહ છોડી બહાર નીકળી આવ્યો, તે જ રાત્રે ઉદેપુરી બેગમના જનાનખાનામાંથી ઇંદિરા પણ અચાનક રીતે ગુમ થઇ, અને તેની શોધ ચાલવા લાગી. વાંચનાર ! આ વાત તારા મગજમા એક ખુણામાં જ રાખી મૂક, કે પછી આગળનો ઇતિહાસ તને બરાબર સમજાશે.

તુરંગમાંથી બહાર નીકળી પ્રથમ તો નયનપાળ પોતાને ઘેર આવ્યો. છૂટતાં બરોબર શું શું કરવું ? તેની તો સર્વ ગોઠવણ કારાગૃહમાં બેઠે બેઠે જ નયનપાળે, કેટલાએક દિવસથી કરી રાખી હતી, એટલે હવે તો તેનો માત્ર વખત મળવે, અમલ જ કરવાનો હતો. ઘેર આવીને પહેલું કામ તો એ જ કર્યું કે, દરોગાને કબૂલ કરેલી રકમ મોકલી આપી. જે રકમ કબૂલ કરી હતી તે ઉપરાંત, સો બસો મહોરો વધારે મોકલી આપી. નયનપાળનું મન હવે કાંઇ પણ ઉપરામ પામ્યું હતું કે નહીં ? તેનો આ પહેલો જ દાખલો બસ છે. આપણો નયનપાળ હવે પહેલાંનો નયનપાળ રહ્યો ન હોતો. દરોગા સાહેબ તો મહોરોનો ઢગલો જોઇ ખુશ ખુશ થઇ ગયા.

મહોરો મોકલ્યા બાદ પોતે એક ફકીરનો વેશ ધારણ કરવાનો હતો, માટે તેને જોઇતી કફની વિગેરે મંગાવી લીધી. તુરંગમાં ગયો તે જ દિવસથી નયનપાળને અને હજામને તો બાધ વેર થયું હતું, એટલે ફકીરના વેશને ઘટે તેવી ડાઢી અને મૂછ કૃત્રિમ કરવાની જરૂર રહી નહીં. તેમ વેશધારીના કામમાં તો પોતે એક્કો જ હતો, એટલે તેમાં પણ કાંઇ તેને હરકત પડે એમ નહોતું. કફનીની અંદરના ભાગમાં લડાયક શસ્ત્રાસ્ત્રની જરૂર હતી જ એટલે તેની પણ જોઇએ તેવી તજવીજ કરી લીધી. મુગલ રાજ્યમાં શસ્ત્રની કયારે જરૂર પડશે? તે કોઇથી કહી શકાતું નહોતું. તેમાં વળી એ તો એવી જ જગ્યાએ જવા ધારતો હતો કે જ્યાં શસ્ત્ર વગર ચાલે જ નહીં. ઉદેપુરી બેગમના મહેલમાં ઇંદિરાને મોકલવામાં આવી, એટલે બાદશાહે તેને ત્યાં જોઇ તો હશે જ, અને વખતે એ દુષ્ટે એને વટલાવી પણ હશે, એમ નયનપાળનું ધારવું હતું. તોપણ એક મન એને એમ પણ કહેતું હતું કે, "એમ તો બન્યું નહીં જ હોય." મનની આવી સ્થિતિમાં તથા ઉપર જણાવ્યા પ્રમાણે ફકીરના વેશમાં, ઇંદિરાની હકીકત મેળવવા માટે, નયનપાળ નીકળી પડયો. સવારનો વખત અને ફકીરનો વેશ, એટલે નયનપાળને જનાનખાનાના અવાસ (આગલા ચોક)માં જવાને જરાએ અડચણ પડી નહીં. અવાસ સુધી જવા માટે જેને પરવાનગી મળી હોય તે પૈકી ફકીરો પણ હતા. રોશનઆરા બેગમને ચેટક તથા વશીકરણના પ્રયોગનો જરા છંદ હતો, તેથી ફકીરો તથા એવા જ બીજા લોકોનું તેના મહેલમાં જવું આવવું વિશેષ થતું હતું. નયનપાળ તો પહેલેથી જ સર્વનો ઓળખીતો હતો, તેથી વખત પડે ત્યાંથી સટકી આવવા પણ એને હરકત પડે એમ નહોતું. આવા વિચારથી ભાઇસાહેબ તો જનાનખાનાના અવાસ સુધી આવી પહોંચ્યા તો ખરા. નકલીનું કામ સારી રીતે જાણતો હોવાથી પોતાના વેશનો તેણે બરોબર ભાવ ભજવ્યો. કાનને, ચારે બાજુએ ફરતા રાખી, લોકોનું લક્ષ એના ઉપર બહુ ન જાય, એટલા માટે- નયનપાળ ઉપદેશની તથા વિરાગની બેતો તથા દુહા બોલતો અને ભિક્ષા માગતો ચાલ્યો. ઇન્દિરા કયાં છે? અને એની શી સ્થિતિ છે? તે જાણવા જેટલી જ એની ઇચ્છા હતી. વરસો થયાં ભગવાં ધારી ભિક્ષા માગવાનો પૂર્ણ અનુભવ થયો હોય, તેવા જ ફકીરની પેઠે નયનપાળ બેતો અને દુહા બોલતો ઢળકતો ઢળકતો ઉદેપુરીના મહેલ સુધી ચાલ્યો. જુએ છે તો ત્યાં કાંઇ મોટી ગડબડ ચાલી રહી છે. પુછપડછ કર્યાં વગર પોતાને ખબર પડવાની નથી, એમ ધારી ચોકસી કરી જોવા નયનપાળે મન સાથે નક્કી કર્યું. ફકીર, ભિખારી વિગેરે એવા જ લોકોમાં એક પ્રકારની વિલક્ષણતા હોય છે. એ લોકો

ગમે તેને, ગમે તેવે ઠેકાણે અને ગમે તેવો સવાલ કરતાં અચકાય જ નહીં. તેમના ઉપર કોઇ જરા ગુસ્સો કરીને બોલે, તોપણ તેને કાંઇ જ ન ગણકારતાં, મુંગા મુંગા ત્યાંથી ચાલતા થાય, અથવા તો ફરી ફરીને તે જ સવાલ પૂછ્યા જ કરે, એટલે કોઇ ને કોઇ એમને જવાબ આપે. તેઓ ગમે તેવો વિલક્ષણ સવાલ કરે તોપણ લોકોને તેમના ઉપર કાંઇ જ લાગતું નહીં. વખતે કોઇ તોછડાઇનો જવાબ આપે તો કોઇ વળી વિચારવંત માણસ ઠીક જવાબ આપે. કોઇ એમ પણ કહે કે, ભાઇ! તારે શી પંચાત છે? તું તારે રસ્તે ચાલ્યો જાને! વખતે કોઇ જવાબ દે, અને કોઇ ના પણ દે. કોઇ એમ જાણીને જવાબ દે કે વખતે તે આપણને કામનો થઇ પડશે. એટલે આવા આવા ગમે તે જવાબ મળે પણ એ લોકોને તેની કશીએ રીસ દુભણ હોતી નથી. એ જ પ્રમાણે આપણો ફકીર પણ ત્યાં ઉભો રહ્યો અને જતાં આવતાંને આ શી ગરબડ છે? એ જ સવાલ કરતો હતો. એક બે જણાએ તો કાંઇ જવાબ આપ્યો જ નહીં. બીજા બે ત્રણ જણે કહ્યું, 'તું તારે રસ્તે જાને! તારે શી પંચાત.' એમ કરતે કરતે છેવટે એક દાસી આવી, તેને પૂછતાં ખરી હકીકત જણાઇ આવી. દાસીએ કહ્યું કે, ઉદેપુરી બેગમની એક ખાસ માનીતી દાસી એકાએક ગુમ થઇ ગઇ, અને તેને ખોળવા માટે આ બધી ગરબડ ચાલી રહી છે. એટલે તો સાંઇ બાવાએ વધારે લક્ષ આપ્યું. ઉદેપુરીની ખાસ માનીતી દાસી ઇંદિરા એકાએક ગુમ થઇ ગઇ, એટલે ઇંદિરા ગમે તે યુક્તિ કરીને નાસી ગઇ હોવી જોઇએ, એમ ફકીર બાવાએ તર્ક બાંધ્યો અને એક રીતે તો એથી એનાં મનને જરા સમાધાન પણ મળ્યું. પણ વધારે ચોકસી કરતાં તેને પૂરેપૂરી હકીકત મળી એટલે મનની શંકા ખરી જ છે, એમ સાંઇએ જાણ્યું. વળી તેને એમ પણ લાગ્યું કે, કાંઇ પણ દગો થયો હોવો જોઇએ. તેણે ધાર્યું કે હવે તો આપણી કારીગીરી લડાવીને સર્વ બાતમી મેળવવી જોઇએ. ઉદેપુરીને અને રોશનઆરાને મૂળથી જ એ બનાવ ચાલતો હતો. તેમાં વળી આ નવી વાત બનવાથી બેઉમાં વિરોધ વધી પડયો. ઇંદિરાએ ઉદેપુરીને બાદશાહની માંદગીના વખતમાં, બાદશાહની ખોલીમાં ખાસ તેના પલંગ પાસે લઇ જવામાં ખૂબ મદદ કરી હતી, આથી રોશનઆરાએ ઉદેપુરી ઉપર વેર લેવાનું ધાર્યું હોવું જોઇએ; અને તેમ કરતાં જ એ વાત બની ગઇ હોય એ વધારે સંભવનીય છે, એમ ફકીરને તપાસ ઉપરથી જણાયું, એટલે તેણે એ વાતનો પાકો શોધ કરવાનો નિશ્ચય કર્યો પણ એ બને કેમ? નયનપાળ જ્યારે બાદશાહના દરબારમાં હતો ત્યારે રોશનઆરાની તેનાપર ઘણી મરજી હતી, પણ તેનો આવે વખતે શો

ઉપયોગ થઇ શકે? હવે તો ગમે તે યુક્તિ લડાવી એમાંથી સત્ય વાત શું છે? તે જાણવી જ જોઇએ, એમ નક્કી કરી, વેશધારી ફકીર બાવાએ ઇંદ્રપુરીના મહેલની દિશા છોડી દઇ, પોતાનો મોરચો રોશનઆરાના મહેલ તરફ ગોઠવ્યો. ફરૂકશાહ જો આપણને અનુકૂલ થયો તો સર્વ હકીકત બરાબર જણાશે એમ નયનપાળને લાગ્યું. ફરૂકશાહના ટેકની માત્ર એક નયનપાળને ખબર હતી, એટલે એણે ધાર્યું કે એનો જ લાભ લઇ લેવો એમ ધારી ફરી પાછો પોતાના વિરાગનો દુહો અને બેતો લલકારતો, નયનપાળ એ તરફ આવ્યો અને ફરૂકશાહની તપાસ કરવા લાગ્યો. ફરૂકશાહ અંદર જ હતો. તે બહાર આવી ફકીરને ગાળો દેવા માંડે છે એટલામાં જ ફકીરે તેને કહ્યું, "તારા મનમાં શું છે? તે હું તને કહી આપું, તેનો તું અનુભવ લઇ જો, અને જો તેમાં હું ખોટો પડુ તો પછી મને ગાળો દેજે." પછી ધીરે રહી ફરૂકશાહની પાસે આવી, એકલો ફરૂકશાહ જ સાંભળે તેવી રીતે ફકીરે કાંઇક કહ્યું. સાંભળતાં જ ફરૂકશાહની મુખચર્યા ફરી ગઇ અને બોલ્યો. "હા, સાંઇબાવા! તમારૂં કહેવું સત્ય છે. પહેલાં તેનો મને અનુભવ લઇ જોવા દ્યો, અને પછી હું તમને કહીશ ત્યારે મને તમારો મંત્ર આપજો."

ફકીર–"સચ હે, સચ હે. હું બીજા રેંજીયા પેંજીયા ફકીર જેવો નથી. આજ સુધી મેં કોઇને પણ ફસાવ્યો નથી. તને હું અનુભવ કરાવી આપું ત્યારે તો માનીશને? લે આ અંગુઠી તારી આંગળીએ રાખ. એનો કેવો પડછો જણાય છે તે તો પહેલાં જો. પણ સાંભળ ફરૂક-શાહ! હું તને જે પુછું તેનો ખરેખરો જ જવાબ દેજે. હું તો એ વાત જાણું જ છું. મારે તો જે જાણવાનું હોય છે તે હું મારી અન્તર દૃષ્ટિથી જાણી લઉં છું, પણ તું સાચો છે કે કેમ? તેની પરીક્ષા કરવાનેજ હું તને પુછીશ. અને જો તું સાચું નહિ બોલે તો અંગુઠીનો ગુણ જતો રહેશે. બેટા! આજ હું તારા ઉપર ખુબ ખુશ થયો છું. આ બીજી અંગુઠી છે તે તારૂં ઘણું કામ કરી આપશે. આ અંગુઠી માત્ર હાથમાં રાખીને જ્યાં હાથ લગાવ્યો ત્યાં ફત્તેજ સમજવી. સમજ્યો બચ્ચા, એમાં જરા પણ શક રાખીશ નહિ." આમ બોલી પેલી વાળની અંગુઠી એણે ફરૂક-શાહની તર્જનીમાં ઘાલી દીધી. મુસલમાનોમાં એવો વહેમ હોય છે કે, વાળની બનાવેલી અંગુઠીમાં તો જરૂર કાંઇ તંતર મંતર હોય ને હોયજ, એટલે ફરૂકશાહને એથી જરા ઠીક લાગ્યું. પહેલી અંગુઠી બીલાડીના હાડકાંની હતી અને બીજી વાળની હતી, એટલે તે બેઉ જાદુથીજ ભરેલી હતી, અને તે હાથમાં ઘાલી રાખવાથી નક્કીજ લાભ થવાનો, એમ ફકીર બાવાએ ફરૂકશાહને સમજાવી દીધા. આ સાંભળતાં ફરૂકશાહ તેને

કહેવા લાગ્યો "સાંઇ સાહેબ, જો તમારૂં કહેવું કાંઇક પણ ખરૂં પડશે તો હું તમને અહીં બેસવા દઇશ, નહિ તો તરતજ હાંકી મૂકીશ, સમજ્યાને!"

ફકીર, તેનું બોલવું માન્ય કરી, જ્યાં ઉભો હતો ત્યાંજ આસન વાળી, અડંગો લગાવીને બેઠો અને ફરૂકશાહને કહેવા લાગ્યો—"સચ્ચા, બેટા, આજ હું અહીંજ બેસું છું. તું આજ સાંજ સુધી એ અંગુઠીનો ચમત્કાર જો. જો કાંઇ પણ જણાય તો હું તને કહું તે પ્રમાણે કરજે, અને કાંઇજ પરચો ન જણાય તો તું મને ખાસ્સી રીતે હાંકી મુકજે, પછી કાંઇ?

સાંઇની વાત ફરૂકશાહે કબુલ કરી, તેને અંદર બેસવાની સોઇ કરી આપી. નયનપાળને તો તેજ જોઇતું હતું. તેણે ધાર્યું કે એક વખત અંદર પેઠા એટલે પછી જે કાંઇ ધારીશું તે થઇ શકશે. આંખો અને કાન ચારે બાજુએ રાખી આવતા જતા સર્વની સાથે બોલીશું એટલે જે કરવાનું છે તે બની જશે. બીજા કોઇને તો ખ્યાલ પણ ન આવી શકે કે આવા ફકીરના વેશમાં આટલું બધું સાધી શકાય છે. ફરૂકશાહની તો એજ મહત્વાકાંક્ષા હતી કે, બેગમ સાહેબની મરજી સંપાદન થાય અને તે પોતાની મુઠ્ઠીમાં થઇ રહે, એટલે બસ. એમ કરવા માટે તેણે કેટલીએક યુક્તિ પ્રયુક્તિઓ કરી જોઇ, કેટલાએક જાદુ મંતરવાળાનાં ઘર ભર્યાં, કેટલાએક ભૂવા જતીઓને ધૂણાવ્યા. કોઇ પણ આવીને એને એમ કહે કે, આમ કરીશ તો આમ થશે, કે તરત ફરૂકશાહ તેને હાજી હા ભણવા મંડી જાય. આ ખોડ નયનપાળ કયારનોએ જાણતો હતો, માટે એણે પણ એજ યુક્તિનો ઉપયોગ કર્યો. રોશનઆરા બેગમ એને પાળેલા કુતરા તરીકે જ ગણતી હતી. જરા ખુશમાં હોય ત્યારે બેગમ એની જોડે સારી રીતે બોલે અને જો મિજાજ ગયેલો હોય તો બીજા ઉપરની રીસ પણ એના જ ઉપર કાઢે. એકાદ વખત એની પાસે કોઇ દુષ્ટ કામ કરાવવાનું હોય અથવા તો ક્રૂરપણે કોઇનો જીવ લેવરાવવો હોય, ત્યારે બેગમ એને લડાવી હુલાવી ફુલાવીને બોલાવતી, અને કામ થઇ ગયું કે તરત હડે હડે કરતી હતી. આમ ન થતાં હમ્મેશ જ બેગમ સાહેબનું મન પોતાના ઉપર કાયમ રહે એ જ ફરૂકશાહની મોટામાં મોટી ઇચ્છા હતી. ફકીરે એને કહ્યું હતું કે, એ તારી ઇચ્છા પૂર્ણ થશે, અને તેનો પડછો આજ ને આજ સાંજ સુધીમાં જ જણાશે. આવી રીતના ફકીરના આશ્વાસનથી ફરૂકશાહ તો ફુલાઇ જ ગયો હતો.

અંગુઠી હાથમાં પડયાને કલાક બે કલાક થયા નહિ એટલામાં જ ફરૂકશાહને બેગમ સાહેબ તરફથી બોલાવવામાં આવ્યો. ફરૂકશાહ બેગમ સાહેબની હજુરમાં ગયો કે એને જણાયું કે બેગમ સાહેબ આજે કાંઈ હમ્મેશ કરતાં વધારે ખુશી છે. ફરૂકશાહને જોઇ બેગમ સાહેબ

તેને પોતાની પાસે બોલાવી, તેના ખભા ઉપર હાથ મુકી બોલવા લાગી. “અલ્યા ફેરૂકશાહ! તું તો મારો જીવ જ છે. વાહ, આટલા દિવસ તો તારા ગુણની મને જરાએ પરીક્ષા જ ન હોતી. હવે આજથી તારા ઉપર કોઈ દિવસ પણ ગુસ્સો કરનાર નથી. વાહ વાહ. પાસે માણુસ રાખવો તો આવો જ રાખવો. સાબાશ, શું તે આજ સુધી મારી કામગીરી બજાવી છે? તને જેટલું ઇનામ આપું તેટલું થોડું જ છે, આજ ખરેખર મારા મનની ઇચ્છા પૂરી થઈ છે. હવે રાત્રે જે કામ સોંપું તેટલું કરી લાવ એટલે પછી કોઈ દિવસ પણ તારાથી અંતર રાખવાની નથી. વાહ, શું તારી ભક્તિ? કેટલો ઉમદા માણુસ? કેટલું ઇમાનીપણું? ખરેખર ફેરૂકશાહ તારામાં આટલા બધા ગુણ છતાં આજ સૂધી હું તારી સાથે સારી રીતે વર્તી જ નથી, એ મને બહુ લાગી આવે છે. માટે હવે એ બધું ભૂલી જા. ખરેખર, કાંઇ પણ જાણે મોહિની કરી હોય તેમ જ આજ મારૂં મન તારા તરફ વળી ગયું છે. ફેરૂકશાહ! આટલું તો કામ કરી આપીશ ખરોને?”

આશ્ચર્ય અને આનંદની રેષાથી ફેરૂકશાહની આંખો તો ચકિત જ થઈ ગઈ. એને હવે એમ લાગ્યું કે, ફકીરની અંગુઠીનો ખરેખર જ ચમત્કાર જણાયો. આથી ફકીરને તેણે મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યો. આજ સુધી કોઈ પણ ફકીર કે મંત્રી આવો ઇલમી આપણને મળ્યો નહોતો એમ જ તેને થયું. તેને ખાત્રી થઈ કે આજ ફકીર હવે આપણને બેગમ સાહેબની મરજી બરાબર સંપાદન કરી આપશે, માટે એના કહેવા પ્રમાણે કરવું. પછી પોતાના બંને હાથ રૂમાલવતે બાંધી ઘણો જ ઝુકીને નમ્રતાથી બેગમ સાહેબને કહેવા લાગ્યો. “જી, હજુર, આપ ખુદાવિંદનો જે હુકમ હશે તે આ બંદો, કરવાને તૈયાર છે.” રોશનઆરા બેગમ જરા સંતોષ પામી બોલી—“ચાલ ત્યારે, જરા એક તરફ ચાલ એટલે મારે જે કામ કહેવાનું છે, તે કહીશ.”

## પ્રકરણ ૩૪ મું.

### ફેરૂકશાહની કામગીરી.

બેએક કલાકમાં બેગમસાહેબને શું કામ સોંપવાનું હતું? તથા શી રીતે કરવાનું હતું? તેની સર્વ માહીતી લઇ, ફેરૂકશાહ મહેલમાંથી બહાર આવ્યો. આ વખતે ફેરૂકશાહનો ચહેરો પ્રથમની પેઠે આનન્દમાં જણાતો નહોતો. તોપણ પોતાની માલીકની આજ્ઞા પાળવી જ જોઇએ, એવો

વિચાર એના મનમાં ચાલી રહ્યો હોય, એમ તો ચહેરા ઉપરથી સાફ જણાઇ આવતું હતું. ઘણું કરીને તે એમજ વિચાર કરતો હતો કે આ કામગીરી બજાવી લાવવાથી બેગમની મરજી બરાબર સમ્પાદન થશે. ધીરે ધીરે ફરૂકશાહ ચિંતાગ્રસ્ત મ્હોંએ સાંઇબાવાના આસન આગળ આવી પહોંચ્યો. સાંઇબાવા તો એની વાટ જ જોઇ રહ્યા હતા, એટલે ફરૂકશાહને દેખતાં વેંત જ પુછવા લાગ્યા–કેમ બેટા! મારા કહેવા પ્રમાણે તને પરચો જણાયો ખરોને? આવો જ સવાલ ફરૂકશાહને એકદમ પુછી જોવો એમ સાંઇબાવાએ પ્હેલેથી જ ગોઠવી રાખ્યું હતું; અને એજ પ્રમાણે એને જોતાં જ સવાલ પુછ્યો. ફરૂકશાહને અનુભવ તો થયો હતો જ એટલે તરછોડીને ના કેમ કહેવાય? તેથી બોલ્યો, "જી હા, સાંઇબાવા! પરચો તો જણાયો ખરો, પણ હવે એ કાયમનો ટકી રહે ત્યારે ખરો." આવો જવાબ ફરૂકશાહના મ્હોંમાંથી નીકળતાં જ સાંઇબાવાએ તો પોતાના મંત્ર તંત્રની તેમ જ મંત્રથી ભરેલી વાંટીઓની એકદમ સ્તુતિ કરવાની શરૂ કરી દીધી. ફકીર બોલ્યો:–"બેટા! તું આટલો બધો ગભરાય છે શા માટે? હું તને કહું તે કદી ખોટું પડે નહીં, યકીન રાખ. મારા બોલવાપર બરાબર ભરોંસો રાખ. ચાલ ત્યારે, કહે જોઇએ, તું અહીંથી ગયો ત્યારપછી શું શું થયું? તારી બેગમ સાહેબે તને શું શું કહ્યું? તે સાચેસાચું જ મને કહેજે. મને તો એ બધુંએ ખબર છે, પણ આ તો તું મારા આગળ સત્ય જ બોલે છે કે કેમ? તેની પરીક્ષા સારૂં જ પુછું છું. જો તારે હંમેશને માટે બેહેતર કરી લેવું હોય તો સાંઇમૌલા આગળ એક અક્ષરે જુઠો કહીશ નહિ, હું જાણું છું કે નથી જાણતો તેની તારે જો ખાત્રી કરવી હોય તો તને બરાબર નિશાનીઓ પણ આપું? જો, સાંભળ, કાલે રાત્રે તેં જે કામગીરી બજાવી હતી, તે બદલ તારી બેગમસાહેબે તને સારી રીતે સાબાશી આપી, કેમ ખરૂં કે ખોટું? કાંઈ છુપાવવાની જરૂર નથી, સમજ્યો? સાંઇમૌલા આગળ સત્ય બોલવાથી જ ફાયદો છે."

આ ચમત્કારિક ફકીરનું બોલવું સાંભળતાં જ ફરૂકશાહ તો ઘણો જ આશ્ચર્ય પામ્યો, અને હવે એને પક્કી ખાત્રી થઇ કે મસીદમાં બેસી રહી ભીખ માંગનારા ફકીરો જેવો આ નથી જ; એનામાં કાંઇ પણ અલૌકિક શક્તિ અને ચમત્કાર તો છે જ. તે બોલ્યો–હાં, સાંઇબાપજી! પણ બીજી એક ઘણી જ ભયંકર કામગીરી સોંપી છે."

આ સાંભળતાં જ આપણા વેશધારી ફકીર બાવા નયનપાળનું તો કામ જ થઇ ગયું. ઈન્દિરાને રોશનઆરા બેગમે જ દગો કરી, છુપાવી હશે આવી જે એને શંકા હતી તે હવે જતી રહી. હવે એને ખાત્રી થઇ કે એ તો એનું જ કામ છે. ગઇ કાલે રાત્રે જે કામગીરી ફરૂકશાહને

ખોખામાં આવી હતી, તે ઇન્દિરાને ઉચકી લઇ જવાની જ હોવી જોઇએ. નયનપાળે તો માત્ર અનુમાન બાંધીને જ ફુરૂકશાહને સવાલ પુછ્યો હતો, પણ તેને મળેલા જવાબથી તેની પક્કી ખાત્રી થઇ ગઇ. નયનપાળે વિચાર્યું કે આજની કામગીરી તો ઇન્દિરાને ઠાર મારવાની જ હોવી જોઇએ.

ફકીરે આપેલી ગોળી લાગુ પડતાં જ ફુરૂકશાહ તો જાણે એને આધીન જ બની ગયો. ફુરૂકશાહને ખાત્રી થઇ કે આ એક ખરેખરો ચમત્કારિક ફકીર છે, અને એના આગળ આપણે જરાએ જુઠું બોલ્યા તો, અંગુઠીઓમાંનો ગુણ ખરેખર જ કાઢી લેશે. એમ ધારીને તે બોલ્યો "સાંઇબાપજી! આપનાથી હું શું કરવાને છુપાવી રાખું? આપ કહો છો તેવું જ બન્યું. અને આ કામગીરી પણ ગઇ કાલની કામગીરીના જ સંબંધમાં છે."

ફકીર કહેવા લાગ્યો—"બેટા, આજની તારી કામગીરી ફત્તેહ થઇ એમ જ જાણ. હું તને એમ કરી આપું કે તેમાં કાંઇ પણ હરકત પડે નહિ. પણ પહેલાં તું મને બધી બરાબર હકીકત કહે. એક વખત એ તું બરાબર મને કહે કે પછી હું તને એમાં બરાબર પાર પાડી આપું. બેગમની પણ મરજી હંમેશને જ માટે કાયમ તારા ઉપર થઇ રહે તેમ કરી આપું, તે એટલે સુધી કે, હંમેશાં તારા ઉપર ખુશ જ રહે અને તું જેમ કહે તેમ જ કરે એવી તારી મુઠીમાં એને આણી આપું, સમજ્યો-ને? અંગુઠી આંગળીમાં પહેરતાં જ અડધી ઘડીમાં તો આટલો ચમત્કાર જણાયોને?" સાંઇએ ખુશ થઇ આ સવાલ પુછ્યો, એટલે ફુરૂકશાહે કેટલીકવાર સુધી તો હા ના કર્યા કરી, પણ છેવટે બધી હકીકત કહી દીધી. ફુરૂકશાહ બોલ્યો "સાંઇમૌલા, બાદશાહની માંદગીમાં મારી બેગમે કાંઇક બેત કર્યો હતો, અને તે નિષ્ફળ ગયો. ઉદેપુરી બેગમને બાદશા-હની ખોલીમાં ન આવવા દેવાને મારી બેગમે ઘણા જ પ્રયત્ન કર્યા, પણ બેગમ તેમાં ન ફાવતાં ઉદેપુરી તો બાદશાહની ખોલીમાં ગઇ જ. ઉદેપુરીને આ બધો ઘાટ ઘડી આપનાર એક રજપુત લોંડી હતી, કે જેને બાદશાહે ઉદેપુરી તરફ ભેટમાં મોકલી આપી હતી. આ રજપુત લોંડીએ જાતે જઇ બેગમસાહેબની તુર્કી પહેરેગીરીઓને ફોડી, તેની મદદથી ઉદેપુરીને ઠેઠ બાદશાહના પલંગ સુધી લઇ જઇ ઉભી કરી આપી. ત્યારથી જ રોશનઆરા બેગમની આંખ એ રજપુત લોંડી ઉપર કરડી થઇ. એને એમ જ થઇ રહ્યું કે ક્યારે એ લોંડીને પકડું અને ક્યારે એનો પ્રાણ લઉં. આટલું થયા પછી ઉદેપુરીની પણ ખબર લેવી. બાદશાહની એના ઉપર ઇતરાજી કરાવવી, એ બેવફા છે એમ બાદશાહને ઠસાવી દેવું,

અને એના મનમાં શક ઘાલી દેવો. આટલા માટે રેશનઆરા બેગમ એક કાવતરૂં ઉભું કરી, તે પાર પાડવાની તૈયારીમાં હતી. પણ એટલામાં જ આ રજપુત લોંડીએ બધો ખેલ બગાડી નાંખી ઉલટી રેશનઆરા બેગમની ફજેતી કરી. જે માણુસ માટે રેશનઆરાએ બાદશાહના મનમાં શક ઉભો કરવા પ્રયત્ન કર્યો હતો, તે જ માણુસને બાદશાહે પોતાના દરબારમાં બોલાવી કહ્યું–હું તને મારી સરદારી આપું છું, અને રાજા જયસિંહના સર્વે અધિકાર પણ તને જ આપું છું, માટે તું સ્વીકાર! પણ એ માણુસ સ્વીકારવા ના કહે છે તેથી બાદશાહે તેને હજી નજર કેદમાં રાખેલો છે. આ માણુસ પેલી રજપુત લોંડી ઈન્દિરાનો ભાઇ જણાયો. આથી તો રેશનઆરા બેગમને ઈંદિરા ઉપર પગથી માથા સુધી લાગી રહ્યું અને એમ જ થઈ રહ્યું કે ઈન્દિરાને શું ને શું કરી નાંખું. છેવટે બેગમસાહેબે મને બોલાવીને કહ્યું કે તું ગમે તેમ કરી, ગમે તેટલો પૈસો વેરી, આ કામ તો પાર પાડી આપ. વખત પડે તારો જીવ પણ વહાલો કરીશ નહિ, પણ એ રજપુત લોંડીને અચાનક પકડી લાવ. મેં પણ જાણ્યું કે આ કામગીરી જો આપણે બજાવીશું તો આપણી માલીક આપણા ઉપર ઘણી જ ખુશખુશ થઇ જશે. મેં પણ નાના પ્રકારની યુક્તિઓ રચી, પણ સાંઇબાવા, આ વાત કોઇના આગળ જાય નહીં હો," આવી રીતે વચ્ચેજ જરા ઉદ્દગાર કરતો ફરૂકશાહ બોલ્યો, "જે દિવસથી મહેલમાં આવી તે જ દિવસથી એ રજપુત લોંડીએ તો પોતાની બેગમને જાણે વશજ કરી લીધી હતી. પોતાને તો બેગમ હવે બોલાવતીએ નથી એમ જાણી ઉદેપુરીની બીજી બધી દાસીઓ, એ રજપુત લોંડી ઉપર બહુ જ બળતી હતી, એટલે મારૂં કામ સાધી લેતાં મને તો જરાએ મહેનત પડી ન હતી. એ લોંડીઓને તો પૈસાની લાલચ દેખાડવાની જ ખોટી હતી. એ લોંડીઓએ કબુલ કર્યા પ્રમાણે મને મદદ પણ ઘણી કરી. શું કહું, સાંઇમૌલા? ગઈ કાલે રાત્રે, મધ્ય રાત્રીને વખતે હું ઉદેપુરીના મહેલમાં દાખલ થયો, અને એ રજપૂત દાસીની ઓરડીમાં પેસી, એને કાંઇક દવા સુંઘાડી બેશુદ્ધ કરી, મ્હોંએ ડુચો દઈ ઉઠાવી લીધી અને લાવીને બેગમ સાહેબની હજુર રજુ કરી દીધી. આ જોતાં જ બેગમ સાહેબ તો મારાપર બહુ જ ખુશ થઇ ગયાં, અને મને મોટું ઇનામ આપી ત્યાંથી રવાના કરી દીધો. પછી પોતે એકલીએ જ પેલીના શાએ હાલ કર્યાં હશે, તે કોણ જાણે? મને તો લાગ્યું કે એને ત્યાં ને ત્યાં જ મારી નાંખી હશે, પણ હજી સૂધી તો તેમ બન્યું નથી. હજી તો એ બીચારી જીવે છે. પણ આજ રાત્રે એને ઘાતકીપણે મારી નાંખવાની જ કામગીરી મને સોંપી છે. હવે કોણ જાણે, એ કામગીરી

[illegible] શી રીતે થાય છે? આ જન્મમાં આવાં ખૂન આ હાથે થયાં નથી એમ તો નથી. પણ આજે બેગમ સાહેબે જે રીતે એ લોંડીને મારી નાંખવાનું કહ્યું છે, સાંઈ સાહેબ! તે રીત તો એવી ભયંકર છે કે, કાંઈ વાત જ કરશો નહિ." આ સાંભળતાં જ નયનપાળનાં રૂંવાટાં ઉભાં થઈ ગયાં. ઈર્ષા અને મત્સરને વશ થઈ, સ્ત્રીઓ કેવાં કેવાં અધમ કૃત્યો કરતા[illegible] ચુકતી નથી, એ વિચાર તેના મન આગળ ખડો થઈ ગયો. ઈન્દિરા જેવી પવિત્ર અને નિરપરાધી કુમળી બાળાનું ખૂન, અને તે પણ આવી ક્રૂર રીતે, આ વિચારે નયનપાળના મનને ઘણું જ સંતપ્ત કરી નાંખ્યું. નયનપાળને બહુ ત્રાસ ઉપજ્યો, અને રોશનઆરા બેગમ ઉપર ઘણો જ ધિક્કાર આવ્યો, પણ રોશનઆરાના દુષ્ટ સ્વભાવની અપકીર્તિ જગજાહેર જ હતી, એટલે નયનપાળને આથી કાંઈ આશ્ચર્ય લાગ્યું નહિ. વેશધારી ફકીર બાવા તો આ સાંભળી કેટલીકવાર સ્તબ્ધ થઈને જ બેસી રહ્યા, અને પછી ફરૂકશાહને કહેવા લાગ્યા. "યાર, ફરૂકશાહ! તું જરા કહે તો ખરો કે, તને કેવી કામગીરી દેખાડી છે?"

ફરૂકશાહ જરા અનુમાન કરવા લાગ્યો, પછી આમ તેમ જોઈ ધીરે રહીને બોલ્યો, "સાંઈ મૌલા, તમારે એ જાણીને શું કામ છે? એ સાંભળીને તમને ઘણું ખોટું લાગશે. એના કરતાં તો તમે સાંભળો જ નહિ તો સારૂં. આપ જેવા દયાવંતને એ સાંભળીને બહુ જ ખોટું લાગશે, અને મારે તો એ કરવાનું જ છે. મારો છૂટકો નથી. માટે ન પૂછવામાં જ સાર છે. તેમ મારે કહેવું એ પણ ઠીક નથી, એટલામાં જ તમે સમજી રહો." પણ સાંઈ તો શાના સમજે? એમને તો એજ ખાસ સાંભળવું હતું, એટલે કહેવા માટે ફરૂકશાહને ઘણો જ આગ્રહ કરવા લાગ્યા. છેવટે નાઈલાજ થઈને ફરૂકશાહ બોલ્યો, "સાંઈ મૌલા! માણસનો જીવ લેવાની આજ સુધી એવી રીત ચાલી આવી છે કે તેને કોથળામાં ઘાલીને યમુના નદીમાં ડુબાડી દેવો. પણ આ રીતમાં એક મોટી ખોડ એ જણાઈ કે થોડે દહાડે તે માણસ ફુલીને પાણીની ઉપર આવે છે; અને તેથી કોણ હશે? તે જણાઈ જવા ભય રહે છે. પણ આજે તો બેગમના મનમાં એમ આવ્યું કે, એ છોકરીને જીવતી જ ભીંતમાં ચણી લેવી, અને આ કામ મારે માથે આવી પડ્યું છે."

આ સાંભળતાં જ સાંઈજી તો "યા અલ્લા, યા પરવરદીગાર, તોબા, તોબા," એવા ઉદ્‌ગારો કાઢી બોલ્યા, "આ કેટલું નિર્દયપણું? પણ બેટા ફરૂકશાહ! તું આવું નિર્દય કામ કરીશ ખરો કે?"

"ન કરું તો કહું કોને?" એમ નિરાશ થઈને ફરૂકશાહ બોલ્યો.

થોડાક વિચાર કરીને સાંઇજી બોલ્યા, "બરાબર, તારે તો કરવું જ જોઇએ."

આટલું બોલી સાંઇજી તો સ્વસ્થ થઇને બેઠા. હવે ઈન્દિરાને આ સંકટમાંથી શી રીતે ઉગારવી? તેનો જ વિચાર એમના મનમાં ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૩૫ મું.

——:o:——

### વૈકુંઠ યોગી અને રાજસિંહ.

શામળ પંડિત તરફથી મળેલો રૂપમતીનો પત્ર જ્યારથી વાંચવામાં આવ્યો, ત્યારથીજ રાજસિંહના ચિત્તમાં ઉદ્વેગ થઇ રહ્યો હતો. ઔરંગજેબ બાદશાહ એ કાંઇ નાનો સુનો શત્રુ નહોતો. અને હવે તો પ્રત્યક્ષ એની સામેજ વેર બાંધવાનું આવ્યું હતું. આજ સૂધી રજપૂત રાજા રાજસિંહ અને મુગલ બાદશાહ આલમગીર વચ્ચે કાંઇ પ્રેમ ઉભરાઇ જતો હતો એવું તો નહોતુંજ, તેમ કાંઇ સામ સામેજ વેર બંધાયું હોય એવું પણ નહોતું. આણી તરફ ઔરંગજેબ પણ સમજી જ રહ્યો હતો કે રાયસિંહની સાથે આપણા મુગલાઇ દોલ અને દંભથી વર્ત્તવામાં કાંઇ લાભ કાઢવાના નથી. તે જાણતો હતો કે હજી પણ ઉદેપુરના ઘરાણા પ્રત્યે દરેક રાજપૂતને પૂજ્યભાવ છે, અને તેથી એ ઘરાણા સાથે જો લડવાનો પ્રસંગ આવ્યો તો આખા રજપૂતાનામાં દાવાનળજ પ્રકટી રહેશે, તેમ પોતાની હાલમાં એવી સ્થિતિ નહોતી કે ચારે તરફ આવી રીતે સળગી ઉઠતા દાવાનળને બાળી શકે? માટે પોતે પણ પોતાના ભારમાં ને ભારમાંજ રહીને કામ કરતો. દિલ્લી દરબારમાં ગમે એટલું રાજસિંહના સંબંધમાં બોલાતું, પણ તેથી ઉશ્કેરાઇને એના ઉપર ચઢી જવું, એવું તો એના મનમાં કદીએ આવતું નહોતું. બાદશાહની એવી ધારણા હતી કે, રાજસિંહ પ્રતિ પોતાને ગમે તેટલું વેર હોય તો પણ હાલમાં તે દબાવી રાખવું, અને વખત આવે એની ઉપર એકાએક કટક ચઢાવી લઇ જઇ તેનો બદલો તેવે પ્રસંગે લેવો.

મહારાણા રાજસિંહને પણ બાદશાહ તરફ ઓછો તિરસ્કાર હતો એમ નહોતું. તોપણ ઉદ્ધતપણે બાદશાહના સામા દંડ ઠોકી તૈયાર થઇ જવું એવો એનોએ હેતુ નહોતો. તે જાણતો હતો કે બાદશાહ સામે આપણે એકલા કેટલીવાર ટકી શકવાના હતા? એટલે એ પણ બેતસરજ ચાલ્યા કરતો હતો. તેને ખબરજ હતી કે હાલના રાજપૂતોમાં

ઐક્ય નથી. બાદશાહની મરજી સંપાદન કરવા, ગમે તે વખતે ગમે તે રાજપૂત, ગમે તેવું હલકું અને નીચ કામ કરતાં પણ ચૂકશે નહીંજ. આથી પોતે પોતાના માનમાં રહી બાદશાહને નિઃસ્પૃહતા જ દેખાડવામાં શાણપણ વાપરતો હતો. માત્ર રાજ્ય લોભ માટે અથવા જીવન લોભ માટેજ પોતાનું ડોકું મુગલશાહ આગળ નમાવી, આજ સુધી અલિપ્ત રહેલા એવા આપણા સૂર્યકુળના નામને મરણાંતે પણ કલંક લાગવા દેવું નહિ; તેમજ મહાવીર રાણા પ્રતાપ અને ભીમસિંહ જેવાનાં પ્રાતઃકાળ સ્મરણીય નામ પોતાના તેમજ લોકોના સ્મરણ સ્થાનમાં કોતરાઇ રહેલાં છે, તેની વિશુદ્ધિને તો પોતાના શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી મલિનતાનો સ્પર્શ પણ થવા દેવો નહિ, એવો રાજસિંહનો દૃઢ નિશ્ચય હતો. વખત પડે રાજ્ય અથવા પ્રાણ સામું પણ ન જોતાં રણસંગ્રામમાં કુદી પડવું, અને જે સ્ત્રીઓ માટે મુસલમાનો આટલો લોભ કરે છે તેજ સ્ત્રીઓ અને બાળકીઓને પ્રથમથી પોતાને હાથે કાપી નાંખી, પછી પોતે પણ પરલોકગમન કરવું. આટલું બધું શાને માટે કરવું ? માત્ર ઉદેપુરના પ્રાચીન કાળથી ચાલતા આવેલા કુલના માન રક્ષણાર્થે. આટલું બધું કરતાં પણ ઉદેપુરના વંશવૃક્ષની એક કળીને પણ મુસલમાનો હાથ અડકાડી ન શકે, એટલે પોતે કૃતાર્થ થયો, એમજ રાજસિંહનું માનવું હતું. પોતાના નિશ્ચયને અનુસરતા રાજસિંહે જ્યારથી રૂપમતિના પત્રમાં ખેદયુક્ત મર્મભેદી ઉદ્દગારો વાંચ્યા ત્યારથીજ એને પાનો ચઢી રહ્યો હતો. પત્ર વાંચતાંજ દસ દિવસમાં રૂપમતીને છોડવી લાવવાની પ્રતિજ્ઞા શામળ પંડિત સમક્ષ કરી ચુકયો હતો. મૃત્યુજ માત્ર એક રાજપૂતોની પ્રતિજ્ઞાને આડે આવી શકવા સમર્થ હતું અર્થાત્ ખરા ક્ષત્રી વીરે લીધેલી પ્રતિજ્ઞા કદીજ વ્યર્થ થતી નહોતી. પણ આજ એવી ખરી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં પણ કેટલાંએ વિઘ્નો આવવાં સંભાવિત જણાવા લાગ્યાં. એથી રજપૂતાનાના સર્વ રાજપુતો તરફ પોતે પોતાના નામના પત્ર લખી મોકલ્યા, જેમાં નીચે પ્રમાણેની મતલબ સમાવી હતી.

"આર્ય વર્તની લાડીલી ભૂમિમાં જે આજે આ રજપૂતાના ગણાય છે તેમાં વસતા સૂર્ય કે સોમવંશીય રાજમંડળના સર્વ વીર પુરૂષોને ઉદેપુર નિવાસી શિસોદીયા કુલમાં ઉદ્દભવ પામેલો તેમનો સેવક રાણો રાજસિંહ, અતિ પ્રેમપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે કે—

નરવીરો ! આપણા આર્યાવર્તને હમણાં ભયંકર મહા વ્યાધે ઘેર્યું હોય એમ લાગે છે, અને તેથી દિવસો દિવસ રણ સંગ્રામાનળ નજીકમાં આવતો હોય એવાં ચિહ્ન જણાવા લાગ્યાં છે. એ વાતનો યથાયોગ્ય વિચાર કરી, આપણ સર્વ બાંધવોએ એકત્ર થઇ, કાંઇ પણ નિરાકરણ ઉપર

આવવું, એ પ્રસ્તુત પ્રસંગને આવશ્યક છે, એમ મારી અનુમતિને લાગે છે. આલમગીર બાદશાહે હવે વીતાડવામાં કંઇ કસર રાખી નથી. આપણા પરમ પવિત્ર દેવાલયોને ભ્રષ્ટ કરી, ત્યાં મસીદો બાંધવા માંડી છે. પ્રતાપી અકબર બાદશાહે ગૌવધનો પ્રતિબંધ કર્યો હતો, તે એણે કાઢી નાંખ્યો છે. એને આમ કરવું યોગ્ય નથી એવું એને વિનવવા છતાં તે તરફ દુર્લક્ષ કરે છે. જે રજપૂત રાજાઓ, એને આધીન થઇ, એની સાથે નમ્રપણે વર્ત્યા, તેમની સાથે તથા તેમની પાછળ તેમનાં બૈરાં છોકરાંની સાથે પણ આ કૃતઘ્ન બાદશાહ કેવો બેપરવાથી અને કેવો બેઇમાનીપણે વર્ત્યો છે, તેનો દાખલો કાંઇ બહુ દૂર શોધવા જવું પડે એમ છેજ નહિ. મહારાણા જસવંતસિંહજી તેમજ તેમના વડીલ પુત્રના મૃત્યુનું કારણ કોણ છે? તેમની પાછળ આપણા સર્વ રાજપૂતોના અભિમાનના સ્થાનરૂપ તિર્થરૂપીણી માતુશ્રી ચન્દ્રાવતી મહારાણીની આટલી બધી દુર્દશાનું કારણ પણ કોણ? જન્મ આપ્યા બાદ બે ચાર દિવસમાં જ પોતાનાં પ્રસુતિ ગૃહનો ત્યાગ કરાવનાર કોણ? આ બધા સવાલોના જવાબ મારે અત્રે આપવાની જરૂર છે શું? રાણા વિજયસિંહનું સ્વસ્થાન નાનું જ છે, પણ તે આજે વયમાં, અનુભવમાં, પ્રતાપમાં, ક્ષાત્ર તેજમાં, તેમ જ અન્ય સર્વ બાબતોમાં આપણને તો પિતામહ ભિષ્માચાર્ય સમાન જ છે. પરન્તુ તેના ઉપર આજે કેવો પ્રસંગ આવી પડયો છે! તેનો જરા વિચાર કરો. રાયથી તે રંક સુધીના તમામ હિંદુઓ પાસેથી, એટલું જ નહિ પણ સાધુસંતો પાસેથી પણ, જઝિયા જે એક કેવળ અન્યાયનો ભરેલો જ કર છે, તે એણે પાછો લેવો શરૂ કર્યો છે. આથી એને તો કાંઇ જ લાભ ન થતાં માત્ર ચારે દિશામાં એને માટે અસંતોષ જ ફેલાયલો છે. આ સર્વ બાબતો જ્યારે મેં એને સ્પષ્ટ રીતે લખી જણાવી ત્યારે તે પત્રને ફેંકી દઇ, બાદશાહે ઉદેપુર ઉપર તેમ જ મારા ઉપર પણ વેર લેવાનો નિશ્ચય કર્યો છે, એવી વાત મારે કાને આવી ચૂકી છે. પણ એ પત્ર ગુરૂ મહારાજની આજ્ઞાનુસારજ લખેલો હોવાથી મને તેનું કાંઇ જ લાગ્યું નથી. અને તેનું ફળ ભોગવવા હું તો જાતે તૈયાર જ હતો. પણ મહારાણા વિજયસિંહ ઉપર આજે એણે જે પ્રસંગ આણી મુકયો છે તેથી જ મારે આપ સર્વેને આ પત્ર લખવાની જરૂર પડી છે. વિજયસિંહ મહારાજની કન્યા, એ તેમની કન્યા નથી, પણ આપણ સર્વ ક્ષાત્ર બાંધવોની લજ્જા છે કે જેને આજે એ નરાધમ લુંટી લઇ જવા બેઠો છે. આ કન્યાને એ આપણા દેખતાં જ લઇ જાય, એટલે ક્ષત્રિયોમાં પોતાની વહુ બેટી સાચવવા જેટલી પણ હવે સત્તા રહી નથી એમ આખા જગતમાં ઠરી ચુકવાનું જ. આ લાજ બાદશાહ લઇ ગયો, એટલે આપણી સ્રીઓનું સૌભાગ્ય તેમ જ

આપણું વીર્ય એવી રીતે જ નષ્ટ થયું એમ આપણે જ આપણી કૃતિ ઉપરથી દેખાડી આપવા જેવું થાય છે. ભલે આપણી રાજ્યલક્ષ્મી જાઓ, ભલે આપણી જમીન લૂંટાઈ જાઓ, આપણે હતવીર્ય થઈ ગયા છીએ એમ ભલે આખું જગત કહો, પણ બાદશાહની જોડે લડવું નથી, અને આપણે તો આપણો જીવ અને આપણું સ્વસ્થાન સંભાળીને જ બેસી રહીએ, એટલે બસ છે, એવો જ જેનો વિચાર હોય, તેણે આ મારો પત્ર વાંચવાનો શ્રમ પણ ન લેતાં તેના ટુકડે ટુકડા કરી નાંખવા. પણ જેને મારા લખવાનો હેતુ માન્ય હોય, જેને એમ લાગતું હોય કે બાદશાહે તો હવે આપણને દબાવતે દબાવતે છેક જ મર્યાદા મૂકી દીધી છે, તેઓએ એને એક વખત બરાબર સમજણ પાડી આપવી જોઈએ કે રાજપૂત વીરો કંઈ હાથમાં બંગડી પેહેરી, ઘુમટો તાણી, ઘરને ખુણે લાજ કાઢી બેઠેલા નથી. એમ જ જેની મરજી હોય, તેને તો પછી વખત પડે આપાર કે પેલી પાર છે જ, એમ સમજી પોતાના પૂર્વજોની રીતિને અનુસરી, પોતાને જ હાથે પોતાની બ્હેન બાળાઓનાં મસ્તકો પ્રથમથી જ ઉડાવી, મંત્રાગ્નિનો દાહ મૂકી, પછીથી પોતે પણ ધારા તીર્થયાત્રાની તૈયારી કરવી. આવા જ નર વીરોને માટે મારો આ પત્ર છે. સર્વ રાજ-માંડલિકોને આવો પત્ર લખવાનો મારો અધિકાર નથી. પણ હમણાં બાદશાહ તરફથી આખાં રાજસ્થાનને થતાં અપમાને, તેમ જ પ્રસ્તુત પ્રસંગમાં આવી પડેલા અવસાને આ પત્ર લખવાની મને પ્રેરણા કરી છે અને તે જ પ્રેરણાનું ફળ તે મારો પત્ર છે, એમ સમજશો. મહાવીર વિજયસિંહે તો મારી સહાય માગી નથી, પણ આવે પ્રસંગે તેને સહાય થવા રાજપૂતો હજી મુવા પડયા નથી, પોતાની વહુ બેટીને ભ્રષ્ટ થતી જોઈ રહે એવા દૈન્યને હજી રજપૂતો પામ્યા નથી, એવું બાદશાહ આલમગીરને તથા આખી દુનિયાને દેખાડી આપવા માટે જ આજ હું આગળ પડયો છું. જેને મારા જેવી લાગણી થતી હોય તેણે જ મારા પત્રને માન આપવાનું છે. તેવી લાગણી ન થાય એવો કોણ હશે? રજપૂતાનાના અન્નથી બંધાયલા પિંડવાળો રજપૂતાનાનો દરેક માણસ આવી લાગણી ધરાવતો જ હોય, એ સુપ્રસિદ્ધ છે. તેવા જ વીર પુરુષોએ મને સહાય્ય કરવી. હું તો સમરાંગણમાં પડીશ અથવા તો આલમગીરના સૈન્યને દાંતે તરણાં લેવરાવી, તેમની કાનપટ્ટી ઝાલી આવેલા રસ્તે જ પાછો કાઢીશ એવી પ્રતિજ્ઞા લઈને બેઠો છું. એ પ્રતિજ્ઞા સફળ થવામાં સર્વની સહાય્ય આવશ્યક છે, માટે સર્વેએ સહાય્ય આપવી, અને સર્વ બાંધવોએ પૂર્વકાળ પ્રમાણે એક વખત તો ક્ષાત્ર તેજને એકત્ર કરવું એ જ વિજ્ઞપ્તિ છે. સુજ્ઞને આધક શું?"

આ પ્રમાણેના કાગળ લખી આખા રજપૂતાનાના સર્વ નાના મોટા રાજા રજવાડામાં સાંઢણી સ્વારો સાથે મોકલી દેવાનો વિચાર કર્યો. રાજસિંહનો એક મોટો નિયમ એ હતો કે પોતાના સદ્‌ગુરૂ વૈકુંઠ યોગીની આજ્ઞા શિવાય કાંઇ જ કરવું નહીં. ગુરૂ મહારાજની આજ્ઞા લઇ, તેમની પાસેથી પોતાના કામનો શું પરિણામ આવશે તેનું યથાર્થ જ્ઞાન મેળવીને પછીથી જ ગમે તે પગલું ભરવું હોય તે તે ભરતો. આથી પત્રો મોકલી દેતાં પહેલાં ગુરૂ મહારાજની આજ્ઞા લેવા વિચાર કર્યો. પ્રસંગ એવો બારીક અને ચમત્કારીક આવી રહ્યો હતો કે જે જે ક્ષણ જાય છે તે તે લાખો રૂપીઆની જ છે એમ તેને થયા કરતું. આ કામમાં સ્વામી મહારાજનો મત પ્રતિકૂલ થનાર જ નથી એવી ખાત્રીથી ઘડીક એમ પણ થઇ આવ્યું કે આજ્ઞા લીધા વગર પત્રો તો રવાના કરી દેવા. મનોમન સાક્ષી જ છે એમ ધારી રાજસિંહે પત્રો તો સાંઢણી સ્વાર સાથે તાબડતોબ રવાના કરી જ દીધા. સૈન્યને સજ્જ કરવા સેનાપતિને આજ્ઞા આપી, પોતે થોડા જ ખાસા સરદારોને સાથે લઇ, આબુના પહાડ ઉપર વૈકુંઠ યોગિના આશ્રમ તરફ આજ્ઞા અને આશિષ લેવાને નિકળી પડયો.

સામળ પંડિતને પોતાના પરોણા દાખલ ઉદેપુરમાં જ સારી રીતે ખાવા પીવાની વ્યવસ્થા કરી આપીને રાખ્યા હતા. સામળ પંડિત કેવા સ્વસ્થ થઇને બેઠા હતા તથા તેમણે રાણાજીને શું શું મદદ કરી! એ બધું વાંચનારને આગળ જણાવીશું, પણ હમણાં તો એમને દુધ મલીદા ખાતા, ઉદેપુરમાં જ નિશ્ચિત બેસાડી મહાત્મા શ્રીવૈકુંઠ યોગીરાજનાં દર્શન કરવા, આપણે વાંચનારને રાણાજીની સાથે જ લઈ જઇશું.

વૈકુંઠ યોગીનાં દર્શન કરવા જતાં, રાજસિંહ કદી પોતાના રાજ્યના આડંબરથી જતો નહોતો. માત્ર પાંચ સાત ખાસાં માણસોને લઈ, તેમને પણ આશ્રમની મર્યાદા ઉપર જ રાખી, પોતે એકલો જ દર્શન માટે જતો હતો. વૈકુંઠ યોગી, આ વખતમાં એક મોટા વૃદ્ધ મહાત્મા, અને રાજપુતાના તો પ્રેરક ચૈતન્ય જ મનાતા હતા. એમના ત્રિકાળ દર્શીપણા માટે તથા તપોબળ માટે, તેમની કીર્તિ સૂર્યસમાન, ચારે તરફ રાજપુતાનામાં પ્રકાશી રહી હતી, અને તેથી ઘણા ખરા તમામ મોટા માણસો તેમનાં દર્શને આવતા હતા. પણ હમેશાં જ એમનાં દર્શન થતાં હતાં, એવું કાંઈ બનતું ન હોતું. રાણા રાયસિંહ અને રાણા વિજયસિંહની તો એમના ઉપર એટલી બધી નિષ્ઠા હતી કે, કદાપી યોગીરાજ તે બન્નેને અન્ન પાણી પણ ત્યાગ કરવાની આજ્ઞા કરે તો તેઓ એક ક્ષણ પણ વિચાર ન કરતાં આજ્ઞાને આધીન જ થતા હતા. રાયસિંહ આ વખતે બનતી ત્વરાએ આબુના તે શિખર પાસે આવી પહોંચ્યો. યોગીરાજના

તપશ્ચર્યાની મર્યાદા શરૂ થતાં જ પોતાની સાથેનાં માણસોને ત્યાં જ બેસાડી, પોતે આશ્રમના ઉપવનમાં ચાલવા લાગ્યો. પોતે આવ્યો તે વખતે યોગીરાજ ક્યાં હશે? તે જાણે પોતે જાણતો જ હોય એમ ચોક્કસ દિશામાં જ રાજસિંહ જવા લાગ્યો—યોગીરાજ નદી તટપર સ્નાનાદિ નિત્ય કર્મ પરવારી, કૌપિન ધારણ કરી, પાદુકા પગમાં ઘાલી, પોતાની પર્ણકુટિ તરફ કે બીજે કોઇ ઠેકાણે જવાની તૈયારીમાં હોય એમ જણાયા. એમના મનમાં કાંઈ પણ વિચાર ચાલતો હોવો જોઇએ. વખતે પોતાના નિત્ય કર્મમાં કરેલા ધ્યાનથી પ્રસ્તુત પ્રસંગનું જ્ઞાન થતાં તે ઉપર જ વિચાર કરતા હોય એમ લાગતું હતું અને એ વિચાર કાંઈ પણ સમાધાનકારક હોય એમ સ્પષ્ટ જણાઈ આવ્યું. કારણ તેમના તપસ્તેજમય મુખપર તો કાંઈ જ જણાતું નહતું, પણ તપોબળથી દેદિપ્યમાન થઈ રહેલાં તેમનાં નેત્રોમાં જ જરા સ્મિતનો ભાસ થતો હતો. નદિ તટ ઉપરથી ઉઠી પાછા વળી પોતાની પવન પાવડી હાથમાં લે છે એટલામાં ધિમેથી આવી વિનમ્રભાવથી નીચું મસ્તક કરી ઉભેલા રાજસિંહને તેમણે દીઠો. યોગીરાજ પોતાના બે હાથ ઊંચા કરી, રાજસિંહને આશિર્વાદ આપી બોલ્યા. "વત્સ, રાજસિંહ, પોતાના કુળને અને રાજસ્થાનના રાજપુત્રને શોભે તેવું જ તેં કર્યું છે. તારા પત્રોની અવમાનના ન થતાં તને આ વખતે અત્યોત્તમ કાર્યે સિદ્ધિ મળશે જ. રૂપમતિ સરખું રત્ન તારા કંઠમાં જ શોભશે. માટે એને મુગલોના ગ્રાસમાંથી છોડાવ અને લઇ આવ. એ રત્નની કિમ્મત તને હજી થોડા દિવસ પછી જણાશે. ખરી રાજપુત્રી અને વીરતનયા રૂપમતિ તને મનથી વરી ચુકી છે, અને પત્રિકા મોકલી પોતાનું તેમ જ પોતાના રાજસ્થાનનું રક્ષણ કરવાની તને એક અમૂલ્ય તક એણે શોધી આપી છે. આમાં તને સિદ્ધિ મળવાથી રાજપુત્ર અજીતસિંહને વનવાસ મટી જશે. અને એક વખત એને એની માની પાસે લાવીને મુકયો એટલે આલમગીરની છાતી ચાલવાની નથી. રાજપુત્ર સારો વધતો જાય છે. જંગલમાં પણ એનું થઇ શકે તેટલું લાલનપાલન થયા કરે છે. ગમે તેમ કરીએ, પણ મા તે માજ છે, અને અમે તો અરણ્યવાસી પશુ જ કહેવાઇએ. ચાલ મારી જોડે પેલી પર્ણકુટિમાં, અને એને એક વખત જો. અને એની માને ખબર કર કે બિચારીને શાંતી થાય. રાયસિંહ, આ રાજપુત્ર કોઇ અલૌકિકજ થવાનો છે, એ ખરેખર, પોતાના કુળનું નામ તારશે, પણ એને તેવા પ્રસંગ મળવા દુર્લભ છે."

રાજસિંહ આ બધું મુંગે મ્હોંએ સાંભળ્યાજ કરતો હતો. આપણે શું શું કર્યું છે? અને રૂપમતિએ પત્ર મોકલ્યો તેમાં શું શું જણાવ્યું છે? એ

બધું યોગીરાજ પ્રથમથી જ જાણે છે એ જોઇને એને કાંઇ આશ્ચર્ય થયું નહિ. રાજસિંહ તેમજ અન્ય રજપુત રાજાઓની કયારનીએ ખાત્રી થઇ ચુકી હતી કે યોગીરાજને સર્વ વાત અંતરદૃષ્ટિથી જણાઇ આવે છે! પછી રાજા બોલ્યો. "મહાતપોધન આપની દિક્ષા લીધા શિવાય, અને આપની આજ્ઞા મેળવ્યા શિવાય જ મેં આ બધા પત્રો મોકલી દીધા છે તેની મને ક્ષમા થવી જોઇએ. આપ પ્રેરકે જ તેવી પ્રેરણા કરી હશે અને તેથી મને એમ કરવાનું સુઝયું. આપ પ્રેરક વગર હું શું કરી શકું એવો છું? મેં જે કર્યું છે તેથી આપ પ્રસન્ન થયા છો અને તેથી મારૂંએ મન સમાધાન પામ્યું છે, એ કહેવાની હવે જરૂર રહીજ નથી. પણ, મહારાજ, આપના અનુગ્રહ શિવાય, આપની આશિષ વગર, આવું મહાભારત કાર્ય કેમ સિદ્ધ થઇ શકશે? માટે આપની આશિષ્ માટે અને અનુગ્રહ થાય એવી જ આશાથી હું આવ્યો છું. દર્શન થયાં એટલે હું તો કૃતાર્થ થયો, હવે આપની જરા ચરણ સેવા કરી આજ્ઞા લઇશ. રાજ્યપુત્ર આપની પાસે રહ્યો, પછી બીજું શું જોઇએ? માતુશ્રી પાસે રહેવાથી આપના કરતાં તેની અધિક શુશ્રૂષા થશે એમ કોને લાગે? દશરથ પુત્ર રામચંદ્ર મહા-સમર્થ શ્રી વિશ્વામિત્ર પાસે રહીનેજ રાવણનો પરાજય કરનારા થયા, એ શું બધા ભુલી ગયા છે? મહા મુનિ! આપના આશિર્વાદથી જો આપના આ સેવકને—"રાજસિંહ જરા અચકાયો—એનાથી આગલ બોલાયું નહિ.

યોગીરાજ એનો અર્થ સમજી જઇ સ્મિત કરી બોલ્યા—"શું, શું, સેવકને શું! બોલ રાજસિંહ, કેમ અચકાયો?

રાયસિંહ કિંચિત્ લજ્જાથી નીચું જોઇ બોલ્યો "કાંઇ નહિ, મહારાજ, સહેજ કહેતો હતો કે આ પ્રસંગે આપના આશિર્વાદથી જો સિદ્ધિ મળી તો!"

યોગીરાજ મોટેથી હસીને બોલ્યા—"રાજસિંહ! બેટા, વિષય શા માટે ફેરવી નાંખે છે? તારૂં કહેવું શું છે? તે હું સમજ્યો છું. પણ આગળ શું થશે? તેની ચિંતા તમે સંસારીઓએ કરવી જ નહિ. પરમાત્માની ઇચ્છા હશે તો તને યોગ્ય પુત્ર થશે. તું તો તારા પ્રસ્તુત કાર્યપર લક્ષ રાખી, જે કરવાનું છે તે કર્યો જા. હવે તું અજીતસિંહને જોવાને આવતો હો તો મારી સાથે ચાલ, એમ બોલી, યોગીરાજ આગળ ચાલ્યા, એટલે રાજસિંહ તેમની પછવાડે ચાલવા લાગ્યો.

જે ઋતુમાં અને જેમની સાથે આપણે આ પર્વત ઉપર આવ્યા છીએ, તે ઋતુ તેમનાથી જ પર્વત તથા ઉપવનને અપૂર્વ શોભા આપી રહી હતી. માણસના મનમાં ગમે તેવો ઉદ્વેગ હોય, પણ આ ઉપવનની શોભા જોતાં તેના સર્વ ઉદ્વેગ જતા જ રહેવાના. આવું તે વખતની વન-શ્રીનું સ્વરૂપ ખરેખર મનોહર જ હતું. સર્વે સ્થળે આહ્લાદમય વનશ્રીના

પ્રભાવથી ક્રીટાદિથી તે મોટાં પ્રાણીને સુદ્ધાં, દુઃખ તો કેટલાએ યુગથી ભાસતું જ નહીં હતું. જ્યાં ત્યાં ઉલ્લાસના જ કલ્લોલ, થતા હતા અને દરેક વનવૃક્ષ સુંદર રંગનાં પર્ણવસ્ત્રથી શૃગારેલાં જ હતાં. આવા ઉપવનમાં રાજસિંહના મનને ઉલ્લાસ લાગે તેમાં નવાઇ શું? મુનિની પાછળ ચાલતાં એમ જ દેખાતું હતું કે, આ કોઈ ક્ષત્રીયવીર મુનિનાં તપોવિઘ્નને દૂર કરવા જ આવ્યો હોયની! અને તે કાર્ય કરવા માટે જાણે ઋષિ પોતાનો પ્રસાદ આપવા સારૂ, પોતાના આશ્રમમાં લઇ જતા હોય, એમ જ મુનિમહારાજ પાછળ ચાલતો આપણો રાજસિંહ દેખાતો હતો. રસ્તામાં રાજસિંહ અને યોગીરાજ એક પર્ણ કુટિ પાસેથી જતા હતા, એટલામાં પર્ણકુટિમાંથી અત્યંત શ્યામવર્ણની એક ભિલ્લડી, પોતાના બે હાથમાં લીધેલાં બાળકને રમાડવા ગીત ગાતી ગાતી બહાર આવી. વૈકુંઠયોગીની પાછળ આવતા રાજસિંહને જોતાં જ તે જરા અટકી, પણ નાગરિક સ્ત્રિયોની નિરર્થક લજ્જાને જાણનારી હોવાથી, પેલી ભિલ્લડી, પોતાનું ગીત બંધ રાખી, ત્યાં જ જરા અટકી જઇ, તેના મ્હોં સામું જોઇ રહી.

વૈકુંઠયોગી રાજસિંહ પ્રતિ બોલ્યો—આ વારૂણિ, આણે જ આજસૂધી અજીતસિંહનું લાલનપાલન કર્યું છે. જો, જો, પેલો લુચ્ચો છોકરો, કોઇ નવીન માણસ તરીકે તને અહિં આવેલો જોઇને, તારા સામું જુવે છે, તે જો! તારા સરખા માણસ એણે આજે જ જોયો છે.

## પ્રકરણ ૩૬ મું.

### યોગીરાજનો ઉપદેશ.

બાળક સામું જોઇ રાજસિંહે એક નિઃશ્વાસ મુકયો. યોગ્યકાળે અને યોગ્યસ્થાને જન્મ થવાથી, અનેક શુશ્રૂષા અને લાલનપાલનને પામનાર આ બાળક આજે પોતાની માતાથી વિખુટો થઇ, આવા અરણ્ય વાસનું સેવન કરે છે, પુત્ર દર્શનની ઉત્કટ ઇચ્છા રાખનાર માતાને, પ્રસંગવશાત, ભિલ્લણીઓનો વેશ લઇ આવવું પડે છે, તેવા સુકોમળ બાળને જોઇ રાજસિંહ નિઃશ્વાસ મૂકે એમાં નવાઈ પણ શું? અમુક ઠેકાણે જસવંતસિંહનો પુત્ર છે, એમ જો ઔરંગઝેબને ખબર પડી તો, તે આકાશ ને પાતાળ એકઠાં કરી એને શોધી કાઢ્યા સિવાય જંપે જ નહિ, એમ રાણી ચન્દ્રાવતીની ખાત્રી હતી, અને તેથી જ તે આબુના પહાડપર પુત્રને મળવા બહુ કરી જતી નુહોતી. વખતે રાણી તે તરફ જવા નીકળી અને એનું પગલું પકડીને, ઔરંગઝેબનો કોઇ છુપો જાસુસ પણ એની પછવાડે ગયો, તો પરિણામ શો આવે? ઔરંગઝેબને હજી

ખાત્રી નહોતી કે, અજિતસિંહ જીવતો છે; તેમ જો જીવતો છે એવી યત્કિંચિત્ શંકા પણ એને થઇ હોય, તોપણ એને અમુક ઠેકાણે રાખવામાં આવ્યો છે, એની તો તેને બીલકુલ જ ખબર નહોતી. બાદશાહ તો એમ જ જાણતો હતો કે, ચન્દ્રાવતીની હયાતી લગણ જોધપૂરનું રાજ્ય રહ્યું તોપણ કાંઇ હરકત નથી. પોતાનો જીઝિયા તથા ખંડણી જ્યાંસૂધી એ રાજ્યમાંથી બીન હરકતે મળી જાય છે, ત્યાંસૂધી એ નિર્ભય જ હતો. બાદશાહને ખાત્રી હતી કે, રાણીની પચ્છવાડે તો રાજ્ય આપણું જ છે, છોકરો મરી ગયો હશે તો તો હરકત જ નથી, અને જીવનો હશે તોપણ રાજ્ય માંગવા તો આપણી પાસે આવનાર છેને! રાણીજીના મરણ પછી જોધપૂરને બાદશાહીમાં ભેળવી દઇ, તેના ઉપર એક પોતાનો જ સૂબો નીમી દેવો, એવો ઔરંગજેબનો હેતુ હતો. આખું રાજસ્થાન કબજે કરી, ઉદેપૂરના રાણાને પણ તાબે કરી, આખા રજપૂતાના ઉપર પોતાના એકાદ છોકરાને જ સુબો નીમી દેવો, એવી તો એની ઘણાએ દિવસથી ઉમેદ હતી, પણ આ મહત્વાકાંક્ષા પાર પડવામાં વિઘ્નરૂપ માત્ર, એક ઉદેપૂરનો શિસોદીયો રાણો રાજસિંહ જ થઇ પડયો હતો. બાદ- એના આગળ કાંઇ જ ટટ્ટુ ચાલતું નહોતું. પણ આ બધી વાત ...હ જ ન જણાવતાં હમણાં તો આપણો પ્રસ્તુત વિષય જ ચલાવીએ.

રાણી ચન્દ્રાવતી અજીતસિંહને જોવા સારૂ નહોતી આવતી તેનાં બે કારણ હતાં—એક તો ઉપર જણાવ્યા પ્રમાણે બાદશાહના છુપા જાસુસથી પકડાઇ જવાનો ભય હતો, તથા બીજું એ કે વૈકુંઠયોગીરાજ ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો, અને તેથી તેમના રક્ષણમાં આવી પડેલા બાળકનું કદી પણ અકલ્યાણ તો થાય જ નહિ, એવી તેને પૂર્ણ શ્રદ્ધા પણ હતી. આટલું છતાં પણ મા તે મા જ! માતૃ હૃદયના પ્રેમનો ઉછાળો રાણીને સ્વસ્થ થઇ બેસવા દેતો નહોતો. જન્મ આપતાં જ પોતાના એકના એક આશા તંતુને પોતાની પાસેથી દૂર ખસેડી મુકવાનો પ્રસંગ આવ્યો હતો, તેને પોતાની નજરે જોવાની જન્માદાત્રી માતાને કેમ ઉત્કંઠા ન થાય? આથી મહિને બે મહિને, ભિલ્લણનો વેશ લઇ, ઘણી જ ગુપ્તરીતે રાણી ચન્દ્રાવતી, પોતાના પુત્રનું મ્હોં જોઇ, તેને, પોતાનાં નયનાશ્રુથી નવરાવવા, વૈકુંઠયોગીના આશ્રમમાં જતી હતી ખરી અને કર્મ સંયોગે આજે પણ રાણી ત્યાં આવી ચઢી હતી. વૈકુંઠયોગી તથા રાજસિંહ વચ્ચે અજીતસિંહના જ સંબંધમાં વાત ચાલી રહી હતી, તેવામાં જ એક હૃષ્ટપુષ્ટ ભિલ્લે આવી, ઋષિરાજને દંડવત્ કરી સામા ઉભા રહી બન્નેને હાથ જોડી વિનંતિ કરી કે—“ગુરૂમહારાજ! રાણીજી અજીતસિંહ બાપુનાં દર્શન કરવા આવ્યાં છે, શી આજ્ઞા છે?”

આ સાંભળતાં જ મુનિવર સ્મિત કરી બોલ્યા–" રાધા, અજીતસિંહને અંદર લઇ જા, એની માતા આવી છે. વત્સ રાજસિંહ ! મારે તને કાંઇક વાત કરવાની છે, ચાલ જરા દૂર જઇએ ?" રાજસિંહ જરાક ચકિત થયો, તેને પક્કી ખબર નહોતી કે રાણી આમ ખબર લેવા આવતી હશે. " એક પંથ-દો કાજ " જેવું રાજસિંહને થવાથી, ગુરૂમહારાજનાં દર્શનમાં માસીનાં પણ દર્શનનો લાભ મળ્યો જોઇ રાજસિંહને એક તરફથી જરા ઠીક પણ લાગ્યું. રજપુતાનાના બીજા સર્વ સરદાર મંડલિકો તરફથી તો, દરેક રીતની સહાય આવી મળવા સંભવ હતો, પણ જોધપુર આટલું મોટું રાજ્ય, અને તેના તરફની જોઇતી મદદ આવી મળવા થોડીજ આશા પડતી હતી. સંસ્થાન પણ મોટું હતું, તેમ લોકો પણ પુષ્કલ અને યુદ્ધકળામાં નિપુણ છતાં, તેનો લાભ પોતે લઇ શકશે નહિ, આ વિચારથી રાજસિંહનું મન જરા ખિન્ન થતું હતું. એક તરફથી એમ પણ લાગતું હતું કે, બાદશાહ એને સ્ત્રી જાણીને બહુ છેડતો ન હોતો. વખતે એ આપણને મળી જઇ બાદશાહ સામે બંડ ઉઠાવવામાં સામીલ થયાં, તો વિનાકારણ માસીને ત્રાસ થઇ પડે. તેથી ચંદ્રાવતીને આ ભાંજગડથી દૂર રાખવી. એટલા માટે રાજસિંહ પણ તેને છેડતો ન હોતો. આજે આવો અચાનક યોગ આવી મળવાથી, એ પ્રશ્નનો ખુલાસો કરી લેવો એમ રાજસિંહને થઇ આવ્યું. તેણે ધાર્યું કે આપણે જતાં પહેલાંજ યોગીરાજને પૂછી લઇશું. યોગીરાજ પોતાને યોગ્ય લાગશે તેવો જ રસ્તો મને તથા ચંદ્રાવતીને બતાવશે, એમ વિચાર કરતો કરતો રાજસિંહ, યોગીરાજની પછવાડે ચાલ્યો. એને ચાલતે ચાલતે જણાયું કે યોગીરાજ પણ કાંઇ વિચારમાં છે ખરા, તેથી રાજસિંહ ગુપચુપ તેમની પાછળ ચાલતો હતો.

થોડીવાર પછી વૈકુંઠયોગી તેના સામું જોઇ બોલ્યા " બેટા રાજ-સિંહ ! આ વખતે તું વિજય મેળવીશ એટલા ઉપરથી કાંઇ ફુલાઇ જઇશ નહિ. તને કહું છું તે સાંભળ. ઔરંગજેબ બાદશાહની સાથેજ મ્લેચ્છોનો અભ્યુદય પૂરો થયો જાણજે. તેમ તમારા લોકોનું સ્વરાજ્ય પણ તમને કાંઇ બહુ દિવસ લાભ આપનાર છે, એમ જાણીશ નહિ. ઔરંગજેબની પાછળ બે માણસોએ ગાદીનું પૂરૂં સંરક્ષણ કરી શકનાર નથી. આગળ ઉપર કોના હાથમાં રાજ્યસૂત્ર જશે ? તેમ આ આર્યાવર્તની પણ કેવી દશા થશે ? તે બધું કાંઇ હું તને હમણાં કહેવા બેઠો નથી. કહેવાથી અથવા ન કહેવાથી તને તો સરખુંજ છે. માત્ર એટલુંજ તને કહી રાખું છું કે, આ વખતે તું જો સર્વ કામ શૌર્ય, શાણપણ અને ચાતુર્યથી ચલાવીશ તો તારો તેમજ તારી દ્વારાએ આખા રાજસ્થાનનો વિજય પ્રવર્તવાનો છે. માટે તું કશી ફીકર કરીશ નહિ. તને જેટલાં સૈન્યની

જરૂર જણાય છે તેટલાનો ખપ પણ પડનાર નથી. બેટા રાજસિંહ, ઉત્તર તરફ ખરૂં ક્ષાત્ર તેજ તારા એકલામાં જ રહેલું છે; તેમ સ્વદેશની દાઝ પણ તને એકલાને જ છે; માટે તેનો લેવાય તેટલો લાભ આ વખતે લેતાં ચૂકીશ નહીં. એ માટે મારે તને વધારે કહેવાની જરૂર નથી. યુદ્ધ-કાર્યમાં તારી કુશળતા અપૂર્વજ છે. રાણી ચંદ્રાવતીનાં માણસોની પણ તને સહાય મળશે; અને એમ કરવાથી રાણીને કાંઇજ હાનિ થવાની નથી. હવે જે તમારા લોકોની લડાઇ થશે તે ઉપર જ ઘણીક વાતો અવલંબી રહી છે. આ લડાઇ થવાથી બાદશાહ ઔરંજેબને એવી તો જબરી થપ્પડ લાગવાની છે કે પછી એ તારૂં તો શું પણ આખા રજપુતાનાના કોઇ પણ રાજાનું ફરી નામ સુદ્ધાં દેવાનો નથી. કોઇને પણ આડો આવવાનો નથી. તેથી તમે બધા એકત્ર થઇને જ પ્રયત્ન સફળ કરો અને આટલો પ્રયત્ન સફળ થયો કે પછી હું અંતર્ધાન થવાનો છું. મારે બીજી દિશામાં કામ છે. માટે તમે તમારા પ્રયત્નમાં જરા પણ કચાસ રાખશો નહીં."

યોગીરાજના મ્હોંમાંથી "અંતર્ધાન થવાનો છું, અને મારે બીજી દિશામાં કામ છે" આ શબ્દો સાંભળતાં જ રાજસિંહનું મ્હોં જરા લેવાઇ ગયું. યોગીરાજ પ્રત્યે રાજસિંહની વિલક્ષણ ભક્તિ હતી. જેમ કોઇ આસ્તિક માણસ ગમે તે કાર્યના આરંભમાં પરમેશ્વરનું સ્મરણ કરે છે, તેમજ રાજસિંહ પોતાના હરેક કાર્યના આરંભમાં યોગીરાજનું જ સ્મરણ કરતો હતો અર્થાત્ રાજસિંહ યોગીરાજને પોતાના પ્રાણ સમાન જ ગણતો હતો. પ્રાણ જવાથી શરીર જેમ નિશ્ચેતન થઇ પડે છે, તેમ યોગીરાજ જો અન્તર્ધાન થાય તો પોતે પણ તેવો જ નિશ્ચેતન થઇ પડવાનો, આથી તેને ઘણું જ ખોટું લાગ્યું અને તે બોલ્યો, "સ્વામી મહારાજ, આપ આ શું બોલો છો? આપ અહીંથી અન્તર્ધાન થવાના છો એ અક્ષર સાંભળતાં જ મારા હાથ ને પગ એકીવારે જ ગળી પડયા હોય એમ થઇ ગયું છે. આપ તો અમારા પ્રાણ છો, અને અમે તો માત્ર આપના શરીરરૂપજ છીએ. બાહ્ય જગતના અમે રાજા, પણ અમારા તો આપ જ રાજા છો. ખોળીયામાંથી પ્રાણ ગયો, અને રાજ્યમાંથી રાજા ગયો, ત્યારે પછી તે ખાલી ખોળીઉં અને તે અરાજક રાજ્યની શી દશા? અમને જરા પણ અડચણ આવે છે કે અમે આપની જ પાસે દોડ્યા આવીએ છીએ; અને આપ જેવી પ્રેરણા કરો છો તેવું જ વર્ત્તન અમે કરીએ છીએ. એટલે જ્યારે એ પ્રેરણા ગઇ કે પછી અમારી શી વલે?" ખરા અંતઃકરણથી, નિઃસ્વાર્થ અને ઉદાસીનપણે રાજસિંહને બોલતો સાંભળી, યોગીરાજને જરા ઠીક ન લાગ્યું. પછી તેના માથા ઉપર હાથ મૂકી બોલ્યા, "બેટા રાજસિંહ, તું કહે છે તે બધું તારી દૃષ્ટિથી યોગ્ય છે.

અમારે પણુ એક એવી જ બીજી સત્તા છે કે જેને આધીન રહી; તેની આજ્ઞા પ્રમાણે વર્તવું પડે છે. તું જાણે છે કે અમે નિરિચ્છ છીએ, કારણુ અમારી ઇચ્છાઓ અમારે આધીન નથી, પણુ પેલી મહત્ સત્તાને આધીન જ રહે છે. એટલે એક રીતે તો તમે અમારા કરતાં સહસ્રધા સારા કહેવાઓ. તમારી ઇચ્છાનું ફળ તમને મળે છે, અને અમે તે ભોગવતા જ નથી. પણુ એ બધા વિવેચન માટે આ વખત નથી. તારે હજી ઘણી તૈયારી કરવાની છે, માટે તું હવે જા. તને આ વખતે અત્યુત્તમ યશ પ્રાપ્ત થવાનો છે; અને એ યશનો ઉપભોગ તું તારા આયુર્દાની અવધી સુધી લઇ શકીશ. તું બીલકુલ ફીકર રાખીશ નહિ. આ યુદ્ધમાં ઔરંગઝેબ માત્ર આવીને પાછો ફરશે, એટલે જ તારૂં કામ થઇ ગયું એમ તો માનતો જ નહિ. તારે તારી પ્રજાનું જ નહિ પણુ રાજસ્થાનની સર્વ પ્રજાનું તારી સંતતિ પ્રમાણે પાલન કરવાનો વખત આવવાનો છે; માટે તે પ્રસંગને વાસ્તે તું સજ્જ થઇ રહેજે. જે આજ પોતાની મેળે જ તારી પાસે આવવા ઉભી થઇ છે, તે રૂપનગરની રાજ્યકન્યા જ છે એમ માનીશ નહિ. એ તો પ્રત્યક્ષ રાજ્યલક્ષ્મી છે એમ જાણુજે. એ રૂપમતિ જ તારી પ્રજાનું માતા પ્રમાણે રક્ષણુ કરવાની છે. રાજસિંહ, તારી યોગ્યતા ઘણી વિશાળ છે. તેમાં વળી તારા દૈવનો તો પાર જ નથી. માટે જ એ રૂપમતીને તારી પાસે આવવાની બુદ્ધિ થઇ છે. તેથી હવે જા. રાણી ચન્દ્રાવતીનાં દુર્દૈવનો પણુ તારા આ યુદ્ધની સાથે જ પાર આવી રહેવાનો છે. ફરી તને હું એક વખત દર્શન આપીશ. નહિ આપું એમ નહિ કરૂં. પણુ તે કયારે અને કેવી રીતે? તે આજથી હું તને કહેતો નથી. રાણી ચન્દ્રાવતી હવે પર્ણકુટિમાં આવી હશે, એને કહીને એનાં માણસોની મદદ તને હું અપાવું છું માટે તું ચિન્તા કરીશ નહિ. મારે તને હજી પણુ બીજી કેટલીક વાત કહેવાની છે, તે ફરી તને દર્શન આપીશ તે વખતે કહીશ." આટલું બોલી યોગીરાજે આપણા રાજસિંહના મસ્તક ઉપર પોતાનો વરદહસ્ત મુકી આશિર્વાદ આપ્યો. વૈકુણ્ઠયોગી પાછા ફર્યા અને પર્ણકુટિ તરફ ચાલવા લાગ્યા. ચન્દ્રાવતી તો ત્યાં આવીને બેઠી જ હતી. બાળકને ખોળામાં લઇ પોતાનાં અશ્રુવારિથી તેને નવરાવતી હતી. અને વારમ્વાર તેના સકોમળ ગાલપર ચુંબન કરતી હતી. "મારા લાડકવાયા, કયારે તું મારે ઘેર આવી, મારૂં લાડ પામીશ? હજી કેટલા દિવસ તારે આ વનવાસ ભોગવવાનો છે?" એવા શબ્દો રાણી બોલતી હતી, એટલે કોણુ જાણે શાથી એ છોકરો તેના સામું જોઇ ખડખડ હસવા લાગ્યો અને ચન્દ્રાવતીને તેણે હુંકાર આપ્યો, એટલે તે બોલી, "લુચ્ચા, હસવું શું આવે છે? હુંકારા શાના કરે છે?"

આ શબ્દ જેવા રાણીના મ્હોંમાંથી નીકળ્યા કે તરત મહર્ષિના ગંભીર શબ્દ તેના કાનપર આવ્યા. "હસે નહિ તો શું કરે? એને ખબર છે કે થોડા જ દિવસમાં હવે ઘેર જઇ માના ખોળામાં હમેશ માટે રમવાનું મળનાર છે. પછી માને આમ વલખાં મારી, ભિક્ષુડીનો વેશ લઇ, આટલી મુસીબતો વેઠવાનું જતું રહેનાર છે." આ શબ્દો સાંભળતાં જ રાણી છોકરાને હાથમાં લઇ, ઉઠીને ઉભી થઇ અને નીચું જોઇ બોલી, "યોગીરાજ, બાળક આપની પાસે છે તે મારી જ પાસે છે, અને મારા કરતાં પણ અધિક લાડ એને અહીં મળે છે, એ હું નથી જાણતી એમ નથી. પેટના બાળકને ઘણે દિવસે જોવાથી અને મળવાથી પ્રેમના ઉછાળામાં ગમે તેમ બોલાઇ જવાય છે, માટે તેની ઉપેક્ષા કરી, આપની બાળકીને ક્ષમા કરશો."

વૈકુંઠસ્વામી જરા હસીને બોલ્યા—"ચંદ્રાવતી, તને ઠપકો આપવાના હેતુથી હું કાંઇ બોલ્યો નથી. તું ખિન્નતા શું કરવા પામે છે? બહાર રાજસિંહ ઉભો છે, અને તે પણ તારો બંધુ જ છે. સ્વરક્ષાના વિચારને બાજુએ મુકી, આ વખતે તો બાંધવ જનોના રક્ષણનો જ વિચાર કરવાનો છે. આખા રજપુતાનાના ગળામાં ફાંસી આવી રહી છે, માટે તારે પણ વારંવાર અહીં આવવાની કડાકૂટ જતી રહે તેવો જ ઉપાય કર. પછી તારો બાળક પણ સુખે તારે ઘરે આવી ખોળામાં રમશે."

ચંદ્રાવતી કાંઇ જ ન બોલતાં નીચું જોઇને ઉભી રહી. યોગીરાજ ફરી બોલ્યા. "તારે જરા પણ શંકા રાખવી નહીં. હું કહું છું તેમ જ તું કર. તારા જીવ ઉપર આવતા સંકટને પણ એજ દૂર કરશે."

ચંદ્રાવતી બોલી, "મુનિમહારાજ, શંકાને લીધે જ હું બોલતી નથી એમ નથી. આપની આજ્ઞા મને શિરસા વંદ્ય છે. હું એટલો જ વિચાર કરૂં છું કે—શું એવા દિવસ હવે મારે દેખવાના છે? આવી અતિશય ઉત્સુકતાએજ મને સ્તબ્ધ બનાવી દીધી છે."

આટલું બોલી રાણી ફરી પાછી ચુપ થઇને બેઠી. યોગીરાજ રાજસિંહને હાંક મારી અંદર બોલાવીને કહેવા લાગ્યા. "વત્સ રાજસિંહ, ચંદ્રાવતી તારી ભગિની છે, માટે તારે એના સમક્ષ આવવા હરકત નથી." આમ બોલી બન્નેને પોતાની બે બાજુએ બેસાડી કેટલીક વાતો કહી. એ બધી અત્રે જણાવવાની જરૂર ન હોવાથી આપણે વાંચનારને તે જણાવતા નથી. યોગીરાજની વાતો સાંભળી કેટલીકવારે ચંદ્રાવતી રાજસિંહને જોઇએ તેટલી પોતાની મદદ આપવા કબુલ થઇ. જસવતસિંહના મુગલાઇ પાદશાહીના આધિપત્ય સ્વીકારવાથી, આજ સુધી ઉદેપુર તથા જોધપુર વચ્ચે જે વૈમનસ્ય થઇ ગયું હતું, તે જતું રહેશે, તથા રાણી ચંદ્રા-

વળી ઉદેપુરની જ કન્યા છતાં તેને હાલ ઉદેપુરના ઘરાણા સાથે જે કાંઇ સંબંધ રહ્યો નહોતો, તે હવે આ લડાઇમાં રાજસિંહને મદદ આપવાથી પાછો ચાલુ થશે. જસવંતસિંહની સાથે ચલાવેલા વર્તનથી બાદશાહ હવે બન્ને રાજ્યોનો સરખોજ શત્રુ થઇ રહ્યો હતો. તેથી હવે એ બાદશાહના સામા થવું એ બન્ને રાજકુળને ઉચિત જ હતું. માટે આગળનાં જરાતરા રહેલાં વૈમનસ્યને દૂર કરી, બંન્ને કુળ ભેગાં થાય એવી યોગીરાજની આજ્ઞાનો ભાવ સમજાયો. પ્રત્યક્ષ ભાઇ બ્હેન છતાં એક બીજાનાં દર્શન પણ દુર્લભ થયાં હતાં, તે આજ યોગીરાજના પવિત્ર આશિર્વાદે કરીને એ જણાં એકઠાં મળી બેઠાં હતાં. બંને જણને યોગીરાજની આજ્ઞા શિરસા વંદ્ય હતી, તેમ બેઉ જણના શરીરમાં પણ એક જ લોહી વહેતું હતું, એટલે પછી બીજું શું જોઇએ? બેઉ જણાંને યોગ્ય આશિર્વાદ આપી, સ્નાન કરી પ્રસાદ લેવાની આજ્ઞા કરી, એટલે ભાઇ બેને પ્રસાદ લીધો, અને ગુરૂમહારાજને દંડવત્ કરી ત્યાંથી નીકળ્યાં. રાજસિંહ સરખો બાંધવ રક્ષક હોવાથી, ચંદ્રાવતીને ભિલ્લણનો વેશ લેવાની જરૂર નહતી. ચંદ્રાવતી રાજસિંહની સાથે પ્રથમ ઉદેપુર ગઇ. ત્યાં સ્વજન બાંધવોને મળી, અને પછી જોધપુર તરફ ચાલી ગઇ. જોધપુરમાં જતાં જ રાણીએ પોતાના અમાત્ય પ્રતિનિધીઓને બોલાવી, ગુરૂમહારાજની આજ્ઞા કહી સંભળાવી. આ સર્વ નવીન પ્રકાર જોઇ પ્રથમ તો સર્વ કોઇને આશ્ચર્યજ લાગ્યું. ચન્દ્રાવતીએ આજસુધી જોધપુરની પ્રજાને બીલકુલ ન દુભવતાં, તેમજ બાદશાહને પણ તે ઉપર ચઢી આવવાનો બીલકુલ જ પ્રસંગ ન આપતાં રાજ્ય ચલાવ્યું હતું, તે આજ એકાએક આમ શું થઇ ગયું? પોતાના સૈન્યને, બાદશાહની વિરૂદ્ધમાં અને ઉદેપુરવાળાની મદદમાં મોકલી આપવા રાણીજીને કયાંથી સૂઝયું? રાજસિંહે રાજસ્થાનનાં સર્વ રાજ્યો ઉપર પત્રો લખી મોકલ્યા છે એવી બાતમી તો જોધપુરમાં પહોંચી ગઇ હતી જ અને તે પ્રમાણે સર્વ ક્ષાત્રબળને એક વખત એકત્ર કરી, બાદશાહને રાજપૂતોના હાથ કેવા છે, તે દેખાડી આપવાનું, રાજસ્થાનના નાના મોટા વીરોના મનમાં આવી રહ્યું હતું જ. ચન્દ્રાવતીનો જેણે આમ છેક જ છળ કર્યો, તેના ઉપર વેર વાળવાની તક મળી આવે તો લીધા વગર રહેવું જ નહિ એમ સર્વ કોઇને થઇ તો રહ્યું હતું જ. તેથી રાણીજીનો આ હુકમ સર્વ કોઇને મન માનતો થઇ પડયો, અને પોતે રાજસિંહને સહાય આપવા એકકે પગે તૈયાર થઇ રહ્યા છે એમ જણાવી, લશ્કરની તૈયારી કરવા લાગ્યા.

આમ રાજસિંહના પત્રથી સર્વ રાજપૂત વીરોની વીરશ્રી ઉશ્કેરાઇ રહી હતી. જ્યાં ત્યાં એમ જ વાત ચાલવા માંડી કે બાદશાહની ખોડ ભાંગ-

વાની આ ઘણી જ સારી તક છે, એમ વિચારીને સર્વ કોઇ પોતપાતાની તૈયારીમાં લાગી ગયા. આમ ચારે તરફ તૈયારી થઇ રહી છે એવી વાત રાજસિંહને કાને આવતાં એનું હૃદય ઉત્સાહથી ફુલાઇ ગયું, તેથી તેણે વળી એક બીજો પત્ર બધાને લખી મોકલ્યો.

"નરવીરો! મારા પહેલા પત્રને માન્ય કરી તમે સર્વ ક્ષાત્રકુળની લજ્જા રાખવા દૃઢ નિશ્ચય ઉપર આવી ગયા છો એ સાંભળી મને વિલક્ષણ સ્ફુરણો ઉભરાઇ આવ્યાં છે. વિજયસિંહ મહારાજ તરફ જેમ જલદી મદદ જઇ પોંહોંચે તેમ સારૂં, એમ ધારી પહેલો હું તો મારૂં લશ્કર લઇને આગળ જઇ પહોંચું છું. રૂપનગરને ઘેરીને હાલમાં જે મુગલો બેઠા છે તેમના પુરતું તો મારૂં લશ્કર છે જ. પણ વખતે, દિલ્લીથી બાદશાહની વધુ કુમક આવી પહોંચી, તો હું પંચાતમાં આવી પડું માટે આશા રાખું છું કે આપ સર્વે મારી પુંઠ પકડશો જ. એક જ વખત એને રાજપૂતનાં કાંડાનો સ્વાદ ચખાડશો, એટલે પછી એ રાજપૂતોના સામું જોવાનું ભુલી જશે. રજપુતાના કયાં સૂધી શાંતી પકડી બેસી રહેશે? એની શાંતિને પણ કાંઇક મર્યાદા જોઇએ. રજપૂતોની વહાલી વહુ દિકરીઓને મુગલો હાથ પકડીને લઇ જશે, અને રાજપૂતો શું તે જોયા કરશે? ઉન્મત્ત બાદશાહને તેના કૃત્યનું પ્રાયશ્ચિત્ત, તેનાં જ માણસોનો ભોગ આપી, નહિ કરાવીએ ત્યાંસૂધી એની ઉન્મત્તતાનું યોગ્ય ફળ તેને મળનાર નથી. રાજપૂતોની વહુદીકરીઓ સૂધી હાથ લંબાવનાર મુગલોને, રાજપૂત વીરો ટુકડે ટુકડા કર્યા શિવાય છોડતા નથી, એમ એની ખાત્રી..."

આવેશમાં આવી ગયેલા રાજસિંહથી પત્ર પુરો થઇ શકયો નહિ તેથી અધુરો જ મોકલી દઇ, પોતે પોતાનાં માણસો લઇ નીકળી પડયો.

## પ્રકરણ ૩૭ મું.

—:o:—

### ઔરંગઝેબની તૈયારી.

વાંચનારના જાણવામાં તો આવી જ ગયું છે કે સાદતખાને કેવી યુક્તિ અને પ્રપંચ રચી વિજયસિંહને ફસાવવા તૈયારી કરી હતી, પણ સાદતખાનને ખાત્રી નહોતી કે આપણી યુક્તિમાં જય મળશે જ. વધારે મદદની માગણી કરવા, મુગલ સરદારે બાદશાહ તરફ પત્રો રવાના કરી દીધા હતા. બાદશાહને જણાવ્યું હતું કે પ્રસંગ એવો અગવડનો આવી પડેલો છે કે વધુ મદદ વિના વિજયની આશા રાખી શકાતી નથી. આવી રીતના પત્રો લઈ વિજયની દુરાશાવાળા સાદતખાન તરફથી દિવસમાં બબ્બે વખત

જાસુસો દિલ્હી તરફ છુટતા હતા. બીજી તરફથી રાજસિંહની તૈયારીઓના બાદશાહને સમાચાર મળી ચુક્યા હતા. દિલ્હીમાં રહેતા રજપૂત રાજાઓ તરફ આવતા પત્રોમાંથી એકાદ બે બાદશાહના હાથમાં જઇ ચડયા, એટલે પછી શી બાકી રહે? રૂપમતિ પ્રતિ દ્વેષ અને ઇર્ષાનો પ્રથમ ઉદ્‌ભવ કરનાર ઉદેપુરી બેગમના મનથી તો હમણાં તે દ્વેષ અને ઇર્ષા જતાં રહ્યાં હતાં. પણ બાદશાહ ઔરંગઝેબ પકડેલી હઠ છોડવો નહતો. બાદશાહે જાણ્યું કે જ્યાંસૂધી ઉદેપુરવાળા રાજસિંહને આપણે ઠેકાણે આણ્યો નથી ત્યાંસૂધી કોઇ પણ રજપૂતને નમાવ્યો નથી એમ જ થયું. જેમ જેમ આપણે ઠંડા થઇને બેઠા છીએ તેમ તેમ રાજસિંહ વધારે ગમચાં ગણે છે. માટે એક વખત તો આપણા આખા સૈન્યનું બળ એકઠું કરી એને દબાવી દેવો જ જોઇએ. અને જો એકવાર એમ થઇ ગયું તો પછી આખા રજપુતાનામાં કોઇ એવો માનો પુત નથી રહેવાનો કે જે આપણા સામું માથું ઉંચું કરી શકે. જ્યાંસૂધી એને એમ ગમચાં ગણતો રહેવા દઇશું ત્યાંસુધી એ બીજા પણ રાજપૂતોને ચીટવી આખા રાજપુતાનામાં મોટો ઉત્પાત નહીં કરે એનો શો નિયમ? બાદશાહના હાથમાં આવેલા પત્રોમાં કેટલાંક વાક્યો તો એવાં હતાં કે, એનું કાળજું જ કાપી નાંખે, અને ભોગજોગે બન્યું પણ તેમ જ. એ ઉપરથી હવે તો એણે એવો દૃઢ નિશ્ચય કર્યો કે, આ વખતે તો ખાસ એને મોટી યાત્રા આપવી, અને તે એવી તો આપવી કે આપણે જ તેના હકીમ બનીને ગયા વગર તેની અસર ઉતરે જ નહિ. આ વખતે જો આપણે આખા લસ્કરનો ઉપયોગ નહિ કરીએ તો વિજયની આશા થોડી જ છે. બાદશાહે ધાર્યું કે, આપણે જ જો વચ્ચે ન પડીએ તો ખચિત એ કન્યા રાજસિંહના હાથમાં જવાની જ, પછી આપણે લીધેલી પ્રતિજ્ઞાનો કાંઇ જ અર્થ રહેવાનો નહિ. પછી તો બધું હિન્દુસ્તાન, પોતાને ગમે તેવું વર્તન ચલાવશે, માટે આ વખતે શા માટે સુસ્ત થઇને બેસવું.”

રાજસિંહ તરફ મોકલેલા પત્રમાં રૂપમતીએ બાદશાહને કાગડો અને જંબુક કહી તેની મશ્કરી કરી હતી, એ ઉપરથી તો એને ઘણું જ લાગી ગયું હતું. તેમ રાજસિંહે પણ પોતાના જવાબમાં, પોતે બાદશાહની વચ્ચે ન પડવાના નિશ્ચયને દૂર મુકી, બાદશાહની કાંઇ પણ બ્હીક ન રાખતાં, વિજયસિંહની મદદે એકદમ ચડી જવાનો, પોતાનો નિશ્ચય જગજાહેર કર્યો હતો, એટલું જ નહિ પણ બીજાઓને પણ પોતાનું અનુકરણ કરવા ઉશ્કેર્યાં. એ જોઇને તો ઔરંગઝેબને ઝાળ જ ઉઠી રહી હતી. મનુષ્યને એકાદા કાર્યમાં વિફળ થવાથી કે અપયશ મળવાથી કાંઇ એટલું બધું લાગતું નથી. પણ જ્યારે પોતાનાથી હલકી પ્રતિનો, કિંબહુના, ઘણાક

દિવસ સુધી પોતાની સાથે ઉદાસીનપણાથી જ વર્તનાર માણસ જ્યારે એકાએક પોતાના વિરૂદ્ધ પડી, પોતાનું જ પાણી ઉતારવા, અથવા પોતાને ખાસ મળનારી વસ્તુને પ્રાપ્ત કરવા જતાં જ વચ્ચે વિઘ્ન નાંખી ઝુંટાવી લેવા આવે ત્યારે તેના જેવું બીજું દુઃખકર માણસને શું છે? ઔરંગઝેબ જાતે જ રૂપનગર ગયો હોત, અને પરાજય પામી પાછો ફર્યો હોત, તો એને એટલું બધું ખોટું લાગત નહીં. પણ પોતાનો એક માંડલીક, આજે પોતાના જ સામો ઉઠીને, પોતાને જ માટે ધારી રાખેલી વસ્તુનો આવી રીતે ઉપહાર કરી જાય, કિંબહુના, હાથમાંથી ઝુંટાવી લઇ જાય, એ તો ઔરંગઝેબને અસહ્ય થઇ ગયું હતું. રૂપમતીને પકડી લાવી, પોતાના જનાનામાં ધાલવી, યા તો ઉદેપુરીનો ઉપમર્દ કરેલો હોવાથી તેની જ પાસે એની ધેડફજેતી કરાવવી, અગર ઉદેપુરીની મરજીથી તેને મસાઉદ સાથે પરણાવી દેવી, આવો બાદશાહનો ઘણા દિવસથી વિચાર ચાલતો હતો. તે નિશ્ચયના આડે, રાજસિંહ જેવો એક ક્ષુલ્લક રાણો આવે એ તેનાથી કેમ જ સહેવાય? આવા દુસ્સહ જ્વાળાઓથી ઔરંગઝેબ એકદમ પ્રજવળી રહ્યો હતો. તેને કાંઇ જ સૂઝતું નહોતું. ફોજની સ્થિતિ તો કેવી હતી તે તો ઉપર જણાવવામાં આવીજ ગયું છે. એટલે એને બરાબર જમાવ કરવાની ફિકર આવી પડી. શું કરે? તે વખતનું મુગલાઇ સૈન્ય કાંઈ જેવું તેવું નહોતું. બાદશાહી લશ્કર જ્યાં જઇ પડે ત્યાં જાણે એક મોટું ગામ વસી રહેતું. એક મોટું શહેર વસાવવાને જોઇએ તેટલી સામગ્રી એ સૈન્ય માટે ભેગી કરવી પડતી હતી, અને તેથી આસપાસનાં પાંચ પચીસ ગાઉ સુધી ફરતાં ગામોમાં તો જાણે દુષ્કાળ જ પડયો હોય એમ થઇ જતું હતું. લશ્કરને જોઇતી વસ્તુઓ ગમે ત્યાંથી પણ આણીજ આપવી પડતી. તે જો ન આવી મળે તો આજુ બાજુના લોકો લુંટાયા વગર પણ રહેતાં નહોતા. કોઇ પણ વસ્તુ લશ્કરનું માણસ માગે તો તેને ગમે તે પ્રકારે આણી આપ્યા વગર છુટકો જ નહીં; અને ન મળી કે પાસેનું ગામ તો ઉજ્જડ થવાનું જ. લશ્કરનાં માણસોમાં દયા અને માયાનો તો છાંટોએ ક્યાંથી હોય? લશ્કર જ્યાં ગયું ત્યાં મારઝુડ અને લુંટફાટ તો ચાલવાની જ. પણ આવી રીત રજપુતાનામાં ચાલશે નહિ. રાજપૂતો તેવા વર્તનથી કેવળ વિરૂદ્ધ હતા; અને મુગલોની આવી રીત તેમને બીલકુલ પસંદ ન હતી. રાજપૂતો હવે એ રીત ચલાવવા દેવાના નથી. રાજસિંહે હવે રાજપૂતોનાં અંતઃકરણને, આ વર્તનની વિરૂદ્ધ પડવા, તૈયાર કરી મૂક્યાં હતાં; એટલે કાંઇ પણ સૌમ્યોપચારની જરૂર હતી. તેથી આવી ડંડેલી કેમ ફાવવા દે? આમ સૌમ્યપણે સર્વ રીતના વિચાર કરી, બાદશાહે પોતાના

લશ્કરી અમલદારોને બોલાવ્યા, અને તેમને લશ્કરની જલદીથી તૈયારી કરવા કહી દીધું. વખત ઘણોજ થોડો હતો. એટલે ઉતાવળ કરવાની જરૂર હતી. ઠંડા થઇને બેસી રહ્યે કામ થાય એમ નહોતું, એમ વરદી ફેરવી દઇ, બાદશાહ પોતે ઉદેપુરીના મહેલ તરફ ચાલ્યો. હમણા તો ઉદેપુરી સિવાય, બીજા કોઇનું પણ મ્હોં બાદશાહને ગમતું નહોતું. ઉઠતાં ને બેસતાં ઉદેપુરી જ. અને આજનો પ્રસંગ તો એને જ પુછીને જવા જેવો હતો. એને માટે તો આ મોટો ભગીરથ પ્રયત્ન આરંભાયો હતો. એટલે એજ ઉદ્દેશથી બાદશાહ ઉદેપુરીના મહેલમાં ગયો હતો. મહેલમાં જતાં જ જુએ છે તો બેગમ ઘણી જ ગભરાઇ ગયેલી જણાઇ. બાદશાહને આવતો જોઇને તે બોલી ઉઠી. "મારી નવીન દાસી ઇંદિરાને કયાં લઇ જઇને નાંખી છે? એનું શું કર્યુ? તે પહેલાં કહો, એણે મને કેટલાંએ સંકટમાંથી બચાવી છે, અને મારે એને છુટી કરવી હતી, તે તો એક બાજુ રહ્યું. પણ આ તો એને જ કોઇ ઉઠાવી ગયું છે, અને બીચારીનો જીવ જોખમમાં આવી પડયો છે. મને ખબર જ હતી કે એના ઉપર કાંઇ પણ ભયંકર વિઘ્ન આવી પડનાર છે. એણે મારો પક્ષ લીધો એટલે તેનું વેર કોઇ પણ વાળવાનું જ. અને જો તેમ નહીં થયું હોય તો એના રૂપ અને ગુણને જોઇ ગમે તેની પણ દાનત બગડી હશે. આ તે કાંઇ અમારૂં જનાનખાનું છે? આ તો એક યમપુરી જ થઇ રહી છે. એમાં જે કોઇ આવીને પડયું તે સુખે રહેવા પામે છે? કે સુખે બહાર પણ જવા પામે છે? બોલોને, કોણ એને લઇ ગયું છે? એનું શું કર્યુ? કેમ કાંઇ બોલતા નથી? તમે તો કાંઇ લઇ નથી ગયાને?"

બાદશાહ તો સાંભળીને સ્તબ્ધજ બની ગયો અને બોલ્યો, "તું કહે છે શું? ઇંદિરાને કોણ લઇ ગયું? આ થયું શું? મને તો એમાં કાંઇજ સમજણ પડતી નથી. હું તો હવે રૂપનગર ઉપર સ્વારી કરવા જાઉં છું, અને તારે સાથે આવવું છે કે કેમ? એ તને પૂછવા આવ્યો છું, એટલામાં તો આ વરઘોડો? ઇંદિરા કયાં હતી? કયાંસુધી હતી? કયારથી જણાતી નથી? એટલું તો જરા મને ફોડી પડીને કહે તો એની શોધ કરીએ. બરાબર વાત સમજ્યા વગર તેનો રસ્તોએ શી રીતે નીકળી શકે?"

બેગમ—"કાલે હતી, અને તે રાત સુધી તો મારી પાસે જ હતી. અહીંથી જઇને પોતાના પલંગપર સુતી, સવારે જોઉં છું તો પત્તો જ નથી. કોઇ પણ એને ઉઠાવી લઇ ગયું છે એમાં શક નહિ. મને બધુંએ ખબર છે; કોણ લઇ ગયું અને શામાટે લઇ ગયું તે."

બાદશાહ "તું શા ઉપરથી કહેછે કે એને કોઇ પકડી લઇ ગયું? એ

જાતે ક્યાં ઓછી હીકમતી છે? જાતે જ નાશી નહીં ગઇ હોય એમ કેમ ન કહેવાય? આટલા દિવસ અહીં રહી હતી તે શું સુખ સમાધાનથી જ અને રાજી ખુશીથી રહી હતી કે? એતો એજ, મને તો નાશી ગઇ લાગે છે.”

બેગમ–છટ, છટ, હવે એ આવી રીતે ચુપકીથી નાસી જાયજ નહિ. કોઇ પણ એને દુષ્ટ બુદ્ધિથી જ લઇ ગયું છે. ગમે તેમ કરી એનો પત્તો લગાડી આપવો જ જોઇએ. નહિ તો પછી હું પણ જીવવાની નથી. વાહરે વાહ, શું એક નિષ્ઠ અને દ્રોહી?”

બાદશાહ–“ત્યારે હવે તો તારી માનીતી દાસીને શોધી લાવી તારે સ્વાધીન કરવી, એજ હવે મારે કરવાનું કેમ? મારે કાંઇ બીજો ધંધો છે? ત્યારે હવે આ સ્વારીઓ અને લડાઇઓની કડાકુટ મુકી દઇને જનાનખાનાનો કારભાર કરવા બેસું? દાસી તે શું, અને વળી કોઇ ઉઠાવી ગયું ને શું? જવા દે, ગઇ તો છો ગઇ. એને બદલે રૂપનગરની રાજ્ય કન્યા હમણાં જ લાવીને તારે સ્વાધીન કરી આપું પછી કાંઇ? આજથી ત્રીજે દીવસે અહીંથી નીકળી, દર કૂચ દર મુકામ કરતો એકદમ ત્યાં પહોંચી જાઉં છું. બોલ, ત્યારે, તું મારી સાથે આવવાની છું કે અહીં રહેવાની છું?”

બાદશાહના આવા શબ્દો સાંભળી બેગમ જરા હસી ખરી. બાદબાદશાહના કેવા મિજાજ વખતે પોતે કેવી રીતે વર્તવું એ ઉદેપુરી સારી રીતે જાણતી હતી. બેગમને ખાત્રી હતી કે આ વખતે જો કાંઇ વાંકું ચુકું બોલીશ તો અહીં જ પડી રહેવાનો વારો આવશે, અને બાદશાહ દિલ્લીમાં ન હોય ત્યારે પોતાની સ્થિતિ સારી રહેવાની જ નહી. બાદશાહ જરા પણ દૂર ગયો કે પોતાની કટ્ટી દુશ્મન રોશનઆરા, કયે વખતે કેવો પ્રસંગ આપણા ઉપર ગુજારશે તેનો શો નિયમ! ઉદેપુરીને આ બધી ખબર પડી રહેલી જ હતી. અને ખાત્રી હતી કે રોશનઆરા જરા હલકી પડ્યા છતાં પણ એ મહામાયાના ખપ્પરમાં પોતે આવી પડી તો, ખુન થયા વગર રહેનાર નથી. અને એમ કરતાં સુધી રોશનઆરા ચુકે પણ નહીં જ. એટલે બાદશાહ ત્રણ દિવસમાં જવાનો છે એમ સાંભળી પોતે બોલી–“શું, રૂપનગરની સ્વારીમાં આપ જાતે જ જવાના છો? ત્યારે એટલી પણ કામગીરી સાદતખાનથી થઇ શકી નહીં?”

બાદશાહ–“ના, ન થઇ શકી. આજ એવો વખત આવી ગયો છે કે, એને એકલાને ત્યાંના મોખરાપર રાખવામાં સાર નથી. પેલા વિજયસિંહની છોકરીને મારા હાથમાંથી છોડાવી લેવા આજે આખું રજપૂતાના તૈયાર થઇ ગયું છે. બધા રાજપૂતો એક થઇ જઇ એના ઉપર ચડી આવે તો એના એકલાનું બીચારાનું શું ગજુ? માટે આપણે પણ જવું જ જોઇએ.

બાજી બગડી ગઇ છે. રૂપનગરની રાજ્યકન્યાને જ પકડી લાવવી એટલું કામ હવે કરવાનું છે એમ નથી. પણ હમણાં બાદશાહીની લાજ સાચવવાનો વખત આવી ગયો છે. માટે જ તને કહું છું કે તું મારી સાથે તો આવીશ ને?

બેગમ—હા ત્યારે, જ્યાં આપ ત્યાં હું. આપ અહીં ન હો અને હું આ યમપુરીમાં રહું એ બને જ નહીં. અને રહું પણ શી રીતે? એક તો આપ નહીં એટલે મને ચેન જ પડે નહીં, તેમ બીજું એ કે આપ અહીં ન હો તો કોણ, મારી શી વલે કરે, તેનો કાંઇ નિયમ છે? એતો શું પણ મારા નખનોએ તમને પત્તો લાગવા દે નહીં."

બાદશાહને પણ ઉદેપુરીનું બોલવું સાચુ લાગ્યું ખરૂં. બાદશાહને પોતાની બ્હેનના દુષ્ટ સ્વભાવની ખબર જ હતી, એટલે એ પણ જાણતો હતો કે એ થંનું શું કરી નાંખે એમાં પણ શક નહિ. બાદશાહનો ઉદે-પુરી ઉપર પૂર્ણ પ્રેમ હતો તે તો આપણે આગળ જણાવી જ ગયા છીએ; એટલે બાદશાહને પણ એના વગર ચેન પડે નહિ—ઉદેપુરીને એકલી મુકીને જવાનું તો બાદશાહને સ્વપ્નુએ ન આવે. ઉદેપુરી ભોળી અને ગરીબ હતી. એનામાં કાવાદાવા, લુચ્ચાઇ કપટ વગેરેનો અંશે નહોતો. આ જગતનો એક એવો નિયમ છે કે, મનુષ્યો ગુણે અને સ્વભાવે વિરોધી છતાં પણ પરસ્પર પ્રેમ બાંધે છે. ઔરંગજેબ સ્વભાવે કપટી, ખટપટી, લુચ્ચો, દુષ્ટ અને બેવફા હતો; અને આ જ દુષ્ટ ગુણોના જોર ઉપર જ એણે રાજ્ય પ્રાપ્ત કર્યું હતુ; તેમ રાજ્યનો ટકાવ તથા વૃદ્ધિ પણ એ જ ગુણોના પ્રતાપે કરી શકયો હતો. પોતાના શત્રુને અથવા ન ગમતા માણસને પોતાના માર્ગમાંથી દૂર કરવાની જે યુક્તિ પ્રયુક્તિ એ રચી શકતો તે પણ એ જ ગુણોનો પ્રતાપ હતો. ઉદેપુરી બેગમ એથી ઉલટી જ હતી. બેગમ સ્વભાવે કેવળ સાદી અને ભોળી હતી, છક્કાપંજામાં તો બીલકુલ સમજતી જ નહિ. અંતઃકરણ કેવળ પ્રેમાળ, અને અંતરમાં એક હોય અને બહાર બીજુ જ દેખાડવું એ તો એ સમજતી જ નહોતી. અવગુણ કહી શકીએ તો માત્ર એટલો જ હતો કે, તે મહત્વાકાંક્ષા મર્યાદા જ જાણતી નહોતી, અર્થાત્ અપરિમિત હતી. આજ અવગુણને લીધે ખ્રિસ્તિધર્મમાં જન્મ લીધા છતાં બેગમ થઇ શકી હતી. તે બેગમ બની ત્યારથી જ ઔરંગજેબનો નિઃશેષ પ્રેમ એના તરફ ઢળી ગયો. પ્રતિનિષ્ઠા જે સ્ત્રીઓનો સર્વોત્તમ ગુણ છે, તે આ સ્થિતિમાં પણ ઉદેપુરીમાં સર્વાંશે કાયમ જ હતો. જનાનખાનામાં પણ પોતાના પક્ષને આગળ આણવાની મહત્વાકાંક્ષા હજી તેનામાં હતી જ; પણ એમ કરવામાં અનન્વિત કૃત્યો કરવાની આવશ્યકતા તેના જાણવામાં જ્યારથી આવી ત્યારથી જ તે તેનાથી પરાવૃત થઇ બેઠી હતી. પોતાના અધિકારની આડે જ્યાં સુધી કોઇ આવે

નહિ ત્યાંસુધી પોતે પણ બીજાના અધિકારની વચ્ચે પડવારૂપ ભાંજગડમાં પડતી જ નહિ. ઉદેપુરીના આ અત્યુત્તમ ગુણથી જ આજ સુધી બાદશાહનું ચિત્ત એના તરફ ચોંટી રહ્યું હતું, અને તે એટલે સુધી કે બાદશાહ કોઇ દિવસ પણ ઉદેપુરીની મરજી તોડી શકતો નહતો. ઉદેપુરીને ખિન્ન અને મ્લાન જોવી બાદશાહને અતિ દુર્ઘટ થઇ પડતું હતું. બીજું એક એ પણ કારણ હતું કે, ઉદેપુરી કદી પણ રાજ્યકારણોમાં ડબકાંડોળ કરતી નહિ; અને તેથી અનેક પ્રકારની રાજ્ય ખટપટોથી કંટાળીને બાદશાહ જેવો ઉદેપુરીના મહેલમાં આવે કે તરત તેનું મન પ્રસન્ન થઇ રહેતું હતું. ખરું સ્વાસ્થ્ય તો બાદશાહને ત્યાં જ મળતું હતું. બાદશાહના શરીરમાં જે જે અવગુણ હતા તે ઉદેપુરીમાં નહોતા, તેમ જે ગુણ ઉદેપુરીમાં હતા તે બાદશાહમાં નહોતા, એટલે આ જ તેમના પ્રેમનું મુખ્ય કારણ હશે.

બાદશાહે જવાની વાત કાઢતાં જ ઉદેપુરીનું ચિત્ત ઇંદિરામાંથી ખસી જઇ બાદશાહની જોડે તેડી જવાનું જ કહેવામાં લાગ્યું. તે બોલી, "હું તો તમારી સાથે આવીશ, પણ મારી ઇંદિરાની તપાસ કરવા તમે કાંઇ તજવીજ કરો છો કે નહિ? એને પણ આપણી સાથે લેઇ લેત, અને ન તેડો તો કાંઇ નહિ, પણ એની શોધ તો કરવી જોઇએ જ."

બાદશાહ–"હમણાં વખત એવો બારીક અને વિકટ આવી પડ્યો છે કે, દાસીની શોધ કરવા બેસાય એમ નથી. આપણે જલદી જઇ નહિ પહોંચીએ તો રૂપમતી હાથથી ગઇ જાણજે. એટલું જ નહિ, પણ આખું રજપુતાના આપણાથી વિરૂદ્ધ થઇ પડવાનું; માટે હમણાં તો જેમ બને તેમ જલદીથી જઇ જ પહોંચવાનું છે. દાસી એટલે શું? એક ગઇ તો બીજી મળશે. એ તો તને છેતરીને નાસી ગઇ હશે. તું તો ભોળી છે એટલે તને છેતરતાં વાર શી?"

આમ બોલી ઉદેપુરીનું જરાતરા સમાધાન કર્યું. ઉદેપુરીને હમણાં તો ચુપ થઇને બેસી રહ્યા શિવાય છુટકો ન હોતો. બેગમને ખાત્રી થઇ કે, રોશનઆરા જ ગમે તે દગો કરી ઇંદિરાને નસાડી લઇ ગઇ અને હવે ઇંદિરાનું મ્હોં આપણે ફરી જોવા પામીશું નહિ. આજ સુધી આમ કેટલાંએ માણસો એણે ગુમ કરી દીધાં છે અને તેનું નામ કે નિશાન કાંઇ પણ મળવા દીધું નથી, એટલે ઇંદિરાની પણ એ જ દશા થવાની. પણ એ ખરૂં કે કેમ? અને જો ખરૂં હોય તો આપણે એના હાથમાંથી શી રીતે છોડવી લાવવી, તે ઉદેપુરીને કાંઇ જ સુઝે પડે નહીં. પછી તેણે બાદશાહને પુનઃ વિનતિ કરી કે, 'ઇંદિરાનો કાંઇ પણ શોધ તો કરવો!' પણ બાદશાહ શાનો શોધ કરે? અને ઇંદિરા ઉપર

તે ક્યાંથી એટલો પ્રેમ હોય કે એની એટલી જરૂર વિચારે? ત્રીજે જ દિવસે દિલ્હી છોડી જવાનું હતું, એટલે ઉદેપુરીનું પણ મન એ તરફ જરા ઓછું થવા લાગ્યું. બિચારી ઇંદિરા ક્યાં ગઇ હશે, કોણે ફસાવી હશે, અને એની ત્યાં શી દશા હશે, એ વિચાર તો બેગમને આવ્યા જ કરતો. એની અવદશા થતી હશે, એનો પ્રાણ લેવાવાની તજવીજ ચાલતી હશે, આવા આવા વિચારો આવતાં ઉદેપુરી નિઃશ્વાસા મુકવા લાગી. બેગમનો બીજો દિવસ તો આખો સ્વારીમાં સાથે કોને કોને લેવાં, શું શું લેવું, તેની જ બાંધછોડમાં ગયો.

ત્રીજે દિવસ ઉગતાં જ ઔરંગજેબનું લશ્કર ખરેખર તૈયાર થઇ બહાર નીકળ્યું. બાદશાહે એવો હુકમ કહાડ્યો હતો કે, દિલ્હીથી વીસ ગાઉ જતાં સુધી વચમાં બીલકુલ મુકામ કરવો નહિ. ઔરંગજેબનું સૈન્ય, તેમ જ ઔરંગજેબની છાવણી એ કેટલાં મોટાં અને વિશાળ હશે તેનો ખ્યાલ ભાગ્યે જ કોઇને આવી શકે. આ છાવણીનું યથાસ્થિત વર્ણન આગળ એક પ્રકરણમાં વાંચનારને જણાવીશું. એક ફ્રેન્ચ ગ્રંથકર્તાએ તેના લશ્કરનું વર્ણન કરતાં જણાવ્યું છે કે:—

"ઔરંગજેબની છાવણીમાં માણસો કેટલાં હશે એવું જો કોઇ પૂછે તો તેનો ચોકસ આંકડો તો કાઢી આપવો કેવળ અશક્ય જ. અજમાયશ પ્રમાણે એક લાખ ઘોડા ઉપર બેસનારા, તથા આશરે દોઢ લાખ જનાવરો હતાં, આમ કહીએ તો કાંઇ અતિશયોક્તિ કહેવાય નહિ. આ જનાવરોમાં ઘોડા, ખચ્ચર, અને હાથીને ગણ્યા છે. આ શિવાય આશરે પચાસેક હજાર ઊંટ હશે ખરાં, તેટલા જ બળદ અને બીજાં ભારદારી જનાવરો હશે. છાવણીમાં બજાર માંડવા સારૂ વેપારી લોકો પોતાનાં બરાં છોકરાંને લઇને જ સાથે આવતા. નોકર ચાકરોનું તો પૂછવું જ શું? એક એક સ્વારને ત્રણ ત્રણ નોકર! કેટલાકનો મત એવો હતો કે, આખી છાવણીની ગણત્રી કરી હોય તો શુમારે ચાર લાખ માણસ તો સહેજ થાય. આખી દિલ્હીની વસ્તીનો અર્ધ ઉપરાંત ભાગ છાવણીમાં જતો એમ કહેવામાં અતિશયોક્તિ કહેવાય નહિ."

ઉપરના વર્ણનમાં જણાવ્યા પ્રમાણેની જ આ વખતે બાદશાહની છાવણી નીકળી હતી એમ નહોતું. માણસની સંખ્યા કદાચ તેટલી હશે. પણ તે બધાએ લડાઇના પ્રસંગમાં શત્રુ સામા થઇ શકે એવા તો નહોતા જ. આગળ એકાદ પ્રકરણમાં આપણે જણાવી ગયા છીએ કે, બાદશાહનું કેટલુંક લશ્કર તો દક્ષણમાં ચાલતી લડાઇમાં ગુંથાઇ રહ્યું હતું. એટલે આ વખતે દિલ્હીમાં લડાયક માણસો બહુ નહોતાં. પણ જે હતાં તે બધાને લડાઇ ઉપર લઇ જવાની ખાસ જરૂર હોવાથી, આ

વખતે બધાને જ લઇ લીધા હતા; એટલે જેના ઘરમાં કોઇ પણ ભાંગલુ તુગલુ હથીઆર મળ્યું અને બેસવાને ઘોડો મળ્યો કે થઇ ગયો લશ્કરમાં દાખલ, પછી લડાઇને મ્હોંએ જાઓ કે ન જાઓ, પણ છાવણીની મજા તો ઉડાવવા મળે જ મળે. આવી રીતે મજા ઉડાવવા પણ ઘણાક તો છાવણીમાં દાખલ થઇ જતા. તેમ આજે પણ મેળો ખુબ મળ્યો હતો. બાદશાહનો હેતુ પણ એવો જ હતો કે ગમેતેમ કરી શત્રુને બીવરાવી નસાડવા! તે ધારતો કે પોતાની સાથેના પ્રચંડ સૈન્યસાગરને જોઇ રજપૂતો કાંઇ કરતાં નાશી જાય; અને એમ નાઠા કે એમને દબાવવા. પણ આ હેતુ કયાંસૂધી સફળ થયો તે આગળ સમજાશે.

## પ્રકરણ ૩૮ મું.

### ઉદેપૂરીએ શું કહ્યું.

ત્રીજે દીવસે સૈન્યને આગળ વિદાય કરી, ચોથે દિવસે પોતે ખાસ મંડળી સાથે નીકળવાનો બાદશાહે વિચાર રાખ્યો હતો. હુકમ મળતાં જ લશ્કર ચાલવા લાગ્યું. બાદશાહે આગલે દિવસે સાદતખાનને સામા આવવા પત્ર લખી સાંઢણી સ્વાર સાથે મોકલી દીધો, તે પણ કેટલેક સૂધી આગળ નીકળી ગયો હતો. લશ્કર ચાલવા માંડયું તેને બીજે દિવસે, ત્રીજા પહોરને શુમારે, બાદશાહ પોતે તથા ઉદેપૂરી બેગમ અને બીજી ખાસ મંડળી, તેમ જ શાહનશાહના અંગરક્ષકો, એટલા જ પાછળ રહેલા હતા. લશ્કર એક વખત રસ્તે પડયું એટલે બાદશાહના મનને જરા નિરાંત વળી! પોતે કિલ્લાના એક અતિ ઉંચા બુરૂજપર જઇ, પોતાના વિશાળ સૈન્યસાગરનાં મોજાં તથા લહરીઓ, આકાશના વાંદળાને પણ ખસેડી નાંખે છે. એવું જોઇ, સંતોષ પામ્યો. બાદશાહ વિચાર કરવા લાગ્યો કે, "આવા મોટા દળની આગળ રાજસિંહ તે શા હીસાબમાં છે? તેમ વિજયસિંહ આ લશ્કરને જોઇ કયાંનો કયાંએ ભરાઇ જવાનો." આવા વિચારો એક પછી એક મનમાં આવતાં પોતે પોતાના મનમાં ગર્વ ધરી મુછે હાથ દઇ, વળી બોલવા લાગ્યો; "આવા મોટા સૈન્ય ઉપર પણ શું આપણી સત્તા? આપણા એક જ શબ્દે આટલા બધાને એકઠા કરી રજપૂતોના સામાં, માથું પહેલેથી હથેલીમાં મુકી, લડવા તૈયાર કરી દીધા છે, એ કાંઇ જેવી તેવી વાત છે? આપણી જોડે વેર બાંધનાર પેલો આજ કાળનો રાજસિંહ? મૂર્ખ રે મૂર્ખ! ખરેખર જ મૂર્ખ! અને ડોસો વિજયસિંહ પણ કેવો ગધેડો

છે!” આમ મનમાં આવતાં બંન્નેની અવગણુના કરી, પોતાના જ મનમાં ફુલાવા લાગ્યો, એટલું જ નહિ પણ આ બેમાંથી કોઇ પણ પરાજય પામી, આપણે શરણે આવ્યા, તો બન્ને જણને રાજ્ય ઉપરથી દૂર કરી મુકવા, ને આપણી ખાસ તહેનાતમાં જ રાખવા હુકમ કરીશું, એમ મનમાં ને મનમાં નિશ્ચય કરવા લાગ્યો. આવા લુચ્ચા અને શૂરા માણસોને વેગળા રાખવા ઠીક નહિ. વેગળા રાખ્યા તો શું ને શું કરી નાંખે તેપણ કહેવાય નહિ! આવા વિચાર કરતો, સેના સમુદ્ર દૃષ્ટિગોચરમાંથી બહાર જાય ત્યાંસુધી જોતો જ ઉભો રહ્યો. લશ્કરને જોઇને જે એક પ્રકારનો મનને આનંદ મળતો હતો, તથા જોવાથી ઉપર જણાવ્યા પ્રમાણેના જે વિચાર આવતા હતા, તેનાથી જે એક પ્રકારનો આનંદ મનને મળતો હતો, તે આનંદમાં જ તે તલ્લિન થઇ ગયો. બાદશાહ જાતે મોટો ધાર્મિક હતો. ગમે ત્યાં હોય, પણ નવાજ પઢવાની વખત થઇ કે, તરત ત્યાંને ત્યાં જ નવાજ સારૂ આસન વિગેરે મંગાવી, નવાજ પઢી, પછી જે કરવાનું હોય તે કરતો. પરંતુ આજ સેનાસાગરના નિરીક્ષણમાં, નવાજના વખતની પણ યાદદાસ્ત રહી નહીં. આ વિલક્ષણ દેખાવના મોહે સ્મરણ શક્તિને પણ મંદ કરી મુકી હતી.

જ્યારે બધું લશ્કર દૃષ્ટિ મર્યાદામાંથી બહાર ગયું, ત્યારે બાદશાહ ત્યાંથી પાછો વળ્યો. કેટલીક વારે તેને નવાજ સાંભળી આવતાં ત્યાં જ ઉભો રહી, વજુ કરવા પાણી, આસન વિગેરે મંગાવી નવાજ પઢવા લાગ્યો. નવાજ પઢી ઉઠયો કે નાસ્તાની વખત થઇ હતી, તેથી નાસ્તો કરી લઇ, લોકોની અરજો વિગેરે સાંભળી લેવા, તેણે દિવાને આમ તરફ જવાનો વિચાર કર્યો. મતલબ કે પોતે દિલ્લી છોડે ત્યાં સૂધી મળતા બધા વખતનો બરોબર જ ઉપયોગ કરવા, તેની ધારણા હતી. દિવાને આમમાં જઇ આવ્યો એટલે, પાછો નવાજનો વખત થયલો હતો જ, તેથી તે કામથી પરવારી લઇ, પોતાની પરમપ્રિય બેગમ ઉદેપુરીના મહેલ તરફ જવાના વિચારથી, બાદશાહ ચાલવા માંડયો. અને હવે બીજું કાંઇ જ કરવા જેવું રહ્યું નહોતું, તેથી ઉદેપુરીના જ મહેલમાં આખી રાત્રિ ગાળવી એમ વિચાર રાખ્યો હતો. પોતાની માનીતી દાસી એકાએક આમ ગુમ થઇ જવાથી, બેગમ છેક વિહ્વળ થઇ ગઇ હતી, તેથી તેના મનનું શાંત્વન કરવું જોઇએ, એમ ધારી બાદશાહ તુરત તે તરફ ગયો.

ઉદેપુરી બેગમે તો પોતાના ઘણાક નોકરો તથા દાસીઓને સ્વારીની તૈયારી સારૂ સામન ભેગો કરવા કામે લગાડી દીધા હતા. એક ખાસ દાસી, મસાઉદ તથા તેની સાથેનો એક ખાસ નોકર, એટલાં જ માણસો પાસે ઉભાં હતાં, તેને પણ હવે મહેલની બહાર મોકલાવી

દીધાં. અત્યારે, બેગમ એકલી જ, પોતાના રંગમહેલમાં, એક ઉંચી કારીગીરીવાળા કોચ ઉપર લાંબા પગ કરી, તકીયાને અઢેલી બેઠી હતી. મુખમુદ્રા અત્યારે જરા સચિંત લાગતી હતી. હાથમાં લીધેલા મોરપીંછના પંખાને પગના ઘુંટણપર રાખી, તેનાં પીંછા સાથે અમથી જ રમત કરી, શુન્ય દૃષ્ટિએ કોચ ઉપર પડી હતી. આ વખતે એના મનમાં શા શા વિચાર ઘુમતા હોવા જોઇએ, તે બરાબર જાણવું દુર્ઘટ હતું.

બે ચાર મહિને પણ માણસને એક વખત એવો આવી મળે છે કે, જ્યારે પોતાના મનના જ તરંગોમાં આનંદ માનતા, અન્ય સર્વ પદાર્થો પ્રતિ કેવળ જ અણગમો ઉત્પન્ન થઇ આવે છે. કોઇની સાથે બોલવું ચાલવું પણ તેને આ વખતે ગમતું નથી. આ વખતે ઉદેપુરી પણ તેજ સ્થિતિ અનુભવતી હતી. પોતાના રંગમહેલમાં અત્યારે તેણે બનતા સુધી માખી પણ રહેવા દીધી નહોતી. બેઠી બેઠી મનને ઉદાસ કરી મૂકે તેવા જ વિચારોનું—ચિંતન કરતી હતી. આવી સ્થિતિમાં બેગમ બેઠી-છે તેવામાં બાદશાહ રંગમહેલમાં આવી પહોંચ્યો. પ્રિયાને સચિંત વદને બેઠીલી જોઇ બાદશાહને થયું કે, એનું મન કાંઇક ઉંડા વિચારમાં પડી ગયું છે. સ્વાભાવિક સુંદર મુખ ઉપર ચિંતાની છાયા પણ પ્રસંગોપાત્ત પ્રિયજનને તો આનંદ જ આપે છે. તેથી બાદશાહ, ઉદેપુરીના ચિંતાગ્રસ્ત મુખથી પણ મોહ પામ્યો. ઉદેપુરી તો પોતાના જ વિચારમાં મશગુલ હતી, તેથી બાદશાહ, અંદર આવતાં આ સ્થિતિ જોઇ તટસ્થ બનીને ઉભો જ રહ્યો. ઔરંગજેબના મનમાં તો બીજાં ઘણાં કામના વિચાર ચાલ્યા કરતા હતા, પણ તે આ વખતે, ચકિત થઇ ઉભો રહ્યો. જે જે કામ કરવાનો વિચાર કરતો, તેના વિપરીત ફળને પ્રથમથી જ જાણી લેતો હતો. ગમે તેને જોયો કે તરત તેને માટે પ્રથમ તો વિપરીત અનુમાનો જ તેને આવવાનાં. ઔરંગજેબનો એવો જ સિદ્ધાન્ત હતો કે માણસ નામે જ ખરાબ. પરંતુ અત્યંત અધમ મનોવૃત્તિવાળા માણસને પણ કોઈ કોઈ વખત વિશ્વાસ અને પ્રેમનુ સ્થાન હોઈ શકે છે; એટલે તે સ્થાનની સમીપમાં તો તેની અધમવૃત્તિ અંદર જ દબાઈ જઈ, ઉન્નતવૃતિ જ બહાર નીકળી આવે છે. બેગમ ઉદેપુરી બાદશાહનું તેવું જ પ્રેમ અને વિશ્વાસનું સ્થાન હતી, એટલે બેગમના સાન્નિધ્યમાં જ્યાં સુધી એ રહેતો ત્યાં સુધી એનું મન પણ શુદ્ધ અને સાત્વિક બની જતું હતું. બાદશાહને એમ જ થયા કરતું કે, કેટલીવાર એના સામું જોઇ રહું અને બોલ્યા જ કરૂં. તેને ખબર પડી ચૂકી હતી કે માંદગીના વખતમાં બેગમે આપણાં દર્શન માટે જ કેટલી મુસીબત ઉઠાવી છે, તેમ જ બ્હેનના જુલમમાંથી છોડાવવા એણે કેટલા પ્રયત્ન કર્યાં

છે, તેમ એને કેટલું સહન કરવું પડયું છે. આથી બાદશાહનું મન દિવસે દિવસે ઉદેપુરી તરફ અધિક જ લાગેલું હતું.

બાદશાહ કેટલીક વાર સુધી એમને એમ સ્તબ્ધ ઉભો રહ્યો. બેગમ તો તટસ્થ થઇને બેસી રહી. છેવટે, કાંઇ પણ એની ગમ્મત કરવી એમ ધારી બાદશાહ ધીરે ધીરે ચોરની પેઠે ચાલતો ગાલીચા ઉપર ગયો, અને મેંદીની પણ જેને જરૂર પડતી નહોતી, તેવા સુરખીવાળા પગ ઉપર ગલીપચી કરતો હોય, તેમ આંગળીઓ ફેરવવા લાગ્યો. આંગળી લાગતાં જ જાણે ઉંઘમાંથી જાગી ઉઠી હોય, તેમ બેગમ સડાક લઇને સફાળી ઉઠીને બેઠી થઇ, ને બાદશાહને જોતાં લજવાઈ જઇને બોલી, "પ્રાણપતિ! આપના ચરણની દાસીએ પોતાના જ વિચારમાં મશગુલ થઈ જઈ, આપના પ્રતિ દુર્લક્ષ કર્યું છે, તે અપરાધની ક્ષમા કરવી જોઇએ. દાસીના અપરાધ માટે જે દંડ કરશો તે ભોગવવા તૈયાર છું."

ઔરંગઝેબ જરા સ્મિત કરીને બોલ્યો; "પ્રિયે! દંડ કરનાર જ દંડને પાત્ર હોય તો? પણ ઉદેપુરી, તું એટલી બધી શા વિચારમાં ગર્ક થઈ ગઈ હતી? છેક જ એકલી કેમ? એવી તે તને શું ચિંતા લાગી છે?"

બેગમ–કાંઈ નહિ મહારાજ! આખા ભરતખંડના બાદશાહના પ્રેમ છત્ર તળે બેસનારને તે ચિંતા શાની હોય? મને શાની કમીના છે? હું તો સ્વસ્થ જ બેઠી છું."

બાદશાહ–આમ ઉપર ઉપરનું બોલવાનો શો ઉપયોગ? મારાથી ગુપ્ત રાખે એવું તે તને શું દુઃખ અને શી ચિંતા થાય છે? પ્રાણાત્મા! બીલકુલ સંકોચ રાખ્યા" શિવાય જે હોય તે કહી દે!

બેગમ–"સંકોચ શાનો? પણ મારે જે વાત ફરી ઉચ્ચારવાની ન હોય, તે પાછી કહાડી શા માટે વિના કારણ આપને ત્રાસ આપવો? જે વાત મારા મનમાં આવ્યા વગર રહેતી જ નથી, તેને તે કહી શું કરૂં?"

બાદશાહ–એવી તે શી વાત છે, વહાલી?

બેગમ–પ્રાણનાથની પાસે એક વખત તો મેં વિદિત કરી જ હતી, એટલે હવે ફરી બોલવાની શી જરૂર છે? આપે ઉત્તર પણ આપી દીધો હતો કે, હમણાં એનો તપાસ કરવા જેટલો આપને વખત નથી. એટલે હવે ફરી તેનું તે જ શી રીતે આપને કહી શકું?

બાદશાહ–પ્યારી! આવું બોલવાની મેં તારી પાસેથી આશા પણ રાખી નહોતી; અને હવે મારે તને કહેવું જોઇએ કે એવું તું ફરી બોલીશ નહીં. આવા શબ્દો બોલનાર મને આ રંગમહેલની બહાર કેટલાં મળતાં

હશે,? એ લોકોની ઝુકીને કરેલી કુર્નીસ પણ ખોટી જ! એમના બોલવામાં જે બધો વિનય જણાય તે પણ ખોટો જ! અને મારા પ્રત્યે જે આદરબુદ્ધિ જણાવે તે તો ઉપરનાં બન્ને કરતાં હજાર વખત ખોટી જ! આજ જો મારા ઉપર કોઇ મોટો ભયંકર પ્રસંગ આવી પડે તો એજ ઝુકીને કુર્નીસો કરનાર બધા આનંદ જ માનવાના; અને જો એવા પ્રસંગમાંથી છટકી જવાનો માર્ગ ગમે એટલો કઠણ તે લોકોને લાગે, તો તે વિકટપણાનો લાભ લઇ મને પણ ત્રાસ આપવામાં આવું પાછું જુવે નહિ, એમ મારી ખાત્રી થઇ ચુકી છે. તું એવા શબ્દો બોલનારી નથી; કારણ તારે દેખાડવાનો પ્રેમ કાંઈ જુદો છે એમ નથી. તેથી જ આટલો વખત હું તારે ત્યાં રોકાઉં છું. તારે ત્યાં જેટલો વખત જાય છે તેટલો જ માત્ર મને સુખનો હોય છે, માટે તેટલું પણ સુખ લેવામાં શા માટે તું વિઘ્ન આણે છે?

આલમગીર આ બધું એવું તો અંતઃકરણપૂર્વક બોલ્યો કે જે સાંભળી ઉદેપુરી એકદમ તેને કંઠે વળગી બોલવા લાગી, "જહાંપનાહ! મારી ભુલ થઇ છે. ફરી આવા શબ્દો કદી ઉચ્ચારનાર નથી. મને ચિંતા થવાનાં બે કારણો મળ્યાં છે; એક તો એ કે મને ખરા અણીના પ્રસંગ વખતે જેણે પોતાનો પ્રાણ પણ વહાલો ન કરતાં, મારાપરનો આરોપ દૂર કરાવ્યો તે મારી ઇંદિરા આજ જીવતી હશે કે કેમ તેને માટે ચિંતાગ્રસ્ત છું એને કોઇએ મારી નાંખી કે શું? એ કયાં હશે? કોઇએ પણ એને જુલમથી પકડી જઈ એની કેવી દુર્દશા કરી હશે? અથવા તો એને જીવથી જ મારી નાંખી હશે કે શું? આવા જ વિચારો મનમાં આવ્યા કરે છે. બીજું કારણ એ કે—એ......કે...પણ નાથ! એ મારે મ્હોંડથી જ સાંભળવા કરતાં બીજા કોઇને મ્હોંડેથી સાંભળશો તો સારૂં થશે, મારે મ્હોંડેથી સાંભળવામાં આપને કાંઇને કાંઈ શંકાઓ આવી જશે, એટલો જ જરા ભય લાગે છે! કહો તો કહી બતાવું જે મારે કાને કેવી વાત આવી છે. ખરૂં પુછો તો આજ વાત આપના આગળ કહેવી કે નહિ તે જ વિચારમાં હું હતી. ઇંદિરા સંબંધીની ફિકર તો નીરાળી જ છે, અને એ ચિંતા તો આના આગળ કશા લેખામાં નથી."

બાદશાહ—એવું શું તારે કાને આવ્યું છે? અને તેમાં આટલી બધી ચિંતા કરવા જેવું તે શું છે? સુખેથી મને કહે. મેં તને કેટલી વખત કહેલું છે કે મારા ખરા વિશ્વાસનું સ્થાન તું જ એકલી છે?

બેગમ—આજ જે વાત મારા કાનપર આવી છે, તે જો આપના આગળ મેં કદી કહી તો પછી આપનો આજ સુધી જે વિશ્વાસ મારાપર છે, તે હવે પછી કાયમ જ રહેશે કે નહિ તેનો મને ભય લાગે છે.

બાદશાહ–મારી પ્યારી બેગમ! તું ખાત્રી જ રાખ કે તારા ઉપરના વિશ્વાસમાંથી એક તલપૂર પણ ઓછો થવાનો નથી. તું તારી મતલબનું કહીશ, અથવા તો વિનાકારણ કોઇને માટે મારા મનને ક્ષોભ થાય એવું કહીશ એ તો સંભવિત જ નથી. બેલાશક તારે જે કહેવું છે તે કહી દે, જરા પણ સંકોચ રાખવાની જરૂર નથી.

બેગમ–ખાવિંદ! જે વાત હું કહીશ, તે ખરી છે કે ખોટી તેની મને કશી જ માહીતી નથી. આપની બારીક તપાસથી તે જો ખોટી ઠરે તો આપના મનની કાંઈ જ લાગણી દુખાવી ન જોઇએ, અગર એમ પણ આવવું ન જોઇએ કે, મેં કાંઈ બનાવટ કરીને કહી છે. પણ ખોટી છે એમ જો જણાય તો આપને મારી બનાવટ છે એવી ખાત્રી થયા વગર રહે જ નહિ. જેના સંબંધની આ વાત છે તે તો આપને એવું સમજાવ્યા વગર રહેજ નહીં એવું છે, માટે જ હું બધું પહેલેથી બંધ રાખું છું......"

બાદશાહ–આટલી મોટી પ્રસ્તાવના જેને જોઇએ છીએ, ત્યારે વાત તે કેવી હશે? તમારી ઔરાંની ચમત્કારીક કહાણીઓ જેવું કાંઈ ન નીકળે તો સારૂં.–બાદશાહથી હસ્યા વગર રહેવાયું નહિ.

બેગમ–એવી જ આ વાત ઠરો, એમ હું પણ ઇશ્વર પાસે હાથ જોડીને માંગું છું. બીજું કાંઈ નહિ.

બાદશાહ–ઠીક, ત્યારે હજી એ આપની પ્રસ્તાવના પૂરી થઇ છે કે નથી થઈ? થઈ હોય તો આગળ શું કહેવું છે તે કહી નાંખો!

બેગમ; "ત્યારે કહું છું." આટલું બોલી ઉદેપુરીએ સશંક મુદ્રાથી આમ તેમ જોયું. તેને એમ ભય લાગ્યો કે વખતે કોઈ સાંભળતું તો નહિ હોય! પછી બાદશાહના છેક જ કાનમાં તે કાંઈ બે ચાર શબ્દ બોલી, જે સાંભળતાં જ બાદશાહનો ચહેરો એકદમ ચમત્કારીક બની ગયો. સંશય, ખેદ, દ્વેશ, ચિંતા, ભય, એ બધાના જુદા જુદા ભાવ વારા ફરતી તેની મુખચર્યાપર જણાતા હતા. કેટલીકવાર સ્તબ્ધ બેસી રહી, બેગમને કહેવા લાગ્યો; "તું કહે છે તેમ છેક તો નહિ જ હોય, મારાથી એમ તો કહી શકાતું નથી. પણ શક્ય છે ખરૂં. તારા સાંભળવામાં ક્યાંથી આવ્યું તે મને કહે, એટલે હું એનું બરાબર પગલું કહાડું–મને એમ જણાતું તો હતું જ. હવે આમ છેક છેલ્લે પગથીએ આવી ગયા પછી તે જંપે નહિ; જીવતાની ખોડ મુવા વિના જાય જ નહિ. એણે તે શો એનો દોષ કર્યો હતો; અને જો કર્યો હોય તો પણ આપણે જ કર્યો હતો.

બેગમ; મારી ઇંદિરાની શોધ માટે હું જાતેજ સિંધણનો વેશ લઇને મહેલમાં ગઈ હતી. ત્યાં એ પોતેજ કોઇની સાથે વાત કરતો હતો, તેજ મેં કાનોકાન સાંભળ્યું છે. સાંભળતાંજ મારૂં મન ઘણુંજ ઉદ્વિગ્ન થઈ ગયું અને હું ત્યાંથી પાછી ફરી ને આપના કાનપર તો આ વાત નાંખવીજ જોઇએ એમ ઠર્યું. પણ તે શી રીતે નાંખવી એજ વિચારમાં હું ચિન્તાગ્રસ્ત થઈ જઈ બેઠી હતી. બીજું તો શું? પણ મારા બાળક ઉપર અધિક પ્રેમ ઉપજાવવા માટેજ હું તમને કુભાંડ કરીને કહેતી હોઉં એવું તમારા મનમાં આવ્યા શિવાય રહે નહિ, તેથીજ હું જરા બોલતાં અચકાતી હતી.

બાદશાહ—પ્યારી! તારી તો પરીક્ષા થઇજ ચૂકી છે. તું એવું મને કોઈ દિવસ પણ કહે નહિ એ તો મારી ખાત્રીજ છે. એમ તો શું પણ કોઈ બીજુ મને આવીને એમ જણાવે, તો તે પણ હું કદી સાચું માનું નહિ; પછી શું? આખી આલમની પરીક્ષા કરનારો આલમગીર આટલા દિવસ તારા સહવાસમાં રહ્યા પછી એટલું શું નહિ સમજ્યો હોય? તું આ બાબતની જરાએ ચિંતા કરીશ નહિ. હું બધો બંદોબસ્ત કરી દઉંછું. કેટલાક દિવસ સૂધી, હું જાતે ત્યાં જઈ પહોંચું ત્યાં સૂધી તો, મને એની કશીજ માહિતી નથી, અથવા તેને કંઈ પણ ગણગણાટ મારે કાને આવ્યો હોય, એમ વ્હેમ સરખોએ કોઇને જવા દેનાર નથી. ત્યાં હું મારી આંખો અને કાન બરાબર ચોકસ ચારે દિશાએ ફરતાજ રાખવાનો છું. મૂળ તો મારા જેવો વ્હેમી બીજો કોઈજ નહિ હોય, અને તેમાંએ વળી આવી રીતના સંશયનું કારણ મળ્યું, એટલે પછી બીજું શું જોઇએ? તું હવે બીલકુલ ધાસ્તી રાખ નહિ, અને ફીકર પણ નહિ. આપણે કાલે તો નીકળવાનું છે. તને જો અહીં મુકતો જાઉં તો મારૂં મન પણ અહિંજ રહે, તેમ તને અહીં એકલી મુકી જવા જેવું હવે છે પણ નહિ. હું નથી જાણતો કે તારી પણ રેવડી દાણાદાણ કરી નાંખે? હવે તો જ્યાં ત્યાં તુંજ. પછી તો થયું ને? સિંધણનો વેશ લઇને જવામાં તેં પણ ખુબ હિંમત પહોંચાડી, હો?"

બેગમ ઘણીજ ખિન્નતાથી બોલી; "મહારાજ, હું શું કરૂં? ઇંદિરાનું શું થયું તે જાણ્યા વગર મારો તો પગ અહીંથી ઉપડવાનો નથી. શત્રુ તરફની છતાં પણ કેવી નિડર, અને એક વચની છે કે એનો જોટો મળવો મુશ્કેલ છે. એને જ્યારે સંકટમાંથી છોડવીશ, અને સ્વતંત્ર બનાવીશ ત્યારેજ હું એના ઋણમાંથી મુકત થઇશ, એમજ મને અહોરાત્ર થયા કરે છે. આપ જો મનપર લેશો તો માત્ર પાંચજ મીની-

તમો બધી હકીકત જાણશે. હું ખરેખર લાચાર બની ગઈ છું. હજી પણ આપ મનપર લેશો તો કામ તુરત જ થઈ જશે. જહાંપનાહ! આપની માનીતી રાણીના મહેલમાંથી તેની જ માનીતી દાસીને પકડી જવું એ તે કાંઈ જેવી તેવી વાત છે? હજી તો મારે અહીં રાત કાઢવાની છે, અને આજ રાત્રે મને પણ એમ જ કોઈ ઉઠાવી નહિ જાય, એની પણ શી ખાત્રી? કાણુ એને પકડી ગયું તેટલો જ પત્તો લાગ્યો કે પછી તેને શી શિક્ષા કરવી તે આપને વિચારવાનું છે. આપને ગમે તો શિક્ષા ના કરશો. પણ આમ એકદમ માણસનું માણસ આખું ગેબ થઈ જાય, અને તેની કોઇને દાદ સુદ્ધાં પણ મળે નહિ, એ તે શું કહેવાય? જહાંપનાહ! આપ જ એનો વિચાર કરો? હું તો પામર છું, તે શું કહી શકું?" ઉદેપુરીના મ્હોંમાંથી આ વખતે નીકળતા શબ્દો ખરેખરા જ લાગણીવાળા હતા, એટલે તેણે બાદશાહના મન ઉપર કાંઇ જ જુદી જ અસર કરી. બાદશાહ થોડી વાર પછી બોલી ઉઠ્યો 'ઠીક છે, ઠીક છે! આપણુ કાલે જે વખતે નીકળવાનું છે તે પહેલાં જ, હું તારી ઇંદિરાની તપાસ કરી લાવું છું. અને જો એનું કાંઈ નવું જુનું થયું નહિ હોય, તો એને તારે સ્વાધીન જ કરી દઉં છું, પછી તો થયું ને? પણ એજ જાતે નાસી ગઇ હશે તો? મને તો એમ જ લાગે છે કે તને થાપ દઇને એ તો પલાયન જ કરી ગઈ છે. બીજું કાંઈ જ નહિ. નહિ તો તારા જ મહેલમાંથી અને તારી જ માનીતી દાસીને તે અચાનક કોણ ઉઠાવી જાય?"

બેગમ; "કોણ એટલે? જેની દુષ્ટ ધારણા પાર પડવામાં એ આડી ખોલી થઈ, ધારણા પાર ન પડવા દીધી, તે જ તેનું અશુભ કરનાર. બીજું કોણ હોય?"

"વારૂ, ઠીક છે, જોઇ શું." એમ બોલી બાદશાહ વિચાર કરવા લાગ્યો.

———:o:———

## પ્રકરણ ૩૯ મું.

## દુર્ગાચરણ જોશી.

જોશી બાવા નિત્ય નિયમ પ્રમાણે પોતાની ઓરડીમાં, ધૂળપાટી લઇ, તે ઉપર ગણિત કરતા બેઠા હતા. તેમનો નિત્યનો ઉદ્યોગ એ જ હતો. પોતાના આશ્રય દાતાનો ઇષ્ટનિષ્ટ ગ્રહ કયો છે, કઇ ક્ષણે હાથમાં લીધેલું કાર્ય ફત્તેહ થશે, કયું મુહૂર્ત સાધવાથી શત્રુનું નિર્દલન થશે, આવા જ પ્રશ્નો જોશીબાવાના મગજમાં ઘુમ્યા કરતા હતા. પોતાનું આ કર્મ

પરવારી, અવશેષ રહેલો કાળ તેઓ આવા જ પ્રશ્નોના વિચારમાં ગાળતા હતા. રૂપમતિનો હાથ જોઇ તેમણે ભાખેલું ભવિષ્ય આજ સુધી અક્ષરસ:ખરૂં જ પડતું આવેલું હોવાથી, લોકોના મનમાં પણ તેમને માટે દિન પ્રતિદિન શ્રદ્ધા વધતી જ ચાલી. હાથ જોઇને જોશીબાવા ભાગ્યમાં શું છે, તે કહી આપશે જ એમ ધારી જે તે માણસ તેમના તરફ દોડતું. પણ જોશીબાવા તો તેમને તેવું કાંઈ ભવિષ્ય કહેતા નહોતા; કાંઇપણ જંતર મંતર આપી તેમના મનનું સમાધાન કરી, પતાવી દેતા હતા. જોશીબાવા કહેતા કે આવા ગરીબ લોકોને તેમનો ભાગ્યોત્કર્ષ પ્રથમથી જ કહી દેવાથી તેઓ નિરૂદ્યમી થઇ જવાની બીતિ રહે છે, તેમ જો કાંઇ દુ:ખ કે સંકટ વિષે કહીશું, તો તે બિચારા અત્યારથી જ ટાંટીયા ભાંગીને બેસશે. તે કરતાં એમને ગમે તેમ સમજાવી દઇ, વિદાય કરી દેવા એજ ઠીક છે. તેથી જોશી બાવા તો એમ જ કરતા હતા. માત્ર ઉપર જણાવ્યા પ્રમાણે, એમનો પોતાનો ઉદ્યોગ ચાલુ રહે તો-રાજસિંહના પ્રત્યેક દિવસનું અને પ્રત્યેક ઘડીનું કહીયે તો પણ ચાલે, તેમણે ફળ કાડી જ રાખ્યું હતું. પણ તે બધું જાણવાની રાજાસહને વિશેષ અપેક્ષા તેમજ આવશ્યકતા ન હોવાથી, તે તેમને પૂછતો પણ નહિ, તેમ જોશી બાવા પોતે જાતે કદી કહેતા પણ નહિ. માત્ર કોઇ મહત્વનો પ્રસંગ હોય, ત્યારે જોશીબાવા જાતે તેને મુદ્દામ મળી જણાવતા કે અમુક વખતે અમુક યોગ છે માટે અમુક કાર્યનો અમુક મુહૂર્તે જ આરંભ કરવો ઇષ્ટ છે; અને રાજસિંહ તેવે વખતે તેમની આજ્ઞા પ્રમાણે કરવા કદી ના પણ કહેતો નહીં.

દુર્ગાચરણ જોશી પોતાની ઓરડીમાં ગણિત કરતા બેઠા હતા, એટલામાં કોઇએ ઓરડીનાં બારણાં ઠોકયાં. જોશીબાવા તો કાંઇ ગુણાકાર કરવામાં તલ્લિન થઇ ગયા હતા; એટલે એમના સાંભળવામાં ખડખડાટ આવ્યો નહિ. એટલામાં બારણાં ધકેલી શામળપંડિત અંદર આવી જોશીબાવાના સામો ઉભો રહ્યો; અને બોલ્યો-"જોશીબાવા, તમે એકવાર અમારૂં વર્ષ ફળ કહાડો, જોઇએ. આજ કાલ વીસ બાવીસ વર્ષ થયાં અમે લડાઇઓ માર્યા કરીએ છીએ, તો હવે તેમાં અમારો જય થશે કે શત્રુઓનો, તે તો કહો વારૂ? મહારાણાજી તો હમણાં જ, બધા પત્રો વિદાય કરી દઇ યોગીરાજનાં દર્શન લેવા ગયા, એટલે વિચાર થયો કે ચાલો, ચાર ઘડી જોશી મહારાજનાં દર્શન કરી આવીએ. બોલો મહારાજ! અમારી ફત્તેહ થવાની કે અમારા પ્રતિપક્ષીની? હવે તો આપણને આ યુદ્ધનો કંટાળો આવી ગયો છે."

દુર્ગાચરણ જોશી આ શબ્દો સાંભળી, ધુળ પાટી ઉપરથી લક્ષ

એટલે, પંડિતજી સામુ જોઇ બોલ્યા; "પંડિતજી! આપના પ્રશ્નનો જવાબ આપવા જેટલી વિદ્યા આપણામાં તો નથી. તમારી તે લડાઇ કઇ, અને વળી તમારો પ્રતિપક્ષ કોણ? આ મુદ્દો કાંઇ મારા તો સમજવામાં બીલકુલ જ ન આવ્યો, એટલે પછી આપના પ્રશ્નનો જવાબ તે હું શી રીતે આપી શકું?"

શામળપંડિત–"ત્યારે પછી આજથી જ પાટી અને વતેણું એક બાજુ મુકી દઇ, મંજીરા લઇને હરી હરી કરતા કેમ બેસતા નથી? તમે પ્રશ્નનો ઉત્તર કહો તેમાં શી ધાડ મારી? પ્રશ્ન પણ કહો અને તેનો ઉત્તરે કહો ત્યારે જ ખરા જોશી. નહિ તો પછી તમે પૂછો તે પ્રશ્નનો જવાબ આપણે પણ દઇએ તેવા ઉસ્તાદ છીએ."

દુર્ગાંચરણ–"કહેશો જ. ના કોણ કહે છે? કોણ કહી શકે કે આપનું જ્યોતિષ્યમાં થોડું જ્ઞાન છે? અમારી ખાત્રી જ છે કે, એવું એકે શાસ્ત્ર નથી કે જે આપને જીભ્હાગ્રે નહોય. બેશક, આપ જાતે જેવા સર્વતોગામી છો તેવી જ આપની બુદ્ધિ પણ સર્વતોગામી જ છે. આપની જાત શિવાય બીજા કોઇને પણ તેવી શંકા નથી. આપનું નામ જ કહી આપે છે. એક તો આપ પંડિત, અને તે પણ કાંઇ જેવા તેવા! શામળ પંડિત. "સા" એટલે ષટ્, અને ષટ્ એટલે છ, અને તેનો મેળ, અર્થાત્ ષટ્ શાસ્ત્ર યુક્ત પંડિત. અમે જાણીએ છીએ જ કે, છએ શાસ્ત્રમાં આપનો હાથ પકડી શકે એવો કોઇ નથી."

શામળ પંડિત ખુબ હસીને બોલ્યો; "બરાબર, જોશીબાવા! આપે તો ખુબ જુગતે જુગતો જ તાલ મેળવી દીધો. જોશી મહારાજ, બંદા ખરેખર તેવા જ છે. પણ અમારૂં આમ વર્ણન કરી, અમારા પ્રશ્નનો જવાબ આપે ઉડાવી દીધો કે? એ જવાબ દો એટલે આપની હુશીઆરીની ખાત્રી થાય. પ્રશ્નનો અર્થ પણ તમેજ સમજો અને ઉત્તર પણ તમેજ જાણીને બેસી રહો, એ કાંઇ બને?"

દુર્ગાંચરણ–આપ જેવા સમર્થ પંડિતનો પ્રશ્ન, હું સરખા પામર જોશીથી શી રીતે સમજાય? બોલો ત્યારે, એમાંથી........

પંડિતજી–એમાંથી શું? બોલો, બોલો, એમાંથી શું?

જોશીબાવા–તેમાંથીએ હું યત્કિંચિત્ કહેવાનો પ્રયત્ન કરૂં, પણ આપ પાછા કોપિષ્ટ દુર્વાસા મુનિ જેવા તેજસ્વી બ્રાહ્મણ, એટલે આપને ક્રોધ આવી ગયો, તો પછી મારી શી વલે?

પંડિત–ક્રોધ કેમ આવે! પણ એટલું બધું શું કરવા જોઇએ? ક્રોધ ચડશે કે કેમ તે પણ આપને આપના ગણિત ઉપરથી તરત જ

ખબર પડશે અને તે ખબર પડી, કે પછી તે શાથી ઉતરશે તે પણ આપને તો જણાવાનુંજ. પછી શું જોઇએ?

દુર્ગાચરણ—એમ છે? ત્યારે પછી આપનો પ્રશ્ન એવો છે કે, આપનું અને આપના પ્રતિપક્ષીનું જે યુદ્ધ ચાલે છે, તેમાં આપની ફત્તેહ ક્યારે થશે? એનો ઉત્તર એ જ કે જ્યારે આપને અન્નદ્વેષ થશે, ત્યારે જ આપના ઉપર આપનો શત્રુ વિજય મેળવી શકશે. હાલમાં તો આપનીજ ફત્તેહ ઉડ્યા કરે છે.

પંડિત–મને અન્નદ્વેષ થાય, એટલે? અન્નદ્વેષનો અને મારા પ્રશ્નનો શો સંબંધ?

જોશી—આપનો એક પક્ષ, અને બીજા પક્ષમાં અન્ન, અર્થાત્ પકવાન વિગેરે. હવે આજ કેટલાએક દિવસ થયાં આપ બન્નેની વચ્ચે મહા તુમુલ યુદ્ધ ચાલે છે; તેમાં આપ હમેશાં આપના પ્રતિપક્ષી અન્નને ખાઇ નાંખો છો; આપની નજર સામે ઉભું પણ રહેવા દેતા નથી; તો પણ એ વારંવાર આપની સામે આવીને ખડું જ રહે છે. આપ પણ જેટલીવાર એ આવ્યું તેટલીવાર એના ટુકડેટુકડા કર્યા વગર છોડતાએ નથી. હવે આથી તે બીજી આપને કેવી ફત્તેહ જોઇએ? માત્ર, આપને જ્યારે અન્નદ્વેષ થશે, એટલે તરત એની ફત્તેહ થવાનીજ. એવો વખત આણશો જ નહિ એટલે સારૂ. પછી આપની હમેશાં ફત્તેહ જ છે.

પંડિતજી ખુબ હસીને બોલ્યા; “જોશીબાવા! તર્ક તો ખુબ જ ગોઠવી દીધો, હોં! પણ દુ:ખની વાત માત્ર એટલીજ છે કે, તે તર્કમાં આપ જરાક ફસાઇ ગયા ખરા. મારા મનનો પ્રશ્ન કેવળ જ જુદો છે, અને તે આપનાથી સમજાયો નહિ. બસ, જાઓ, આજ સુધીની તમારી સર્વ ખ્યાતિ વ્યર્થ જ ગઇ. હજુએ હિંમત હોયતો આવી જાઓ! બોલો, કહો કે મારો પ્રશ્ન શું છે? તેની જ સાથે તેનો ઉત્તર પણ આપી જ દેજો, નહિ તો આપના પોથાં થોથાંને એક કોરણે બાંધીને મૂકવાં પડશે.” જરાક હસીને વળી બોલ્યો; “જોશી મહારાજ! તમને શ્રીમંત લોકોના પ્રશ્ન સમજાય, અમારાં જેવા ગરીબના પ્રશ્નએ સમજાય નહિ, ને ઉત્તરે સમજાય નહિ. પૈસાવાળા માટે જ તમારૂં જ્યોતિષ્ય છે, અમારા જેવા ગરીબને માટે નથી, એટલે તમે અમને શાનો પ્રશ્ન કહો અને શાનો ઉત્તરે કહો!”

જોશીબાવા જરા સ્મિત કરી બોલ્યા; ઠીક ત્યારે, પંડિતજી! એક વખત ફરી તમારો પ્રશ્ન કહું છું તે સાંભળો. આ વખતનો જો તમારો પ્રશ્ન બરાબર ન હોય તો પછી તમે જે કહેશો તે હું સાંભળી રહીશ.

પંડિતજી—હાહા, ઠીક, કબુલ, કબુલ, ચાલો બોલો ત્યારે, તમારૂં ગણિત શું કહે છે?

જોશીબાવા ફરી જરા સ્મિત કરી બોલ્યા; આપનો પ્રશ્ન એ જ છે કે આજ પચીસ વર્ષ થયાં આપને અને આપના કુટુંબને જે ઝઘડો આવ્યો છે, તેમાં આપના કુટુંબની જ ફત્તેહ થાય છે, અને આપની તો ફત્તેહ કદીએ થતી નથી; તો આપની ફત્તેહ ક્યારે થશે એ જ આપનો પ્રશ્ન છે ને?

પંડિતજી તો આ સાંભળતાં જ ખુબ પેટ પકડીને હસવા લાગ્યા, અને કેટલીકવારે છાના રહીને બોલ્યા, "અલબત્ત! અલબત્ત! આજ વખતે આપે મારો પ્રશ્ન બરાબર જાણ્યો. આએહુબ! તમે કહો છો તે જ મારા મનમાં હતું. ખરેખર એ જ મારો પ્રશ્ન હતો. માત્ર તેમાં કાંઇ જ સહેજ ફેર પડે છે, તે એટલો જ કે મારે જરા કુટુંબ નથી. બાકી તો બધુંએ બરાબર મળતું જ આવે છે."

દુર્ગાચરણ જોશી આ સાંભળીને જરા ઠરી ગયા, અને કેટલીકવારે પંડિતને કહેવા લાગ્યા, "પંડિતજી, હવે કાંઇ આપણો ઉપાય ચાલતો નથી. આપણી તો ગાડી અટકી ગઇ. માટે આપ જ આપનો પ્રશ્ન કહી દો. મારાથી તો હવે કાંઇ જ ઉત્તર દેવાતો નથી."

પંડિતજી હસીને બોલ્યા; "ત્યારે એમ જ પહેલેથી ભસી મરવું હતું ને? ચાલો, જવા દો. અમારો પ્રશ્ન રહ્યો ખાડમાં હવે પેલી ધુળ પાટી ઉંચકીને જરા વેગળી મુકો. હવે તો જેનો રોટલો ખાઇએ છીએ તેને કાંઇક ઉપયોગી થવું જોઇએ. માટે ચાલો, આપણે જરાવાર ફરીએ. તમે તમારી જોતિષ્યની કરામત દેખાડો અને હું મારી બોલવાની ખુબી દેખાડી, મુગલોની ખોડ ભુલાવા મહારાણાની સાથે લડવા જવાને જેમ તેમ કરી લોકોને ઉશ્કેરણી કરીએ. જોશી મહારાજ! શી આ રાજસ્તાનની દિવસે દિવસે દશા થતી આવી છે? મહારાણા રાજસિંહ જો આજ આટલો ટેક રાખીને બેઠા નહોત, તો મુગલો તો આ રાજસ્તાનની કેવીએ દશા કરી નાંખત. લોકો એમજ સમજે છે કે હું તો એક મૂર્ખ, અને ખુશ મશ્કરો છું, અને મારો બધોએ વખત લોકોની ચેષ્ટા ચાળામાં અને છોકરાંને ગમ્મત કરાવવામાં જ જાય છે. પણ મારા મનમાં જે ચિંતા થયા કરે છે તેની તો કલ્પનાએ કોઇને આવતી જ નહિ હોય! હું અહિં આવ્યો તે દિવસથી મારાથી કાંઇએ બન્યું નથી; માટે મારે હવે કાંઇપણ કરવું જોઇએ. લોકોની પછવાડે લાગીને, તેમને શિખામણો દઇ દઇને, ન બને તો છેવટે ચેષ્ટા કરીને અને "ચાલો, ચાલો" એમ કહીને પણ, તેમને એક વખત તો ખુબ જ ચીડવી ગુસ્સો ચડાવવો જોઇએ.

એ લોકો હવે હલાવે ફુલાવે તો હાલવાનાએ નથી જ. દુર્ગાચરણજી! ઔરંગજેબે હમણાં જે જુલમ ચલાવવા માંડયો છે, જે ત્રાસ લોકોને દેવા માંડયો છે, તે માટે શું આપણા રજપૂતોને કાંઇ લાગણી થતી નહીં હોય? એક માત્ર આ ઉદેપૂરનો વંશ જ આજ સૂધી શુદ્ધ રહી શકયો છે; રજપૂત નામ દેવા જેટલું એ જ છે; માટે તેને તો રહેવા દો! તેને એકલવાયું ન પડવા દેતાં, બધાંએ મળી તેને પોતાનું વડીલ પદ આપી, પોતાના આગેવાન બનાવી, એક વખત તો મુગલોનાં હાંડકાં નરમ કરવા દો! મુગલો આપણી સ્ત્રીઓને લઇ જાય, તેમને વટલાવે, અને તેમની સાથે ગમે તેમ ચાલે, અને તે આપણે જોયા કરવું? જોષી મહારાજ! હમણાંનો પ્રસંગ ઉત્તમ નથી શું? છે જ, સર્વોત્તમ છે જ. આવે વખતે જો આપણા રજપૂતોનું લોહી ઉકળી નહિ ઉઠે, તો પછી કયારે ઉકળવાનું હતું? માટે ચાલો. આપના જોતિષ્યનો ઉપયોગ કરી લોકોને એવી સમજણ પાડો કે, આ વખતે તો રજપૂતોને ખરેખર જ વિજય મળવાનો છે-માત્ર એટલું જ કે, બધાએ એક મનથી મહારાણાને મદદ કરવી જોઇએ, નહિતો, કાંઇ થશે નહિ, એટલું જ નહિ પણ ઔરંગજેબને જો આ વખતે યશ મળ્યો, તો પછી આપણી ગરદન ઉપર ચઢી બેઠા વગર રહેવાનો નથી. એટલા જ માટે આપણે લોકોને ઉશ્કેરી ઉશ્કેરીને લડાઇ ઉપર મોકલવા જોઇએ. દુર્ગાચરણજી! આપ જો દરેક રાજા, સંસ્થાનિક અને ઠાકોરને મળો, અને તેમને આપના જયોતિષ્યનો ચમત્કાર દેખાડી, મહારાણા તરફ વાળી લાવો, તો તો વળી પૂછવું જ શું? હમણાં તો રજપૂતનું નામ દેવા જેવા તો માત્ર એક રાણાજી જ રહ્યા છે. એમનાથી જ મુગલો જરા દબતા રહે છે અને તેથી એમની આડે આવી શકતા નથી. બાદશાહનું પણ મન એની આગળ આવવા તલપતું નથી. બાદશાહનો અને રાણાજીનો આ પહેલો જ સમાગમ છે, માટે તેમાં જો, ન કરે નારાયણ અને રાણાજીની જરાપણ પાછી પુઠ થઇ, અથવા સમરાંગણ ન છોડતાં રાણાજી જો તેમાં ખપી ગયા, તો પછી આખું રાજસ્તાન રાંડયું જ સમજજો. રજપૂત કુળની સ્ત્રીઓનાં પાતિવ્રત્ય, મુગલોના હાથમાં જશે, અને પછી ભલે સ્ત્રીઓ પોતાના પતિવ્રતનું ગમે તેમ કરી રક્ષણ કરશે, પણ તેમના પતિ, સસરા, બાપ, ભાઇ, દિએરોને તો આંખો જ ચોળવાની રહેશે. કેમ, દુર્ગાચરણજી! કેમ કાંઇ બોલતા નથી? હું કહું છું તે આપને પસંદ પડે છે કે નહિ?"

**શામળ** પંડિતે પહેલાં કહ્યું હતું તે ખરૂં જ હતું. લોકોને એમ જ લાગતું હતું કે **શામળ** પંડિત તો એક માત્ર નકલી જ છે. એચાર મંડળી બેઠી હોય ત્યાં જઇ નાચવું, ગાવું, ચેષ્ટા કરવી, ઢોંગ કરવા, વિચિત્ર

આજ્ઞા કરવા, એ આદિ અનેક ગમ્મતો કરી લોકોને ખુશ કરવા, એમ દુર્ગાચરણ પણ આજ સુધી જાણતો હતો, તેથી પંડિતજીનું આ વખતનું આવું ખરી લાગણીનું બોલવું સાંભળીને આશ્ચર્ય ચકિત જ બની ગયો, અને પંડિતને કહેવા લાગ્યો, "સાબાશ! સાબાશ! પંડિતજી! આ વખત તો તમે ખુબ જ કરી. તમારૂં આ વખતનું બોલવું તો ખરેખરૂં જ છે. હમણાંનો વખત તમે કહો છો; તેવો જ ખરી અણીનો છે. આ વખતે જો લોકોને ચઢાવી આપણી તરફ ખેંચીશું નહિ; તો રાણાજીનો પરાભવ થવાનો સંભવ છે ખરો. પણ તેમ કદી બનનાર નથી. રાજસિંહને આ વખતે અપયશ છે જ નહિ. એના ગ્રહ અતિ ઉત્તમ છે, એટલે વિજયની અને સ્થિતીની પ્રાપ્તિનો પુરો યોગ છે. છતાં એને કાંઇપણ ટેકો તો જોઇએ જ. એકલા ગ્રહના જોરથી કાંઇ બધું બનતું નથી. તેને પણ નિમિત્ત હોય છે જ. તેથી આપણે જો આ કામમાં ખરેખરી મહેનત કરીશું; તો તે ઘણી જ ઉપયોગી થઇ પડવાની એમાં શક નથી. તારૂં ગમ્મતી, પણ પાણી ચઢાવી આપે તેવું ગાયન, અને તેની સાથે મારૂં જોતિષ્ય મેળવીને, આપણે જે કાંઇ બની શકે તે કરવું જોઇએ. તારી સુચના ખરેખર અમુલ્ય છે. લોકોને સ્ફુર્તિ આણવા, તેમને પાનો ચઢાવવા, આપણે કાંઇપણ કરીશું તો જ બાજી સુધરનાર છે, નહિતો કાંઇ જ થઇ શકવાનું નથી. કેટલાક રજપૂતો તો કેવળ નઘરોળ જ બની ગયા છે, એટલે તેમને હલાવી હલાવાને બેજાર થાઓ, તોયે પણ એક ડગ ભરે તેવા નથી. માટે કાંઇપણ ખટપટ કરવા આપણે પણ કબુલ છીએ. ચાલો."

દુર્ગાચરણનું પણ ખરી લાગણીનું જ બોલવું હતું એટલે પંડિતને પસંદ પડતું થયું. જોશી પોતાની સંમત્તિ દેખાડીને ઉઠયા. બન્ને જણાએ કયાં જવું, શું શું બોલવું, તથા શું શું કરવું, તે બધો વિચાર થોડી જ વારમાં કરી કીધો. ઉદેપુરીની આજુબાજુ જ્યાં જ્યાં નાનાં રજવાડાં, ઠાકોરો વિગેરે હોય ત્યાં જવા માટે બે મિત્રો નીકળી પડ્યા. અત્યાર સુધી તો શામળ પંડિત ગાંભિર્ય રાખી રહ્યા હતા, પણ હવે તે પાછું વેગળે મૂકી, પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયા. પંડિતની મુખચર્યા જ એવી હતી કે, જોતાં વાર જ કોઇને હસવું આવ્યા વગર રહે નહીં. બન્ને મિત્રો ઉદેપૂરથી પંદરેક ગાઉ જઇ પહોંચ્યા, તો એક નાના સરખા ઠાકોરનું ગામ આવ્યું. સંધ્યાકાળે પંડિતજી તથા જોશીમહારાજ ત્યાં આવી પહોંચ્યા. તે વખત ગામના મુખ્ય મુખ્ય લોકો, ચોરા ઉપર ભેગા થઇ વાતોના તડાકા ઠંડે પેઠે ચલાવતા હતા. ઠાકોર સાહેબ તો પોતાની ગઢીમાં જ હતા. બે દિવસ ઉપર જ રાણાજીનો પત્ર ત્યાં આવી ગયો હતો, અને ઠાકોરજી પણ પોતાની તૈયારીના જ વિચારમાં

હતા. પણ વિચાર તે વિચાર જ રહ્યો હતો, તેનો અમલ હજી થવા પામ્યો નહતો. ઠાકોર સાહેબ જરા ખ્યાલી ખુશાલીના વિચારવાળા હોવાથી તેમને એમ થયાં કરતું હતું કે, મુગલોને આપણે તે શું કરી શકવાના હતા? પરસ્પર એમ જ ગપ્પો ચાલતી હતી કે, મહારાણાની આ બધી ખટપટ વ્યર્થ જવાની છે; છતાં પણ નાહલાજે હુકમને તાબે થઇ નીકળવું તો જોઇએ. ચોરા ઉપર એકઠા થયેલા લોકો બધા ઠાકોરની સીબંદી પૈકીના જ હતા. તે પણ રાણાજીની ચર્ચા કરવામાં જ મશગુલ બની ગયા હતા.

પંડિતજી અને જોશીબાવા ત્યાં જઇ પહોંચ્યા, એટલે પંડિતે મંડળીને ખુશી ખુશાલી પૂછીને બોલ્યો, "કેમ, આપનું મંડળ હજી આમ નિરાંતે કેમ બેઠું છે? ચોરા ઉપર કેમ ભરાઇને બેઠા છો? પેલી તરફ તમારા બીજા ભાઇઓને ત્યાં શું ચાલી રહ્યું છે તેની કાંઇ ખબર છે કે? તમારા ઘર ઉપર ધાડ પડવા આવી છે; અને તમે તો હુક્કા પાણી જ કરતા બેઠા છો?

ક્યાં તે તલવાર, ક્યાં તે સમશેર, ક્યાં ગયું તે તીર,
ધીર ધરીને લડીયા જ્યારે, બાપ તમારા વીર.
સુઝે સુક્કા, તમે હુક્કા, સમજી લ્યો પક્કા,
ધક્કા દઇને, છોડી લઇને, મુગલ કરે નિક્કા."

શામળ પંડિતના જુસ્સાભેર ગાયનથી બધું મંડળ કાવરૂં બાવરૂં બની ગયું. પંડિતજી તો પોતાનું ગાયન આગળ ચલાવવા જ લાગ્યા.

———:o:———

## પ્રકરણ ૪૦ મું.

### શામળ પંડિતની ઉશ્કેરણી.

ક્યાં તે તલવાર, ક્યાં તે સમશેર, ક્યાં ગયું તે તીર,
ધીર ધરીને લડીયા જ્યારે, બાપ તમારા વીર.
સુઝે સુક્કા, તમે હુક્કા, સમજી લ્યો પક્કા,
ધક્કા દઇને, પુત્રી હરીને, મુગલ કરે નિક્કા.
તમે મર્દાન, બડા ખાનદાન, પુરા છો નાદાન,
હેવાન પટ્ઠા, બનીયા કટ્ઠા, ગયાં કુળ અભિમાન.
મને નહિ લાજ, ગમે કેમ આજ, પડવા બેઠો બાજ,
રજપૂતાણી, વટની સાચી, ઉચકી લ્યો, એ કાજ.
બસ થઇ વટ વટ, ઉઠો ઝટ ઝટ કાર્ય કરો ચટપટ,
ઝટપટ મારો, દૂરથી ટાળો, શત્રુની ખટપટ.

સંતાપના આવેશમાં, એવું તો જોરથી શામળપંડિતે આ ગાયન ગાયું કે, ત્યાં બેઠેલા દરેક જણુનાં લોહી ઉકળી આવી, દરેકે પોતાની ઘણા દિવસથી મ્યાનમાં મુંઝવાઈ રહેલી તલવારને બહાર કહાડી, • જાગ્રત બની ગયા. હાથમાંનો હુક્કો દૂર ફેંકી દીધો, અને ખુલ્લી કરેલી તલવાર હાથમાં લઈ ઘુમવા લાગ્યા. અત્યાર સુધી જોશીબાવા તો શાંત જ બેસી રહ્યા હતા, તેમને જરા આગળ કરી, પંડિતજી બોલવા લાગ્યા; "આપણા જોશી મહારાજ શું કહે છે તે સાંભળો. એમને તમે પૂછશો એટલે એ તમને કહેશે જ કે, જો તમે આજે જરા પણ ઉંચી ડોક કરી આગળ ન આવ્યા, આજ મુગલોને જો ફાવતું કરવા દીધું, તો આ ઔરંગઝેબ હવે તમારા માથાપર છાણાં થાપી, તમારી વહુ દીકરીઓને પોતાના ગુલામો સાથે પરણાવતાં સુધી ડરવાનો નથી. માટે આ વાત પક્કી રીતે ધ્યાનમાં રાખી, પછી તમારે જે કરવું હોય તે કરજો. જોશીબાવાનું ભવિષ્ય કદી પણ ખોટું પડવાનું નથી. એમની વિદ્યાની તમને સર્વ કોઇને ખાત્રી થઈ ચુકેલી છે જ; અને તેથી જ તેમને આજ મેં મારી સાથે આણ્યા છે. એ જ્યારે તમને બધી ખરી હકીકત કહેશે ત્યારે તમારી પુરી ખાત્રી થશે. મહારાણા તો સર્વથા પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર થઇ રહ્યા છે. રજપૂતોની લાજ રાખવા, તેમનો પક્ષ ખેંચી રાખવા, મહારાણા તો બનતું કર્યાં વગર રહેનારા નથી; પણ તમારી બધાની કુમકથી તેમનું મન જરા વધારે પ્રફુલ્લિત રહે, માટે અહીં ચોતરે બેસી માખીઓ મારવા કરતાં, પોતાની તરવાર અને તીર ભાલા હાથમાં લઇ, રણાંગણમાં ઉભા થઇ જશો તો તમારા બાપ દાદાનું પણ રહેશે. દાદાજીઓ ! મારા ઉપર ગુસ્સો કરવાથી કાંઇ વળવાનું નથી; મારો એકે અક્ષર ખોટો નથી."

શામળ પંડિતનું બોલવું સાંભળી સૌ કોઇ એકમેકની તરફ જોવા લાગ્યા. થોડી જ વારમાં ત્યાંથી એકેએક વિદાય થવા લાગ્યા. ધીમે ધીમે આમ સર્વ પલાયન થતા હોવાથી, ચોરા ઉપર પાંચ જણા પણ રહ્યા નહિ. શામળ પંડિતનું ચોધારૂં વાગ્બાણ તેમના હ્રદયમાં ખુંચતું હોય એમ જણાયું ખરૂં.

જે ત્યાંથી ઉઠ્યા તે તો પોતાની તૈયારી કરવાને જ ઉઠ્યા હતા. તે જ દિવસે એકાદ બે પહોરમાં કામમાંથી નીકળી શકે તેટલા બધા લડાયક પુરૂષો તૈયાર થઇ ગામ બહાર નીકળી આવ્યા અને ઉદેપૂરનો રસ્તો લીધો.

પંડિતજી પોતાના સોબતી સાથે તે રાત તો એજ ગામમાં જેમ તેમ કહાડી. સવારે પુનઃ પાછા પોતાની કામગીરીપર ચાલ્યા. આમ આજુ બાજુનાં ગામે ગામ ફરી, લોકોને ઉશ્કેરણી કરી, તેમના શરીરનું આળસ કહાડી નાખવા પોતાનાથી બન્યું તેટલું કરવા લાગ્યા; અર્થાત મહારા-

ણાની સહાય માટે જોઇતાં માણસો એકત્ર કરવામાં **શામળ** પંડિતે પોતાની સંપૂર્ણ વક્તૃત્વ શક્તિને કામે લગાડી દીધી. ઘણે ઠેકાણે મહારાણાના કાગળો પહેલેથી જઇ પહોચ્યા હતા, એટલે લોકો પણ ઉત્સાહથી યુદ્ધની તૈયારી કરવા લાગી ગયા હતા. તેમાં પંડિત અને જોશી મહારાજના જવાથી તે ઉત્સાહમાં અધિક વૃદ્ધિ થઇ ગઇ. **શામળ** પંડિતનાં અનેક તરેહનાં વિચિત્ર ગાયન અને મર્મભેદી ભાષણોએ નિરૂત્સાહી લોકોને પણ પાનો ચડાવી દીધો એમ કહીશું, તો અતિશયોક્તિ નહિ કહેવાય. નિરૂદ્યમી બેસી રહી મહારાણાનું અનાજ હરામનું ખાયા કરવું તે કરતાં, આવી રીતે ગામે ગામ ફરી માણસો ભેગાં કરી આપવાં એ એક પ્રકારની મહારાણાની સેવા બજાવી ગણાય, એમ પંડિત પોતાના મનમાં માનતો હતો. તેણે જોશી બાવાને પણ સાથે લઇ લીધા હતા. **શામળ** પંડિતે તેમ કરવામાં શાણપણ જ વાપર્યું હતું, કારણ કેટલેક ઠેકાણે એનાં મર્મ ભેદી અને હર્ષોત્પાદક શબ્દ કરતાં, જોશી મહારાજની ભવિષ્ય વાણી બહુ ઉપયોગી થઇ પડતી હતી. **શામળ** પંડિતે ધારી રાખ્યું હતું કે, આમ એકલા મેવાડમાં જ ઉથલ પાથલ કરી બેસી રહેવું નહિ. એનો વિચાર તો આખું રજપૂતાના હલાવી મુકવાનો હતો. બિચારા પંડિતજીનો હેતુ તો ખરેખર સ્તુત્ય જ હતો; અને તેને અનુસરી જેટલું બની શકયું, તેટલું કરવામાં પંડિતજી પાછા પડયા નહિ. દુર્ગાચરણ જોશી પણ સાથે જ હતા, અને તે બન્ને જણાએ મળી જેટલું ફરી વળાય તેટલું ફરી તો વળ્યા જ. પણ બધી જ વાત માણસની ઇચ્છા પ્રમાણે થતી નથી.

એક દિવસ **શામળ** પંડિત તથા તેનો સોબતી, ચાલતાં ચાલતાં મેવાડની દક્ષિણ સરહદ ઉપર આવી પહોંચ્યા, એટલામાં સામેથી કોઇ મોટી ફોજ આવતી હોય, એવો તેમને ભાસ જણાવા લાગ્યો. ચાર સો પાંચ સો માણસો કયાંક જતાં હોય એમ જણાતું હતું. **શામળ** પંડિતને એમ થયું કે મહારાણાના પત્રથી તેનો કોઇ માંડલિક પોતાના માણસોને લઇ મહારાણાને મળવા જતો હોવો જોઇએ. તે વગર આ બધું ધાંધળ શાનું છે? અને જાય કયાં? એ જાણવાની તથા તેનો પુરો તપાસ કરવાની ને પોતાનો તેમાં કંઇ પત્તો લાગી જાય તો લગાડી દેવાની, **શામળ** પંડિતને ઘણી જ ઇચ્છા થઇ ગઇ, એટલે ઉલ્લાસ ભર્યે પગલે જલદીથી જઇ તેમની પાસે આવી પહોંચ્યા. પંડિતજી તો પોતાના નિયમ પ્રમાણે હાસ્યોત્પાદક ગીત ગાવા મંડી ગયા, પણ એકાદ કડી ગાઇ ન ગાઇ, એટલામાં તો તેમાંથી કોઇ લઠ્ઠાએ આવી પંડિતજીની ગળચી દબાવીને ખુબ જોરથી પકડી. પંડિતજી તો બિચારા બ્રાહ્મણ ભાઇ તે શું કરે? તોપણ પોતાના

શરીરમાં જેટલું જોર હોય તે બધું ક્હાડીને બોલી ઉઠયા; "એ ભલા માણસ! તું આટલું જોર તોર ને ખુમરી રાખતો હોય તો જાને મહારાણાની સાથે. મુગલો જોડે જ લડવામાં તારૂં જોર દેખાડવાને તો કાંઇ કામ પણ આવે! મને ગરીબ બ્રાહ્મણભાઇને આમ દગ્ધીને તારૂં શું વળવાનું છે? પેલો આલમગીર બાદશાહ ઘેરઘેરથી વહુ છોકરીઓને ઘસડી જાય છે, તેની જ ગળચી દાબને? તારૂં નામ થશે." પંડિતજી આટલું બોલે છે એટલામાં જ તેમાંથી બે ચાર જણે આવી., એમને ખુબ જોરથી પકડી, બોલવા લાગ્યા; "આ ગમાર બોલે છે શું? મુગલોની અને મુગલ બાદશાહ આલમગીરની સાથે લડવાનું કોને કહેછે? ઉભો રહે, તને જ હમણાં પેલા વડના ઝાડે ઉંધો લટકાવી ગરદન ઉડાવી નાંખુ છું." આટલું બોલી બધા પંડિતજીના શરીરપર ધસી આવ્યા. આ જોતાં જ પંડિતજીની આંખો ઉઘડી ગઇ, પણ એમના મનમાં તો રજપૂતોને ઉશ્કેરવા સંબંધી જ વિચાર ઘુમાયા કરતો હતો.

મુગલ બાદશાહને મારવાની વાત મ્હોંમાંથી નીકળતાં, આ લોકો આપણા ઉપર કેમ ધસી આવ્યા, એ વિચાર તો પંડિતના મનમાં પેસવા જ પામ્યો નહીં. લોકોને પોતાના ઉપર જ ધસી આવતા જોઇ, પંડિતજી તો જરા તપી જઇને કાંઇનું કાંઇ બોલવા મંડી પડયા. જોશી બાવા જરા પાછળ હતા, તે પણ આવી પહોંચ્યા; ને તેમને પણ પંડિતની જ દશા અનુભવવી પડી. જોશી બાવા પંડિતજીને કહેવા લાગ્યા, "પંડિતજી! આ શું લપરૂં છે?" પણ પંડિતજી તો ગાળોનો વરસાદ વરસાવવા મંડી પડયા હતા, તે બિચારા જોશીના બોલવા તરફ લક્ષ જ કયાંથી આપે? છેવટે એ લોકોમાંના એક જણે આવી એમને મ્હોંએ ચાથરાનો ડુચો દીધો. પંડિતજીની હવે જરા આંખો ઉઘડી અને આજુબાજુ જોવા લાગ્યા તો જણાયું કે, મહારાણાને મદદ કરવા જનાર રજપૂત સૈન્યને બદલે આ તો મુગલ સૈન્ય જ છે. આ જોતાં જ પંડિતજી તો લેવાઇ ગયા. અત્યાર સુધી લવલવાટ કરનારી રાંડણી જીભ અત્યારે કોણ જાણે કયાંએ સંતાઇ ગઇ તે શોધી જડે નહિ. પંડિતજીથી તો બરાબર બોલાય પણ નહિ. દુર્ગાચરણની પણ બીચારાની એ જ અવસ્થા થઇ. આ તે થયું શું? એમ બેમાંથી કોઇને સુઝ પડે નહિ. એક બીજાના સામું માત્ર ટગર ટગર જોયા જ કરે. બે જણ મનમાં વિચારવા લાગ્યા કે હવે આપણી પૂરી કમબખ્તી આવી છે! પણ આ બાજુ તે મુગલ લશ્કર કયાંથી આવ્યું હશે? તે તેમને સમજણ પડે નહિ. એમને તો એમ જ થયા કરતું હતું કે, આપણી વાક્ચાતુર્યથી અને મર્મભેદી વચનોથી, લોકો જ્યાં ત્યાંથી ઉભરાઇને મહારાણાની સાથે, રૂપમતિ અને વિજયસિંહની સહાય

મારે જ જતાં હોવાં જોઇએ. પણ આ તો કાંઇ આડું જ વેતરાઇ ગયું છે? આ સૈન્ય ક્યાંથી આવ્યું? શી રીતે આવ્યું? ક્યાં, અને શા માટે જતું હશે? તેની કલ્પના પણ તેમને નહોતી. મનની ઘણી ઘડભાંજે ખાત્રી થઇ કે, સૈન્ય ગમે ત્યાંથી આવો અને ગમે ત્યાં જાઓ, પણ એટલું તો ખરૂં જ કે આપણું એથી કાંઇ ઇષ્ટ થવાનું નથી.

આવો વિચાર આવતાં જ બિચારાનો જીવ તે શી રીતે સ્વસ્થ ઠરીને બેસે? એમને પકડનારા બાદશાહના સિપાઇઓ હવે તો "કયોં એ, કયોં એ સાલે!" કરીને તે બેઉ જણાને સતાવવા લાગ્યા. એક મુગલ બોલ્યો, "આમને ઝાલીને જરા આદાંપાક આપીશું એટલે તરત કબુલ કરશે કે કોણ છે, ક્યાંથી આવ્યા છે, શા કામે નીકળ્યા હતા, અને કોણે મોકલ્યા હતા તે કહેશે. બીજો એક જણ કહેવા લાગ્યો; "એ તો બાદશાહ વિરૂદ્ધ ફિતુર ઉઠાવવા ખટપટ કરતો હતો, નહિ તો એમ બોલે જ કેમ?" આમ એક પછી એક મુગલ સીપાઇઓ મગજના ખુટ્ટા જણાવવા લાગ્યા. **શામળ** પંડિત જેવો ભરભડીયો હતો તેવો જ સંકટ સમયે ધીરજને ધરવાવાળો પણ હતો. તે ધૈર્યને ન છોડતાં, માથા ઉપર આવી પડેલી આપ્તનો જેમ તેમ હવે તોડ ખોળી કહાડવો, એની યુક્તિ પ્રયુક્તિઓ મનમાં રચવા મંડી પડ્યો. પંડિતજી અવાક જ બની ગયો, એક અક્ષર પણ મ્હોંમાથી કહાડે નહિ. મુગલો જે કાંઇ બોલે તે બધું તે મુંગે મ્હોંએ સાંભળ્યા જ કરે. થોડીવારે મુગલો એ બેઉ જણને મુશ્કે બાંધી પોતાની સાથે ઘસડતા ચલાવવા લાગ્યા. દુર્ગાચરણ જોશીની પણ એ જ દશા થવાની હતી, પણ સદ્ભાગ્યે પંડિતજી તરફ બધાં માણસો ભરાઇ ગયેલાં જોઇને પોતે ધીરે રહીને પાછલે પગે અગીઆરાં ગણી ગયા. આટલી ભીડમાં એના તરફ લક્ષ પણ કોનું જાય; એટલે એ ભાઇ તો અત્યાર સૂધીમાં કેટલોક રસ્તો માપી પણ ગયા; પણ બીચારા પંડિતજીને તો ગીરફતાર બનાવી, પોતાને પગલે પગલે મુગલોએ ઘસડવા માંડયા. રસ્તે ચાલતાં મુગલો એને પૂછતા કે તું કોણ છું? ક્યાંનો છું? શું કરતો હતો? પણ **શામળ** પંડિત જેનું નામ તે એક નહિ કે બે નહીં, એમ જ બનીને બેઠો! મ્હોંની ફાડ ઉઘાડે જ શાનો? મુંગો મુંગો ચાલ્યો જ જાય. આવું જોઇને મુગલ સીપાઇઓને તેમના ઉપર રીસ તો ઘણી જ ચડી, પણ કરે શું? પરમેશ્વરની એટલી જ કૃપા થઇ કે, ઘણાએ મુગલોએ પંડિતની ગરદન ઉડાવી નાંખવાની વારંવાર દેહેશત દીધી, પણ તેનો અમલ માત્ર કરવા જેટલી અત્યાર સુધી કોઇને કુબુદ્ધિ થઇ નહિ. એવી બુદ્ધિ થઇ હોત તો કયારનાએ પંડિતનાં ઘડ અને ડોકાંને વિયોગ પડી જ ગયો હોત.

**શામળ** પંડિતના મનમાં અનેક વિચાર ચાલતા હતા. એની

ખાત્રી થઇ કે બાદશાહી, સૈન્યના તડાકામાં આપણે સપડાઇ ગયા છીએ. પણ આ સૈન્ય અહિં ક્યાંથી, અને ક્યાં જતું હોવું જોઇએ, તેનો ખ્યાલ આવી શકતો નહોતો. એક વખત એમ પણ લાગ્યું કે, આ સૈન્ય વિજયસિંહને ઘેરીને પડેલા મુગલ સૈન્યની કુમકે જતું હોવું જોઇએ, પણ થોડી જ વારમાં પોતાનો તર્ક ભૂલ ભરેલો છે, એમ એને સમજાયું. તેને એટલું તો સમજાયું કે આ સૈન્ય બાદશાહનું નથી, પણ શાહાજાદાનું છે અને તે ઉત્તર તરફ જાય છે. શામળ પંડિતે ધાર્યું કે, આમ ગુપચુપ ચાલ્યા કરવા કરતાં, કાંઇક યુક્તિ લડાવી આપણી દાદ ઠેઠ શાહજાદા સુધી પહોંચે તેમ કરીએ તો બેડો પાર! આ વિચારથી તે પોતાની સાથે ચાલતા સીપાઇને કહેવા લાગ્યો; "શું યાર! આટલા વખત સુધી તમે મને ત્રાસ દીધો તેથી શું ધરાયા નથી? આ તે કેટલો મોટો ભ્રમ કે તમે મને એક ફિતુરી જાણીને અટકાવી રાખ્યો છે? તમ કોણ છો? ક્યાં જાઓ છો? એ બધું જાણ્યા શિવાય હું પણ કોણ છું? ક્યાં જાઉં છું? અને શા માટે જાઉં છું? તે બધું મારાથી કેમ કહેવાય? આ રજપૂતાનામાં આજ કાલ એટલું તો ફીતુર ચાલી રહ્યું છે કે, તેની કલ્પના પણ તમને આવી શકે નહિ. પેલો ઉદેપુરવાળો રાજસિંહ તો એક બીજો જ બાદશાહ બનીને બેઠો છે. આથી બાદશાહને એનો જરા ભય લાગે છે, માટે મેવાડના રાજા રજવાડામાં મારા જેવા છુપા બાતમીદારોને મોકલી બાદશાહ અહિના ફીતુરી લોકોની સર્વ બાતમી લે છે. અમે લોકોની પાસે જઈ બાદશાહનું જ વાંકુ બોલીએ, અને રાજસિંહની સ્તુતિ ગાઇએ તોજ લોકો પોતાના મનનો ભાવ અમારા આગળ બતાવે. હું પણ આજ કેટલાક દિવસથી અહીં આવ્યો છું અને રાજસિંહનો દૂત છું, એમ બધેબધ કહેતો ફરૂં છું. આથી લોકો મારા ઉપર જરા વિશ્વાસ મૂકી મારા આગળ કાંઇ ને કાંઇ પણ ખરી વાત કરે છે. તમે પણ તે પૈકીના જ હશો એમ ધારી હું પ્રથમ તમારી પાસે પણ તેવું જ બોલ્યો હતો. હું ખરો છું કે ખોટો, તેની જો તમારે ખાત્રી કરવી હોય તો મને શાહજાદા પાસે લઇ જઇ ઉભો કરશો કે, તરત મારે કહેવાનું તે ત્યાંજ હું જાહેર કરીશ."

શામળ પંડિતનું આવું બોલવું સાંભળી મુગલ સીપાઇઓ તેની વધારે હુરીયો કરવા મંડી પડયા. પણ પંડિતે પોતાનું ધૈર્ય જરા પણ છોડયું નહિ, મુગલ સીપાઇઓના વારંવાર પૂછવા છતાં પણ શામળ પંડિત તો એજ વાત પકડી રહ્યો કે, મારે જે કહેવાનું છે તે શાહજાદાની આગળ જ કહીશ.

---

## પ્રકરણ ૪૧ મું.

### સાંઇજી.

વાંચનારને સ્મરણ હશે કે ફુરૂકશાહની વાત સાંભળી આપણા વેશ ધારી સાંઇમૌલા ઇંદિરાને ગમે તે પ્રકારે છોડવવી, એમ વિચાર કરી ચુકયા હતા જ. હવે ઇંદિરાને કયી યુક્તિથી છોડવી લાવવી તે તરફ તેમનું ધ્યાન ગયું. નયનપાળે મન સાથે નક્કી કરી રાખ્યું કે, ભલે આપણા જીવ ઉપર આવી પડે, તો પણ હરકત નથી. ઇંદિરા જેવાં એક ફૂલને આમ નિર્દયપણે વિલય થતું આપણે જાણીને તેનો કાંઇ પણ ઉપાય ન કરતાં, એમ ને એમ મરવા દેવી એ તો આપણું કેવળ બાયલાપણું જ કહેવાય. ઇંદિરા આપણને આડું અવળું સમજાવી જતી રહી હોત તો કાંઇ હરકત નહોતી. આપણે જે એનો આટલો બધો વિના કારણ ઘાત કર્યો છે, તે માટે જો કાંઇ પણ પ્રાયશ્ચિત્ત આપણે લેવું યોગ્ય હોય તો તે આ પ્રસંગે જ અને આપણા જીવને પણ અકારો કરી એને બચાવી લેવી એજ છે. આવા અનેક વિચારો મનમાં આવ્યાથી સાંઇજી ફુરૂકશાહને કહેવા લાગ્યા; —"બેટા ફુરૂકશાહ! એક વખત તારો હાથ મને જોવા દે. તારે હાથે જ જો સ્ત્રીનું મૃત્યુ થાય તો તારા નશીબનુ પાંદડું ફરી જાય એમ મને લાગે છે. અત્યાર સુધી હું તને જે જે કહેતો આવ્યો છું, તેનો તને બરાબર પડચો મળતો જાય છે; અને આગળ ઉપર પણ મળતો આવશે; અને મારા કહ્યા પ્રમાણે ન વર્તવાથી તારી જ્યારે કાર્ય સિદ્ધિ નહિ થાય તો તને ઘણો પસ્તાવો થશે. ગાંડા! તારા આ હાથ ઉપરથી હું તને કહું છું કે, આજ તારૂં નશીબ ચડતી દશામાં આવી ગયું છે, તેને કાંઇ પણ ખાંપણ ન આવે એવું જો તારે જોઇતું હોય તો હું તને કહું છું તેમ કર. મારૂં કહેલું માનવાથી તારી બેગમ તારા ઉપર જરા પણ ખફા ન થતાં, ઉલટી તારા હાથમાં રમકડું થઇ રહેશે. એમ જો ન બન્યું તો મારો આ ફકીરનો વેશ બાળી જ નાંખવો, અને જન્મારામાં ફરી શરીરપર લેવો નહિ, પછી કાંઇ? જંગલમાં જઇને જીવતો જ દટાઇ મરૂં નહિ તો મારૂં નામ સાંઇ નહિ, એમ ખાત્રી રાખજે. પણ તેની સાથે એ પણ યાદ રાખજે કે, જો તેં આ છોકરીને જીવતી ચણી લેવાના કામમાં જરા પણ મદદ કરી, તો ચાર જ દિવસમાં તારી બેગમ, તારા ઉપર એકદમ અચાનક ગુસ્સે થઇ તારો જ જીવ લેવા તૈયાર થશે. અરે, તૈયાર તો શું, પણ જીવ લેશે જ. તારો અને આ છોકરીનો એવો ગ્રહયોગ છે કે, તારે હાથે એનો જીવ જો લેવાય, તો ચોથે જ દિવસે સૂર્યોદય થતામાં જ તારા જીવપર કાંઇ

પણ ભયંકર આફત આવી પડશે. તારા ઉપર ઠપકો ન લેતાં, તારી બેગમની મરજી તારા ઉપર કાયમ જ રાખી, પુનઃ તારો જીવ બચે, એટલું જ નહિ પણ તારા ઉપર એની ચાહના ઘણી જ થાય એમ જો, કરવું હોય તો, તને એવી બેમાલુમ યુક્તિ દેખાડી આપું કે, તું એમ જ બોલી ઉઠીશ કે ઓહો! આજ તો મારો ખરો જ ભાગ્યોદય થયો. તારી બેગમ ઉલટી સેવા કરશે."

સાંઇએ આગળ કહેલી વાતનો ઘણો ખરો અનુભવ ફ્રૂકશાહને થઇ ચુક્યો હતો, તેથી આ વખતે પણ એનું મન જરા ડગવા લાગ્યું. ફ્રૂકશાહે ધાર્યું કે, સાંઇમૌલા કાંઇ એવી જ યુક્તિ દેખાડે તો એનો જ ઉપયોગ કરી, આપણું મરણ કાંઇ કરતાં ટાળવું ખરૂં! વિના કારણ આપણે જ માથે બધું તોહોમત ઓઢી લેવાથી શો ફાયદો છે? આવો વિચાર કરીને તે બોલ્યો; "સાંઇ સાહેબ, આપ કાંઈ એવી યુક્તિ દેખાડો તો હું જરૂર કરીશ જ. પણ મારા જીવને જરાએ ધોકો લાગવો ન જોઇએ, હાં? તેમ બેગમ સાહેબ પણ મારા ઉપર ખુશ થવી જોઇએજ! એટલું જો બની ગયું તો પછી મારે બીજા કશાની જરૂર નથી. આપ કહેશો તે હું જરૂર જરૂર કરીશ"

સાંઇજી—"તો ઠીક છે બેટા! હું કહું છું તેમ કરજે. પણ જરા એક બાજુએ આવ એટલે હું તને કહું."

ફ્રૂકશાહને આથી પણ વધારે એકાન્ત સ્થળમાં તે સાંઇ લઇ ગયો. ત્યાં જે કાંઇ એને કહેવાનું હતું તે કાનમાં કહી દીધું.

ફ્રૂકશાહે કહેલું ક્રૂર અને ઘોર કૃત્ય તે દિવસે ત્રીજા પહોરના અરસામાં થવાનું હતું. તે વખત પહેલાં બેએક કલાક અગાઉથી ફ્રૂકશાહે પોતાનાં ખાસ બે માણસો ત્યાં લઇ જઇ, સર્વ તૈયારી કરી રાખવી એવો બેગમ રોશનઆરાનો સખ્ત હુકમ થયો હતો. ફ્રૂકશાહ તેવા માણસોને જોઇ કહાડવા બહાર નીકળી પડયો, તેમ આપણા વેશધારી સાંઇજીએ પણ તેજ વખતે પોતાનો રસ્તો પકડયો. જનાનખાનાના અવાસમાંથી બહાર નીકળી રસ્તે ચાલતાં સાંઇજી કાંઇક વિચાર કરતા જતા હતા, એટલામાં બાદશાહી ફોજમાંનો કોઇ સીપાઇ સામેથી દોડતો દોડતો આવતો હતો તે એમની સાથે અથડાયો, એટલે સાંઇજીએ તેને કહ્યું; "અરે યાર, જરા જોઇને તો ચાલતા જાઓ." આટલું બોલી તેનો હાથ પકડી ઉભો રાખ્યો. સિપાઇ ગભરાયલા અવાજથી બોલવા લાગ્યો; "આ વખત જોઇને ચાલવાનો નથી, સમજ્યાને? આ વખત તો જીવ લઇને નાસી છુટવાનો છે. અત્યાર સૂધી જોઇને ચાલવાથી જ આજ આ વિટંબણામાં આવી પડયો છું!"

સિપાઇના શબ્દ કાન ઉપર પડતાં જ **સાંઇજી** જરા સ્તબ્ધ બની ગયા, એટલે સીપાઇએ હાથ છોડવી લઇ પોતાનો રસ્તો માપ્યો. **સાંઇજી** પણ પોતાની શાંત વૃત્તિના આડંબરને ઘડીવાર વેગળે મૂકી, તેની પાછળજ દોડવા લાગ્યા. રસ્તે જનાર લોકો પણ જોઇ જ રહ્યા કે સિપાઇની પાછળ **સાંઇજી** તે શું દોડતા હશે? એટલામાં **સાંઇજી**એ કાંઇક નામ દઇને બુમ પાડી, જે સાંભળી સિપાઇ એકદમ ચમકી ગયો. **સાંઇજી**ના મ્હોંમાંથી નામ નીકળતાં જ સિપાઇ ભાઇ તો સજ્જડજ બની ગયા અને ઉભા રહ્યા; એટલે ફરીથી નામ દઇ બુમ પાડી **સાંઇજી** બોલ્યા; "ભાઇ! આમ ધભરાય છે શું કરવા? હું તો તારો દોસ્ત છું, દુશ્મન નથી. તું જરા ઉભો રહે તો તને મારે એક વાત કહેવાની છે. તું જાણે છે કે આ જનાનખાનામાં આજે તારા એક અત્યંત પ્રાણસમાન પ્રિય માણસ ઉપર કાંઇક આફત આવી પડવાની છે? તને રૂચતું હોય તો ચાલ મારી સાથે, અને હું યુક્તિ બતાવું તેમ કર. તું અને હું આપણે બે બસ્સ એટલે બીજા કોઇની જરૂર જ નથી. મારાપર વિશ્વાસ રાખી, બીલકુલ ડરીશ પણ નહિ, તેમ કશી શંકા પણ રાખીશ નહિ."

સિપાઇ ફરી જરા વિચારમાં પડયો. **સાંઇ**ના કહેવાપર વિશ્વાસ રાખવો કે નહિ, કે આપણે આપણો રસ્તો જ લેવો; અને પછી શું થાય છે તે જોઇ લેવું?" આવો વિચાર કરવામાં જ કેટલીકવાર એ સ્તબ્ધ જ ઉભો થઇ રહ્યો; એટલે ફરી **સાંઇજી** બોલ્યા; "હું જે તને કહું છું તે બધું નામ નિશાન સાથેજ કહું છું. અને તે જરા પણ ખોટું નથી. આટલું કહેવા છતાં જો તારે એ અનાથ સ્ત્રીને છોડવવી ન હોય તો ભલે, તું તારે રસ્તે જા, મને કાંઇ તેમાં હરકત નથી. પણ પાછળથી પસ્તાવો કરતો નહિ, સમજ્યોને?" આવી રીતના ફકીરી વેશે કોઇ કાંઇ પણ બોલે તેની કાંઇ હરકત ગણાય નહીં. એવા લોકોને કાંઇ વિધિ નિષેધ હોય જ નહિ. આવાં ભગવાં ધારણ કરનારાઓને એક પ્રકારે છુટ જ એ રાજ્યમાં હતી; તેથી **સાંઇજી**નું બોલવું કેટલાક પાસેથી જનારા લોકોના સાંભળવામાં જો કે આવ્યું હશે તોપણ તે તરફ તેમણે કોઇએ લક્ષ જ આપ્યું નહિ. પેલો મુગલ સીપાઇ તો ફકીરનું બોલવું સાંભળી કેટલીકવાર સુધી સ્તબ્ધ ઉભો થઈ રહ્યો હતો; "તે છેવટે બોલ્યો; **સાંઇ** મહારાજ! હું આપનું ન સાંભળતાં આમ દોડતો જતો હતો, પણ આપે મારૂં નામ દીધું અને કેટલીક નિશાની આપી તેથી હું જાણું છું કે, આપને કાંઇ પણ માહેતી હોવી જોઇએ. પણ આ જગ્યા આમ ચાસન બોલવા જેવી નથી; માટે આપ જરા કોઇ બીજી સારી એકાંત જંગ્યાએ ચાલો અને મને અથેતિ વૃત્તાંત કહો. આપની આટલી બધી મારાપર રહેમ નજર છે

તો હું પણ આપને જણાવીશ કે હું જાતે પણ કેવી રીતે છુટીને આવ્યો છું. આપનો વેશ જ ખાત્રી કરી આપે છે કે, આપ સરખા મહાપુરૂષો કોઇનો વિશ્વાસઘાત કરે નહિ. સાંઇ મહારાજ! આપે મને શી રીતે ઓળખ્યો ભલા, અને મારૂં ખરૂં નામ ક્યાંથી જાણ્યું વારૂ ?"

આ સાંભળતાં જ સાંઇ જરા હસીને બોલ્યા, "એકાંતની જગ્યાએ જઇ હું તને બધું કહીશ. હમણાં તો રસ્તામાં કાંઇ બોલ્યા વગર ચાલ, એક વખત આ કિલ્લાની બહાર નીકળી જઇએ." એટલું બોલી પેલા સિપાઇને લઇને સાંઇજી ઉતાવળે પગલે ચાલવા લાગ્યા. રસ્તે ચાલતાં સાંઇજીએ પાછા પોતાના આત્મજ્ઞાન અને વિરાગના દુહા તથા બ્હેંતો શરૂ કરી, એટલા માટે કે આજુબાજુના કોઇ પણ માણસનું તેમના તરફ વિશેષ લક્ષ જાય નહિ. આવી બ્હેંતો અને દોહરા બોલનાર દિલ્લી શહેરમાં ઘણાએ ફકીરો ફરતા હતા, એટલે તે પૈકીનો જ આ પણ હશે એમ લોકોના જાણવામાં આવ્યું. આમ ગાતે ગાતે કેટલીક વારે ઘણે દૂર એક સારી જગ્યાએ તે બંને આવી પહોંચ્યા. ત્યાં પણ લોકોનો કલબલાટ જણાતો હતો, માણસોની પણ જા આવ થયા જ કરતી હતી, તેમ છતાં કેટલીક વારે પેલો મુગલ સિપાઇ બોલ્યો; "સાંઇ મહારાજ! આપની મરજી હોય, તો મારો એક ગરીબ દોસ્ત આ ચકલાની દક્ષિણ બાજુ ઉપર રહે છે, અને તેનું ઘર છેક જ એકાંતમાં આવેલું છે, તેથી ત્યાં કાંઇ બોલવા કરવાને અડચણ પડે તેમ નથી. આપ આવતા હો તો ત્યાં આપને લઇ જાઉં." સાંઇએ જરા વિચાર કરી કેટલીક વારે હા કહી; એટલે તરત જ પેલો સીપાઇ તેને ઉપર જણાવેલે ઘેરે લઇ ગયો. કયા મહોલ્લામાં અને કયે ઘેર પેલો સિપાઇ સાંઇને લઈ ગયો, તે સંબંધે અમે આશા રાખીએ છીએ કે વાંચનારને તેની ખબર પડી હશે જ. જેઠમલ્લ અને એનું એકાંત અવાસમાં આવેલું ઘર વાંચનારની સ્મરણ શક્તિમાંથી ખસી તો નહિ જ ગયું હોય. સાંઇ અને સિપાઇ તે ઘર આગળ ગયા ને આગળની જ પેઠે બારણાં ઉપર બે ચાર ટકોરા વગાડયા. કેટલીકવારે એક ડોસી આવીને દરવાજો ઉઘાડયો. આપણા સાંઇને તથા પેલા સિપાઇને જોઇને, ડોસી પોતાના ખોખરા અવાજથી બોલી; "મારે ઘેર તે સિપાઇ શો? તમે કેમ આવ્યા છો? અમે કાંઇ કોઇનો વાંક ગુન્હો કર્યો છે?" પણ એટલામાં જ પેલા મુગલ સિપાઇએ એની છેક પાસે જઇ, ડોસીજ સાંભળે એવું કાંઈ કહ્યું, કે તરત ડોસી ચુપ થઇ જઇ, દરવાજો ખુલ્લો મૂકી, આઘી ખસીને ઉભી રહી, કે બન્ને જણ અંદર દાખલ થયા. ડોસીએ પાછાં પોતાનાં બારણાં બંધ કરી લીધાં. સિપાઇએ ડોસીને પૂછયું; "જેઠમલ્લ કયાં છે?" ડોસી બોલી, "કાંઇક કામે ગયો છે તો ખરો." એટલે

સિપાઇએ ડોસીને, "બારણા પાસે જઇને બેસો તથા કોઇને પણ અંદર આવવા દેશો નહિ, અમારે અહીં જરા કામ છે તે બેઠા છીએ, માટે તમે ત્યાં જઇને બેસો;" એમ કહ્યું, એટલે ડોસી મા તો તરત જ ઉઠીને બારણા આગળ જઇને બેઠાં, અને પેલા બે જણા છેક અંદરના ભાગમાં જઇને બેઠા. કેટલીક વારે સિપાઇએ ફકીરને કહ્યું, "સાંઇ મહારાજ! હવે આપને જે કાંઇ વાત કરવી હોય તે સુખે કરો. ઇંદિરા કેવા સંકટમાં છે અને તેને કેવી રીતે છોડવી લાવવી, તે હવે મને આપ કૃપા કરીને કહો. હું એને માટે મારો પ્રાણ પણ આપવાને તૈયાર છું."

ફકીર જરા હસીને બોલ્યા; "બેટા દુર્ગાદાસ, તારા શિવાય બીજો પણ એક માણસ છે, જે એને માટે એક તો શું પણ હજારો પ્રાણ આપવા તૈયાર છે. તમે બે ભાઈ બ્હેન, તમારી અપ્રતીમ સ્વામી ભક્તિથી તેની આંખો ઉઘાડી આપી છે. તેને હવે ખાત્રી થઈ ગઈ છે કે, પોતાના આખા આયુષ્યમાં તેણે નીચ અને અઘોર કર્મ શિવાય બીજું કાંઇ જ કર્યું નથી. તેને હવે અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો છે અને પોતાનાં કૃતકર્મના પરિમાર્જન માટે દૃઢ નિષ્ઠા તમારામાં જ સ્થાપી છે. આગળ તેણે તમારો ગમે તેટલો છળ કર્યો, ગમે તેવું અધમ વર્ત્તન તમારી સાથે ચલાવ્યું, તોપણ તે બધાંનુ વિસ્મરણ કરી તમે હવે એને તમારાથી દૂર કરશો નહિ. એનો પશ્ચાત્તાપ તે ખોટો પશ્ચાત્તાપ નથી, એના મનમાં તમારા પ્રતિની ઉદ્ભવેલી ભક્તિ તે ખોટી ભક્તિ નથી, કેવળ જ શુદ્ધ અને સાચી છે!" આટલું બોલતાં સાંઈ ત્યાંથી ઉઠી ગયો. દુર્ગાદાસ તેના સામું જ જોઇ રહ્યો હતો. સાંઈના બોલવાથી દુર્ગાદાસને વધારે શંકા પડવા લાગી, પણ એટલામાં ફકીરે પોતાના માથા ઉપરનો જટાભાર તથા કૃત્રિમ ડાઢીને વેગળી મૂકી દીધી કે તરત તેનું ખરૂં સ્વરૂપ જણાઇ આવ્યું. નયનપાળને જોતાં જ દુર્ગાદાસ એકાએક આશ્ચર્ય ચકિત બની ગયો. આમાં ખરૂં શું, તે એને સમજાયું નહિ. જે આપણો કટ્ટો શત્રુ, જેણે આપણો તથા આપણી બ્હેનનો આજ સુધી કેવળ નીચ વૃત્તિથી જ છળ કર્યો, તેજ નયનપાળ આજ આમ એકાએક આપણો મિત્ર બને એ દુર્ગાદાસને શકય પણ કેમ લાગે? પણ નયનપાળ દુર્ગાદાસના પગ ઉપર હાથ મૂકી બોલ્યો—"દુર્ગાદાસજી! હવે મારે માટે કશી પણ શંકા રાખશો નહિ. આવી શંકાઓ કહાડવામાં વખત ગાળવા કરતાં હમણાં જેમ બને તેમ ઇંદિરાને છોડવવા જવું જોઇએ, એ બિચારીનું ત્યાં શું થતું હશે તે કહી શકાતું નથી. દુષ્ટ રોશનઆરા ઇંદિરાને ભ્રાંતમાં ચણાવી લેવા બેઠી છે, પણ એને ખબર નથી કે ઇંદિરાની વ્હારે ચડનાર કેટલા છે? હું તો ગમે તે પ્રકારે એને છોડવવા

જવાનો હતો જ—એના સર્વ પ્રપંચને તોડી પાડવા હું જ એકલો બસ હતો. શી રીતે એના પ્રપંચને તોડી શકત તે આ વખતે કહેવા માગતો નથી. પણ હવે જ્યારે તું પણ મળી ગયો એટલે આપણને, કાંઇજ અશક્ય રહ્યું નહિ. ભિંતમાં ચણી લેવાનું કામ જે ગુલામને સોંપવામાં આવ્યું છે, તેને તો મેં ક્યારનોએ મારી મૂઠીમાં જકડી લીધો છે. પણ હવે આપણે કલાકેકમાં કડીયાનો વેશ લઈ જનાનખાનામાં જવું જોઇએ. ફુરૂકશાહે મને દરવાજામાં જ મળવાનું કબુલ કર્યું છે. કોદાળી, પાવડો, લેલાં, વિગેરે કડીયાનાં હથીયારની જ, માત્ર જરૂર છે, માટે ચાલ, ગમે ત્યાંથી તે તો પેદા કરી લઈશું."

આમ બે જણાનું બોલવું ચાલે છે એટલામાં જેઠમલ્લ ત્યાં આવી પહોંચ્યો. જે જે હથીયારોની જરૂર હતી, તે બધાં દુર્ગાદાસે જેઠમલ્લને કહી સંભળાવ્યાં. આણી આપવાનું કબુલ કરી જેઠમલ્લ તે હથીયારો લાવવા માટે તુરત નીકળી પડયો. તે પાછો આવે ત્યાંસૂધીમાં દુર્ગાદાસે પણ બાદશાહની નજર કેદમાંથી એક દરોગાને છેતરી, પેહેરેગીરનો વેશ લઈ કેવી રીતે પોતે છુટી આવ્યો તે બધી હકીકત નયનપાળને કહી.

દુર્ગાદાસ બોલ્યો; "બાદશાહે મારા ઉપર બે દરોગા નીમ્યા હતા. તેમાંનો એક પોતાનાં કપડાં ઉતારી નહાવા માટે ગયો, એટલે બીજો જે ત્યાં ફરતો હતો તેને જરા ચૌદમું રત્ન દેખાડી, પેલા ન્હાવા ગયેલા સિપાઇનાં લુગડાં પહેરી આપણે તો તેની નજર ચૂકાવી રવાના થઈ ગયા. સીપાઇનો વેશ અને હથીયાર પણ રાખેલાં હોવાથી, સર્વે જણાએ મને તો પહેરેગીર જ જાણી, બીલકુલ ટોકયો સુદ્ધાં નહિ, એટલે મેં મારૂં કામ સિદ્ધ કરી લીધું."

આ બીના સાંભળી નયનપાળે તેના સાહસની પ્રસંશા કરી અને બોલ્યો; "સાબાશ ! સાબાશ ! દુર્ગાદાસ ! હું કેટલો હતભાગ્ય કે તમારા જેવા પવિત્ર ચરિત્રવાન સાથે વિના કારણ વેર બાંધી, પોતાના કુળને કલંકિત કર્યું ? ખેર, થવાનું તે થઈ ગયું, હવે ગઈ વાતનો પસ્તાવો કરવાથી ફળ શું ? પણ હું કહું છું, તેમ જો આગળ મારાથી કામ બની આવ્યાં તો મારી વૃત્તિની નિર્મળતા તમને જણાઈ આવશે." એટલામાં જેઠમલ્લ જોઇતાં હથીયારો લઇને આવી પહોંચ્યો. બન્ને જણાએ પોતાનો પોશાક ઉતારી મૂકી દીધો. ખાસ જરૂર પડે તેવાં શસ્ત્રો આમ તેમ શરીર ઉપર ધારણ કરી લઈ, ઉપરથી ફાટેલાં અને કડીયાના વેશને લાયક કપડાં પહેરી લઇ, હાથમાં પાવડો, કોદાળો વિગેરે કડીયાનાં હથીયારો લઈ, બેઉ મિત્રો ઘરમાંથી બહાર નીકળી પડયા. નયનપાળે પોતાની કૃત્રિમ જટા

તથા ડાઢી મૂછ કાયમ રાખ્યાં હતાં, કારણ તેણે ફકીરના વેશમાં ફરૂકશાહને કહ્યું હતું કે, હું જ કડીયાનો વેશ લઇને આવું છું. બન્ને મિત્રો વાતો કરતા કરતા થોડી વારે ફરૂકશાહ સાથે નક્કી કરેલી જગ્યાએ જઇને ઉભાં રહ્યા. થોડી વારમાં ફરૂકશાહ ત્યાં આવી પહોંચ્યો. તેણે બેઉ કડીયાને અંદર લઈ જઈ એક એકાન્ત જગ્યાએ બેસાડયા. અંદર જતાં જ કડીયાના વેશવાળો ફકીર નયનપાળ બોલ્યો; "બેટા ફરૂકશાહ! જો! અમારા ફકીર લોકોને પણ પરોપકાર માટે કેવા કેવા વેશ લેવા પડે છે? નહિ તો અમે ફકીર, સાંઇ, અમારે કડીયાનો વેશ લેવાની જરૂર પણ શી? પણ એ તો તારે માટે, તેમ પેલી બીચારી ગરીબ ગાયનું ખુન થઈ તારો પ્રાણઘાત થાય, એટલા માટે જ અમારે પણ આમ કરવું પડયું છે." ફરૂકશાહ તેમને ચુપ બેસવાનો ઇશારો કરી, વખત પડે અંદર લઈ જવાનું કહી, ત્યાંથી ચાલ્યો ગયો.

આ બે જણા અહિ ઘડીઓ ગણતા બેઠા છે, એટલે આશરે ઘડી દોઢેકમાં ફરૂકશાહ તેમને અંદર તેડી લઇ જવા આવ્યો. પ્રથમ તો બંનેની આંખો ઉપર પાટા બાંધી લેવા ફરૂકશાહે જણાવ્યું ને પોતાની સાથે એક કાળો રૂમાલ આણ્યો હતો તે વડે તેમની આંખો બાંધી. પહેલાં દુર્ગાદાસની આંખો બાંધીને પછી નયનપાળની પાસે ગયો; એટલે ધીરે રહીને નયનપાળે તેને પોતાની આંખો મજબુત બાંધવી નહિ એમ સમજાવી દીધો. ફરૂકશાહે; "હમણાં તો બાંધવી પડશે,' પછી તમે તમારી મેળે ધીરે ધીરે સરકાવી નાંખજો," એમ કહી તેની આંખો પણ બાંધી. બંનેની આંખે પાટા બાંધી ફરૂકશાહ જાણે આંધળાનો નાયક હોય તેમ તેમને દોરીને અંદર લઇ જવા લાગ્યો, ફરૂકશાહ તેમને એવા વાંકાચુંકા ફેરવતો ફેરવતો લઇ ચાલ્યો કે, રોશનઆરાના મહેલમાં કયે ઠેકાણે, કયાં, કઇ દિશામાં, અને કઇ ઓરડીમાં લઇ જાય છે, તેની તેમને જરાએ ખબર પડે જ નહીં. જતે જતે તેમને એમ પણ થવા લાગ્યું કે, આપણે આમ ફરૂકશાહના ભરોંસા ઉપર જ ચાલ્યા જઇએ છીએ તે ઠીક નથી કરતા; તે વખતે કાંઇ ખાડામાં જ લઇ જઇને નાંખી દે કે કોઇ મોટા સંકટમાં હડસેલી મુકે, તો શું કરવું? એવી શંકાઓથી તેમનું મન અંદરથી કંપતુ પણ હતું. પણ આટલે સુધી હીંમત બીડીને આવ્યા પછી પાછા ફરવું તે પણ ઠીક નહિ, એમ ધારી બંને ચાલતા હતા. એટલામાં ફરૂકશાહે તેમને એક ઠેકાણે આણી ઉભા રાખ્યા અને આંખોના પાટા છોડી લીધા. આંખો ઉપરનો પાટો ખસતાં જુવે છે તો તેઓ એક દસ હાથ લાંબી પહોળી ઓરડીમાં આવ્યા હોય એમ લાગ્યું. ચારે તરફ જોતાં તે ત્રણ મિત્રો શિવાય બીજું કોઇ જ ત્યાં જણાતું નહોતું. ફરૂકશાહે

તેમને સામેની ભીંત દેખાડી કહ્યું કે, "આને ખોદી નાંખો; ભીંત ઘણી જાડી છે. એક માણસ અંદર ઉભું રહી શકે અને તેના ઉપર સારી રીતે ચણતર આવી શકે એટલી ખોદવાની છે." ફુરૂકશાહે આ હુકમ તેઓને સંભળાવતો હતો એટલામાં પાછળથી છાનામાની રોશનઆરા બેગમ ત્યાં આવી, અને આ બે કડીયાને ધારી ધારીને જોવા લાગી. આ કોઇ લુચ્ચા તો નથીને, આવી શંકાથી તેમને તપાસી તપાસીને જોવા લાગી. એની દ્રષ્ટિમાં એટલી બધી દીર્ઘદર્શિતા લાગતી હતી કે જાણે એની દૃષ્ટિ તેઓની છાતી ચીરી અંદર પેસી તેમનો ભાવાર્થ જાણી લેતી હોયની, એમ જ એ બે જણાને થવા લાગ્યું. પણ એને શંકા આવવા સરખું કાંઇ જ કારણ ન જણાતાં ફુરૂકશાહના જેવો પોતે પણ હુકમ ફરમાવી, કામ કેટલે સુધી આવ્યું છે, એ પછીથી જોવા આવવાનું કહી, બેગમ ફુરૂકશાહને લઇને ત્યાંથી ચાલી ગઇ. આ બે જણા હવે ભીંત ખોદવાના કામમાં મચી ગયા. ફુરૂકશાહના કહેવા પ્રમાણે તેમણે ઘણીક ભીંત કોરી કહાડી; છતાં પણ હજી કોતરતા જ હતા. તેમના મનમાં એમ હતું કે ભીંત કોરતે કોરતે બીજી બાજુથી ખુલ્લી કરી મૂકવી. પણ તેમ કરવાથી કાંઇ લાભ નહોતો, કારણ તેમ કરવાથી વખતે પોતાનો હેતુ ખુલ્લો પડી જઈ પોતે જ વિટંબણામાં આવી પડવા તેમને ધાસ્તી લાગી. આ વિચારથી તેમણે એક ખુણે જ માત્ર જરા સરખું આરપાર બાકોરૂં પાડયું. તેમ કરવાનો હેતુ એટલો જ કે પેલી બાજુ કયાં પડે છે તથા ત્યાં કોણ કોણ છે? તે જણાઇ આવે. આ પ્રમાણે ખોદતે ખોદતે તેમણે એટલું મોટું બાકોરૂં પાડયું કે, તેમાં ડોકું ઘાલીને જોઇ શકાય. તે બાકામાં ડોકું ઘાલી જોતાં જ નયનપાળના મ્હોંમાંથી એક આનંદોદ્‌ગાર નીકળી ગયો, અને પછી પોતાના મિત્ર દુર્ગાદાસના કાન સરસો જઇ તેને કાંઇ કહ્યું.

થોડી વારમાં ફુરૂકશાહ અને બેગમ ત્યાં આવી પહોંચ્યાં અને કામ જોતાં ખોદેલું બસ છે એમ જણાવી, વધારે ખોદવાનું બંધ રખાવ્યું અને બેગમ ચણી લેવાની સર્વ સામગ્રી તૈયાર રાખવા વરદી આપીને પછી ફુરૂકશાહને ત્યાં મૂકીને ચાલી ગઇ. આ લાગ સાંધી લઇ સાંઇએ ફુરૂકશાહના કાનમાં કેટલીક વાત કરી લીધી, જેનો જવાબ ખોજાએ પોતાનું ડોકું ધુણાવીને દીધો. થોડી જ વારમાં પ્રેતવત્ ઉચકેલી ઇંદિરાને બે ગુલામો ત્યાં લાવ્યા. આ જોતાં જ નયનપાળ તથા દુર્ગાદાસને શું થયું હશે? તે વાંચનારને જ જોવાનું છે. આ બે મિત્રો ઇંદિરાની આવી સ્થિતિ જોવા છતાં પણ કાંઇ જ બોલ્યા નહિ. પાછળથી બેગમ પણ આવી જેને બેગમ શો હુકમ આપે છે તે જાણી લેવા ફુરૂકશાહ પાસે જઇ કાન ધરીને

ઉભો રહ્યો. બેગમ શાશંક મુદ્રાથી નયનપાળ તરફ જોઇને બોલી, "હવે આ બે જણાનું અહિં કાંઇ કામ નથી. એકને જ રાખો, અને પેલા ડાઢીવાળાને બ્હાર મોકલી દ્યો."

હુકમ થવાની જ વાર, તરત ફરૂકશાહ, સાંઇને ત્યાંથી બ્હાર લઇ ગયો.

આણી તરફ બેગમે ઇંદિરાને ઉંચકી પેલા ભીંતના કોતરેલા ભાગમાં ગોઠવી દેવા ગુલામોને હુકમ કર્યો. ગુલામો જેવા ઇંદિરાને લઇને ભગદાળામાં પુરવા જાય છે કે, તરત ઇંદિરાએ એક કારમી ચીસ પાડી. બ્હેનની ચીસ સાંભળતાં જ દુર્ગાદાસને પોતે લીધેલા વેશનું ભાન ન રહેતાં, તે એકદમ પેલા ગુલામો ઉપર ધસી ગયો.

આ જોઇ બેગમ તો આશ્ચર્ય ચકિત બની દરવાજામાં જ ઉભી ઉભી જોઇ રહી.



## પ્રકરણ ૪૨ મું.



### ભાઇબ્હેન બંને.

દુર્ગાદાસ ઘણો જ વિચારવંત હતો, પણ બ્હેનની આ અવસ્થા જોઇ પોતાનું મન કબજે રાખી શકયો નહિ. પોતાના દેખતાં આ દીન અબળાને જીવતી જ ભીંતમાં ચણી લે છે, એવું જોઇ કયા ભાઇના મનમાં ક્રોધ ઉત્પન્ન થયા વગર રહે? પોતે અને નયનપાળે કાંઇક બેત કરી ઇંદિરાને છોડવવી એમ ઠરાવ્યું હતું ખરૂં, પણ તેમનો ધારેલો બેત નિર્વિઘ્ન પાર પડશે જ એ કેમ કહેવાય? કદાચ પાર પડયો એમ ધારીએ તો પણ પોતાની ધારણાનો પૂરો અમલ કરી શકતાં સુધી ઇંદિરા આ ભગદાળામાં જીવતી રહી શકશે એમ પણ શાથી કહેવાય? આવો એક પછી એક એમ અનેક વિચાર મનમાં આવતાં તેને લાગ્યું કે, આપણી ધારણા પાર પડવી કઠીણ છે. ઇંદિરા આપણા હાથમાંથી જશે એમ જ હવે તેને થઇ ગયું હતું, અને તેમ જાણીનેજ તે વર્તતો હતો. દુર્ગાદાસને લાગ્યું કે બીજો એકે ઉપાય હવે શકય નથી, માટેજ તે નયનપાળની ધારણા માન્ય કરી તેની સાથે આવ્યો હતો. તેમાં પણ ખરે વખતે નયનપાળ એકાએક ચાલ્યો ગયો, એ તેને ઘણું જ ચમત્કારિક લાગ્યું. તેને શંકા થઇ કે, નયનપાળે આપણને વિશ્વાસઘાત તો નથી કર્યો? હું જ બેગમના સપાટામાં સપડાઇ જાઉં એવા હેતુથી તો મને આણ્યો નહિ હોય? બરાબર, એમ ન હોય તો મને એકલાને અહિં મૂકી એ કેમ ચાલ્યો જાય?

એ મને ફસલાવીને અહિં લાવે અને પછી બેગમ મને જ અહિંથી રવાના કરી દે એવો જ એનો પ્રપંચ હશે. આ વિચાર દુર્ગાદાસના મનમાં આવ્યો અને તેને ખાત્રી થઇ જવાથી દુર્ગાદાસનું મન ગભરાવા લાગ્યું. "નયનપાળે ખાસ દગો જ કર્યો, આપણા ઉપર વેર વાળ્યું, ભાઇબ્હેન બન્નેને પોતાના પેચમાં લઇ લીધાં. અમને બંનેને ફસાવી પંજામાં લેવા માટે જ એણે બેગમને સમજાવી હોવી જોઇએ, નહિ તો આમ થાય જ કેમ ?" આવા વિચારની એક સરખી શ્રેણી હવે એના મનમાં ચાલવા માંડી. માણુસ બીજાના દોષ જ જોવા બેસે છે ત્યારે તેને એક પછી એક દોષ જ જણાય છે. એમ જ દુર્ગાદાસને હવે થયું. નયનપાળની દરેક કૃતિ દુર્ગાદાસને દોષમય જણાવા લાગી. તેને જણાયું કે, "આ વખતે આપણે ગમે તે કરીશું તોપણ આપણું કાંઇ જ ચાલવાનું નથી. આપણે અત્યારે તો અહીં કેવળ અનાથ જ બની ગયા છીએ." એમ સર્વ નિરાશાના વિચારોથી ગભરાઇ ગયેલા દુર્ગાદાસના મગજમાં હવે એક પણ સાવધાનતાનો વિચાર પેસી શકયો નહિ. આ વખતે કાંઇ પણ મોટું સાહસ આપણે નહિ કરીએ તો, ભાઇ બ્હેન બંનેને જીવવાની આશા જ નથી. બે જણાને જીવતાં જ સમાધિ લેવી પડવાની છે." આવી જ્યારે દુર્ગાદાસને ખાત્રી થઇ ચુકી ત્યારે જ તેણે પેલા ગુલામો ઉપર ધસારો કર્યો. એક ગુલામને તો એણે પાછો ખેંચી કહડયો જ. પાસેના જ બારણામાં ઉભેલી બેગમ આ ચમત્કાર જોઇને સજ્જડ જ બની ગઇ. તેને એવો વિચાર આવ્યો કે, આપણે આપણાં માણસોને લઇને એક ખુણે જઇ કામ કરીએ છીએ, તેમાં વળી આ એક મજુર આપણા માણસપર ચડી આવી, આપણો ભક્ષ છીનવી લેનાર કોણ ? આંખમાં ધૂળ નાખી વાઘનો શિકાર લઇ જવા પ્રયત્ન કરનાર વાંદરાને જોઇ જેમ વાઘ ખીજવાઇ જાય, તેમ જ બેગમ આ વખતે ચીડાઇ ગઇ હતી.

બેગમે રીસમાં આવી જઇ બુમ પાડી કે તરત જ પાંચ દશ ખોજા દોડી આવ્યા, એટલે પછી શું પૂછવું? ગમે તેટલો વીર પુરુષ હોય, પણ પાંચ દશ જણાની તલવાર તેના ઉપર ચાલતી હોય તો તે બિચારો શું કરી શકે ? દુર્ગાદાસની પણ તેવી જ વલે થઇ. દુર્ગાદાસે પોતાનાથી બને તેટલું જોર તો માર્યું, પણ એકનું ઓસડ બે. સામા સામા બે ચાર હાથ ચાલ્યા ન ચાલ્યા કે તરત દુર્ગાદાસ પકડાઇ ગયો. ઈંદિરા તો અત્યાર સુધી છેક શબવત્ પડેલી હતી. પકડાયલો માણસ કોણ છે ? શા માટે આવ્યો છે ? વગેરે તપાસની પંચાતમાં ન પડતાં તેને પણ પેલી લોંડીની સાથે જ ભીંતમાં પુરી લેવાનો હુકમ કરી દીધો. બેગમનો ગુસ્સો અને હુકમ

વિલક્ષણ જ હતો. એક વખત હુકમ થઇ ગયો કે પછી કોની મગદૂર છે કે તેની અમાન્યતા કરી શકે? હુકમનું ફરમાન કરવા ફરૂકશાહને પાસે બોલાવી, તેને પૂછવા લાગી કે, 'આ કોણ છે? અને આવી દગલબાજી એ શી રીતે કરવા પામ્યો?' ફરૂકશાહ તો બિચારો થરથર કંપવા જ લાગ્યો. જવાબ શું દેવો તે કાંઇ તેને સુઝે નહિ. એટલામાં એક વિલક્ષણ ચમત્કાર થયો કે જેથી ફરૂકશાહપરનો બેગમનો તમામ ગુસ્સો ઉતરી ગયો, અને બિચારો મોતના મ્હોંમાથી બચ્યો. નહિ તો એની પણ એજ વલે થવાની હતી. ફરૂકશાહના નશીબે જોર કર્યું. દુર્ગાદાસને હંફાવી, પેલા ગુલામો તેને પકડી બેગમની પાસે લઇ ગયા. રોશનઆરાની નજર ઘણી જ તીક્ષ્ણ હતી, એટલે જોતામાં જ તેણે દુર્ગાદાસને ઓળખી કાડયો. છોટુસિંહ આમ પોતાની મેળે જ આપણા પંજામાં આવી પડેલો જોઇ, બેગમને તો એકદમ હર્ષ સન્નિપાત જ થઇ ગયો. વાંચનારને ખબર છે કે, દુર્ગાદાસ ઉર્ફે છોટુસિંહના ઉપર બેગમને કેટલી બધી રીસ હતી એટલે પોતાના ભક્ષને હાથમાં આવેલો જોઈ, બેગમ તો હરખના મારી નાચવા અને કૂદવા જ લાગી ગઇ. બેગમને એમ જ થયું કે ફરૂકશાહે એને આપણા સપાટામાં લાવવા માટે જ આણ્યો હશે, તેથી તે કહેવા લાગી; "અરે ફરૂકશાહ! વાહ, વાહ! તેં પણ શું યુક્તિ કરી છે! હું અમથી જ તારા ઉપર ગુસ્સે થઇ. બંને ભાઇબ્હેનને એક જ ઠેકાણે પુરી લેવા માટે જ તેં આ ઘાટ ઉતાર્યો હોય એમ લાગે છે. સાબાશ, તારી કળાને? તું હવે એવું કર કે એ હવે જીવતો રહેવા પામે નહિ. અહીંથી જ બીજા કોઇ મજુરોને બોલાવી ભીંતની ફાટને મોટી કરાવી લે, એટલે ઠીક પડશે, બેયને એકજ ઠેકાણે ચણી લઇશું. પછી ભલે એ બે જણાં એક જગ્યાએ બેસી બાદશાહની વિરૂદ્ધ ગમે તેટલાં ફીતુર ઉઠાવે. બસ, એ તો એજ હવે, સમજ્યોને?"

ફરૂકશાહને પોતાની નિર્દોષવૃત્તિ જણાવવાનો આ લાગ ઠીક મળ્યો. તે બોલ્યો, "જી હાં, માલીક! મેં એને ઓળખીને જ અહિં આણ્યો હતો. આપને જે પ્રિયકર તે જ હું કરીશ. આપની તબીયતને જે પસંદ પડશે તેવું જ કામ મારે હાથે હમ્મેશાં થાય છે." ફરૂકશાહના કૃત્ય માટે તેને જાણે ઇનામ આપતી હોય તેમ તેના સામું બેગમે જરા સ્મિત કર્યું; એટલે ફરૂકશાહ તો ફુલાઇને ફાળકો બની ગયો. ભીંતને તાબડતોબ વધારે ખોદાવવાનો હુકમ કરી, ફરી બીજી કોઇ આવી જ ગફલત ન થાય એટલા માટે બેગમ પોતે જાતે ત્યાં બેઠી. ભીંત ફોડવાનું કામ ચાલવા લાગ્યું.

ઇંદિરા પ્રથમ તો કેટલીક વાર સૂધી નિશ્ચેષ્ટ પડી રહી હતી; પણ આવી અવસ્થામાં તે ક્યાં સૂધી રહે? કેટલીક વારે જાગી ઉઠી અને આમ

જેમ જોવા લાગી, તો પોતાના ભાઇ દુર્ગાદાસને પોતાની પાસે ઉભેલો જોયો. ભાઇને ઓળખતાં જ ઉઠીને ઉભી થઇ અને એકદમ તેને ગળે વળગી પડે છે એટલામાં જ બેગમ વચ્ચે આવી બેઉને છુટાં પાડી બોલી; "રાખો, રાખો, થોડી વારમાં જ બેઉને ચીરકાળ માટે ગળે વળગીને જ બેસવાનું મળશે, શા માટે આધરાં થઇ જાઓ છો?" બેગમ આ શબ્દો એવા કઠોર અવાજથી બોલી કે ઇંદિરાનું તો હૃદય કંપવા જ લાગ્યું. તેને ક્રીજ ભાન નહોતું કે આ બધું શું છે. જરાતરા ખબર હશે, તો પણ આ વખતે તે બધું જ ભૂલી ગઇ હતી. બેગમની જીભ તો એક સરખી ચાલી જ રહી હતી. બેગમનો દરેક શબ્દ દુર્ગાદાસને વજ્રપાત જેવો જ લાગતો હતો. પણ નિરૂપાય! ગુલામોએ એને ખુબજ જકડીને પકડયો હતો. હવે એમાંથી છુટવાની આશા શાની? એને મનમાં થવા લાગ્યું કે નયનપાળે વેર લેવા માટે જ આ સર્વ યુક્તિ ગોઠવી રાખી હોવી જોઇએ. હું આટલો બધો શાણો કહેવરાવતાં છતાં કોણ જાણે શાએ દુષ્ટયોગથી એના ફંદમાં ફસાઇ ગયો. આવા વિચારોએ દુર્ગાદાસનું મન તદ્દન વિહ્વળ બની ગયું. ફરી પાછી વિચાર શ્રેણી ચાલી. "હવે તો જે બનવાનું તે બનવા જ દો, મરવું તો એક જ વખત છેને? આજ સુધી જે બ્હેને મારા ઉપર એક નિષ્ઠાથી પ્રેમ રાખ્યો છે, તેની જ સાથે હું પણ મૃત્યુને મારૂં બલિ આપું એ કાંઇ જેવું તેવું સદ્દભાગ્ય ગણાય?" એમ મનમાં બોલતો જતો ને દુર્ગાદાસ પોતાની બ્હેનના સામું જોતો હતો. આખરે તેણે બ્હેનને મોટેથી જ બોલીને સમજાવી દીધું કે, આપણે કયાં આવી પડયા છીએ અને શા સ્થિતિમાં છીએ. પણ તે સાંભળતાં ઇંદિરા તો બ્હાવરી બની ગઇ. પણ તે બિચારીનુંએ શું ચાલે? ઇંદિરાને હવે સજ્જડ ધાસ્તી લાગી ગઇ કે, પોતે કોઇ કાચા પોચાના હાથમાં આવી પડેલી નથી. પણ આવે વખતે શો ઉપાય ચાલે? માટે જે થાય તે જોયા જ કરવું એમ મન વાળ્યું. મનને જ ઉદ્વેગ આપવા શિવાય એના હાથમાં હવે બીજું શું રહ્યું હતું નહિ.

સાંજ પડવા આવી હતી, એટલે તે એકાન્ત ઓરડીમાં તો ઘણું અંધારૂં પડવા લાગ્યું. નાના જરા જેટલા ઝાંખા દિવાના પ્રકાશથી ભીંત ફોડવાનું કામ ચાલતું હતું, બેગમ પણ ત્યાં કયારની બેસી જ રહી હતી. એકાદ દુષ્ટ વાઘણ પોતાના પંજામાં સપડાયલા શિકારને એકદમ મારી ન નાંખતાં તેને હસાવી ખીજવી રોળી રોળીને મારતી હોય તેમ બેગમ આ વખતે કરતી હતી. બેઉ જણાં તરફ બેગમ ક્રૂર દ્દષ્ટિથી જોઇ જ રહી હતી. ભીંત જ્યારે આખરે જોઇએ તેટલી કોરાઇ રહી ત્યારે ખોદવાનું કામ બંધ કરાવી, બેગમ ત્યાંથી ઉઠી, હાથ અફાળતી અને બરાડા

બોલી ઉઠી, "ચાલો, ઉંચકો આ બે જણાઓને, અને પુરી દ્યો તેમને ભીંતમાં! બે ત્રણ જણા એમને ખુબ ઝાલીને ઉભા રહો, અને બાકીના ચણવા મંડી પડો."

બેગમના મ્હોંમાંથી હુકમ મળવાની વાર હતી. હુકમ થતાં જ પહેલાં તો ઇંદિરાને ઉંચકી, પણ એટલામાં બેગમને કાંઇક થઇ આવ્યું હોય તેમ બોલી, "હમણાં એ છોકરીને રહેવા દ્યો! પહેલાં આ હરામખોરને જ ઉઠાવો." હુકમ થતાં જ ઇંદિરાને પડતી મૂકી, સીદી ગુલામોએ દુર્ગાદાસને ઉઠાવ્યો. દુર્ગાદાસે તરફડીઆં તો માર્યાં, પણ કાંઇ વળ્યું નહીં. ગુલામોએ તેને મજબૂત પકડી, ઉઠાવી અંદર ગોઠવી દીધો. ત્યારબાદ બીજા એક ગુલામે ઇંદિરાને ઉઠાવી દુર્ગાદાસની જોડે જ ગોઠવી દીધી. બંને જણા ગોઠવાઇ ગયાં કે તરત જ ભીંત પુરવાનું કામ શરૂ થઇ ગયું.

આ વખતે ઇંદિરાએ જે ચીસ પાડી તે ખરેખર દુસ્મનનાં હૃદયને પણ પીગળાવી નાંખે. પણ ક્રૂર રોશનઆરાના મનપર કાંઇ જ અસર થઇ હોય એમ જણાયું નહિ.

———:o:———

## પ્રકરણ ૪૩ મું.



## નદીમાંથી.

તે ચીસ સાંભળીને એકાદા હિંસક પશુને પણ કંપારી છુટી પોતાના શિકારને છોડી દેવાનું મન થાય, અથવા છોડી પણ દે, અથવા તેને રીબીરીબીને મારવાનુ મન છતાં પણ તેમ ન જ કરે; એકાદી ક્રૂર વાઘણ પણ પોતાના પંઝામાં આવી પડેલી હરણીને ઘડીવારતો નીચી મુંડીએ દયાની નજરથી જોઈ રહે. પણ આ માનવ-વાઘણ—બેગમ—ને પોતાના બલિની જરા પણ દયા આવી હોય એમ લાગ્યું નહિ. ઇંદિરાની ચીસ સાંભળી અટકે તો શાની જ, પણ ઉલટી પેલા ગુલામોને તેના ઉપર ઝપાટાબંધ માટી નાંખી પુરી દેવાની તાકીદ કરી. તારૂણ્યમાં જ્યારે માણસ પોતાના પરાક્રમોથી કાંઇને કાંઇ કરી, પોતાના અમ્લાન પ્રભાવથી આ જગતમાં પ્રકાશ પાડવા શક્તિમાન્ થયો હોય, અથવા ધન અને યશની પ્રાપ્તીથી પોતાના ઇપ્સિત અર્થને સાધતો હોય, અથવા તો યશ કે અપયશની બીલકુલ દરકાર પણ ન રાખતાં, જગતનાં કાર્યોને પોતાનું કર્તવ્ય સમજી કર્યે જતો હોય, તેવા વખતમાં મૃત્યુ અને તે પણ આવી ક્રૂર રીતે, ભીંતમાં નિર્જીવ પદાર્થની પેઠે જીવતાં જ ચણાઇ જઇને થવું, વળી તેપણ એક દુષ્ટ સ્ત્રીના દ્રૂપને લીધે જ! એ વિચાર જ કેટલો ત્રાસ

[illegible] છે? આ દુષ્ટાની સર્વ પ્રપંચબાજી બગાડી નાંખી તેના પં[illegible] છુટી જવું, એનાથી બીજું દુસ્તર અને ભયંકર શું હોય? દુર્ગાદાસ મોટો પરાક્રમી અને વિચારવાન તથા સાહસિક હતો, પણ એક વખત આવી સપડામણમાં આવી ગયો, એટલે તે પણ શું કરી શકે? પોતાની અનાથ બ્હેનની આ દશા જોઇ, તેને કેવા વિચાર આવતા હશે, તેની કલ્પના કરવી પણ અશકય છે, તો પછી વર્ણવી શકવું કેટલું દુર્ઘટ હોય? તે પરાક્રમી છતાં પણ હતવીર્ય બની ગયો હતો, વિચારવંત છતાં પણ અત્યારે વિચારરહિત બુદ્ધિવાળો થઇ ગયો હતો. સાધારણ રીતે જે પ્રસંગ સાંભળવો તેને અશકય હતો, તે જ્યારે આજ નજરો નજર જોવા લાગ્યો ત્યારે તેની કેવી અવસ્થા થઇ હશે? બ્હેનને સહજ આશ્વાસન આપવું પણ અત્યારે અશકય થઇ પડયું હતું. જ્યારે આણી તરફ તો દરેકપળે ચણતરની એકેક ઇંટ ગોઠવાતી જ ચાલી.

* * * * * * *

આ અત્યંત નિર્દય અને ક્રૂર પ્રસંગ વાંચનારને વધારે વખત દેખાડવો, હું ઠીક સમજતો નથી, જે બનાવ જોતાં જ મનને કંપારી છૂટે, તથા જેનો પ્રતિકાર આપણાથી કાંઇજ થઇ શકે નહિ, તેવા પ્રસંગને જોતા બેસવું એમાં અર્થ પણ શો? માટે તે પ્રસંગને મૂકી દઇ, પ્રિય વાંચનાર, તારૂં લક્ષ બીજી જ બાજુ તરફ લઇ જવાની રજા લઉં છું.

જનાનખાનાની પાછલી બાજુમાં યમુના નદી પોતાના વિસ્તૃત પ્રવાહને ચલાવ્યા કરતી હતી. જનાનખાનામાં વસનાર સ્ત્રીમંડળ, જેને માત્ર રંગમહેલમાંથી શયનગૃહ અને શયનગૃહમાંથી રંગમહેલમાં જ જવા પૂરતી છૂટ હતી, તે પોતાની બારીના માત્ર નામના જ ચકના પડદાને પણ ઘડીવાર ઉંચા કરી, નદીના તટ ઉપરની શોભા નિરખીને પોતાના મનને આનંદ આપતી હતી. ચાંદની રાત્રે તો આ તટની શોભા અપૂર્વ જ જણાતી હતી. પણ આજની રાત્રી તેવી ન હતી. આવી અંધારી રાત્રે પણ ત્યાં એક નૌકા અતિ વેગથી નદીના પ્રવાહમાં ચાલતી હતી, તેના વેગ ઉપરથી કહી શકીશું કે, તે કાંઇ ક્રિડાર્થે આમ ચાલતી નહોતી. અંદર બેઠેલામાંથી એક જણ, બીજા બધાને કોઈ વખત સાબાશી આપતો, તેમ કોઇ વખત પુષ્પાંજલિ પણ સંભળાવતો હતો. વચ્ચે વચ્ચે, હોડી જેમ બને તેમ જલદીથી લઈ જનારને, ઈનામની પણ આશાનો શબ્દ સંભલાવતો હતો. તેના શબ્દો, તેની સંત્રસ્ત મુખમુદ્રા, તેમ જ હોડીમાંના માણસોનાં હલ્લેસાં ઉપર ઝપાટાબંધ ચાલતા હાથ, એમ જ જણાવી આપતા કે પ્રત્યેક ક્ષણ તેને પોતાના પ્રાણ કરતાં પણ અધિક મુલ્યવાન્ છે. જો એ માણસને તે વખતે એક કરતાં અધિક જીવ હોત તો દરેક ક્ષણે

એકેકો જીવ આપતો જઈ, તેને જ્યાં જવાનું હતું ત્યાં ગયો હોત, એટલી બધી ઉતાવળ અને આતુરતા તેના બોલવામાં જણાતી હતી. તેમ મ્હોં-પર ચિંતા, આતુરતા, ઉત્કંઠા આદિ વિકારોની રેષાઓ જણાતી હતી. તે જોઇ હોડી ચલાવનારા પણ તેટલી જ ઉતાવળ કરતા હતા, અને "હવે તો જીવ જ આપવાનો બાકી રહ્યો છે. અમારા તરફથી તો કાંઇ જ કસર રહેતી નથી," એમ કહેતા હતા. પરંતુ હોડીવાળાના બડબડાટને સાંભ-ળવા તેના કાન તૈયાર નહોતા. તેની જીભ તેમને ઉતાવળ કરાવતી હતી. જેમ જેમ હોડીવાળા ઉતાવળથી હલેસાં મારતા જતા, તેમ તેમ તે પણ તેમને વધારે ને વધારે ઇનામ આપવાનું કહેતો હતો, તથા કોઇ વખત પુષ્પાંજલિ પણ સંભળાવતો હતો.

છેવટે મનોવેગથી ચાલનારી તે હોડી એક વિવક્ષિત જગ્યાએ આવી પહોંચતાં જ કિનારા ઉપર લેવાની તેણે તાકીદ કરી. કાંઠે આવતાં જ હોડીમાંનાં દસ પંદર માણસો ખરપટી, પાવડા, કોદાળા વિગેરે હથી-યારો હાથમાં લઇ, કિનારાપર ઉતરી પડી ચાલવા લાગ્યા. એક ચોકસ ભીંત પાસે જઇ, પેલા ઉતાવળ કરનારા માણસે એક વખત તો તે ભિંત ઉપર હાથ ફેરવી જોયો. ફેરવતાં ફેરવતાં એક ખૂણાપર કાંઇક છિદ્ર જણાતાં જ તેણે ત્યાં એકદમ ખોદવાનો હુકમ આપ્યો. ખોદતાં જે માણસ મોટાં ચોસલાં કાઢે તે દરેકને એક એક સોનાં મ્હોર ઇનામ આપવાનું તેણે વચન આપ્યું. તેના મનમાં શું હશે તે તો કોણ જાણે, પણ એટલું તો નક્કિજ જણાતું હતું કે, તેને દરેક ક્ષણે વાર થઈ ગઇ છે અને વખત-સર આવી શકાયું નથી, પણ હવે શો ઉપાય? એમ વિચાર આવતો હશે. પણ તેવો વિચાર કરીને નિરાશ થઇ બેસવાનો હવે વખત નહોતો. હવે તો જેટલું બને તેટલું કરી જોવુંજ આવશ્યક હતું, પછી પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય થાઓ કિંવા મ થાઓ. નદીને કિનારે બાંધેલી ભીંત કાંઇ જેવી તેવી તો હોયજ નહિ. તેમાં વળી આ કામ ચોરી છૂપીથી કરવાનું હતું. ભીંતપર કામ કરનારા માણસો પણ જેવા તેવા નહોતા. એ તો ધડાકાબંધ કામ ચલાવતા હતા. પાંચેક ફુટ ઉંચી તથા ચારેક ફુટ પહોલી ખોદાયા છતાં, ભીંત કાંઇ તેમને દાદ દેતી નહોતી. તો પણ થોડીવારે અંદરથી એક પછી એક પથ્થર કાઢીને ગબ-ડાવવા મંડયા. આમ પથરા કાઢવાથી તો કામ તડાકાબંદ ચાલ્યું. જેમ જેમ પથ્થરા નીકળતા ગયા, તેમ તેમ પેલા માણસનું હૃદય હર્ષથી ફુલાઇ જતું; અને તેમ તેમ તે ખોદનારાઓને સાબાશી આપ્યો જતો હતો. ખોદતાં ખોદતાં હાથેક ઉંડું બાકું પડયું, ત્યારે ભીંતમાંથી કાંઇક અવાજ સંભળાતો હોય, એમ તેને ભાસ થયો. આ ભાસ લાગતાં જ તેણે ખોદ-

વાનું કામ બંધ કરાવ્યું. પોતે જાતે જ પાસે જઇને કાન માંડીને સાંભળવા લાગ્યો અને હાથવતે તે ખાકું દાબી જોવા લાગ્યો. પોતે જાતે જ એક બાજુ ઉપર કોદાળીનો એક ઘા કરી જોતાં તેમાં કિંચિત્ લીલો તાજો ચુનો અને માટી જણાયાં. આ જોતાં જ તેના મ્હોંમાથી આનંદોદ્ગાર નીકળી ગયો, અને ફરીથી તેણે ખોદવાનું કામ શરૂ કરાવ્યું. મજુરો બે ચાર કોદાળી મારે કે તરત પેલો બંધ કરાવી પોતે તે બાકોરામાં હાથ ઘાલી તપાસી જુવે. હાથને જે લાગવું જોઇએ તે લાગે કે તરત ખોદાવવાનું કામ ચલાવે. આમ કરતે કરતે કેટલીકવારે તેના હાથને કંઇક લાગ્યું હોય એમ જણાયું; કારણ આ વખતે એના મ્હોંમાંથી આનંદ અને સંતોષનો એક ઉદ્ગાર નીકળ્યો હતો. હવે તો પોતાને હાથે જ તેણે ઇંટો અને પથ્થરા ખસેડવા માંડયા; તેમ સાથેના મજારોને પણ તે જ કામે લગાડી દીધા. કેટલીકવારે તેમના હાથમાં એક માણસનું પ્રેતવત્ શરીર આવ્યું. તે આવતાં જ પેલો આશ્ચર્ય ચકિત થઇ ગયો હોય એમ લાગ્યું. પણ આ વખત આમ આશ્ચર્ય પામી બેસી રહેવાનો નહોતો. છેવટે આખું પ્રેતવત શરીર પોતાનાં માણસો પાસે તેણે બહાર કઢાવ્યું, તો તેની સાથે તે પ્રેત શરીરને કંઠે વળગેલું એક સ્ત્રીનું પણ તેવું જ મૃતવત શરીર તેમના હાથમાં આવ્યું. પ્રેતવત એટલા માટે કહેવું પડે છે કે, મરણ પછી જે ઠંડક માણસના શરીરમાં જણાય છે તેટલી તેમાં જણાતી ન હોતી. બે શરીર હાથમાં લાગતાં જ હથીઆરો ત્યાં જ પડતાં મૂકી આ બે જણાને હોડીમાં જલદીથી લઈ જવા તેણે પોતાનાં માણસોને તાકીદ કરી; અને અમલ પણ તરત થઇ ગયો. બેઉ નિચેષ્ટ શરીરને હોડીમાં લઇ જવામાં આવ્યા, પોતે જાતે હોડીપર ચઢ્યો, અને આવ્યા હતા તે કરતાં બેવડા વેગથી લઇ જવાનો માણસોને હુકમ આપી, પોતે તે બે પ્રેતવત શરીરોની ખરી અવસ્થા શી છે; તે તપાસવા લાગ્યો.

હવા ઘણી સારી હતી. હોડીને જવાનો માર્ગ પ્રવાહ પવનની વિરૂદ્ધવાળો હોવાથી, હોડી મંદગતિથી ચાલતી હતી. પણ વાયુમાં શીતળપણું વિશેષ જણાતું હતું. તે ઉપરાંત પેલો માણસ નદીના શીતળ જળને આ બન્ને પ્રેતવત શરીરોપર વારે વારે છાંટતો હતો. હોડીમાંના એક માણસને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચલાવવાની યુક્તિ ખબર હતી, અને તેથી જ તે માણસને પેલાએ સાથે આણ્યો હતો. તે સાથે આવનારો પોતાનાથી બને તેટલું કરતો હતો. આગેવાન ગૃહસ્થના મનમાં એવા પ્રશ્નો ઉઠયા કરતા હતા કે, પેલાં પ્રેતવત શરીર કયારે એકપણ શ્વાસ લે, અને આપણે કરેલા ભગીરથ પ્રયત્નનું સાર્થક્ય થાય. તેમના

જીવનની આશા પડવાથી ઘડીમાં તેને આશાનાં સ્વપ્નો ઉભરાઇ આવતાં, તેમ જ બીજી ઘડીએ ચેતનનું કંઇ ચિન્હ ન જણાવાથી નિરાશાના મહાસાગરમાં તે ડૂબી જાતો હતો. આમ છતાં પણ પેલાં પ્રેતવત શરીરોના હાથ પગ ઝૂબાવવા, તેમના નિશ્ચેષ્ટ મુખપર શીતલ જળનું સિચન કરવા, આદિ ઉપચારો તો તે કર્યા જ કરતો હતો. કેટલીકવારે પેલા પ્રેતવત પુરૂષનાં મ્હોંમાંથી કાંઇક સુસ્કારા જેવો શબ્દ નીકળ્યો હોય, તેવો તેને ભાસ થયો. આ લાગતાં જ તેના પ્રતિ પોતાના ઉપચારો અધિકાધિક ચલાવવા માંડયા. એટલું જ નહિ, પણ તે સ્ત્રીપ્રતિ પણ તેવી જ આશાથી પોતાના ઉપચારો ચલાવવા લાગ્યો. થોડીવારમાં તેના મ્હોંમાંથી પણ તેવો સુસ્કાર નીકળ્યો હોય એમ લાગ્યું ખરૂં, એટલે તો એના આનંદનો પાર જ રહ્યો નહિ. એક ઉપર બીજો એમ ઉપચારો તડાકાબંદ ચલાવવા માંડયા, એટલામાં "ભાઇ, ભાઇ, મારી સાથે તને પણ જીવતો જ ભીંતમાં........" આવા મંદ મંદ અને અસ્પષ્ટ શબ્દો એકના મ્હોંમાંથી નીકળ્યા હોય એમ સંભળાયા. ધીરે ધીરે એ જ શબ્દો પાછા સ્પષ્ટ સંભળાયા, એટલે એ ગૃહસ્થને આનંદનાં ઉભરણ ચઢી આવ્યાં હોય તેમ જણાવા લાગ્યું. આ શબ્દો જેને ઉદ્દેશીને બોલાયલા હતા તેને પણ હવે સાંભળી શકવા જેટલી શુદ્ધિ આવી હોય એમ લાગ્યું. થોડીવારમાં તો પેલો પુરૂષ ઉઠીને બેઠો થયો અને એવી ભ્રાન્તિથી આસપાસ જોવા લાગ્યો કે "હું જીવું છું કે મરી ગયો છું, સૂતો છું કે જાગું છું, જાગ્રત છું સ્વપ્નામાં છું, શુદ્ધિમાં છું કે બેભાન છું! કયાં અને કેવે સ્થળે આવી પડયો છું?" ઠંડી હવા લાગવાથી તેને એટલું તો લાગ્યું કે પોતે હોડીમાં બેસીને કોઇ નદીમાંથી જાય છે ખરો. એવું ભાન થતાં જ તે ચમત્કારીક દ્રષ્ટિથી આસપાસ જોવા લાગ્યો. જીવતા દટાઇ જવા છતાં આવે સ્થળે આવી પડવાથી તેને આશ્ચર્ય તો ઘણું જ લાગ્યું. એક વખત એવી પણ ભ્રાંતિ થઇ કે આ સ્વપ્નું તો નથી? અથવા તો સ્વર્ગારોહણ કરતાં વચમાં આવતી કોઇ મહાનદીના પ્રવાહમાં તો નથી? આ બધું શું છે તેની તેને કાંઇ જ સમજણ પડી નહિ. પોતાના શરીર ઉપર હાથ ફેરવી જોતાં શરીર બધું કાદવથી ખરડાયલું જણાયું, આમ તેમ નજર ફેરવતાં પોતાની પાસે એક સ્ત્રી પડેલી જણાઇ. તેને શરીરે હાથ ફેરવતાં જ તે "ઓ મારા ભાઇ" એમ બોલી ઉઠી. આ ઉપરથી એટલું તો તેને જણાયું કે, આ સ્ત્રી આપણી બ્હેન હોવી જોઇએ. તરત તેને સ્મરણ થઇ આવ્યું કે એને પણ મારી સાથે ભીંતમાં ચણાવી દીધી હતી; અને તેથી તેપણ મારી સાથે જ સ્વર્ગારોહણમાં સામેલ છે; અને આ બધા જણાય છે તે સ્વર્ગનૌકાના નાવિકો છે. આ જોઇ

તેને આશ્ચર્ય તો લાગ્યું જ. "ભીંતમાં ચણાઇ ગયા પછી આપણને બહાર કોણે કહાડયાં હશે?" આવા વિચારથી તે આંખો ચોળતો તથા માથું ખજવાળતો પોતાની બ્હેન તરફ જોવા લાગ્યો. પોતાના ઉદ્યોગની જરા પણ ખબર પડતાં શરીરમાંથી નિઃસંશય પ્રાણ વેગળો થાય તેવું સાહસ માથે લેનાર, ચણીલેનારાઓનો છેલ્લો જ પથ્થર ગોઠવાઇ રહેતાં ચણાયલાંની શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ થાય ન થાય એટલામાં જ બીજી તરફથી છિદ્રને મોકળું કરી આપનાર, જે સાહસિક વીરે તેમનો તાત્કાલિક છૂટકો કર્યો હતો, તે ગૃહસ્થ તો વેગળે બેસી તેમની ગમ્મત જ જોયા કરતો હતો. કેટલીક વારે તે ધીરે રહીને બોલ્યો, "દુર્ગાદાસ! દુર્ગાદાસ!" એટલામાં વચ્ચે જ દુર્ગાદાસ બોલી ઉઠયો, 'કોણ નયનપાળ કે? દુષ્ટ, અહિં પણ તું અમારી પાછળ લાગુ રહ્યો છે કે શું? શું તને પણ પેલી દુષ્ટાએ અમારી પેઠે જ શિક્ષા કરી હતી કે? અમને વિશ્વાસઘાત કરવાથી તને પણ જો કાંઇ શિક્ષા મળી હોય તો તે યોગ્ય જ છે, અને ન મળી હોય તો તો હું અહિં જ......"

આટલું બોલી દુર્ગાદાસ જેવો તેના શરીરપર ધસવા જાય છે તેવો જ નયનપાળ તેને પકડી લઇ બોલ્યો–"દુર્ગાદાસ! તું હજી ભ્રાન્તિમાં છું, પણ તે જરા દૂર કર. તું મરી નથી ગયો. તારી બ્હેનની સાથે તું પણ ભીંતમાં ચણાયો હતો જ, પરંતુ તમારા શરીરમાંથી પ્રાણ નીકળી જતા અગાઉ જ મ્હેં તમને બીજી બાજુએથી ખોદી કહાડી આ હોડીમાં બેસાડી અહીં સુધી આણ્યાં છે. હવે હું આગળનો નયનપાળ રહ્યો નથી. હું હવે આપનો અંકિત, આજ્ઞાંકિત સેવક–અને માની લ્યો તો આપનો મિત્ર બની રહ્યો છું. તું જરા શુદ્ધિમાં આવ અને ઇંદિરાને પણ જરા ભાન આવવા દે, પછી મારે જે કહેવું છે તે કહીશ."

દુર્ગાદાસ તથા તેની બ્હેનને સાવધ થવાનો જાણે વખતે આપતો હોય, તેમ કેટલોક વખત વીતવા દઇ નયનપાળ બોલ્યો–"ભાઇ દુર્ગાદાસ! તને ખબર છે જ કે આપણે જ્યારે ભીંત તોડવાનું કામ કરતા હતા તે વખત મેં ભીંતના એક ખૂણામાં કોઇને ન જણાય તેવું એક આરપાર બાકું પાડી, તેમાંથી બહાર જોઇ લીધું હતું. તેમાંથી જે ભાગ મને જણાયો તે બરાબર મેં ધ્યાનમાં રાખ્યો હતો. ઇંદિરાને ગમે તે પ્રકારે પણ બચાવવી એતો મારો દૃઢ નિશ્ચય હતો જ, તે તું કયાં નથી જાણતો? પણ એટલામાં પેલી દુષ્ટ બેગમે મને બહાર કહાડી મૂકયો, તે પણ એક રીતે ઠીક જ થયું. લાગલો જ ત્યાંથી નીકળી મારા વિશ્વાસુ માણસને મોકલી આ નાૈકા તથા તેના વિશ્વાસપાત્ર નાવિકોને તૈયાર કરાવી, હું જાતે તેમાં બેસી મહેલની પાછલી બાજુ જે મારી ધ્યાનમાં જ હતી ત્યાં આવી પહોંચ્યો. ધ્યાનમાં રાખેલી નિશા-

નીથી જગ્યા ચોકસ રીતે શોધી કહાડી, પરમાત્માનું નામ દઈ, ખોદાવવાનું કામ શરૂ કર્યું. વાર ઘણી થઇ ગઇ હતી એટલે મને આશા તો થોડી જ પડતી હતી. ઇંદિરાનું પ્રેત જ મળશે એમ લાગ્યું હતું. તોપણ નિરાશ થઈ સ્વસ્થ બેસી રહેવા કરતાં કાંઇપણ પ્રયત્ન કરવો સારો, એમ ધારી ઉદ્યમ ચલાવ્યો. દુર્ગાદાસ તું પણ ભીંતમાં ચણાઇ ગયો હોઇશ એવું તો મને સ્વપ્ને પણ લાગતું નહોતું. ખોદતાં ખોદતાં પહેલું તો તારૂં જ શરીર મારા હાથમાં આવ્યું. તે જોઈ મને જરા આશ્ચર્ય તો લાગ્યું, પણ મેં છેવટની કોદાળી મારી હશે તેજ વખત અથવા તો તેથી બે ચાર પળ અગાઉ અંદરનાં માણસોનું ચણવાનું કામ બંધ થયું હશે એમ મને લાગે છે; કારણ તમારાં શરીર મને હાથ લાગ્યાં, તે વખતે તમારી શ્વાસ પ્રશ્વાસની ક્રિયા તો બંધ થઇ હતી જ, પણ શરીરની ગરમી છેક નાશ પામી નહોતી. આથી જ મને તમારા જીવની આશા આવી, તેમ મારા ઉપચારો ચલાવવાની પણ મને હોંશ વધવા લાગી. પરમેશ્વરને પ્રતાપે મને તે કામમાં યશ પણ મળ્યો. સર્વ શક્તિમાને મારો પશ્ચાત્તાપ સ્વીકાર્યો અને તેથી તમારા સરખા મહાત્માઓનો મારે હાથે છૂટકારો તેણે કરાવ્યો. પાંચ દશ પળનો જ જો વિલંબ થયો હોત તો સર્વ વાત હાથથી ગઇ જ હતી."

નયનપાળ વચ્ચે જ નાવિકોને કહેવા લાગ્યો, "દક્ષિણ કિનારા તરફ પેલા ગામ પાસે હોડી હંકારજો." આજ્ઞા પ્રમાણે નાવિકોએ હોડી હાંકી અને સર્વ મંડળ કિનારે ઉતરી પડ્યું. આ ગામ નયનપાળના તાબાનું હતું. બાદશાહની કૃપાથી મળેલું હોવાથી તેણે તેનું અસલ નામ બદલી નાંખી "ઔરંગવાડી" એવું નવું નામ પાડ્યું હતું. નયનપાળે ઔરંગવાડીમાં સર્વ પરોણાઓને લઇ જઇ, પોતાની વાડીમાં ઉતાર્યા અને ત્યાં તેમના ખાવા પીવાની સર્વ યથેચ્છ વ્યવસ્થા કરી. નયનપાળ માટે હવે જરા જરા વિશ્વાસ ભાઈ બ્હેનને બેસવા લાગ્યો. એટલી રાત તો બધાંએ ત્યાં જ ગાળી. પોતાને ભીંતમાં શા માટે ચણી લેવામાં આવ્યો હતો તે હકીકત પણ દુર્ગાદાસે તેને હવે કહી સંભળાવી. પછી મધ્યરાત્રિને વખતે, બે તુર્કી દાસીઓ એકાએક કેવી રીતે તેના સુવાના ઓરડામાં આવી, તેના મ્હોંમાં ડૂચો દાબી કેવી રીતે તેને ઉઠાવીને લઇ ગઇ, એક અંધારી એકાંત કોટડીમાં કેવી રીતે પૂરી દીધી, કેવી રીતે બેગમ ત્યાં આવી મ્હોંમાં આવે તેવી ગાળો પોતાને તથા પોતાની માલિક ઉદેપુરી બેગમને દેવા લાગી, વિગેરે બનાવોનું ટુંકમાં વર્ણન આપી, ઇંદિરા બોલી, "તે રાત્રે તો રોશનઆરાએ મને કાંઇ જ ખાવાને આપ્યું નહિ. પણ બીજે દિવસે સવારે પાછી મારી પાસે આવીને કહેવા લાગી, 'તારી પેલી ઉદેપૂરી જે તારે માટે આટલી બધી કાળજી ધરાવે છે, તેને ખબર પણ પડતાં પહેલાં

જ તને હવે જીવતી જ ભીંતમાં ચણાવી લઉં છું.' આવી રીતે પહેલાં બ્હીક દેખાડી; પણ પછીથી એ રાંડે તેવું જ કર્યું. એ દેખાવનું સ્મરણ થતાં જ મારાં શરીરનાં રૂવાં ઉભાં થઇ જાય છે." આટલું બોલી ઇંદિરા ખરેખર જ કાંપવા લાગી. પણ તેના ભાઇ અને ભક્ત થઈ રહેલા નયનપાળે તેને પકડી લઇ, આસનાવાસના કરવા લાગ્યા, તેથી જરા શાંત પડી. આ પ્રમાણે બીજા બે દિવસ સર્વ મંડળે ત્યાં જ ગાળ્યા. માત્ર નયનપાળ એકલો છદ્મ વેશથી દિલ્હી જતો તથા જોઇતા પદાર્થો, તેમ ત્યાંથી મળતી કાંઇપણ ગુપ્ત બાતમી લાવતો. નયનપાળને મળતી બાતમીથી જણાયું કે રાજસિંહ, રૂપમતીને છોડવી લાવવા માટે નાના મોટા સર્વ રજપૂતોને સામેલ થવાનું આમંત્રણ કરી, મોટી ભારે તૈયારી કરે છે, અને પોતે તો રૂપનગર તરફ ઉપડી પણ ગયો છે. આ વાત સાંભળી તે મંડળને પણ ત્યાં જઇ પહોંચવાનું મન થઇ ગયું. આવી રીતની સર્વની ધારણા થવાથી, નયનપાળે આણેલા ઘોડા ઉપર ત્રણે જણ સ્વાર થઇ, રાણાજીની કુમકે જઇ પહોંચવા નીકળી પડયાં. ઇંદિરા સ્ત્રી હોવા છતાં પણ વીર્ય શૌર્યમાં એ એનાથી હઠે તેવી નહોતી.

## પ્રકરણ ૪૪ મું.

### રૂપમતીનો આનંદ.

પ્રિય વાંચનાર ! તને યાદ હશે જ કે, મુગલ સરદાર સાદતખાને કેવી યુક્તિ કરી, વિજયનગરને ઘેરી બેઠેલા પોતાના સૈન્યનો, રાત્રીને સમયે કેટલોક ભાગ પ્રથમથી દૂર મોકલી દઇ, ત્યાંથી મશાલો અને કાકડા સળગાવી, ધસતા આવવાના આભાસથી, સૈન્યને બે ત્રણગણું દેખાડી, કિલ્લાનાં માણસોને કેવા ગભરાટમાં આણી મૂકયાં હતાં. કિલ્લાની નીચેનો જે ભાગ કે જ્યાં પ્રથમ કુલ લશ્કરનો પડાવ હતો ત્યાં તો કેવળ જ અંધારૂં રાખેલું હતું, તે એવા જ ઉદ્દેશથી કે ત્યાંના માણસો ઓછાં થઇ ગયાં છે એવું રજપૂતોના બીલકુલ જ સમજવામાં આવી શકે નહિ. વિજયસિંહનાં માણસોને આવી રીતે ગભરાવી, પોતે એકદમ હલ્લો કરી, તેનો લાભ લઇ લેવો એવી તેની ધારણા હતી. તે રાત્રે વિજયસિંહને તો એમ જ થઇ ગયું હતું કે, આપણે હવે બચવાના નથી. તો પણ એ ભિમસેન આદિ જુના યોદ્ધાઓની પંક્તિમાંનો રજપૂત હતો. તેણે એવો નિશ્ચય રાખ્યો હતો કે, કોટી ઉપાયે પણ કિલ્લાપરનાં પોતાનાં માણસોનો એક નખ સુદ્ધાં પણ દુશ્મનને હાથ તો

લાગવા દેવો જ નહિ. ઇતિહાસ ઉપરથી વાંચનારને ખબર તો હશે જ કે રજપૂતો નિશ્ચયમાં કેવા અડગ હતા. તેમણે કરેલો નિશ્ચય તેમના પ્રાણુની સાથે જ છૂટી શકતો, તેમાં પણુ વિજયસિંહ કટ્ટો રજપૂત, એટલે એનો નિશ્ચય કેવો અડગ હોય તે જણાવવાની જરૂર જ રહેતી નથી. તેને જણાયું હતું કે, શત્રુને મોટી મદદ આવી મળેલી હોવાથી, તે હવે આપણા ઉપર ધસી આવ્યા વગર રહેનાર નથી. આજ સુધી તો તે માત્ર ઘેરો ઘાલીને બેસી રહ્યો હતો, મારો ચલાવતો નહોતો, એટલે કેટલાક દિવસ સુધી કિલ્લામાંના લોકોને તપાવી રાખી, ભૂખે મારી નાંખી, જેર કરી દેવા, એવો તેનો વિચાર હશે. પણુ જ્યારે એ લોકોનો નીચેથી મારો શરૂ થઇ ગયો છે અને વળી દૂરથી બીજી પણુ મોટી મદદ તેમને આવી મળે છે ત્યારે હવે નક્કિ કાંઇ પણુ ભયંકર પરિણામ આવવાનું જ. વિજયસિંહને આવા વિચાર કેમ ન આવે? તુરત જ તેણે પોતાનાં સર્વ લડાયક માણુસોને એકઠાં કર્યાં, અને પોતાની ધીરવીર વાણીથી તેમને કહેવા લાગ્યો, "રજપૂત વીરો! તમને કહેવું પડે એમ નથી જ કે, તમે તમારા બિરદના સામું જોઇને લડશો જ. આ લડાઇમાં, પરમાત્માની ઇચ્છાથી, જો આપણુને યશ મળવાનો નથી એમ જણાઇ આવે કે તુરત જ પ્રથમ તો, મ્લેચ્છોના સ્પર્શથી ભ્રષ્ટ થતાં પૂર્વે જ તમે તમારી મા, બ્હેન, વહુ, દિકરીઓને, આપણા બાપ દાદાઓએ દેખાડી આપેલી રીતિ પ્રમાણે, તમારે હાથે જ સ્વર્ગમાં મોકલી દઇ, તમારૂં નાંમ અને તમારી જાતિને નિષ્કલંક રાખશો. બસ, આથી મારે તમને અધિક કહેવાની જરૂર નથી. તમે તમારા જીવ ઉપર જ આવી જઇ, જે પ્રમાણે શત્રુને હંફાવાય તેમ લડશો." આટલું બોલી સીપાઇઓને લડવા માટે વિજયસિંહ ઉત્તેજિત કરવા લાગ્યો, અને પોતે જાતે સમરાંગણુને મોખરે જવાની તૈયારી કરવા લાગ્યો. આ વૃદ્ધ વીર મહાત્માનો આ વખતનો વેશ, ઉત્સાહ, ધૈર્ય અને એકંદર આવિર્ભાવ જોઇ, તેના લડવૈયા સીપાઇઓની વીરશ્રી એવી તો ચઢી આવી કે પૂછવાની વાત જ નહિ.

[illegible]ણી તરફ સાદતખાન પણુ જરા નિરાશ થઇ, પોતાના સીપાઇઓને [illegible]શી ચઢાવી આપવા, તેમની વચ્ચે ઉભો રહી બોલતો હતો અને નીચેથી મારો ચલાવતો હતો. દૂરથી આવતા સૈન્યનો દેખાવ તો હજી તેવો જ રાખ્યો હતો. કેટલેક ઠેકાણે તો ચાર પાંચ ગાઉ સુધી કાકડા સળગતા રખાવી, રજપૂતોને એવો ભાસ કરાવવાનો પ્રયત્ન કર્યો [illegible]ો કે ઔરંગજેબનું મોટું પ્રચંડ સૈન્ય જાણે પાસે જ આવી પહોંચ્યું છે. સાદતખાન આટલેથી જ અટક્યો નહિ. તેણે પોતાનો એક વકીલ તથા તેની સાથે ચાર માણુસો કિલ્લાપર વિજયસિંહની પાસે મોકલી,

તેમે કહેવરાવ્યું કે, બાદશાહી સૈન્ય આવી પહોંચ્યું છે, અને તેથી તમને કિલ્લામાંથી હાંકી કહાડી, કિલ્લો હાથ કરી લેતાં, અમારે જરા પણ વાર લાગવાની નથી. હવે મુંગે મ્હોંએ હાથ બાંધી અમારી પાસે આવી, છોકરી બાદશાહને આપી દઈ, જીવતદાન તથા રાજદાન માંગી લ્યો. નહિ તો નાહક અનેક જાનની ખુવારી કરી દેશો. રાજ અને છોકરી બેઉ તમારા હાથમાં તો હવે રહેવાનાં નથી જ, એ નિશ્ચે જાણજો !" મુદ્દામ વકીલ મોકલવા જેટલી જેણે હિંમત ચલાવી હશે, તેને કાંઇ પણ જોર તો આવી મળ્યું હશે જ, એમ વિજયસિંહને લાગ્યું. પણ તે વૃદ્ધ વીર લાલચોળ બની ગયો ને, વકીલનું એકદમ અપમાન કરી તેને ત્યાંથી હાંકી કહાડયો.

તરત જ વિજયસિંહ ઉઠયો અને કિલ્લાની ચારે બાજુએ તપાસી વળ્યો. જે તરફ પહેલાં વધારે લશ્કરનો જમાવ દેખાતો હતો, તે તરફ જોતાં હજી પણ જમાવ તેટલો જ હોય, એમ તેને લાગ્યું. પરંતુ તેટલામાં તેને વધારે ગભરાવાનું કારણ બન્યું. બીજી દિશામાંથી એક મોટું પ્રચંડ સૈન્ય આવી પહોંચતું હોય એમ તેને લાગ્યું. તે દિશામાં પણ દૂરથી પુશ્કળ મશાલો અને કાકડાના ભડકા તેને જણાવા લાગ્યા. વિજયસિંહની ખાત્રી થઇ કે, સાદતખાને વકીલ સાથે મોકલેલા સંદેશા પ્રમાણે ખરેખર જ મોટું સૈન્ય એની કુમકે આવી પહોંચે છે; તે પ્રચંડ સૈન્ય સાગરના પ્રવાહમાં આપણે ધૂળધાણી થઇ જવાના જ; હવે તો રજપૂતોના અસલના બિરદ પ્રમાણે જ વર્તવું ઠીક છે, એમ એના મનમાં આવી ગયું. આ વિચાર મનમાં આવતાં જ તે પોતાની કન્યાના મહેલ તરફ ચાલ્યો. રૂપમતી પણ તદ્દૂત ચિંતાગ્રસ્ત મુખે પોતાના મહેલના ગવાક્ષમાં ઉભી ઉભી જોતી હતી, તો તેને પણ બે બાજુથી મોટું લશ્કર આવી પહોંચતું હોય એમ જણાવા લાગ્યું. તેને લાગ્યું કે, બીજી બાજૂએથી આવતું મોટુ લશ્કર ઘણા વેગથી ચાલતું હોવું જોઇએ. આ લશ્કર બાદશાહી જ હશે, એમ તેની ખાત્રી થઈ! વિજયસિંહ તેની પાસે જતાં જ અતિ કઠોર સ્વરથી બોલવા લાગ્યો; "બેટા ! તું મને પ્રાણ સમાન પ્રિય છે ખરી, પરંતુ મારા કુલની લાજ અને અભિમાન મને તારા કરતાં પણ અધિક પ્રિય છે. વિજયસિંહના જીવતાં અને તેની પાછળ પણ, તેની છોકરી મ્લેચ્છોના હાથમાં ગઇ, આ વાત સ્વર્ગમાં પણ સંભળાતાં મારી એકોત્તેર પેઢી ભ્રષ્ટ થઇ નીચે પડશે, તેથી મારૂં કુલાભિમાન કાયમ રાખવા જોહરા* શિવાય હવે બીજો રસ્તો મને દેખાતો નથી આટલા બધા રજપૂત રાજાઓ છે, તેમને શું હજી સૂધી મારી શી દશા છે

* જોહરા-રજપૂતોમાં, વહુ દીકરીઓની લાજ સાચવવા જીવતાં બળી મરવાનો રિવાજ.

તેની કાંઇ જ ખબર પડી નહી હોય? પણ એ તો બધા ચુડીઓ પહેરીને બેઠા છે, એ લોકો તો મુગલોની જુતીઓ ઉઠાવનારા થઇ પડયા છે! તેવા ગુલામ્ રજપૂતો આપણુને શું મદદ કરી શકવાના છે? ચાલ, તૈયાર થઇ જા, અને તારી સખીઓને બોલાવ! કિલ્લાપરના સર્વ રજપૂતોની સ્ત્રીઓને બોલાવો અને હવે તમારા મંગળ મૃત્યુ માટે તૈયાર થઇ જાઓ. તું જ આગળ થઇ જા, અને ખરી રજપૂત કન્યાને ઉચિત હોય તે કર. રજપૂત વીરનરોને ઉચિત શું છે, તે હું મારા માણસો પાસે કરાવીશ."

આ શબ્દો સાંભળતાં જ રૂપમતીએ એક વખત પિતાના તરફ, એક વખત ગવાક્ષમાંથી બે બાજુએથી આવતા સૈન્ય તરફ અને એક વખત પોતાના મહાલયની છત તરફ જોયું પછી બોલી "પિતાજી! રજપૂતોના બિરદ અને આપની આજ્ઞા કરતાં, આ જગતમાં મને અધિક કાંઇ જ નથી." વિજયસિંહ એકે અક્ષર બોલ્યો નહિ, ઘણે પ્રયત્ને ખાળી રાખ્યા છતાં, બન્ને નેત્રમાંથી નીકળી પડતાં બે અશ્રુબિંદુને લોહી નાંખી, બાષ્પ કંઠથી બોલ્યો, "બેટા! તું મારી ખરી પુત્રી છું." આટલું જ બોલી વિજયસિંહ ત્યાંથી જતો રહ્યો. રૂપમતી ક્ષણમાત્ર વિચાર કરતી ત્યાં જ ઉભી રહી. પછી પદ્મા તથા કુંદને કિલ્લાપરના સર્વ રજપૂતોની સ્ત્રીઓને અમુક સ્થળે બોલાવી ભેગાં કરી લાવવા કહ્યું. બેઉ જણાં આજ્ઞા થતાં જ ત્યાંથી ચાલી નીકળ્યાં. પોતે જાતે એક પાગા આગળ ગઇ અને પાગાના માણસોને ત્યાંથી પોતાનો સરસામાન ઉઠાવી, પાગા ખાલી કરી આપવા તાકીદ આપી, પોતે ત્યાં જ ઉભી રહી. ડુંગરની એક મોટી ગુફામાં જ આ પાગા આવેલી હતી. ઓછામાં ઓછાં પાંચ હજાર માણસો સહેજમાં ત્યાં ભરાઇ બેસવા છતાં બીલકુલ ખબર પડે નહિ એવડી આ પાગા હતી. રૂપમતીની આજ્ઞા થતાં જ સ્વારલોકોએ તરતજ પાગાનો સર્વ સામાન કહાડી નાંખી, પાગા મોકળી કરી આપી. રૂપમતીએ કિલ્લાપરથી મળી શકે તેટલાં લાકડાં આણી ત્યાં ખડકાવી દેવાની આજ્ઞા કરી. સર્વ લોકો તર.. સમજી ગયા કે આમ કરવાનો હેતુ શો હોવો જોઇએ. પોતાની વહુ દિકરીઓ મુસલમાનોના હાથમાં જાય તે કરતાં પ્રથમથી જ તેમને ચિતામાં સળગાવી મૂકી, પોતે લડાઇમાં સામા થઇ જવું, એવો સર્વ લોકોનો નિશ્ચય થઇ ગયો. આવા પ્રસંગ અનેક વખત તેમના પૂર્વજોમાં બન્યા હતા, એ તેમની સ્મરણ શક્તિમાંથી બહાર જતું રહ્યું નહોતું. જે કારણથી આજે આવો પ્રસંગ આવ્યો છે તેવાં જ કારણોથી પૂર્વે પણ તેમ કરવું પડયું, એ પણ તેઓને યાદ હતું જ. આ રજપૂતો તેમાં એક પ્રકારનું અભિમાન રાખતા હતા. રૂપમતીની આજ્ઞાનુસાર તે ગુહાનું દ્વાર માત્ર એક જ માણસ સારી રીતે અંદર પેસી શકે તેટલું રાખી,

ગુફાનો ભાગ લાકડાં તથા બીજા તાત્કાલિક જ્વાલાગ્રહી પદાર્થોથી પૂરી લીધો. આ સર્વ કામ ચાલતું હતું. રૂપમતી શાંતપણે જોયા કરતી હતી તે સહજ સચિંતપણે ત્યાં ઉભી રહી હતી. એટલામાં પદ્મા કિલ્લાપરના સર્વ રજપૂતોની સ્ત્રીઓને બોલાવી લાવી. તેમાં કુંદ જણાતી નહોતી. સર્વ સ્ત્રીઓ તરફ રૂપમતીએ એક વખત જોઇ લીધું. "સ્વકુળ અને સ્વજાતિના અભિમાન, અને લજ્જાના રક્ષણ અર્થે, પૂર્વજોની રીતિને અનુસરી, આજે આપણે પણ અગ્નિ નારાયણનો આશ્રય લેવો જોઇએ, માટે તે સારૂ સર્વ સજ્જ થઇ જાઓ! આપણા ભાઇ અને બાપને આપણા સંબંધીની સર્વ ચિંતાથી મુક્ત કરી, તેમને કેશરીઆં કરી લડવા દઇ, સ્વર્ગ પ્રાપ્તિ કરવા દો!" આટલા જ અક્ષર રૂપમતી બોલી શકી. એનાથી અધિક કાંઇ જ બોલી શકાયું નહિ, એટલે અગ્નિપ્રવેશ કરવા યોગ્ય વસ્ત્રોને પરિધાન કરવા તે ચાલી.

વિજયસિંહે નખથી શિખા પર્યન્ત સર્વ કેશરી વસ્ત્ર પહેરી લીધાં. પોતાના તમામ સિપાઇઓને, કિં બહુના, કિલ્લાપરના તમામ પુરુષોને પણ તેવાં જ વસ્ત્રો ધારણ કરાવી, તેઓને પોતાની સાથે લઇ અગ્નિ પ્રવેશનો સમારંભ જ્યાં થવાનો હતો, તે ગુફા પાસે પોતે આવી પહોંચ્યો. પોતે રૂપમતીને આપેલી આજ્ઞા પ્રમાણે ત્યાં સર્વ રજપૂત સ્ત્રીઓ આવીને ઉભી હતી. એમાંની એક પણ સ્ત્રીની આંખમાં અત્યારે અશ્રુનું નામ જણાતું નહોતું. સ્ત્રી મંડળમાં રૂપમતી સર્વને મોખરે જ હતી. અગ્નિ પ્રદિપ્ત કરાવી રૂપમતી જેવી તેમાં પ્રવેશ કરે છે, એટલામાં જ કિલ્લાની નીચલી બાજુમાંથી એકાએક જબરી ચીચીઆરીઓ સંભળાઇ. આ વખતે રાત્રીનો સમય વીતિ જઇ પ્રભાત થવા આવ્યું હતું. નીચેની ચીચીઆરીઓથી કિલ્લાપરનાં માણસો અધિક ઉશ્કેરાઇ ગયાં. સર્વને એમ લાગ્યું કે, નક્કી મુગલો હલ્લો કરી કિલ્લાપર ચઢી આવે છે, એટલે અગ્નિ પ્રવેશ જેમ બને તેમ જલદીથી કરી દેવો, એમ સર્વને લાગ્યું. ગુહાના દ્વાર સામું એક વખત જોઇ રૂપમતી જગદંબાનું સ્મરણ કરી આગળ થવા જાય છે એટલામાં જ જણાયું કે કિલ્લાની નીચેથી સંભળાતી રણ ગર્જના મુગલોની નહિ પણ રજપૂતોની જ છે. વિજયસિંહની ખાત્રી થઇ ગઇ કે, મુગલો કરતાં રજપૂતોની ગર્જના વધુ સંભળાય છે. ક્ષણવાર તેને એમ જ લાગ્યું કે, આ ગર્જના મુગલોની નહિ પણ પોતાને મદદ કરવા આવી મળનાર રજપૂત વીરોની છે. એમ જ જો હોય તો કિલ્લાના રક્ષણનો હજી પણ સંભવ તેને જણાયો, તેને લાગ્યું કે અત્યારથી આટલા બધા જીવોની નિષ્પ્રયોજને અગ્નિ નારાયણને આહૂતિ આપવી એ ઠીક નથી, એટલે તરત જ રૂપમતીને

અગ્નિ પ્રવેશ કરતી અટકાવી પોતે તપાસ કરવા ગયો. આનંદની વાત એ બની કે, જે મુગલ સૈન્યની ગર્જના જણાતી હતી તે તેમની નહિ, પણ ઉદેપૂરના રાણા **રાજસિંહના** સૈન્યની હતી. **રાજસિંહે** આવી પહોંચી **સાદતખાનના** લશ્કરની કાપણી ચલાવવા માંડી હતી, એવી બાતમી **વિજયસિંહને** મળી. ક્ષણમાં હજારો અબળાનો પ્રાણ જતો જતો બચી ગયો. **વિજયસિંહે** **રૂપમતી** તથા અન્ય સર્વ રજપૂત સ્ત્રિઓને કહ્યું કે, "હવે અગ્નિ પ્રવેશ કરી પ્રાણ આપવા જેવો પ્રસંગ રહ્યો નથી માટે સર્વે જણ નિર્ભયપણે પોતપોતાને સ્થાને સુખેથી ચાલ્યાં જાઓ." આટલું બોલી પોતાના સિપાઇઓને લઇ તે શત્રુ ઉપર, ઉપરથી મારો ચલાવવા માટે દોડયો. નિચેનું સૈન્ય ખરેખરૂં જ **રાજસિંહનું** હતું. વાંચનારને ખબર છે જ કે, અન્ય રજપૂત રાજાઓના સૈન્યને આવી પહોંચવાની વાટ પણ ન જોતાં **રાજસિંહ** એકલો જ પોતાનાં માણસોને લઇને મોખરે નીકળી પડયો હતો, તે આ પ્રસંગે તરત જ આવી પહોંચી, મારો ચલાવવા લાગ્યો હતો. **વિજયસિંહને** ફસાવવા **સાદતખાને** પાથરેલી જાળમાં તે પોતેજ સપડાઇ ગયો. પૂર્વ પ્રમાણે સર્વ સૈન્ય તેનું એકજ ઠેકાણે રહ્યું હોત તો તેના જોરથી તે કાંઇ પણ કરી શકયો હોત; પણ પોતાના સૈન્યના છુટા છુટા ભાગ પાડી નાંખવાથી તેનું જોર કમી થઇ ગયું; અને મારો ચલાવનારી ટુકડી પર જ **રાજસિંહનું** સૈન્ય તુટી પડયું. **સાદતખાન** છુટા પાડેલાં લશ્કરને એકઠું કરી શકયો નહિ. અને તેથી તે કમતાકત થઇ જવાથી, **રાજસિંહ** પોતાના થોડાં માણસો છતાં પણ ફાવી શકયો. રજપૂતોએ તેને સારી રીતે સ્વાદ ચખાડયો. ઉપર નીચે બેઉ બાજુથી મારો ચાલવાથી તેને તો હવે નાશી છૂટવા શિવાય બીજો માર્ગ રહ્યો નહિ. એટલે કેટલીક વારે **સાદતખાન** ત્યાંથી નાઠો. **રાજસિંહનું** સૈન્ય કેટલેક સૂધી તેની પછવાડે પડયું. **રાજસિંહ** એકલોજ પોતે કિલ્લાપર ગયો અને વૃદ્ધ **વિજયસિંહને** ઘટિત નમન કરી, બેઉ રજપૂત વીરો ખુબ ભેટી પડયા. **રાજસિંહને** જોઈ **વિજયસિંહની** આંખોમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી. જે રજપુતવીરને પોતે વિનાકારણ દોષ દેતો હતો તેણેજ આવી, આવી ખરી અણીને વખતે મદદ કરી, તેને ઉગાર્યો, આ વિચાર મનમાં આવતાં જ **વિજયસિંહને** જરા લજ્જા આવી. આ બે નરવીરોને જોઇ **રૂપમતીને** જે આનંદ થયો હશે, તેનું વર્ણન જ અશકય છે. આવી રીતે આ સર્વ મંડળી **વિજયાનંદને** અનુભવે છે, એટલામાં જ એક જાસુસ દોડતો કિલ્લાપર આવ્યો.તે **રાજસિંહને** અતિ નમ્રપણે નમન કરીને બોલ્યો; "મહારાજ ! મુગલ સૈન્ય ઘણું જ નજીક આવી પહોંચ્યું છે. લશ્કરનો આગળનો ભાગ તો અહિંથી માત્ર દશેક ગાઉ ઉપર જ આવીને પડેલે

છે; આવતી કાલે પ્હોફાટતાં ફાટતાં જ તે અહિં આવી પહોચશે; અને આ આગલો ભાગ અહિં આવી પહોંચ્યો કે પછી શું નહિ કરે ?"

બંને રાજાઓએ આ ખબર સાંભળી લીધી. રાજસિંહ વિજયસિંહના સામું જોઇ બોલ્યો, "કાંઇ હરકત નહિ. જે કારણ માટે આટલું બધું માથે લઇ આટલી તૈયારી કરવા માંડી છે તે જ્યારે અત્યારથી અહિં એવું જ બની આવે છે તો પછી બીજું શું જોઇએ છીએ."

વિજયસિંહ જરા સ્મિત કરી તેના સામું જોઇ બોલ્યો; "તે કારણ આ ક્ષણે જ હું આપના હાથમાં મુકવા ધારૂં છું. જેને માટે આટલી જલદી રણસંગ્રામની તૈયારી કરવી પડી છે, તેનું લગ્ન પણ તેટલું જ જલદીથી થઇ જવું જોઇએ. આ સર્વ લોકોની સમક્ષ હમણાં જ હું એને આપને સ્વાધીન કરી દઉં છું. આપની પાછળ આપના ઘોડા ઉપર જ એને બેસાડીને ઉદેપુર લઇ જાઓ: એ જ એના લગ્નનો વરઘોડો અને આ લશ્કર એ જ આપની જાનઃ આવી બાબતનું મુહૂર્ત પણ શિઘ્ર જ હોય છે, અને તે શુભ જ ગણાય છે. મહારાજ ! આપને તો બે તરફની ઉતાવળ કરવાની છે, એક તો લગ્ન સમારંભની, તેમ બીજી યુદ્ધ સમારંભની."

આટલું બોલી વિજયસિંહે રૂપમતીને પાસે બોલાવી, માથા ઉપરજ અંતરપટનું વસ્ત્ર ઓરાડી, તેનો હાથ રાજસિંહના હાથમાં આપી દીધો, અને બન્ને જણાંને એક જ ઘોડા ઉપર બેસાડી દીધાં. "એક વખત પોતાની ધર્મપત્નીને કુશળતાથી ઉદેપુર પહોંચાડી દઇ, પછી શત્રુના નિકંદનની તૈયારીથી અહીં આવો," એમ વૃદ્ધ વિજયસિંહે આગ્રહથી જણાવ્યું. રાજસિંહને પણ એક રીતે વૃદ્ધ વિજયસિંહની સલાહ યોગ્ય લાગવાથી તેમ જ કરવાનું કબુલ કર્યું. પોતાના જ ઘોડા ઉપર પોતાની સમવૃત્ત વધૂને પોતાની પાછળ બેસાડી લઈ, થોડાક યોદ્ધાઓ લઇ તે ઉદેપુર જવા નીકળી પડયો, અને લશ્કર બધું ત્યાં જ રહેવા દીધું

આગળ આપણે જોઇશું કે તે પત્નીને લઇને નિર્વિઘ્ને ઉદેપૂર પહોંચ્યો કે કેમ ?



## પ્રકરણ ૪૫ મું.

### પુનઃ અચળેશ્વરના મંદિરમાં.

પાછળના પ્રકરણમાં જણાવેલી હકીકત જે દિવસે બની, તેને આગલે દિવસે એટલે જે વખતે રાજસિંહ પોતાની નવપરિણીત વધૂને પોતાનાં ઘોડા ઉપર બેસાડીને, બે ચાર માણસોને જ સાથે રાખી, ઉદેપુર જતાં

આબુના પહાડની એકાદ ખીણ ઉતરતો હતો તે વખતના બરોબર આઠ પ્રહર પહેલાં, ત્રણ પ્રવાસી રસ્તાના થાકથી કંટાળી જઇ, આબુના પહાડમાં આવેલા ભગવાન્ શ્રી અચલેશ્વરના મહારણ્યમાં પ્રવેશ કરતા હતા. બીલકુલ ન અટકતાં એક સરખા જ કરેલા પ્રવાસથી તેમની મુખમુદ્રા ઉપર આવેલી મ્લાન જતા, તડકો લાગવાથી આવતી શ્યામતા તથા પવન લાગવાથી ચામડીનું ફાટી જવું, એ સર્વ સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. એમ છતાં પોતાના પ્રવાસને અંતે થવો જોઇતો અત્યાનંદ તથા સમાધાની પણ તેની સાથે જ મ્હોંપર પ્રકાશી રહેલાં હતાં. તે દરેકના મ્હોં ઉપર એક પ્રકારનું સ્મિત જણાતું હતું, અને તે તેમનું આનંદી અંતઃકરણ જણાવી આપતું હતું. તે પૈકી એકના મુખ ઉપર પ્રેમાતુતા જણાઇ આવતી હતી. આ ત્રણમાં એક તો તરૂણ જ લાગતો હતો. તેના પ્રત્યેક અંગવિક્ષેપ ઉપર, બોલવા ઉપર તથા જોવા ઉપર, તેની ડાબી બાજુએ ચાલનારા પ્રવાસીની દૃષ્ટિ જાણે સ્થપાઇ જ ગઇ હોય એમ લાગતું હતું. “ક્યારે આની સેવા કરવાનો મને લાભ મળે કે હું કરૂં, ક્યારે એના મ્હોંમાંથી કાંઇ પણ બોલ નીકળે કે હું ઝીલી લઉં, ક્યારે એની નજર મારાપર પડે કે હું પાવન થાઉં,” આવા અનેક પ્રેમ અને આતુરતાના ભાવ તે ડાબી બાજુએ ચાલતા પ્રવાસીની, તે તરૂણપ્રત્યે સ્થીરપણે સ્થપાયેલી દૃષ્ટિ જણાવી આપતી હતી. પોતાના ઘોડા ઉપર લક્ષ આપવા કરતાં પોતાના તરૂણ મિત્રના ઘોડા ઉપર તેનું વિશેષ લક્ષ લાગી રહેલું હતું. ત્રીજો પ્રવાસી જમણી બાજુ ઉપર હતો, તે પણ હવે જરા જરા આનંદમાં મહાલવા લાગ્યો.

ધીરે ધીરે ત્રણે જણા અચળેશ્વરના અરણ્યમાંના મંદિરપર જવાના ઘાટ પાસે આવી પહોંચ્યા; એટલે ત્રણે જણે ઘોડા ઉભા રાખ્યા, પછી નીચે ઉતરી પડયા. એટલામાં તેમાંનો એક જણ બોલવા લાગ્યો, “મને કલ્પના પણ આવતી નહોતી કે આપણે આટલા થોડા દિવસમાં અને આવા નિર્વિઘ્નપણે આવી પહોંચીશું. દુર્ગાદાસ, મને એમ જ થયા કરતું હતું કે આપણે કોણ છીએ તે જાણી જઇને કોઇ પણ આપણને વિઘ્ન કરવા માટે આવી પહોંચશે જ. પણ ભગવાન્ એકલિંગજીની કૃપાથી અહીં સુધી તો સુખરૂપ આવી પહોંચ્યા છીએ. અચળેશ્વરનાં શિખરનાં દર્શન થયાં ત્યારથી જ મારા મનમાં આનંદ અને નિશ્ચિંતપણું જણાવા લાગ્યું હતું. ત્યાં સુધી તો એમ જ થયા કરતું હતું કે કોણ જાણે, કોણ વચ્ચે વિઘ્ન નાંખવા આવી પહોંચે છે.”

તે ઉપરથી પેલો પ્રવાસી બોલ્યો; “જે અચળેશ્વરે આજ સુધી અમારે હાથે આટલાં કામ સિદ્ધ કરાવી આપ્યાં છે, આટલાં સંકટોમાંથી

બચાવ્યા છે, સાક્ષાત્ ભિંતમાં ચણાયાં છતાં પણ જેણે અમને જીવતાં બહાર કઢાવ્યાં છે, તેની પૂર્ણ કૃપા વગર આવી વાતો બને ખરી? આટલાં બધાં વિઘ્નોમાંથી ઉગારી લઇ, તેણે જ પાછાં પોતાના ચરણમાં અમને આજે બોલાવી લીધા છે. પ્રથમ તેમનાં દર્શન કરી, પછી મહારાજા અને છોટા મહારાજાનાં દર્શન લઇ, પછીથી ઉદેપૂર તરફ જઇશું."

તરૂણ પ્રવાસી જ્યારે ઉપરના શબ્દો બોલતો હતો ત્યારે નયનપાળ તો તે શબ્દોને જાણે અમૃતપાન તરીકે ઝીલી લેતો હોય એમ પોતાના કાનમાં લેતો જણાતો હતો. બોલનારના બોલતી વખતના દરેક હાવભાવને પ્રેમપૂર્વક નિહાળી, પોતે આનંદિત થતો હતો. પેલો તરૂણ પ્રવાસી નયનપાળ તરફ ફરી બોલવા લાગ્યો, "નયનપાળજી! પ્રારંભમાં જ આપના તરફથી અમને જે જે ત્રાસ પડેલો છે તે કરતાં પાછળથી આપે અમને જે અમુલ્ય સ્હાયતા ...ના ...જ વાત છે. ભગવાન્ ...ની જો આ સર્વ વાત બનવા પામી છે. આપની પૂર્વની અ...પ્રમાણે જો સર્વ વાત બનવા પામી હોત એ તો આજે અમારા મહારાણીજી જોધપૂરની પ્રજાને જે સુખ આપે છે, તે કયાંથી આપત?..."

નયનપાળ તરત જ નિચું મ્હોં ઘાલી એ વચ્ચે જ બોલી ઉઠયો, "ઇંદિરાબાઇ, ગઇ ગુજરી વાતનું સ્મરણ જરી થતાં જ મને અતિ ખેદ થાય છે. તેમાં વળી આપનાં જેવાં મહાત્મ...નું સ્મરણ કરાતાં તેથી મને કેટલું બધું લાગી આવવું જોઇએ: ...કૃતકર્મનું જે જે પ્રાયશ્ચિત્ત મને લાગતું જશે તે તે હું કર્યા જ કરીશ; અને દેહાંત એ જ જો ઉત્તમ પ્રાયશ્ચિત્ત હશે તો હવે રણમાં પડવાનો વખત પણ પાસે જ આવ્યો છે. જે દુષ્ટ ઔરંગજેબની સેવામાં આટલા દિવસ ગાળી, તમારા સરખી સાધ્વીનો મેં છળ કર્યો છે, તે જ ઔરંગજેબના સામો ઉભો રહી, લડી, કંઠસ્નાન કરી, કરેલાં પાપકર્મનું ક્ષાલન કરીશ. પણ માત્ર એક ઇચ્છા રહી જાય છે, અને તે રહી જવાની જ........."

આ છેલ્લા શબ્દો બોલતાં નયનપાળની દૃષ્ટિ ઇંદિરાના મ્હોં તરફ જ લાગી રહી હતી, અને જાણે તેમાં જ પોતાનું જીવન સર્વસ્વ લાગી રહ્યું હોય, એમ તેનો ભાવ જણાઇ આવતો હતો. ઇંદિરાએ તેની નજર સાથે નજર મેળવી જ નહિ. તરત જ પોતાનું મ્હોં ફેરવી નાંખી, બીજી તરફ જોવા લાગી, એટલે નયનપાળના બોલવાનો વિષય પણ ત્યાંથી જ અટકી પડયો.

થોડીકવાર વિશ્રાન્તિ લઇ, ત્રણે જણાં ત્યાંથી ઉઠયાં. ઉપર ચઢી આવતા સૂર્યનો વધારે ત્રાસ ન લાગે, તેમ જ તાપને લીધે ઉપર ચઢતાં થાક પણ વધારે ન લાગે, તથા જેમ બને તેમ જલદીથી ભગવાન્ અચ-

લેશ્વરનાં, યોગીરાજનાં, તથા નાના મહારાજનાં દર્શન થાય એવા હેતુથી ત્રણે જણે પોતાના ઘોડા ત્યાં જ એક ઝાડે બાંધી દઇ, ઉપરનો ચઢાવ ચડવા લાગ્યાં.

ભગવાન્ સૂર્યનારાયણ ધીરે ધીરે ઉંચે આવતા હોવાથી તે પહાડના વનવૃક્ષાદિને એવી તો અપૂર્વ શોભા આપવા લાગ્યા કે, ગમે તેવો વર્ણન ચિત્રકાર પણ તે શોભાને વર્ણવવા સમર્થ થઇ શકે નહિ. આ વર્ણન લેખક તેમજ ચિત્રકાર બંન્નેને માટે અશકય હતું. લેખકને પોતાની કલમ ચલાવી તેનું યથાર્થ વર્ણન કરવા શબ્દો જ મળવા મુસ્કેલ થઇ પડે, જ્યારે ચિત્રકારને તેની તાદૃસ્યતા મેળવવા અનેક પ્રયાસ કરવા છતાં, રંગમિશ્રણ થવા મુસ્કેલ થઇ પડે; કારણ દરેક ક્ષણે તેની શોભા બદલાતી જ રહેતી હતી. જે રંગછટા હમણાં એક ઝાડ અથવા એક વૃક્ષ ઉપર દેખાતી હોય તે બીજી જ ક્ષણે ત્યાંથી જતી રહી, બીજા જ ઝાડ અથવા શિખરને દીપાવતી હતી. પ્રાતઃસંધ્યાના ઇશદારક્ત રંગથી રંજિત તથા પૂર્વ જ અંધઃકારના પટકુળથી વ્યાપ્ત થયેલી વનશ્રી, અવગુંઠનયુક્ત રૂપવતી નવવધૂના જેવીજ જણાતી હતી. અને ભગવાન્ સૂર્યનારાયણ પણ પોતાના કોમળ કરથી તે અવગુંઠનની પાતળી ગડીઓને ધીરે ધીરે એક પછી એક ખસેડતા જઇ, પ્રેમ અને લજ્જાથી આરક્ત થયેલી તેની મુખશ્રીને નિહાળવાનો પ્રયત્ન કરતા હોય, એમ જણાતું હતું. તે અરસામાં શુક કોકિલાદિ મંજુળધ્વનિકર પક્ષીઓના કોમળ સ્વરથી એમ જ જણાવા લાગ્યું કે, તેઓ "આ શું? આ શું?" એમ બોલી અવગુંઠનની ગડીઓને દૂર ન કરવા માટે, ભગવાન્ સૂર્યનારાયણને વિનય ભાવથી વિનવતાં હોય! ધીરે ધીરે અવગુંઠન દૂર થઇ જઇ, મુખ જણાવા લાગ્યું જેથી તે પરની પ્રેમ પ્રફુલ્લિતતા સર્વને સ્પષ્ટ જણાવા લાગી. ધીરે ધીરે પરિચયથી પ્રાપ્ત થનાર ધિટપણું તેને આવ્યું હોય એમ જણાવા લાગ્યું; અને હવે તો વનના દરેક ખુણા રંજિત થઇ રહ્યા. લગ્ન ક્રિયાને અંતે વધૂ દર્શન થતાં જ પ્રેક્ષક મંડળ તરફથી વગાડવામાં આવતી થાળીઓથી જેમ લગ્ન મંડપ ગાજી રહે છે, તેમ વનમાં રહેતાં પશુ પક્ષીઓના આનંદયુક્ત કોલાહલથી તે વનમંડપ પણ ગર્જિત થઇ રહ્યો. વિવાહાનંદથી જેમ ઘરનાં બાળકો આનંદમગ્ન થઇ નાચવા તથા કૂદવા મંડી જાય છે, તેમ તે પર્વત વનનાં હરિણ બાળકો પણ આનંદથી નાચવા કૂદવા મંડી ગયાં. પર્વત ઉપરનો મંદ અને શિતળ પવન આપણા આ ત્રણ પરોણાઓને આનંદ આપવા લાગ્યો, તથા વન પુષ્પની ઘટાઓમાંથી વહી આવી, તેમનું યથેચ્છ આતિથ્ય કરવા લાગ્યો. આથી આપણા અતિથીઓને તે ઘાટ ચડવાનો શ્રમ બીલકુલ જણાવા લાગ્યો નહિ. બાળસૂર્યનાં કિરણો આપણા અતિથીઓને

પોતાના પ્રતાપથી જરા પણ સંતાપ આપી શકે તે અગાઉ જ તે ત્રણે જણાં પર્વતના શિખરપર જઈ પહોંચ્યા. ઉપર આવતાં સામેથી નજરે પડતા ભગવાન્ અચલેશ્વરના શિખરને પ્રથમ નમસ્કાર કરી, તેઓ એક વખત તો તળેટીની અપૂર્વ શોભા જોતા થોડીવાર ત્યાં જ ઉભા રહ્યા.

થોડી વારે ઇંદિરા પોતાના ભાઇને કહેવા લાગી, "ભાઈ, રાણાજી આ વખતે ક્યાં બિરાજતા હશે વારૂ? મારી તો એવી ઇચ્છા છે કે અચલેશ્વર તથા એકલિંગજીનાં દર્શન થતાં જ તેમનાં પણ દર્શન થવાં જોઇએ. બાળ રાણાજી પણ તેમની પાસે જ હશે, માટે તેમનાં પણ દર્શન થવાં જોઇએ ખરાં." આમ બોલતાં બોલતાં ત્રણે જણ શ્રીઅચલેશ્વરના મંદિરપર જવાનાં પગથીયાં પાસે આવી પહોંચ્યા. ઉપર ચઢી મંદિરના બારણામાં પ્રવેશ કરે છે તો ભગવાન્ યોગીરાજ પૂજા સ્થાન પાસે સમાધિસ્થ સ્થિતિમાં બેઠેલા જણાયા. તેમની પાસે એક નાનું બાળક પોતાનાં રમકડાંની સાથે ગડમથલ કરતું જણાતું હતું.

આ દેખાવ નજરે પડતાંજ ઇંદિરાની આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી. જે બાળક માટે પોતે પોતાનો જીવ પણ વહાલો ન કરતાં ગમે તેવા સાહસ માથે લઇ અનેક સંકટ ભોગવ્યાં હતાં, તેજ બાળક, તેજ પોતાના અન્નદાતાના પુત્ર ને ફરીથી આમ કુશળ જોઈ, ઇંદિરાની આંખ પ્રેમાશ્રુથી કેમ ભરાઈ ન આવે? સ્ત્રીઓના નૈસર્ગિક પ્રેમ ભાવથી એકદમ આગળ ધસી આવી, વૈકુંઠયોગીરાજની સમાધિનો ભંગ થશે કે કેમ તે વિચાર પણ મનમાં ન આણતાં, તે મનોરમ બાળકને ઉંચકી લઈ, "મારા બાળરાજા! આટલાં બધાં સંકટને અંતે પણ તમે આવા કુશળ ફરી મારી નજરે પડશો, એવી મને સ્વપ્નામાં કલ્પના આવી નહોતી! ભગવાન્ તારી કૃપાની બલિહારી છે!" આમ બોલી તે બાળકને વારંવાર ચુંબન કરવા મંડી ગઇ. એટલામાં દુર્ગાદાસ તેને કહેવા લાગ્યો, "ઇંદિરા! ઇંદિરા! યોગિરાજની સમાધનો ભંગ થતાં તેમને ક્રોધ ચડશે, એનો કાંઈ ખ્યાલ છે? ત્યાંથી જરા આઘી ખસી જા?" એ ઉપરથી ઇંદિરાપ્રતિ પ્રેમાળ દૃષ્ટિથી જોનાર નયનપાળ બોલ્યો, "આવી રીતનો પવિત્ર પ્રેમ જોઇ એક તો શું પણ હજારો સમાધિનો ભંગ થતાં સાક્ષાત્ શંકર ભગવાન્ પણ આંખો ઉઘાડતાં હાસ્યથી જ જોયા કરશે, તો પછી આ યોગિરાજની તો વાત જ શી?" નયનપાળના મ્હોંમાંથી આ શબ્દો નીકળતાં જ યોગીરાજની સમાધિ ઉતરી ગઇ અને તે બોલ્યા; "વત્સ નયનપાળ, તારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં જ છે. આવો નિર્મિશ્ર અને નિરામય પ્રેમ જોઇ, સમાધિનો ભંગ થતાં કોઇને પણ ક્રોધ આવે નહિ. તોપણ કોઈ તપોનિષ્ઠુર પુરૂષને ક્રોધ આવી ગયો અને તે ક્રોધને

વશ થઇ કદાચિત્ તેણે કાંઇ શાપ આપ્યો, તો આવી સાધ્વી સતીના પ્રભાવને લીધે તે શાપનું એના આગળ કાંઇ ચાલી પણ શકે નહિ. જેણે સ્વાર્થનો કેવળ પરિત્યાગ કરી, પરાર્થમાં જ પોતાનું આખું જીવન ગાળ્યું છે તેવી સાધ્વીનો નિર્મળ પ્રેમપ્રભાવ અમારી હજારો સમાધિ કરતાં પણ બળવત્તર છે. આનું તપ અમારી સર્વ તપશ્ચર્યા કરતાં કેટલું બધું બળવાન્ છે તેની તને ક્યાં ખબર છે?" યોગિરાજ વાત કરતા હતા તેવામાં ઇંદિરા પોતાના હાથમાં લીધેલા બાળકને, હાથમાંજ રાખી, તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી તેમનો પવિત્ર આશિર્વાદ લીધો. ત્યારપછી દુર્ગાદાસ અને નયનપાળ બન્ને જણાએ તેમને નમસ્કાર કર્યા. દુર્ગાદાસને આશીર્વાદ આપી, નયનપાળ તરફ ફરીને યોગિરાજ બોલ્યા, " વત્સ નયનપાળ! યોગાભ્યાસથી ભ્રષ્ટ થનાર સાધકના જેવી તારી સ્થિતિ થઇ હતી, પણ એટલામાં જ તારી આંખ ઉઘડી પુનઃ તારા કુલાભિમાન પ્રમાણે તને તારા કુળનું બિરદ સાચવવા તૈયાર થતો જોઈ, મને અત્યાનંદ થાય છે. આ અજિતસિંહ તારો પિત્રાઇ ભાઇ છે, તેને તારે સ્વાધીન કરૂં છું, રાણી ચંદ્રાવતિને હવે તારી માતુશ્રી પ્રમાણે ગણી, આ બાળકના સંવર્ધનમાં હવે તું તેને સહાય કર, હવે આ અરણ્યવાસની અવધિ આવી રહી છે. હું હવે અહિંથી મારા નિજધામમાં જવાનો છું. આજનો આ યોગ આવી મળે ત્યાં સૂધી જ મારે અહીં રહેવું, એવી મારા ગુરૂની આજ્ઞા હતી.. બાળ અજિતસિંહ! તારો અને મારો આટલા દિવસનો યોગ હતો. હવે તારાપર માત્ર એક જ સંકટ આવવાનું છે, પણ તે તરત જ જતું રહેશે. પછી તું મોટો થતા સૂધી કેવળ નિર્વિઘ્ને જ દિવસ ગાળીશ. ત્યાર બાદ તું તારાં કર્મ પ્રમાણે ચાલી ફળને ભોગવતો જઇશ."

યોગીરાજ આ છેવટના શબ્દો બોલતા હતા તે વખતે કોણ જાણે શું એ સમજીને તે બાળક કિલકારીપર આવી જઇ હુંકારા કરવા મંડી ગયો. ઇંદિરા તેને યોગિરાજના પગમાં મૂકવા માટે નીચે મૂકવા લાગી. પણ ઘણે દિવસે મળેલી માની પાસે જતાં જ બાળક જેમ તેને છોડતું નથી, તેમ અજિતસિંહ પણ ઇંદિરાના હાથમાંથી નીચે ઉતરે જ નહિ. આ જોઇ સર્વને અતિ આશ્ચર્ય લાગ્યું. પણ યોગિરાજની ચર્યાપર જરાએ આશ્ચર્ય છાયા જણાઇ નહિ. યોગિરાજ ધીર અને પ્રશાંતપણે બોલવા લાગ્યા–"ઇંદિરા! તું હવે એને નીચે ઉતારીશ નહિ. એ જે કરે છે તે યથેચ્છ જ કરે છે. હજી પણ એના જીવ ઉપર એક વખત જે સંકટ આવવાનું છે તેમાંથી તું જ એને બચાવવાની છું. હવે ભવિષ્યમાં મારાથી તમને કોઇને કાંઇ વિશેષ લાભ થવાનો નથી. પણ પુનઃ એક જ

વખતે તમે ત્રણે આ સ્થળે જ જ્યારે ભેગાં થશો ત્યારે હું તમને દર્શન દઇશ. તમે બે ભાઇ બ્હેનના ખોળામાં આ બાળકને સોંપી દેતાં સુધી જ મારે અહિં રહેવાનું હતું. ને તે માટે આજનો દિવસ નિર્મિત કરેલો હતો; તે આવી પહોંચ્યો છે, એટલે હવે હું જઇશ.” આટલું બોલી યોગીરાજ ત્યાંથી ઉઠયા અને બાજુ ઉપરની ઓરડીમાં પેઠા, તે ફરી બહાર આવ્યા જ નહિ. આ ત્રણે જણુ અંદર પેસી જોવા લાગ્યાં તો ત્યાં કોઇ જ ન મળે. તે ઓરડીમાંથી બહાર જવાનો બીજો કોઇ પણુ માર્ગ ન છતાં યોગીરાજ ક્યાં અને શી રીતે ચાલ્યા ગયા હશે એના અચંબામાં કેટલીકવાર સુધી ત્રણે જણુ સ્તબ્ધ થઇ જઇ, ચારે તરફ શોધ કરવા લાગ્યાં, પરંતુ યોગીરાજનો કાંઇ જ પત્તો લાગ્યો નહીં.

ઇંદિરા, દુર્ગાદાસ અને નયનપાળ ત્રણેને ઘણું જ આશ્ચર્ય લાગ્યું, અને ઇંદિરા તથા દુર્ગાદાસને તો ઘણું જ દુઃખ ઉત્પન્ન થયું. યોગીરાજ હવે ફરી દર્શન નહિ આપે અને તેથી આખા રાજસ્તાનની ઘણી માઠી દશા આવશે, આ વિચાર મનમાં આવતાં જ તે બે જણાંની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પણુ હવે આવી રીતે આંસું પાડતાં ઉભાં રહેવાથી શું વળવાનું? આગળ ઉપર જે કર્ત્તવ્ય કરવાનું છે તે કરવું જ જોઇએ. બાળરાજા પોતાના ખોળામાં આવતાં જ તેને હવે ચંદ્રાવતી મહારાણી પાસે પહોંચાડી દેવો જોઇએ એ પ્રથમ જ કર્ત્તવ્ય હતું. મહિયારીનો વેશ લઇ ટોપલામાં બાળ રાજાને ઉંચકીને તે ચાલી હતી તે પૂર્વનો પ્રસંગ ઇંદિરાની નજર આગળ આ ક્ષણે તરવરી રહ્યો. તે જ સ્થિતિ આજે પણુ આવેલી જોઇ તેનું મન ઉદ્વિગ્ન થયું. તો પણુ આવી રીતે ઉદ્વિગ્ન થઇ બેસી રહેવાથી ફળ શું? આગળને માટે કાંઇ પણુ વિચાર કરવો જોઇએ, એમ ધારી દુર્ગાદાસ, ઇંદિરા તથા નયનપાળને કહેવા લાગ્યો, “ઇંદિરા! હવે બીજો કોઇ માર્ગ રહ્યો નથી. શત્રુ કેવળ આપણી પીઠપર આવી પહોંચ્યા છે, આવે વખતે જો આ પહાડ ઉપરથી ઉતરી બાળરાજાને લઇ જઇશું તો આપણા ઉપર શો પ્રસંગ ગુજરશે તે કહી શકાતું નથી. માટે તું અહિં જ રહે, નયનપાળ હવે પારકો નથી, એ તારી રક્ષા માટે અહીં રહેશે અને હું નીચે જઇ આવી સર્વ તપાસ કરી જોઉં છું. કે રાણીજી કેટલા સલામત છે. નીચે તપાસ કર્યા શિવાય મહારાણાને લઇ જવા બીલકુલ યોગ્ય કહેવાય નહિ. ઔરંગજેબના જાસુસો ક્યાં ને ક્યાંએ ફરતા હોય તે કાંઇ આપણે જાણીએ છીએ? જો આ વખતે કોઇ પણુ સુરક્ષિત જગ્યા હોય તો તે આ જ છે, માટે મારો વિચાર તો એવો છે કે, હું નીચે જઇ આવું ત્યાંસુધી તું અહિં જ બેસ.”

દુર્ગાદાસનું બોલવું સાંભળી નયનપાળને પ્રથમ તો જરા સમાધાન

લાગ્યું હોય એમ જણાયું. તેણે એક વખત અત્યંત પ્રેમ દૃષ્ટિથી ઇંદિરાના સામું જોઇ લીધું. પછી કાંઇ વિચાર એકદમ તેના મનમાં આવ્યો હોય તેમ તે દુર્ગાદાસને કહેવા લાગ્યો; "દુર્ગાદાસજી, મારે પરપુરૂષે આવે વખતે અને આવે એકાંત સ્થળે રહેવું યોગ્ય કહેવાય નહિ. ઉપરાંત મારી મહત્વાકાંક્ષા એ જ છે કે, ઔરંગજેબ, જે આજ સૂધી મારી સાથે આવી કૃતઘ્નતાથી વર્ત્યો છે, તેની સાથે એક વખત લડાઇ કરી, તેને મારૂં પરાક્રમ બતાવી આપવું. તેવો પ્રસંગ આજ જ આવી મળ્યો છે, માટે તે હું શા માટે ખોઉં? તમે જ એ જણ અહીં બેસો અને હું આગળ જાઉં છું."

કેટલીક વાર હા ના કરવા પછી નયનપાળની માગણી કબુલ રહી, અને તે પહાડ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો.

## પ્રકરણ ૪૬ મું.

### નયનપાળની બીજી કપટજાળ.

પહાડપરથી નીચે ઉતરી આવતાં નયનપાળના મનમાં ચાલતા વિચારોનું જો કોઇ પ્રથક્કરણ કરી જૂવે તો તેમાં કેટલા બધા પરસ્પર વિરોધી વિચારો હતા તે તેને જણાયા વગર રહે નહિ. અનેકવિધ વિચિત્ર વિચારોનો સમૂહ તેના મનમાં હોવાથી, તે બધા એક પછી એક એમ તેના મનપર સામ્રરાજ્ય ભોગવતા હતા. આ બધામાં સર્વોપરી માત્ર એક જ વિચાર—કિં બહુના, વિકારનું પ્રાબલ્ય અત્યારે ચાલતું હતું. ઇન્દિરા પ્રતિનો પ્રેમ તેના મનમાં એટલો બધો પ્રબળપણે વર્ત્તતો હતો કે, તેને માટે તે ગમે તેવું સાહસ પણ કરવા તૈયાર હતો. કારાગૃહમાંથી નાસી આવી, તેના જ પ્રાણરક્ષણાર્થે તેણે કેવો મોટો ભગીરથ પ્રયત્ન કર્યો હતો? ત્યારથી જ તેનો એના પ્રતિનો પ્રેમ એવો વિશુદ્ધ બનવા લાગ્યો હતો, કે તેમાં કોઇ પણ પ્રકારનો દંભ કે છળ જણાતો નહતો. નયનપાળને તેથી વિચાર આવ્યો કે, આપણા આ પ્રેમની કાંઇ પણ સફળતા થશે કે કેમ? આજ પ્રશ્ન તેના મનમાં વારંવાર ઉઠયા કરતો હતો. એનો ઉત્તર પોતાને મન ગમતો થશે કે કેમ, તે એને કાંઇ સમજાતું નહોતું. એનું કારણ વાંચનારને આગળ સમજાશે.

આ પ્રેમ વિચાર અને તેની નિષ્ફળતા એના મનમાં વારાફરતી આવ્યાજ કરતી હતી. બીજો જે વિચાર તેને આવતો તે એ હતો કે જો પોતાનો પ્રેમ સફળ થવાની આશા પડતી નથી તો પછી પોતાના પ્રેમ

પાત્રને જે ઇષ્ટ હોય તેને આપણે પણ ઇષ્ટ માની તે સાધ્ય કરવું એ જ હવે તો આપણું કર્તવ્ય છે, પછી તે સાધ્ય કરવામાં ગમે તેટલું સાહસ માથે લેવું પડે તો તે લેવું જ, અને તેમ કરતાં આપણું મૃત્યુ થાયુ તોપણ કાંઇ હરકત નહિ. માટે હવે આપણું જીવન એટલાજ માટે છે, બીજા કશા માટે નથી જ. માટે તે હવે શી રીતે સાધ્ય થાય? આ વિચારમાં તેનું મન ગુંથાઇ જઇ, તેજ વિચાર કરતો માથું ખંજવાળતો ખંજવાળતો ચાલતો હતો, એટલામાં વળી પાછો બીજો એક વિચાર આવ્યો. આ બીજા વિચારથી પ્રથમ તો તેના મનને કાંઇક ઉદ્વેગ થયો હોય એમ જણાયું ખરૂં, અને તે ઉદ્વેગથી તેનું મન જરા ત્રાસ પામ્યું હોય એમ પણ જણાયું ખરૂં, ત્યારબાદ કોઇ જુદો જ વિચાર આવી તેણે આ ઉદ્વેગ તથા આ ત્રાસને પણ હઠાવી કહાડયાં હોય એમ જણાયું.

આવા પ્રકારની મનની સ્થિતિમાં નયનપાળ પહાડ ઉપરથી નીચે ઉતરતો હતો; એટલામાં સહજ વિશ્રાન્તિ લેવાના વિચારથી પાસેના એક શિખર ઉપર જઇને બેઠો, અને ત્યાંથી નીચેના દૂર પ્રદેશને નિહાળવા લાગ્યો. એટલામાં ઉત્તર બાજુ તરફ પાસે જ ઔરંગજેબના સેના સમૂહ જેવો તેને કાંઇકિ ભાસ થયો. આ જોતાંજ તેની ચિત્તવૃત્તિ એકાએક વિહ્વળ બની ગઈ હોય એમ જણાવા લાગ્યું. એના મનમાં ગમે તે વિચાર આવો, પણ તેણે પુનઃ એક વખત અચલેશ્વરના દેવાલય તરફ નજર કરી તરતજ ઔરંગજેબની સેના સમૂહને જોવા લાગ્યો. ત્યાર પછી તે દિશા છોડી દઈ બીજી દિશાઓ તરફ કેટલીકવાર સુધી તે જોઈ રહ્યો, અને કેટલોક વખત કાંઇક વિચાર કરતો ઉભો જ રહ્યો. “આમ કરૂં કે તેમ કરૂં” આવો દ્વિધાભાવ કેટલીકવાર સુધી તેના મનમાં ચાલતો હોય એમ સ્પષ્ટ તેની મુર્ખચર્યા કહી આપતી હતી. પછી કેટલીક વાર પોતે શું કરવું? તે નિશ્ચય ઉપર આવ્યો હોય એમ જણાયું. પુનઃ અચલેશ્વરના શિખરપર એક જ વખત નજર કરી, એક ઉંડો નિસાસો મૂકી ત્યાંથી સપાટાબંધ ચાલવા લાગ્યો. નીચે આવતાં જ જુવે છે તો ઝાડે બાંધેલા ઘોડા ત્યાં જણાયા નહિ. આવા અણીને વખતે કોઇ શૂરવીરનો ઘોડો જતો રહે તો તેને કેટલો ત્રાસ ઉપજી આવે? પણ કરે શું? કયાં જવું અને હવે શું કરવું તે કાંઇ જ સૂઝ પડે નહિ. ઘોડા કાંઇક છુટી ગયા હશે, માટે તેને પહેલાં તો શોધી કહાડવા જોઇએ, આવા વિચારથી ઘોડાની શોધ કરવા લાગ્યો. આમ તેમ જોતાં કાંઇ જ પત્તો લાગ્યો નહિ. પગલાં તપાસતાં એક જ બાજુ તરફ તે જતાં હોય એમ જણાયું, એટલે તે બાજુ તરફ શોધ ચલાવવા માંડી. પગલાં કેવળ તાજાં જ પડેલાં હતાં તેથી તપાસ કરતાં બહુ

પ્રયાસ નહિ પડે એમ તેને લાગ્યું, અને તે અનુમાન ઉપર તે ચાલવા લાગ્યો. જતે જતે તે એવા ઘાડા જંગલમાં જઇ ચડયો કે ચારે તરફ ઝાડી સીવાય તેને કાંઇ જ જણાયું નહિ. કેટલેક ઠેકાણે ધૂળ પણ એટલી બધી ઉડી હતી કે, ઘોડાનાં પગલાં પણ જણાતાં નહોતાં; બસો ચારસો કદમ જાય ત્યારે વળી એકાદ પગલું જણાતું. આવા એકાદા પગલાના સુમાર ઉપર પણ તેણે આગળ ચાલવા માંડયું. નયનપાળ નિરાશાને જાણતો જ નહોતો, અને તેથી જ તે પોતાના ગમે તે પ્રયત્નમાં વળગ્યો રહેતો. ઝાડી ઘણી જ ઘટ્ટ હોવાથી તેને તડકાનો પણ ત્રાસ નડતો નહોતો, અને તેથી થાક પણ બહું જણાતો નહોતો. જતે જતે તેણે ઘણાક વિકટ રસ્તાઓ પણ જોઇ નાંખ્યા, તે એવા કે કદાચ પાછા જવાનો પ્રસંગ આવે તો મૂળ રસ્તો તેને જડી જ શકે નહિ. આવા ભૂલભૂલવણીમાંથી બહાર આવવું શી રીતે? છેવટે એ પ્રશ્ન તેના મનમાં આવ્યો અને તેથી થોડીવારમાં ત્યાં જ અટકી ઉભો થઇ રહ્યો. અંતે થાકીને તે જેવો નીચે બેસવા જાય છે એટલામાં જ દૂરથી કોઇએ ઘોડો મારી મૂકયો હોય એવો તેને ભણકારો લાગ્યો. તરત જ આગળ આવી જુવે છે તો સામેથી એક ઘોડેસ્વાર આવતો જણાયો; તે પોતાનો જ ઘોડો હશે એમ નયનપાળને લાગતાં જ તેણે પોતાની તલવાર ખેંચી ઘોડેસ્વારને બૂમ પાડી બોલાવ્યો, અને ઘોડો ઉભો રાખવા માટે ધમકી પણ આપી. ઘોડેસ્વાર તરત જ ઉભો રહ્યો અને નયનપાળને નિહાળવા લાગ્યો.

કેટલીકવાર સૂધી બેઉ જણા એક બીજાના સામું જ જોઇ રહ્યા. છેવટે નયનપાળ તે ઘોડેસ્વારને ઓળખી કહાડી બોલ્યો, ‘કોણ શિવસિંહ?’

ઘોડેસ્વાર એકદમ ચકિત થઇ ગયો. પોતાનું નામ દઇ હાંક મારનાર આ ગૃહસ્થ કોણ હશે, તેની કલ્પના પણ તેને આવી શકી નહિ. તે બોલ્યો, “તું મારૂં નામ દે છે ખરો, પણ મને તારા નામની ખબર નથી, તેમ પહેલાં મ્હેં તને કયાં જોયો છે તે પણ મને સાંભરતું નથી. તું કોણ છે તે પહેલાં કહે.” શિવસિંહનું બોલવું સાંભળીને નયનપાળ કહેવા લાગ્યો, “તારે મારા નામની શી જરૂર છે? એક તો પહેલાં તું મારો ઘોડો ચોરી લાવ્યો છું, તે તો પાછો આપ, પછી મરજી હોય તો હું કહું તે સાંભળ. હું તને જે કાંઇ કહેવાનો છું તે તને અને તારા બાપદાદાને હિતકરજ છે. તું આવી રીતે એકાએક આ વખતે મારી નજરે પડયો, એ પણ એક ચમત્કારિક યોગાનયોગની જ વાત છે. મારા મનમાં છે તે સર્વ હું તને કહેવાનો છું; પણ તે પહેલાં હું કોઇ શત્રુનો જાસુસ, લુચ્ચો, ઠગારો, ઘરફોડુ અથવા ચોર લુંટારો નથી તેની ખાત્રી કરી લે. ઉપર શ્રીઅચલેશ્વરના દેવાલયમાં જા, ત્યાં દુર્ગાદાસ અને તેની બ્હેન ઇંદિરા બેઠાં છે તેમને

મળ. એ બે તથા હું એમ ત્રણે જણાં અમે અહિં આવ્યાં, ઘોડા ઝાડે બાંધી ઉપર ચડયાં. એ બે ઉપરજ બેઠાં છે અને હું કાંઇક કામ પ્રસંગે નીચે આવ્યો છું. હું કોણ છું, અને શા માટે આવ્યો છું, તેની ખાત્રી તેમની પાસેથી જ કરી લેજે એટલે તને સમજાશે કે હું વિશ્વાસ કરવા યોગ્ય છું કે નહિ. તું એક વાર જઇ આવ એટલે પછી મારો આગળનો સર્વ બેત હું તને કહીશ. બેત કરનારો અને યુક્તિ ખોળનારો હું છું, પણ તે બધું સિદ્ધ કરી આપવાની ખટપટ તારે કરવી જોઇએ; માટે મારૂં નામ હમણાંથી જણાવવામાં અર્થ નથી. અમથું જ નામ કહેવાથી તારી ખાત્રી થવાની નથી, માટે પ્રથમ ઉપર જઇ આવ. એક ક્ષણ પણ અમથી ગુમાવવાથી કેવો ભયંકર પરિણામ આવશે તેનો જરા વિચાર કર."

શિવસિંહ આ બધું શાંતપણે સાંભળતો નયનપાળના સામું જોઇ ઉભો જ રહ્યો હતો. એને લાગ્યું કે આ માણસને આગળ કોઇ ઠેકાણે પણ જોયો છે ખરો, પણ આ અમુક જ છે એમ ખાત્રીથી તેનાથી કહી શકાય નહિ. તો પણ તેના કહેવા પ્રમાણે કરી જોવામાં પોતાને કાંઇ હાનિ ન જણાવાથી તે બોલ્યો; "આપનું નામ કહેવામાં આપને કાંઈ હાનિ છે ખરી?" નયનપાળ; "છે પણ ખરી અને નથી પણ ખરી. મારૂં નામ સાંભળતાં પહેલાં તું દુર્ગાદાસ પાસે જઈ તપાસ કરીશ તો ઠીક થશે. પહેલેથીજ નામ સાંભળતાં તારી ચિત્તવૃત્તિને શું થઈ જાય તે કેમ કહેવાય? તે કરતાં છાનોમાનો ઉપર જઈ આવી સર્વ માહિતી મેળવી આવ એટલે ઠીક પડશે."

"દુર્ગાદાસ અને ઇંદિરા ઉપર શ્રીઅચલેશ્વરના મંદિરમાં બેઠાં છે," આ શબ્દો સાંભળ્યા ત્યારથી તેમને મળી આવવાની શિવસિંહને ઘણી જ ઇચ્છા થઈ રહી હતી તેથી ઉપરનું વાકય પૂરૂં થતાં જ, તેને એમ લાગ્યું કે આના કહેવા પ્રમાણે આપણે એક વખત જઈ આવીને તપાસ તો કરવી જોઇએ. એવો નિશ્ચય કરીને તે નયનપાળને કહેવા લાગ્યો; "હું ઉપર જઈ આવું ત્યાંસૂધી તું અહિં જ બેસી રહેજે. અહિંથી જરા પણ આઘો પાછો થયો તો દગો છે એમ જાણી મારા ભિલ્લો તારી ગરદન ઉડાવી નાંખશે, અને નહિ તો તારો વાળ પણ વાંકો થવા દેશે નહિ." આવી રીતે નયનપાળને સખત તાકીદ આપી તે ત્યાંથી ચાલ્યો ગયો. જતાં પહેલાં પોતાની પાસેના બે ચાર ભિલ્લોને તાકીદ આપી કે, "આ માણસને અહિંથી જરા પણ ખસવા દેશો નહિ, એના ઉપર બરાબર નજર રાખજો." આટલું કહી પાસેને રસ્તેથી જ તે અચલેશ્વરના શિખર તરફ ચાલ્યો. વાંચનારને ખબર હશે જ કે વિજયસિંહનો પુત્ર શિવસિંહ પિતાની મરજી વિરૂદ્ધ જસવંતસિંહની પાસે જઇને રહ્યો હતો; પરંતુ જ-

જસવંતસિંહના એકાએક કાળ થવાથી તે, તેની સ્ત્રી તથા પુત્રને લઇ આ જંગલમાં ભિલ્લોનો નાયિક બનીને રહેલો હતો. જંગલ તથા પહાડના ઉંદર જેવો જ તે થઈ ગયો હતો. અચલેશ્વર જઈ આવવું એ તો તેના કશા હિસાબમાંજ ન હોતું. તરતજ ઉપર ચડી ગયો. નયનપાળના કહેવા પ્રમાણે ત્યાં દુર્ગાદાસ તથા ઇંદિરા બેઠાં હતાં. તેમને મળતાં બેઉને બહુ અત્યાનંદ થયો. આનંદના ઉભરા શમતાં જ તેણે પેલા ત્રીજા માણસ માટે જે કાંઇ પૂછી જોવાનું હતું તે પુછી લીધું; અને તેમને પણ તેનાં સંબંધમાં જે કાંઇ કહેવાનું હતું તે કહ્યું. આટલું થવા છતાં પણ શિવસિંહનો તેના ઉપર પહેલાં તો વિશ્વાસ બેઠો નહિ. છેવટે જ્યારે દુર્ગાદાસ અને ઇંદિરાએ પોતાના છુટકારામાં તેણે કરેલી મદત માટે સર્વ હકીકત કહી સંભળાવી ત્યારે તેને જરાતરા ખાત્રી થઇ. અને આ બે જણાંનું આટલું બધું કહેવું છતાં એના વિશે સંશય રાખવો એ ઠીક નહિ એમ તેને લાગ્યું, એટલે થોડી વાર પછી ત્યાંથી તે પાછો ફર્યો. પરંતુ પુનઃ તેના મનમાં કાંઇક શંકા આવવાથી તે પાછો ફરી દુર્ગાદાસને કહેવા લાગ્યો; “દુર્ગાદાસજી! આપ જરા મારી સાથે કૃપા કરી નીચે પધારો, અને નયનપાળનું શું કહેવું છે? તે સાંભળી લઇને પાછા ઉપર પધારજો.” કેટલીકવાર સુધી દુર્ગાદાસે હા ના કર્યા પછી છેવટે બંને જણ એક નજીકને રસ્તે થઇને નીચે ઉતરી પડયા.

નીચે નયનપાળ તો તેમની ચાતકની પેઠે જ વાટ જોઇ બેઠો હતો. એકલા શિવસિંહની જ વાટ જોતો હતો, છતાં દુર્ગાદાસને પણ તેની સાથે નીચે આવેલો જોઇ, પ્રથમ તો જરા આશ્ચર્ય લાગ્યું, પણ પછીથી “આ પણ ઠીક જ થયું” આવો ભાવ તેના મનમાં આવ્યો હોય એમ તેના મ્હોંપરથી જણાઇ આવ્યું. થોડીવારમાં તે બે જણા નયનપાળની પાસે આવી પહોંચ્યા, એટલે તે શિવસિંહને કહેવા લાગ્યો; “કેમ શિવસિંહ! મારા કહેવાનો અક્ષરે અક્ષર ખરો હતો કે નહિ? હવે હું આગળનો નયનપાળ રહ્યો નથી; આ નયનપાળ કેવળ જુદો જ છે. ઉપરથી નીચે ઉતરતાં મને ઔરંગજેબનું લશ્કર જણાયું, ત્યારથી જ મારા મનમા કાંઇક બેત આવી ગયો છે. એ ધારણા પાર પાડવામાં કઇ યુક્તિ લગાડવી તે પ્રથમ મને સુઝતું નહોતું, પણ હવે સુઝી આવ્યું છે. પણ તે પ્રમાણે કાર્ય સિદ્ધ કરી લેવાનો એક જ માર્ગ છે, પણ તે મારા હાથમાં નથી. માટે હું જરા નિરાશ બની બેસવાનો હતો, પણ તેલામાં જ, શિવસિંહજી, આપની ભેટ થઇ ગઇ; અને તે કરતાં પણ અધિક ઉત્તમ એ બન્યું કે તમે ઉપર જઇને દુર્ગાદાસજીને નીચે બોલાવી લાવ્યા. દુર્ગાદાસજીની એક જ યુક્તિ, તે મારા જેવાની હજારો યુક્તિઓ બરાબર છે, તેથી એ પોતે આવ્યા

એ તો ઘણું જ સારું થયું. હવે મારી યુક્તિ શું છે તે કહું છું." આટલું બોલી તે એક વખત જમીન તરફ જોઇ રહ્યો. પાસે જ બે ચાર ભિલ્લો હતા, તેમને શિવસિંહે દૂર ખસેડી મૂક્યા, છતાં પણ નયનપાળને જે કહેવાનું હતું તે કાંઇ તેણે મોટેથી કહ્યું નહિ; પણ છેક જ ધીમે ધીમે બોલીને આ લોકોને શું કહેવાનું છે તે સાંભળવા તેમના સામું જોવા લાગ્યો.

દુર્ગાદાસ તેનું બોલવું સાંભળી કેટલીકવાર સ્તબ્ધ બેસી રહ્યો. પછી ધીરે રહીને બોલ્યો; "વાહ યુક્તિ તે યુક્તિ જ છે. પણ તે પાર શી રીતે પડે? ઠીક છે, કાંઇ હરકત નહિ. શિવસિંહ, તું તો અહિં બેઠો છેને? હવે મને ઇંદિરા તથા અજિતસિંહજીના સુરક્ષિતપણા માટે કશી જ કાળજી નથી. હું જાઉં છું અને નયનપાળની યુક્તિ પ્રમાણે બીજી તજવીજ કરી આવું છું. ખરો મુત્સદી અને ખરો સેનાપતિ હોય તેના જ મગજમાં આવી કલ્પના આવી શકે. સાબાશ નયનપાળ! આ યુક્તિ જો સફળ થઇ, તો તમારા પાછલા સર્વ વૃત્તાન્તને ઢાંકી દઇ આખા રાજસ્તાનમાં નામ કહાડશો એવું જ થવાનું. જાઓ બેલાશક, આપ જે કરવા ધારતા હો તે કરો, અને હું આપનું કામ બજાવી લાવું છું." કોઇ માણસને પોતાની રૂચી પ્રમાણે સર્વ કાર્ય બની આવવાથી જેમ તેના મનનું યથાર્થ સમાધાન થાય છે, તેમ નયનપાળને થયું હોય એમ લાગ્યું. શિવસિંહે પોતાનો ઘો તેને આપ્યો. ક્ષણ માત્ર પણ વિલંબ ન કરતાં, અચલેશ્વરના મંદિર તરફ એક વખત ફરીથી જોઇ લઇ નયનપાળે ત્યાંથી કુચ કરવા માંડી.

જંગલની બહાર નીકળી જતાં વાર ન લાગે એટલા માટે શિવસિંહે તેની સાથે એક ભોમીયો ભિલ્લ આપ્યો હતો, તેને લઇ થોડી જ વારમાં તે જંગલની બહાર નીકળી ગયો. બરાબર રસ્તો હાથ લાગતાં જ નયનપાળે તે ભિલ્લને રજા આપી દીધી. ભિલ્લથી છુટો પડતાં જ નયનપાળના મુખ ઉપર સ્મિતની રેખાઓ જણાવા લાગી. "થશે! થશે! મારી ઇચ્છા પ્રમાણે જ સર્વ કામના સફળ થશે જ!" આવો ઉદ્ગાર ધીરે હીને તેના મુખમાંથી નીકળી ગયો. આટલું બોલી બાદશાહી ફોજ જ્યાં પડેલી હતી તે તરફ તેણે ઘોડાને દોડાવી મુકયો. થોડી જ વારમાં નયનપાળ એ પ્રચંડ છાવણીના આગલા ભાગ પાસે આવી પહોંચ્યો. ત્યાંના લશ્કરી અમલદારોને તો તે સારી પેઠે ઓળખતો જ હતો, એટલે તે લોકોએ એને તરત જ ઓળખી કહાડી પૂછ્યું, "કેમ રે! તું તુરંગમાંથી કયારે છુટી આવ્યો?" નયનપાળ બોલ્યો, "હું કયારે અને શી રીતે છુટી આવ્યો, તે ભાંજગડ અત્યારે કરવા કરતાં, પ્રથમ મને બાદશાહની મુલાકાત કરાવો. હું એક ઘણી જ અગત્યની બાતમી લાવ્યો છું. એ વાત પ્રથમ મને કાને નાંખ્યાં પછી મારી કથા હું તમને કહીશ." આમ બોલી નયનપાળ ઘણી જ ઉતાવળ કરવા લાગ્યો. શત્રુ તરફની કાંઇ

પણ અગત્યની બાતમી લાવ્યો હશે એમ ધારી, અધિકારીઓએ બાદશાહને તરત જ વરદી પહોંચાડી દીધી. નયનપાળ બાતમી લઇ આવ્યો છે, એવું સાંભળતાં જ બાદશાહને ઘણી જ નવાઇ લાગી. બાદશાહ વિચારમાં પડયો કે કેદમાંથી છુટી બાતમી લેવા અહિં સુધી એ આવી જ શી રીતે શકયો? તેને લાગ્યું કે, આપણી ઇતરાજી થયેલી હોવાથી, પુનઃ મરજી સંપાદન કરવા ગમે તે યુક્તિ કરી કેદમાંથી છુટી, સાહસ કરી, શત્રુમાં ભળી જઇ તેમની બાતમી કહાડી લાવ્યો હશે. એમ ધારી તેને પોતાની પાસે બોલાવી લાવવા હુકમ કર્યો. નયનપાળને તુરત જ બાદશાહની હજુરમાં લાવી ખડો કર્યો. તેને જોતાં જ બાદશાહ બોલી ઉઠયો, "અય બદમાશ! તું ગફલત કરી આખરે છુટી આવ્યો ને?"

તરત જ નયનપાળ પોતાના બે હાથ રૂમાલવતે બાંધી, બાદશાહને ઘણી જ ઝુકીને કુર્નસ કરી બોલ્યો, "ખુદાવિંદ! મારે અમથાં જ છુટીને નાશી જવું હોત, તો અહિં આપની હુજુરમાં પાછો આવત જ શું કરવા? ગરીબપરવર! મેં કાંઇ બાતમી આણી છે તે જરા સાંભળી લ્યો. આ ક્ષણે જ જો ખાવિંદ અચલેશ્વરના ડુંગર ઉપર તથા રૂપનગરના કિલ્લાની ઉપર એકદમ હલ્લો કરશો તો બે મોટા શત્રુ એકદમ હાથમાં આવી જઈ, શહેનશાહનો જય થતાં જરા પણ વાર લાગવાની નથી. આ વખતે અચલેશ્વરના મંદિરમાં દુર્ગાદાસ, તેની બ્હેન તથા જસવંતસિંહનું બાળક બેઠેલાં છે. તેમ પેલી બાજુએ પણ સાદતખાનને હઠાવી ઘણાંજ થોડાં માણસોને મૂકી રાજસિંહ પણ ઉપર ચાલ્યો ગયો છે." આ ખબર સાંભળતાં જ બાદશાહનાં નેત્ર પ્રફુલ્લ થઇ ગયાં અને નયનપાળને પોતાના આસન ઉપરથી ઉઠી, વાંસો થાબડી સાબાશી આપવા મંડી ગયો.

———:o:———

## પ્રકરણ ૪૭ મું.

### સર્પને થયેલો સર્પ ડંશ.

નયનપાળના ઉપર નારાજ થઈ તેને કેદમાં નાંખ્યો, એ તેને ઘણું લાગી આવ્યું હોવું જોઇએ, અને તેથી આપણી મહત્વાકાંક્ષા જાણી લઇ તે આપણા તરફ દોડી આવ્યો હોવો જોઇએ; અને આવી અણી વખતે જો આપણને મદદ કરે તો જ આપણી મરજી પાછો સંપાદન કરી શકે, નહિ તો બીજી એકે રીતે આપણી મરજી તે સંપાદન કરી શકનાર નથી, એમ ધારીને જ તે આપણી પછવાડે દોડી આવ્યો છે એમ બાદશાહને થવા લાગ્યું. પરંતુ જે બાતમી તે લાવ્યો છે તે એને

હાથ શી રીતે લાગી, એ બાબતનો પક્કો તપાસ કર્યાં વગર આટલું એને આપણી પાસે લેવા ઠીક નથી, એવો પણ વિચાર બાદશાહને પછીથી થઈ આવ્યો. તેથી પોતાના હમેશના કઠોર અવાજથી તેને પૂછવા લાગ્યો.

"નયનપાળ! તુ કહે છે તે મારી ધ્યાનમાં કાંઈ ઉતરતું નથી. શું, ખરૂં કહે છે કે દુર્ગાદાસ અને ઇંદિરા આ વખતે આબુના શિખર ઉપર છે? તેમ જ જસવંતસિંહનો નાનો છોકરો પણ તેમની જ પાસે છે? દિલ્લીના તુરંગમાંથી છૂટી આવનાર તને તે એ બધી ક્યાંથી ખબર?"

નયનપાળ બોલ્યો; "માલિક, મને એ બધી બાતમી ક્યાંથી મળી તે બરાબર હકીકત આપને કહું તો જ મને પાછો આપના શરણમાં લઈ, મારી યુક્તિ સાંભળજો; નહિ તો મને અવળે હાથે બાંધી સૂળીએ ચડાવી દેતાં માલિકને કોણ રોકી શકે એમ છે? માટે જો આપના ગુલામને રજા હોય તો કહું? નહિ તો પછી હુજુરની નિઘામાં આવે તે ખરૂં."

ઔરંગઝેબે કહેવાની રજા આપી હોય તેમ ડોકું ધુણાવ્યું કે તરત જ નયનપાળ બોલવા લાગ્યો; "ખુદાવિંદ! આપના હુકમથી મને તુરંગમાં તો લઈ જવામાં આવ્યો, પણ ગમે તે યુક્તિ લડાવી કેદમાંથી છૂટી, ગયેલી મરજી પાછી સંપાદન કરવી, લડાઈમાં મોટું પરાક્રમ કરી બતાવી આપને ખુશ કરવા, એવો દૃઢ નિશ્ચય કરી, હું દિલ્લીથી આપની પછ-વાડે દોડતો નીકળી આવ્યો. રસ્તે આવતાં અહિંથી આશરે પંદર વીસેક ગાઉપર તે ભાઈ બ્હેન-મારી નજરે પડયાં. બે જણાં એકલાં એક ઝાડની નીચે નીરાંતે વિશ્રાંતિ લેતાં હતાં. જોતાં જ મ્હેં તેમને ઓળખી કહાડયાં, ને હું પાસે જતાં જ તેમણે પણ મને ઓળખી કહાડયો. મને જોતાં જ પેલો દુર્ગાદાસ તો મારા ઉપર ધસી આવ્યો. આ વખત મારામારી કરવાથી કાંઈ જ વળવાનું નથી એમ ધારી તેને છેતરવાના વિચારથી હું નમ્ર બની બોલ્યો, પણ ખાવિંદ! તેને જે અક્ષરો મ્હેં કહ્યા હતા તેની જો માફી બક્ષવામાં આવે તો બોલી દેખાડું. કારણ જો તેવું ન બોલ્યો હોત તો, મારૂં કામ પણ થવાનું જ નહોતું. મ્હેં કહ્યું, 'દુર્ગાદાસ! હું હવે આગળનો નયનપાળ રહ્યો નથી. મુગલોની સેવાથી છેક જ કંટાળી જઈ, હું દિલ્લી છોડીને ચાલ્યો આવ્યો છું. બાદશાહ માટે મ્હેં મારૂં માથું આપવા પણ તૈયાર કીધા છતાં, તેણે મારી ઉલટી ફજેતી કરી મને કેદ-ખાનામાં નાંખ્યો; માટે એની ખુશામત કરવા હવે હું કદી જ જવાનો નથી. હવે મને ઘણોજ પશ્ચાત્તાપ થઈ આવ્યો છે, અને એમ જ નિશ્ચય થઈ ગયો છે કે, ઉદેપુર જઈ આપણા રજપુત શિરોમણિ રાણા રાજસિંહની જ નોકરી કરવી. માટે હવે તો તું મને તારો મિત્ર ગણીને તારી સાથે લઈ જા. ખુદાવિંદ! આ બધું મેં એવું તો ગળગળીને, ને આંખોમાં

જાણી આણીને તથા મ્હોંપર સર્વ રીતે પશ્ચાત્તાપના ચિન્હ દેખાડીને કહ્યું કે, તે સાંભળી બંને જણાં પલળી ગયાં. તે બંનેને મારૂં બોલવું ખરૂં જ લાગ્યું. વેની બ્હેને તો મારે માટે ભાઇને ખૂબ જ સીપારસ કરી અને મને આશ્વાસન આપવા લાગી, એટલે તો હું તેમના પેટમાં પેશી જઇ, તેઓ કયાં જાય છે તે જાણી લેવા પ્રયત્ન કરવા લાગ્યો. અચલેશ્વરનાં દર્શન કરવા જાય છે એવું જાણતાં મ્હેં તેમને કહ્યું, 'મારા જેવા પશ્ચાત્તાપ કરનારને આથી તે બીજા કોનાં દર્શન વધારે પાવન કરનાર છે? ત્યાં આવી અગ્નિકુંડમાં સ્નાન કરતાં જ મારાં સર્વ પાતકનો નાશ થશે માટે ચાલો, હું પણ દર્શન કરવા આવું છું.' આવું કહી અમે ત્રણે જણાં ત્યાંથી ચાલવા લાગ્યાં. રસ્તામાં જ અમને ખબર મળી કે સાદતખાંનની ફજેતી થઇ ગઇ છે અને રાજસિંહ રૂપમતીને લઇ જવાનો છે. આબુ પર્વતપર ગયા તો મંદિરમાં એક જોગટો બેઠો હતો અને પાસે એક છોકરૂં રમતું હતું. તપાસ કરતાં જણાયું કે એ જ જસવંતસિંહનો છોકરો અજિતસિંહ છે; અને એ કયાં છે એવું કોઇને ન સમજાય માટે જ અહિંઆ જોગટા પાસે એને રાખ્યો છે. આ બે વાત ખબર પડતાં મને તો એમ જ થઇ રહ્યું કે, કયારે આપ માલિકની પાસે આવી આ ખુશ ખબર જણાવું. આમ હું વિમાસણમાં હતો એટલામાં જ ઉપરથી આ તરફ જોતાં આપનું આ ગંજાવર લશ્કર જણાયું. જોતાં જ મનને અત્યાનંદ થઇ આવ્યો અને સમયને અનુસરી ભળતું જ મિશ દેખાડી નીચે ઉતરી આવી, આપ માલિકની પાસે દોડી આવ્યો છું. ખુદાવદ! આ મારી હકીકત છે. રૂપનગરના પક્ષમાં કેટલા લોકો છે, અને રાજસિંહની પાસે પણ કેટલાં માણસો છે, તે સર્વની મને પૂરેપૂરી ખબર પડી ચૂકી છે. માલિકની આજ્ઞા હોય તો સર્વ વાત સમજાવી દઇ, મારી અલ્પમતિએ સુઝાડેલી યુક્તિ પણ જણાવી દઉં. જેટલી માહિતી આ પ્રદેશની મને છે તેટલી અહિં વર્ષો થયાં રખડી મરતા ભિલ્લોને પણ ભાગ્યે જ હશે. મારા દાદાએ મારા પિતાજીને કહાડી મૂકી, જસવંતસિંહને જ્યારે સર્વ રાજ્ય આપી દીધું, ત્યારે મારા પિતા ભિલ્લ લોકોને લઇને આ જ જંગલમાં ફરતા અને આ જ પહાડપર રહેતા હતા. તે અરસામાં જ મારો જન્મ થયો છે; એટલે મારૂં આખુ નાનપણુ આ જંગલમાં ફરી ફરીને શિકાર કરવામાં તથા લુંટફાટમાં જ વ્યતિત થયું છે. એ જીંદગીનો કંટાળો આવી જવાથી આખરે આપની હજુરમાં આવી આપની સેવા સ્વીકારી." આટલું બોલી નયનપાળ અટકયો. આ બધું તેણે એવું મનપૂર્વક કહ્યું કે ઔરંગજેબને પણ તેની વાત ગળે ઉતરી ગઇ. પછી સર્વ પહેરેગીર નોકર વગરેને બહાર મોકલી દઇ, પોતે નયનપાળની સાથે એકાંતમાં બેઠો અને તેની શી શી યુક્તિઓ છે તે વિશે પૂછવા લાગ્યો. નયનપાળ જે જે બોલ્યો

તે સર્વ કાગળ ઉપર ટીપી લઇ, બાદશાહ તેને કહેવા લાગ્યો કે; "ઠીક છે, એનો વિચાર કરીશું. તારે એમ જાણવું નહિ કે, હું સર્વ તારા કહેવા પ્રમાણે જ કરીશ." તે પરથી નયનપાળ બોલ્યો; "ખુદાવિંદ! મ્હેં તો મારી અલ્પમતિ પ્રમાણે કહ્યું છે. આપને તો જે આપની ધ્યાનમાં આવે તે જ કરવાનું છે. અરજ એટલી જ છે કે, ત્રણે શિકાર એક તડાકે હાથમાં આવી જાય તવો આ ઘાટ છે. આ વખત એકવાર ચુકી ગયા તો રૂપમતીને રાજસિંહ ઉદેપૂર લઇ જશે, તેમ અજિતસિંહને ઈંદિરા તથા દુર્ગાદાસ ક્યાંએ સંતાડી દેશે તે કહી શકાય નહિ, અને રૂપનગર હાથ કરી લેવામાં થવાનો પ્રયાસ તે થશે તો ખરો, પણ તેનું ફળ કાંઇ જ દેખાવાનું નથી. ખાવિંદની આજ્ઞા હોય તો રસ્તો દેખાડવા આ ગુલામ તૈયાર છે. ન હોય તો આપનો જે કાંઇ બીજો હુકમ થાય તે માથાપર ચઢાવું છું."

આટલું બોલી હાથ જોડી નયનપાળ બાદશાહના સામે ઉભો રહ્યો. બાદશાહ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. કેટલીક વાર પછી તે બોલ્યો;–"રાત ગયા પછી જોઇ લઇશું." આટલો જવાબ દઇ નયન-પાળને પહેરામાં રાખવાનો હુકમ કરી દીધો.

બાદશાહે તે સંધ્યાકાળ તથા રાત્રિ પોતાના મન સાથે જ વિચાર કરવામાં ગાળી. સવાર પડતાં જ નયનપાળને બોલાવી મંગાવી કહેવા લાગ્યો:– "નયનપાળ! એકંદર રીતે જોતાં તારૂં કહેવું પસંદ કરવા લાયક છે. સૈન્યના બે ભાગ કરી એકને રૂપનગર તરફ તથા બીજાને આબુ તરફ મોકલી દઈ, તડાકામાં આપણું કામ સિદ્ધ કરી લેવું. નયનપાળ, ક્રોધના આવેશમાં મ્હેં તને તે વખતે શિક્ષા તો કરી, પણ તે સર્વ ભૂલી જઇ આ વખતે તું મને મદદ કરવા આવ્યો, એ તારી નેકીજ જણાવી આપે છે. એ માટે તને હું શું બક્ષીસ આપવાનો છું તે હમણાં કહેતો નથી." આ સાંભળતાંજ નયનપાળે ઘણોજ આભાર દર્શાવ્યો. એક પણ શબ્દ વધારે ન બોલતાં તેણે કહ્યું; "આપની તૈયારી થતાંજ મને હુકમ થયો કે તા-બેદાર તૈયાર જ છે." બાદશાહે અડધા કલાકની અંદર જ લશ્કરનો મુકામ ઉઠાવવા હુકમ કરી દીધો. પોતે ક્યાં જવાનો છે તથા શું કરવાનો છે, તેની કાંઇજ ખબર સેનાપતિને પણ પડવા દીધી નહિ. માત્ર સાદત-ખાને પુછવા જેટલી હિંમત ધરી, પણ તે તરતની હાર ખાઈ આવેલો હો-વાથી તેના ઉપર બાદશાહની ઈતરાજી થયેલી હતી, જે તેનાં માણુસો હાર ખાઈ ચારે દિશામાં નાસી ગયાં હતાં તેથી વળી ઇતરાજી વધુ થઇ ગઇ હતી. તેથી બાદશાહે તેને કાંઇજ જવાબ દીધો નહિ. "આજનો સેનાપતિ હું છું, હું જાઉં ત્યાં મારી પાછળ પાછળ ચાલ્યો આવ. આથી વધારે પુછપર-છ કરવાનું તારે કાંઇજ કારણ નથી," આવો નિષ્ઠુર જવાબ સાંભળી

સાદતખાન તો ચુપજ થઇ ગયો. એટલે બીજા અમીર ઉમરાવો કાંઇજ બોલી શક્યા નહિ. તાબડતોબ મુકામ ઉઠાવવાનો હુકમ થયા છતાં પણ મુગલ. સૈન્યનો મુકામ એકાદ બે કલાકમાં ઉઠે એમ નહોતું; છતાં પણ બાદશાહનો આજનો હુકમ ઘણોજ તાકીદનો હતો અને તેનો બરાબર અમલ થાય છે કે નહિ? તે જોવા જાતે જ ચારે તરફ ફરતો હતો, તેથી તથા આજનું કામ ઘણું જ અગત્યનું છે, એમ બાદશાહના હુકમથી સર્વેની ખાત્રી થઇ જવાથી, જેમ તેમ કરતાં પહોર દહાડે, પહોર દોઢ પહોરમાં સર્વ મુકામ ઉઠયો ખરો. ઔરંગજેબ જાતે જ નયનપાળને સાથે લઇ લશ્કરને મોખરે પોતાનો ઘોડો ચલાવતો હતો.

આ અરવલીના ડુંગરો એવા વિકટ અને ખીણો એવી વિલક્ષણ હતી કે, તેમાં ગમે તેવું મોટું લશ્કર આવી પડવા છતાં, તેનો પત્તો જ લાગે નહિ. બંને તરફના ડુંગર ઉપરના લોકોનો તેનાપર મારો ચાલતો જ રહે અને જે રસ્તેથી લશ્કર અંદર પેઠું હોય તે રસ્તો એકાદ નાનું સરખું લશ્કર આવી રોકી લે તો પછી અંદર પેઠેલું લશ્કર ગમે તેવું મોટું હોય તો પણ તેનું ત્યાં કાંઇ જ ચાલી શકે નહિ. રૂપનગરના કિલ્લાની બાજુમાં, તેમ જ આબુના પહાડની તળેટીમાં, એવી જ મોટી ખીણો આવેલી છે. પરંતુ આ ખીણમાં પેસવાના જે એકાદ બે રસ્તા છે તે ઘણા જ સાંકડા છે. એકને સોમેશ્વરીનો રસ્તો તથા બીજાને દેસુરીનો રસ્તો કહે છે. આ બે કરતાં-એ એક વધારે સાંકડા માર્ગ તરફ નયનપાળ બાદશાહને લઇ ગયો. રસ્તે ચાલતાં આ માર્ગના વિસ્તૃતપણા માટે નયનપાળે એવું તો સુંદર રીતે વર્ણન કર્યું હતું કે, બાદશાહને તો એમ જ લાગવા માડયું કે અંદર જતાં કરેલી ધારણા મુજબ લશ્કરના બે ભાગ કરી બંને શત્રુઓને એકીવારે જ દબાવી દઇ, ઉદેપુરીને અપમાનકારક શબ્દો લખનારી ઉદ્ધત છોકરીને તરત જ પકડી લાવી, દાસી બનાવી દઇશું ને મસાઉદ સાથે લગ્ન કરાવી દઇશું. આખો વખત આજ વિચાર બાદશાહના મનમાં પ્રબળપણે ચાલતો હોવાથી, બીજો વિચાર કરવાનો તેના મનને અવકાશ પણ રહ્યો નહિ. બાદશાહને તો હવે એમ જ થયા કરતું હતું કે, બીજો વિચાર કરી વખત નકામો ગુમાવવાથી શત્રુ હાથમાંથી છટકી જશે, અને પછી આવો વખત ફરી ફરીને મળવો મુશ્કેલ છે, તેથી નયનપાળને લઇને પેલે સાંકડે રસ્તે થઇને જ તે ખીણમાં પેઠો. લશ્કર પણ પછવાડે આવતું જ હતું. રસ્તામાં કોઇ પણ ઠેકાણે તે અટકયું જ નહોતું. ડુંગરમાંથી સાંકડી ખીણવાટે વહી આવતી નદિની પેઠે બાદશાહી સૈન્ય, દશ દશ માણસોની હાર કરી, તે ખીણમાં પેસી ગયું. ઔરંગજેબને એવી જ ખાત્રી થઇ ગઇ હતી કે, આપણા આવડા મોટા સૈન્ય સામે શત્રુ માથું

પણ ઉંચું કરી શકે એટલી તેનામાં તાકાત નથી; આપણા પ્રચંડ સૈન્ય સાગરને જોતાં જ શત્રુ તો ગભરાઇ સીજાઇ ગયા હોય, તેમ ત્યાંના ત્યાં બેસી જ રહ્યા હશે; ડુંગર ઉપરથી આપણાં સૈન્યની પ્રૌઢતા જોતાં જ ગભરાઇ જઇને શત્રુ તો તરત જ આપણે શરણે આવી જંવાના.

લશ્કર અંદર પેસી ગયું. પાછળ માત્ર જનાનો તથા તેના અંગત નોકરો હતા. તેની છેક પાછળ લડાયક લશ્કર કરતાં દશગણા, પણ કેવળ જ બીન લડાઉ એવાં ફાજીલ માણસો જતાં હતાં. અરધો જનાનો તો અંદર પેઠો, ફક્ત ઉદેપુરીનો જનાનો બાહાર રહ્યો. એટલામાં શુમારે (૨૫૦) અઢીસો રજપુતોએ આવી તેના પર હલ્લો કરી તે ખીણનું મ્હોં તોડી નાંખ્યું. મુસલમાન લશ્કરમાંના લડાય લોક તો ઘણા થોડા જ બહાર રહેલા હતા—રહ્યાતા તે બધા બજારૂ ફાજીલ, એટલે તે શું કરી શકે? આવેલા રજપુતોમાંથી માત્ર પચાસ જણા ખીણનું મ્હોં પકડીને ઉભા, તથા બાકીના બસો પેલા બજાર લોકો ઉપર તુટી પડતાંજ ચોમેર નાસ ભાગ થઇ રહી. નસાય તેમ નાઠા. આ હુલબલાટથી આગળ ગયેલા સીપાઇઓ પાછળ ફરીને જુવે છે તો લોકો આવતા બંધ થયા છે અને હુલબલાટ ઘણો થવા લાગ્યો છે. કેટલાક પાછા ફરી ખીણના મ્હોં તરફ આવવા લાગ્યા, તો ત્યાં ઉભેલા પેલા પચાસ રજપુતોએ તેમને ત્યાંજ સુવાડી દીધા. દસથી અગીઆરમો તો ત્યાંથી એકી, વખતે આવી શકે તેમ હતુંજ નહિ, તેથી આગળ જે પાંચ દસ જણા આવેલા તેમને તો આ રજપુતોએ લાંબા જ કરી મુકયા. આ ભયંકર ચમત્કારની કોઇને કશી જ ખબર પડી નહિ. જે તે ખીણના મ્હોં આગળ જતાં ડરવા લાગ્યા, કારણ જે જતા તે મડદાં જ થઇને પડતા હતા, એટલે ઉદેપુરી અને એનો જનાનો સહજમાં રજપુતોના હાથમાં આવી ગયો. બજાર લોકો બધાએ પોતાનો સરસામન લેવાય તેટલો લઇને જીવ લઇને ત્યાંથી નાસવા લાગ્યા એ પ્રસંગે ઉદેપુરીના મનની સ્થિતિ કેવી ભયંકર થઈ ગઈ હશે તેનો ખ્યાલ વાંચનારે કરી લેવો.

લશ્કર લઇને જે રસ્તેથી આપણે ખીણમાં પેઠા તે પેસવાના રસ્તા ઉપર જ કાંઇક ભયંકર ઘોટાળો થયો હોય, એમ બાદશાહના જાણવામાં આવ્યું. આ ઘોટાળો શાનો અને શાથી થઈ ગયો, એમ તપાસ કરવા જાય છે એટલામાં જ ખીણની બંને બાજુના ડુંગર ઉપરથી તીર, ભાલા, બરછી, આદિ પ્રાણઘાતક અસ્ત્રોનો વરસાદ તેના લશ્કર ઉપર શરૂ થઇ ગયો. બાદશાહે એક વખત બંને બાજુપર નજર ફેરવી જોઈ. જોતાં જ તેને જણાઈ આવ્યું કે પોતાની સ્થિતિ આ વખતે કેટલી ભયંકર, કેટલી

નિરાશાવાળી અને કેટલી વિલક્ષણ થઈ ગઈ છે, તેની તેને કાંઇક કલ્પના થઈ આવી. તેને લાગ્યું કે પોતે આવતાં પહેલાં તથા આવતાં આવતાં જે શાંતિ ભોગવતો હતો તે માત્ર એક મહાપ્રલયની પૂર્વે ભોગવેલી શાંતિ જેવી જ હતી. સૈન્યના બે ભાગ કરી બંને બાજુના ડુંગર ઉપર ચડી જવાના વિચારથી ફરી તેણે બે બાજુના ડુંગર ઉપર નજર કરી જોઈ. ડુંગરો એવા વિલક્ષણ ચડાવવાળા જણાયા કે માણસ તો શું પણ સર્પ જેવાં પેટે ચાલનાર પ્રાણી પણ એના ઉપર ચડી શકે કે કેમ તેની પણ શંકા થતી. આવું જોઈ તેની નિરાશાનો પાર રહ્યો નહિ. પણ નિરાશ થઈ બેસી રહેવું હવે તેને ઠીક લાગ્યું નહિ. તરતજ લશ્કરના બે ભાગ કરી, તે ઉપર બે સારા કુશળ સેનાપતિઓ નીમી, બંને બાજુના ડુંગર ઉપર તાબડતોબ ચહડી જવાનો હુકમ કરી દીધો. પરંતુ હુકમ કરવો જેટલો તેને સહેલો હતો, તેટલો તેના લોકોને પાળવો સહેલો નહોતો. લશ્કર બંને બાજુના ડુંગર ઉપર ચડવા લાગ્યું કે તરતજ દરેક ઝુંપડામાંથી, દરેક છાપરીમાંથી, એકાદ બે ભિલ્લ કે રજપુત ડોકાં બહાર કહાડી ચડનારા ઉપર તીર અને ગોળીઓનો વરસાદ ચલાવવા મંડયા. ચડવાનો માર્ગ ઘણો વિકટ હોવાથી, પાકેલી બોરડી કે લીમડા ઉપરથી જેમ હબોર કે લીંબોળીઓ ટપોટપ ગરતી હોય તેમ એ ડુંગરપરના લોકોનાં તીરથી, ભાલાથી, ગોળીઓથી, કે છેવટે પગ લપસવાથી મુસલમાનો એક પછી એક ટપોટપ નીચે ખરવા લાગ્યા. બાદશાહ, શું કરવું તે કાંઈ ન સુઝતાં નામરદની પેઠે બે બાજુએ ગાંડા જેવો જોતોજ ઉભો થઈ રહ્યો હતો. તેનો ઉપદેષ્ટા નયનપાળ તો કાંઈ નજરે જ પડે નહિ. તે જો આ વખતે પાસે હોત તો પોતાના હાથે જ તેના બે ભાગ કર્યાં વગર રહેત નહીં. તે પણ કયાંનો કયાં જતો રહેલો હોવાથી, પોતાને ફસાવનાર શત્રુ પર વેર વાળી આનંદ માનવાનો લાભ લેવાનું પણ તેના મનનું મનમાં જ રહી ગયું. દરેક ક્ષણે બાદશાહ નયનપાળની વાટ જોતો હતો. પોતાનું લશ્કર આમ વિના કારણે કપાઇ મરતું જોઇ તેને પ્રત્યેક ક્ષણે એમ જ થઇ આવતું કે, આના કરતાં તો લશ્કરને બોલાવી લઇ અહીંથી પાછા ફરવું જ સારૂં. પણ તેને હજી બરાબર ખબર નહોતી કે પાછા ફરવું પણ હવે કેવું અશકય થઇ પડયું છે. બાદશાહ તો વિચાર જ કર્યાં કરતો હતો, એટલામાં "એક રજપુત જાસુસ રાજસિંહ તરફથી ખલીતો લઇ આવ્યો છે, માટે આજ્ઞા હોય તો તેને આપની હુજુરમાં બોલાવી લાવું," આવી વરદી તેના એક સરદાર તરફથી આપવામાં આવી. ઔરંગજેબે પહેલાં બોલાવવાની ના જ કહી. પણ એટલામાં તેને કાંઇ જુદો જ વિચાર થઇ આવવાથી તેને બોલાવી લાવવાનો હુકમ કર્યો. કેટલીક વારે તે જાસુસ બાદશાહની હુજુરમાં આવી ઉભો રહ્યો, અને

બાદશાહના હાથમાં તે લખોટો મુકી દીધો. બાદશાહે લખોટો ફોડી જોતાં તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"પરમાત્મા સર્વને સુખી રાખી, બાદશાહને પણ સદ્બુદ્ધિ આપો. ઔરંગઝેબ બાદશાહ, આપ કેવા વિકટ પ્રસંગમાં આવી ગયા છો, તેનો જરા વિચાર કરી જુવો. હું પણ ખુદાનો બંદો હોવાથી, વિના કારણ આટલા બધા મારા ભાઇઓને મરતા જોઇ, મારૂં અંતઃકરણ બળ્યા કરે છે. પણ આપ જાતે જ, રજપુતોના બિરદ ઉપર, મારી પત્નિની આબરૂ ઉપર, તેમ ગરીબ હિંદુઓના જીવ ઉપર હાથ ચલાવવા ઉઠી આવ્યા છો, એ શું યોગ્ય કીધું છે? આવું ન કરવા વિષે મારી વારંવાર આપને વિજ્ઞપ્તિ છતાં, આપે મારી સદ્બુદ્ધિ તરફ બીલકુલ લક્ષ આપ્યું નહિ, તેથી આ બધાના રક્ષણ માટે જ મારે તમારી તલવાર અટકાવવા ખાતર આ પ્રસંગ આણવો પડયો છે. બેગમ ઉદેપુરી અમારા હાથમાં આવી ગઇ છે, પણ તેને મારી બેહેન પ્રમાણે માનું છું. મારી સ્ત્રી તેના મનનું સમાધાન કરે છે, મારા તરફથી તેનો વાળ પણ વાંકો થવા પામવાનો નથી. આપ કહેશો તે વખત આપની પાસે બેગમ સાહેબને મોકલાવી દઇશ. આપના બજારી લોકો પોતાનો સરસામાન અમારા તાબામાં જ રખડતો મુકી, જેમ નસાય તેમ નાસી ગયા છે. આપનું જેટલું લશ્કર ખીણમાં સપડાઇ ગયું છે, તેની શી અવસ્થા થાય છે, તે તો આપ નજરો નજર જોતા જ હશો. માટે આ વખતે ગુપચુપ સલાહ કરી ચાલ્યા જવાનું કબુલ કરતા હો તો, હથીયારો બધાં ખાઇમાં નાંખી દઇ અહિંથી ચાલ્યા જાઓ. હું આપને સુખરૂપ જવા દઇશ. એ ઉપરાંત આપની બીજી કાંઇ મરજી હોય તો તેમ કરવા આપ સ્વતંત્ર છો."

કાગળ વાંચતાં જ બાદશાહ તો તલપાપડ થઇ ગયો. પત્ર લાવનાર જાસુસ તરફ જોઇ, "કેમ રે કમબખ્ત! તું જ આ પત્ર લઇ આવ્યો છે કે, "આવું બોલી તેને તો ત્યાંજ પોતાની તલવાર વતે પુરો કરી નાંખ્યો. આ રીસ કાંઇ બાદશાહના પેટમાં સમાઇ શકે તેવી નહોતી. તલવારનો ફટકો મારીને જ બાદશાહથી બેસી રહેવાયું નહિ, પણ પડેલા ગરીબડા જાસુસના ટુકડાને પણ તેણે પગની ઠોકરે લગાવી કયાંનો કયાં ખસેડી મુકયો. પોતે કેવું નીચ અને નિર્લજ્જ કામ કરે છે, તેનું પણ બાદશાહને આ વખતે ભાન રહ્યું નહોતું. વિલક્ષણ રીતે સપડાઇ જતાં માણસને જ્યારે કાંઇ જ સુઝ પડતી ન હોય તે વખતે શત્રુ તરફથી, "માથું નમાવી શરણે થાઓ તો જીવતદાન આપીએ છીએ" આવી સુચના મળતાં, માણસના મનની જે વિચિત્ર સ્થિતિ થઇ જાય છે, તેવી જ અવસ્થા ઔરંગઝેબ આ વખતે અનુભવતો હતો.

વળી કેટલોક વખત વિતી ગયો. ચારે તરફ અંધારૂં થવા લાગ્યું.

લડાઇનું કામ બંધ થયું. કોણુ કયાં છે, અને કયાં નથી એમ કોઇને કોઇનો પત્તો લાગતો નહિ. બજારૂ લોકો તથા ફરાસખાનું સર્વ પાછળ રહી ગયેલું હોવાથી રહેવા માટે તંબૂ તથા ખાવા માટે સિધુંસામન કાંઇ પણુ જણાતું નહિ. ખુદ બાદશાહી શામીયાનો પોતાની પાછળ જ રાખેલો હોવાથી અંદર આવતાં વેંત ઠોકી તૈયાર કરવામાં આવ્યો હતો, તેથી તેને એકલાને જ જરા માથું મુકી છાંયડે બેસવાનું મળ્યું હતું, બાકી બધા મોટા મોટા સરદારથી તે ગરીબ સીપાઇઓ સુધી, સર્વ લોકો બગલમાં મુઠીઓ વાળી ટાઢે કડકડતા ઉભા રહ્યા હતા. બાદશાહ એકલો જ જરા છાંયડે બેઠોલો છતાં તેના જીવને કાંઇનું કાંઇ થયા કરતું હતું. ટાઢથી કડકડી જઇ ત્રાસ પામતા લોકોના મ્હોંમાથી પોતાના નામને દેવાતી ગાળો તથા અભિશાપ, બાદશાહ અત્યારે કાનોકાન સાંભળતો હતો. પણુ ભાઇસાહેબ કરે શું? શું કહેવું તથા કેવી રીતે લોકોને ઉત્તેજન અને અને આશા આપવી? આ પ્રસંગમાંથી અણી-શુદ્ધ બહાર નીકળી જવા જેવો એકે રસ્તે તેને જણાતો નહિ. જેમ તેમ કરતાં રાત તો ગઇ. સૂર્યોદય થતાં જ બાદશાહ શામીયાનામાંથી બ-હાર આવી જુવે છે તો ડુંગરપરથી ગબડી જઇ મરણુ પામેલા તથા રાત્રીની સખત ઠંડીથી કડકડી જઇ બેઠેલા ત્યાં ને ત્યાં જ ઠ્રબી ગયેલા, એવા અસંખ્ય મડદાં તેને જણાયાં. તોપણુ બેઉ તરફના ડુંગર ઉપર ફ-રીથી ચહડી જવાનો હુકમ કરી, કેટલાંક માણુસો પોતાની પાસે રાખી, જે રસ્તેથી અંદર પેઠો હતો, તે રસ્તાના મ્હોં ઉપર કેવી સ્થિતિ છે, તે જાતે જોઇ આવવા વિચાર કર્યો. પણુ જાય કયાં? તે રસ્તે પણુ આગળ જે જાય તેનું મડદુંજ થઇ પડે છે, એવો મામલો તેણે નજરો નજર જોયો. તેથી લોકોને જેમ તેમ ધીરજ આપતો જઈ, તે દહાડો તો વિતાવી દીધો; પણુ રાત્રી પડવાથી એકંદર રીતે પ્રસંગ ઘણોજ બારીક આવ્યો છે, એમ જોઇ, "તમે કહો છે તે સર્વ મારે કબુલ છે. માટે મને જીવતો પાછો જવા દો," આવી રીતે રાજસિંહ તરફ પત્ર લખી મોકલવા, એક વખત મનમાં વિચાર આવી ગયો. કેટલીક વાર મનમાં ગડમથલ કરી જોયા બાદ, તેવી રીતનું લખાણુ મોકલવાનો વિચાર રદ કરી, માત્ર એક એલચી મોકલવાનું ધાર્યું. છેવટે આ લાચારીની વીડી લઇ જવાનું કામ સાદતખાનને માથે આવ્યું, એટલે સાદતખાન રાજસિંહ તરફ જવા નીકળ્યો.

* * * * * * * *

બીજે દિવસે સવારે પ્હોફાટતાં જ બાદશાહ પોતાના શામીયાના-માંથી બહાર નીકળી, સાદતખાન શું સંદેશો લઇને આવે છે તેની વાટ જોતો ઉભો છે, એટલામાં તેને જણાયું કે, અચલેશ્વરના ડુંગર તરફ પોતાનો

કોઈ મોટો સરદાર લડે છે અને તેના સામા, બે જણા થયા છે તથા તેને મદદ કરનાર પાસે બીજું કોઈ જ નથી. આવું જણાતાં જ પોતે ગુસ્સામાં આવી જઈ, હાથમાં તલવાર લઈ, તે તરફ દોડી પહોંચ્યો. ઉપર જણાવેલો ઝઘડો શામીયાનાથી બહુ દૂર ન હોવાથી, ત્યાં ઉભે ઉભે જ જણાતો હતો. પાસે જઇને જુવે છે તો ત્રણે જણા પોતાના સૈન્ય પૈકીના હોય એમ જણાયા. બેના મ્હોં તો સ્પષ્ટ દેખાતાં હતાં, પણ ત્રીજાનું મ્હોં પોતાની બાજુ ઉપર ન હોવાથી જણાતું ન હોતું. થોડી જ વારમાં તે પણ જણાવા લાગ્યું. મ્હોં જણાતાં જ ઔરંગજેબને અતિશય ક્રોધ ચડી આવવાથી તે જાતે પણ તેના ઉપર ધસ્યો. "અય બેઇમાન ! તારા હવે રાઈ રાઈ જેટલા ટુકડા કરી મારા દરેક સીપાઇના ભાલાની અણીપર પરોવી, ઔરંગજેબ સાથે બેઇમાની દેખાડનારને કેવી શિક્ષા થાય છે તેનો દાખલો બેસાડી આપું છું." આવું કહી તેણે પણ પેલા બે જણની સાથે તે ત્રીજાના શરીરપર ધસારો કર્યો. આ વખતે પોતે જીવ ઉપર આવી જવાથી, અથવા તો જાતે જ ઘણો કુશળ લડવૈયો હોવાથી, પેલો ત્રીજો શખ્સ-જે નયનપાળ જ હતો, તે પોતાનો બચાવ એટલો તો સારી રીતે કરતો હતો કે, તેની સામેનો દુશ્મન પણ મ્હોંમાં આંગળી ઘાલીને જોયા જ કરે. આ વખત બોલવાની ન છતાં પણ નયનપાળ બાદશાહને કહેવા લાગ્યો, "એ મલેચ્છ તુરકડા ! હિંદુઓના કટ્ટા શત્રુ ! તને અહિં લાવી મુકી હું કયાં ને કયાં ચાલ્યો ગયો હતો, ત્યારથી જ તારો જીવ લેવા માટે હું લાગ ખોળ્યા જ કરતો હતો. આજ અનાયાસે પ્રસંગ આવી મળ્યો છે, માટે હવે તો......" નયનપાળ પુરૂં બોલી પણ રહ્યો નહિ એટલામાં બાદશાહનો ફટકો લાગવાથી તથા પોતાનો પગ લપસી જવાથી તે નીચે પડયો. નીચે પડતાં જ ત્રણે જણા તેના ઉપર ધસી આવ્યાં અને તેનો જીવ લે છે એટલામાં જ, ઉપરના ખડક પરથી પાંચ સાત ભિલ્લો દોડતા દોડતા નીચે ધસી આવ્યા. ભિલ્લોએ બધાને વેગળા ખસેડી મુકી નયનપાળને અલગ ઉંચકી લઇ વાંદરાની પેઠે ચડપ ચડપ કુદતા કુદતા જોતજોતામાં કયાં ને કયાંએ ચાલ્યા ગયા. ભિલ્લોની ચપળતા એવી તો વિલક્ષણ હતી કે, ઔરંગજેબ અને તેના બે સીપાઇઓ તો આ ર્ય ચકિત થઇ તેમના સામું જોતા જ ઠરી ગયા ! આપણી આંખમાં ધૂળ નાંખી દુશ્મનને હાથમાંથી છટકી ગયેલો જોઇ ઔરંગજેબને ઘણું જ લાગી આવ્યું. લાચાર બની બાદશાહ હવે પોતાના શામીયાના તરફ પાછો ફરવા લાગ્યો.

આ વખતે સૂર્યોદય સારી રીતે થઇ ગયો હતો. બાદશાહે ખીણમાં ચારે તરફ નજર ફેરવી જોઇ. ઠેરઠેર પોતાના સીપાઇઓનાં

મડદાંને ઢાંકી ગીધડાંનો ચારે તરફ જમાવ થઇ ગયેલો છે. એ જોતાં જ તેના મનમાં ઉદ્વેગનો ઉભરો ચડી આવ્યો. શત્રુ તરફનો એક પણ માણુસ ન પડતાં પોતાના જ ગરીબ સીપાઇઓનો વિનાકારણ મહા સંહાર થવામાં પોતે જ કારણ છે, એવો વિચાર તેના મનમાં આવતાં, બાદશાહ ઘણો જ દુઃખી થવા લાગ્યો. તેણે પોતાનું બધું લશ્કર એક જ ઠેકાણે ભેગું કરી દેવાનો હુકમ છોડયો. એટલામાં સાદતખાન પણ રાજસિંહનો જવાબ લઇ પાછો આવી પહોંચ્યો. રાજસિંહે સાદતખાન સાથે કહાવી મોકલ્યું હતું કે,–'આપ જાતે જ જયારે સલાહ કરવા મુદ્દામ માણુસ મોકલો છો, ત્યારે અમારા તરફની કશી જ હરકત નથી. આપના લશ્કરના દરેક સીપાઇએ પોતાનાં તમામ હથીયારો ખોમાં નાંખી દીધા પછી જ બહાર નીકળવું; એટલે અમારા તરફથી કોઇનો પણ વાંકો વાળ કરવામાં આવનાર નથી." ઔરંગજેબ જેવા મહાન મુગલ શાહનશાહને આ વાત ઘણી જ નામોશીની અને ઘણી જ લજ્જાસ્પદ છતાં લાચારીથી કબુલ કરવી પડી. બાદશાહે તેજ વખત મનમાં ગાંઠ વાળી કે આગળ ઉપર આનું વેર વાળ્યા વગર છોડનાર નથી. પરંતુ તે વખતે તો ચુપચુપ હથીયાર મૂકી દઇ, ત્યાંથી ગમે તેમ કરી નીકળી જવાને તૈયાર થયો.

તહની ઠરાવવા યોગ્ય સરતો ઠરાવી દઇ, બાદશાહનાં માણુસોને હુકમ મળતાં, પોતાનાં શસ્ત્ર અસ્ત્ર તે ખીણુમાં નાંખી દઇ, ખીણુમાંથી બહાર જવા લાગ્યાં. રાજસિંહે કહાવી મોકલ્યું હતું કે બાદશાહ બહાર નીકળે તે વખતે પોતાને મુલાકાત લેવાની ઇચ્છા છે, પણ ઔરંગજેબે તે વાત કબુલ રાખી નહીં. રાજસિંહે તે માટે વિશેષ આગ્રહ પણ જણાવ્યો નહિ. ઉદેપુરી તથા તેના જનાનાને તેની સાથે સુખરૂપ વિદાય કરી દીધો. લાચાર બની ગયેલો બાદશાહ તથા તેનું લશ્કર પાછું દિલ્લી તરફ ચાલવા માંડયું. રસ્તે જતાં પાસેના જ એક મુકામ આગળ બાદશાહની એક ગમ્મત થઇ, અને તે જણાવી દઇએ એટલે બાદશાહનો આપણી વાત સાથેનો સંબંધ પૂરો થયો માની લેવો.

સારી જગ્યા જોઇ બાદશાહનો મુકામ એક સ્થળે થયો હતો. લોકો પોત પોતાની જમવા કરવાની રસોઇ કરવામાં મગ્ન થઇ રહ્યા હતા, એટલામાં બે મુસલમાન સિપાઇઓ ત્યાં એક સ્ત્રીને પકડી લાવ્યા. પોશાક વિગરે ડોળથી તે રજપૂત સ્ત્રી હોય એમ જણાતું હતું ને મોટા મોટા ઘાંટા પાડી તે બોલતી હતી કે, હું રૂપનગરની રાજ્ય કન્યા રૂપમતિ છું. પણ તે વાત આ મુસલમાન સિપાઇઓ ન માનતાં તેની મશ્કરી કરતા હતા. તે એક ઝાડ નીચે થાકીને બેઠેલી મળી આવી હતી. આ સ્ત્રીને એકલી જ બેઠેલી જોઇ, જે સિપાઇએ તેને પ્રથમ જ જોઇ તે તેની પાસે જઇને પૂછવા

બાઓ, હજુમરે, તુ કોણ છું? શામાટે આવી છું? અને અહિં એકલી જ કેમ બેઠી છે?" આવા સવાલ ઉપરાચાપરી થતાં તે બ્હી જઇને કાંઇને કાંઇ જવાબ દેવા લાગી. એટલે પેલો સિપાઇ આ કોઇ ભલતી જ સ્ત્રી છે, એમ ધારી તેની ઠઠ્ઠા મશ્કરી કરતો કરતો તેને છાવણીમાં લઈ આવ્યો. પણ ત્યાં આવી પોતે જ રૂપનગરની રાજ્ય કન્યા રૂપમતિ છે એમ બોલવા લાગી તેથી તેની વધારે મશ્કરી થવા લાગી અને ચારે તરફના મુગલો તેને વીંટાઇ વળ્યા. ધીરે ધીરે એક રજપૂત સ્ત્રીને કોઈ મુગલ સીપાઈ પકડીને છાવણીમાં લાવ્યો છે અને તે પોતે એમ બોલે છે કે હું જ રૂપનગરની રાજકન્યા રૂપમતિ છું, આવી વાત ઔરંગજેબના કાન સુધી પહોંચી ગઈ. રૂપમતિ આમ એકલી શી રીતે મળી આવે, માટે આ કાંઇક પણ ખેલ રચાયો છે, તેથી ખરૂં શું છે તે જાણવા માટે, બાદશાહે તેને પોતાની હુજુરમાં બોલાવી. આ વખતે બાદશાહ ઉદેપૂરીના શામીયાનામાં બેઠો હતો. બાદશાહનો હુકમ થતાં જ તેને ત્યાં લાવી ઉભી કરવામાં આવી. નવિન રૂપમતિ પોતાનો બુરખો બરાબર કરવા લાગી. બેગમ ઉઠીને તેની પાસે ગઈ, બુરખો ઉંચો કરી તેનું મ્હોં જોઈ, "વાહરે રૂપમતિ! રૂપમતિ પણ કેવી છે?" એમ બોલી ખડખડ હસતી પાછી પોતાની જગ્યાએ આવીને બેઠી. બુરખો ઉઘડી જતાં જ બીચારી રૂપમતિ તો ઘભરાઈ જઈ થરથર કાંપવા લાગી. બેગમે ધમકાવી પૂછ્યું; "તું કોણ છે?" ઘભરાટની મારી અચકાતી અચકાતી તે બોલી– "હું...કુ...કુ...રૂ...પ...મતિ છું." આ સાંભળતાં જ બેગમે પાસે આવી તેને એક તમાચો ખેંચી કહાડયો; અને પૂછવા લાગી, "તું રૂપમતિ છું? ખરૂં બોલ, કોણ છું?" આવી રીતે તેને ધમકાવી મસાઉદને કહેવા લાગી; "અરે મસાઉદ! એને જરા બોલતી કર તો!" મસાઉદ આ શબ્દ સાંભળતાં જ પેલી થરથરતી રૂપમતિએ એક વખત મસાઉદના તરફ જોયું પછી તરત જ પ...પ...પ...એમ કરી બોલી, "હું રૂપમતિ નથી, પણ રૂપમતિની એક દાસી છું." એટલે અહીં કેમ આવી અને અત્યાર સૂધી રૂપમતિનું ખોટું નામ કેમ દેતી હતી, એવા તરત જ સવાલો એક પછી એક થવા લાગ્યા. પહેલા સવાલના જવાબમાં તે બોલી.; "રૂપનગરના કિલ્લાપર પહેલાં સર્વ નિરાશ થઇ જવાથી, વિજયસિંહ મહારાજે જોહરા કરવાનો ઠરાવ કર્યો હતો; ને રજપૂત સ્ત્રીઓને એક ગુહામાં ઘાલી બાળી મૂકવા માટે ચીતાઓ તૈયાર કરાવી. આ આફતમાંથી બચી જવાની આશાથી હું ત્યાંથી નાઠી. ચોર અને લુંટારૂઓના, રસ્તા મને ખબર હોવાથી તે રસ્તે થઇને હું બહાર આવી પહોંચી અને ચોરી છુપીથી દિલ્લી તરફ જ જતી હતી." "દિલ્લી

તરફ શા માટે જતી હતી? અને તું રૂપમતિ છું એમ શા માટે ખોટું કહેતી હતી?" આવો સવાલ થતાં તે ઘણી ધભરાવા લાગી, અને-"કાંઇ નહિ, અમથી જ," આવા વારંવાર જવાબ દેવા લાગી, એટલે ફરી પાછું મસાઉદ તરફ જોઈ બેગમ બોલી, "અરે મસાઉદ! એની પાસેથી ખરી વાત કહડાવતો!" આ શબ્દ નીકળતાં જ તે સ્ત્રી ધભરાઈ જઈ "કહું છું કહું છું," એમ બોલી દિલ્લી જવાનુ ખરૂં કારણ કહી દીધું. તે બોલી, "દિલ્લી જવાથી ખુદ બાદશાહની બેગમ થવાય, માટે જ હું તે તરફ જવા નીકળી હતી." આ સાંભળતાં જ ઉદેપુરી ખડખડ હસી પડી અને બોલી, "ઠીક ઠીક, બાદશાહ રૂપમતિને કેદ કરી લાવી જેની સાથે તેને પરણાવવાના હતા તેના ઉપર તું પણ આશક થઈ હોય એમ લાગે છે. જા હું પણ હમણાં જ તારો કોડ પૂરો કરૂં છું. આ મસાંઉદની સાથે તારી રૂપમતિને પરણાવવાની હતી, તે ના બન્યુ તો રહ્યું, પણ અલ્યા મસાઉદ! આ છબીલી તારા ઉપર આશક થઈ ગઇ છે, અને તેથી જીવ લઇને નાસતી તારે જ માટે આવી પહોંચી છે, માટે તું એનો સ્વીકાર કર." આ સાંભળી મસાઉદ એવી કીલકારી કરવા લાગ્યો કે, હાર ખાઈ આવી ખિન્ન વદને બેઠેલા બાદશાહને પણ હસવું આવ્યા વગર રહ્યું નહીં! મસાઉદની પીઠપર થાપ મારી તેને પેલી સ્ત્રીના તરફ ધક્કો માર્યો. પેલી બાજુએ ઉદેપુરી, પેલી સ્ત્રીની પછવાડે ઉભી હતી, તેણે "હાય નશીબ!" કરી કપાળે હાથ દઇ ઉભેલી પેલી રજપૂતાનીને પણ ધક્કો મારી, મસાઉદની તરફ હડસેલી દઇ, બંનેનાં લગ્ન થઇ ગયાં હોય તેમ બેગમ અને બાદશાહ તાળીઓ વગાડવા મંડી ગયાં. વાંચનાર! આ રજપુત સ્ત્રી કોણ હતી તે તને જાણવાની ઉત્કંઠા તો હશે જ. જો જાણી લીધું હોય તો અહીં જણાવવા હું શ્રમ લેતો જ નથી. પરંતુ કાંઇ પણ સાધન વગર તારી ધ્યાનમાં તે આવી શકયું નહિ જ હોય એમ ધારી હું તને વધારે વખત જીજ્ઞાસામાં ન રાખતાં જણાવી દઉં છું. તને યાદ હશે જ કે ગુફાવાળી પાગા ખાલી કરાવી જોહરાની ક્રિયા ત્યાં આગળ કરવાની પિતાની આજ્ઞા થવાથી, રૂપમતિએ કિલ્લાપરના રજપૂતોની સર્વ સ્ત્રીઓને બોલાવી લાવવા સારૂ પોતાની બે સખીઓને મોકલી હતી. પણ પદ્મા સર્વ સ્ત્રીઓને બોલાવી લાવી તે વખતે કુંદ તે સમૂહમાં નજરે પડી નહોતી. જીવતાં બળી મરવાના ત્રાસમાંથી બચી જવાની આશાથી આપણી ગરીબડી ભોળી કુંદ, શામળ પંડિતને ઉતારતાં જોઇ લીધેલે રસ્તે નાસી ગઇ હતી, પણ નશીબ બે ડગલાં આગળ ને આગળ! જોહરાના અગ્નિકુણ્ડમાં પડી બળી મરી આ જગતના સર્વ ત્રાસમાંથી મુકત થવા કરતાં, બીચારી કુંદને, હોલામાંથી નીકળી ચુલામાં પડવા જેવું થયું, મસાઉદના સંબંધમાં આવી જીતી જ

અગ્નિકુંડમાં પડી બળતી રહેવાનું થયું. ભોળી ગરીબડી કુંદ! તારી આવી દશા! શિવ, શિવ, શિવ, શિવ!



## પ્રકરણ ૪૮ મું.

### યોગીરાજનો નયનપાળને આશિર્વાદ.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, બાદશાહ ઔરંગજેબની આટલી બધી ઘેડફજેતી થવાનું મૂળ કારણ શું હતું, તે વાંચનારના અનુમાનમાં તો આવ્યું હશે. બાદશાહને ફસાવનાર નયનપાળ હતો. તેણે દુર્ગાદાસ તથા શિવસિંહ સાથે કેવી ગોઠવણ કરી હતી તે જરા અત્રે જણાવી જઇએ એટલે વાંચનારની જીજ્ઞાસા પરિપૂર્ણ થાય. શિવસિંહને એવી સૂચના આપી હતી કે, તેણે પોતાના ભિલ્લોને લઇને એક બાજુ સંભાળ્યા કરવી તથા રૂપનગરની બાજુ રૂપનગરવાળાઓએ જ સંભાળવી, એવું દુર્ગાદાસ સાથે કહેવરાવી દીધું હતું. પછી પોતે ઔરંગજેબને ફસાવી પેલી ખીણમાં લાવી મૂકવો કે તરત જ રૂપમતિને લઈ જનાર રાજસિંહે આવી ખીણનું મ્હોં દબાવી ઉભા રહેવું. આવી રીતની સર્વ ગોઠવણ કરી રાખવામાં આવી હતી. રૂપમતીને પોતાની પાછળ બેસાડી, રાજસિંહ રૂપનગરના કિલ્લા ઉપરથી ઉતરી ચાલ્યો જતો હતો, તે વખતે દુર્ગાદાસે તેને મળી, સર્વ યુક્તિ સમજાવી દીધી. આ યુક્તિ રાજસિંહને અત્યંત પસંદ પડી આવવાથી, તેણે ઉદેપૂર તરફ જવાનું માંડી વાળી, સાંજ કોઇ ઠેકાણે દબાઈ રહી, વખત આવે બહાર નીકળી આવી, ખીણના મ્હોંપર ખડા થઇ જવાનું કબુલ કર્યું, ને રૂપમતિ એકલીને જ થોડા માણસો આપી, ઉદેપુર મોકલી દેવી એમ ઠરાવ કર્યો. પરંતુ લગ્ન વિધિ પણ પૂરો થતાં અગાઉ પતિને મૃત્યુના મુખમાં છોડી પોતે મહેલમાં મ્હાલે તેવી રૂપમતિ નહોતી જ. હઠ કરવાની આ વખત ન હોવાથી, તથા રૂપમતિના શૌર્ય માટે પતિને પૂર્ણ ખાત્રી થઈ ગયેલી હોવાથી, રૂપમતિ પોતાને કાંઇ પણ ઉપયોગી થઇ પડશે, એમ ધારી રાજસિંહે તેને પણ ત્યાં જ રાખી. હતી આ પછી આગળ જે જે કંઈ બનાવ બન્યા, તે તો વાંચનારને ગયા જ પ્રકરણમાં જણાવી ગયા છીએ.

હવે એ હકીકતને અહિંથી જ પડતી મુકી આપણે અચલેશ્વર તરફ વળીએ. બાળરાણા અજિતસિંહને હાથમાં લઇ ઇંદિરા આમથી તેમ મંદિરના અવાસમાં ફર્યા કરતી હતી. આ બાળકને મારે સ્વાધિન કરી દઇ યોગીરાજ એકાએક કયાં અંતર્ધાન થઇ ગયા હશે, એવું વારંવાર ઇંદિ-

રાના મનમાં આવ્યા કરતું હતું. અહિંથી કાંઇ બીજે ન જતાં પેલા અરણ્યમાં જ કોઇ એકાંત સ્થળે સમાધિ લગાવી બેઠા હશે, આવા વિચારથી તે આમ તેમ ફરતી ને જોયા કરતી હતી. એટલામાં તેને સાંભરી આવ્યું કે યોગીરાજે આપણને પુનઃ એક વખત અહિં દર્શન દેવાનું આશ્વાસન આપેલું છે, ને પછી બીલકુલ જણાવાના નથી; માટે એ વાત જો ખરી જ હોય તો ફરી જ્યારે તેમનાં દર્શન થાય ત્યારે, આખો જન્મારો આવી સ્થિતિમાં જ કહાડવા કરતાં, તેમની પાસેથી ગુરૂપદેશ લઇ, તેમની સાથે બદ્રીકેદારેશ્વર અથવા હીમાલય ઉપર ગૌરીશંકરના સ્થાનમાં જઇ, જન્મનું સાર્થક કરી લેવું. આવા વિરાગના વિચાર મનમાં આવવાથી તેને જરા ઉદ્વેગ પણ થયો. તેને હવે એમ વિચાર થયો કે, જરા આમ તેમ ફરીએ અથવા સહજ નીચેના પ્રદેશમાં જઇએ તો કદાચ યોગિરાજ દર્શન આપે પણ ખરા: તેઓ ત્યાં અરણ્યમાં જ કાંઇક સમાધિ લગાવી બેઠા હશે, ને પોતાના ધ્યાન યોગમા વખતે ભંગ થવાથી જડભરતના જેવી થાય એટલા જ માટે આ બાળકરૂપી હેડ ધિતો પોતાના ગળામાંથી કહાડી મારે ગળે વીંટી દીધી હશે. આવો વિચાર આવતાં જ ઇન્દિરાએ ચારે ખુણે ફરી વળવાનું ધાર્યું. પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે તરત જ તે વિચારને અમલમાં મુકી દીધો. એક વખત એમ પણ થઇ આવ્યું કે છોકરાને સાથે રાખવાની ભાંજગડમાં પડવું નહિ. પણ તરત જ યોગિરાજની આજ્ઞા સાંભરી આવતાં તે વિચાર બદલાઇ ગયો અજિતસિંહને પોતાની કેડમાં જ રાખી ઇન્દિરા નીકળી પડી. એક પછી એક દરેક વાંકેચુંકે રસ્તે ફરતી અને જોતી જોતી તે ચાલવા લાગી. થોડીક નીચે ઉતરતી જાય અને આમ તેમ જોતી જાય; વળી ત્યાં કાંઇ ન જણાવાથી પાછી નીચે ઉતરવા માંડે. એમ દરેક ઠેકાણે તપાસ કરતી ચાલતી હતી પણ પત્તો લાગ્યો નહિ, તેમ કોઇનું પગલું પણ જણાયું નહિ. છતાં પણ તે નિરાશ થઇ નહિ. એમ જોતી જોતી નીચે ઉતરવા લાગી એટલામાં દૂર એક કરાડ ઉપર કોઇ માણસ બેઠેલું હોય એવું તેની નજરે પડ્યું. આવે ઠેકાણે કોણ અને શામાટે તે આવ્યું હશે, તે તેના લક્ષમાં આવી શકયું નહીં. તેને એમ લાગ્યું કે શત્રુ તરફનું તીર કે ગોળી લાગવાથી અહીં આવી પડયું હશે? તે કોણ હશે? કોના તરફનો હશે? શાથી આવી પડયો હશે? આવા તર્ક અહિં બેઠે જ કરવા કરતાં તરત જ તેની પાસે જઇ સર્વ તપાસ કરી જોવી એ ઠીક, એમ ઇન્દિરાને જણાયું.

આવો વિચાર આવતાં જ તે માણસના કણકણતા અવાજ ને અનુરોધી તેજ દિશા તરફ ઇન્દિરાએ ચાલવા માંડયું. થોડી વારમાં તે

ઝરાડની પાસે જઇ પહોંચી જુવે છે તો નયનપાળ પડેલો હતો. તેને જોઇ, ઇન્દિરાને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. પછી તે તેની પાસે જઇને બેઠી. શારીરિક દુઃખના વેગથી સંકોચ પામતો પ્રેમ, આશ્ચર્ય અને દયા પરિપુરિત નેત્રથી, ચિત્રમાં આળખેલા પુતળા પ્રમાણે તે ઇન્દિરા સામું એક સરખો જ જોઇ રહ્યો હતો. એકાદ ચિત્રકાર જો આ વખતે ત્યાં હાજર હોત તો તેણે નયનપાળના અંતઃકરણની વિલક્ષણ સ્ફુર્તિઓને પોતાની લેખાનીમાં આણી, એક સ્વભાવ સુંદર ચિત્ર તરત જ કહાડી લીધું હોત! પણ તેવા સ્વભાવના વર્ણનનું યથાર્થ ચિત્ર બનાવી શકનાર ચિતારો મળ-વોજ મુશ્કેલ હોય છે! તો પછી શબ્દચિત્ર બનાવનાર તો મળેજ ક્યાંથી. નયનપાળને જખમ લાગ્યા બાદ ભિલ્લોએ ઉચકીને ત્યાં આણી મુકયો હતો ત્યારથી, એક બીજોજ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. જખમ તેના મર્મસ્થાન ઉપર લાગેલો હતો. લાગેલા જખમના ઘાતક પરિણામથી, નયનપાળને એમજ થઇ ગયું હતું કે, હવે વધારેમાં વધારે આપણું આયુષ્ય પ્રહર દહોડ પ્રહરનું છે! તેટલું પણ જીવી શકાય તો ઘણું! તેથી તેને એવી ઉત્કટ ઇચ્છા થઇ રહી હતી કે છેવટને માટે આ જગતમાં આંખો મીચવા અગાઉ પોતાની પ્રેમ મૂર્તિનું દર્શન થાય તો સારૂં! વારંવાર એવીજ ઝંખના થયા કરતી હતી કે છેવટને માટે પણ સંસાર દુઃખથી પ્રજ્જવલિત થઇ રહેલા પોતાના ચિત્તને સમાધાન આપ-નારી તે પ્રેમમૂર્તિના શબ્દ કાને પડશે કે નહિ! મરણ શૈય્યાપર સુતી વખતે પણ તેનાં પવિત્ર દર્શનથી પોતાનો પાતકી દેહ પાવન થઇ શકશે કે કેમ? પોતાની છેવટની દયાજનક સ્થિતિ જોઇ તેનો પવિત્ર કરતો હસ્ત, એક વખત પણ સ્પર્શ સુખ આપશે કે કેમ? ઇંદિરા સંબંધી આવાજ અનેક વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા.

નયનપાળને ત્યાં લાવી મુકયા પછી ભિલ્લોએ તેના જખમ ઉપર પાટો બાંધ્યો, તથા પોતાનો એક ખાસ વિશ્વાસુ માણસ તેની ચોકી માટે મુકી, બાકીના ભિલ્લો, ઔરંગજેબના સૈન્યનો અવાજ આવતો હતો તે તરફ ચાલ્યા. નયનપાળના મનની સ્થિતિ આ વખતે એવી બની ગઇ હતી કે, તે એક ભિલ્લ પણ ત્યાંથી જતો રહે તો સારૂં, એમ થયું. તેથી થોડીવારમાં કાંઇક કામ બતાવી તેને પણ ત્યાંથી વિદાય કીધો! તે એકલો જ ત્યાં ટળવળતો અને માનસિક વિચા-રોનો સુખ સ્વાદ લેતો પડી રહ્યો હતો એટલામાં જ જાણે તેની માનસિક ઇચ્છાઓના પ્રબલ આકર્ષણથી તણાઇ આવી હોય તેમ, ઇંદિરા ત્યાં આવી પહોંચી. નયનપાળને આવી સ્થિતિમાં પડેલો જોઇ, પોતે સાધ્વિ રજપુતાણી, અને આવી એકાંત જગ્યાએ પરપુરૂષ પાસે કેમ

બેસી શકાય? એવી જરા પણ શંકા મનમાં ન લાવતાં, ઇંદિરા તેની પાસે જઈ બેઠી ને તેની ખબર પુછવા લાગી. તેના શરીરપર હાથ ફેરવી, જખમ ક્યાં અને કેવો લાગ્યો છે તે જોવા લાગી. ઇંદિરા બોલી, "નયનપાળજી! અમારે માટે તમે કેવા કેવા પરિશ્રમ લીધા છે અને તમારા ઉપર કેવા કેવા પ્રસંગ આવી ગયા છે? તમારા ઉપકાર જન્મોજન્મ પણ અમારાથી વાળી શકાવાના નથી જ." આ શબ્દો એવા ગદ્‌ગદિત કંઠથી તે બોલી કે, તે સાંભળતાં જ નયનપાળનું અંતઃકરણ આનંદ અને હર્ષથી ઉભરાઈ ગયું. રોમાંચ ઉભાં થઈ ગયાં; નેત્ર પ્રેમાશ્રુથી ભરાઈ ગયાં, અને "ઇંદિરાબાઈ" આટલો જ પ્રેમોદ્‌ગાર તેના મ્હોમાંથી નીકળી શક્યો. નયનપાળ આગળ બોલવા જતો હતો, પણ એટલામાં જ કોઇના ત્યાં આવી પહોંચવાનો ખડખડાટ સંભળાવા લાગ્યો. ખડખડાટ સંભળાતાંજ ઇંદિરા સફાળી ઉઠીને ઉભી થઈ, કે તરતજ એક મુસલમાન સીપાઈ હાથમાં મોટી તલવાર લઇને સામો આવીને ઉભો રહ્યો, ને નયનપાળ સામું જોઇને તે એકદમ બોલી ઉઠ્યો. "અય દુસ્મન! તને એકલાને શોધતો શોધતો, આ અજાણ્યા પહાડપર ગુલાંટીયાં ખાતો ખાતો આખર હું આવી પહોંચ્યો છું. મારા આવવાનું હવે સાર્થક કરીશ. તારૂં વેર વાળીશ! આ છોકરાનો જીવ લઇશ, અને આ છોકરીને..." ઉપલા શબ્દો બોલતાં બોલતાં જ તેણે ઇંદિરાની કેડમાં બેઠેલા બાળકને ખેંચી લેવા માટે હાથ લાંબા કર્યા. ઝેરી નાગણ પ્રમાણે તેના હાથ તરછોડી કહાડી, ઇંદિરાએ, બાળકને સાચવવા માંડયું. ઘણી વખત ખેંચતાણ કરવાથી, આખેર તે મુસલમાને ઇંદિરાના હાથમાંથી બાળકને ખેંચી લીધું, અને તેના ઉપર ઘા કરવા માટે પોતાની તલવાર ઉંચી કરી. પણ પરમાત્માની કૃતિને કોઈ જ પહોંચી શકે છે? બાળકને ખેંચી લઈ હર્ખાઈ ગયેલા સિપાઈ ભાઈ જેવા તે બાળકને મારવા માટે પોતાની તલવાર ઉગામે છે કે તરત એકાએક તેના ઉગામેલા હાથ ઉપર જ પાછળથી એક ઝટકો પડ્યો. મરણ શય્યા પર પડેલો છતાં પોતાના ભાઇનું આવા મુસલ્લાને હાથે થતું મરણ જોઈ, સંતપ્ત થઈ ગયેલા નયનપાળનો જ આ ઝટકો હતો. તે મુસલ્લાએ હવે છોકરાને પડતો મુકી નયનપાળ તરફ ધસારો કર્યો; પણ આવેશમાં આવી ગયેલા નયનપાળે, એટલામાંજ બીજો ઝટકો તેની ગરદન ઉપર, તથા ત્રીજો એક તેની કમ્મર પર લગાવી, તેને નીચે ગબડાવી દીધો! ને યમપુરનો પરોણો કીધો! આ પ્રસંગ વર્ણવતાં જેટલો વખત લાગ્યો છે, તેથી દસમા ભાગનો પણ વખત તે ખરેખર બનતાં લાગ્યો નહોતો. નિમિષ માત્રમાં જ બધું અટપાઇ ગયું. નીચે પડતાં જ મુગલ સિપાઇનો પ્રાણ આ ફાની દુનિયા છોડીને

આવ્યો ગયો. સંતાપના આવેશથી ઉશ્કેરાઈ ગયેલો નયનપાળ, આ વખતે ગાજી ઉઠયો ખરો, પણ વૃત્તિ અને પ્રત્યાવૃત્તિ સરખી જ હોય છે. આવેશ પુરો થતાં જ નયનપાળ ધબ લઈ જમીનપર ઢળી પડયો, તેને મૂર્છા આવી ગઈ. પોતાની કેડમાંના ધભરાઈ ગયેલાં બાળકને તરતજ એક બાજુએ મુકી દઈ, ઇંદિરા નયનપાળનું માથું પોતાના ખોળામાં મુકી, તેની આસનાવાસના કરવા મડી ગઈ.

પેલી તરફ અજિતસિંહ રડતો હતો તેનું પણ ઇંદિરાને આ વખતે ભાન રહ્યું નહિ. ભિલ્લે બાંધેલો જખમ આ વખતે છુટી જતાં નયનપાળના ઘામાંથી પાછો રક્તપ્રવાહ ચાલવા લાગ્યો. આ લોહી શી રીતે અટકાવવું તેની ઇંદિરાને આ વખતે સુઝ પડે નહિ. એ તો તેનું માથું ખોળામાં લઈ તેના ઉપર પોતાનાં દુઃખાશ્રુ વરસાવતીજ બેસી રહી હતી. નયનપાળ હજી પણ મૂર્છામાં જ હતો. પણ થોડી વારે શુદ્ધિપર આવી, આંખો ઉઘાડી, નયનપાળે ઇંદિરા સામું જોવા માંડયું. ઇંદિરાની આંખોમાંથી પડતાં દુઃખાશ્રુનાં બે ટીપાં નયનપાળના મ્હોમાં પડયાં, તેની સાથે જ ચારે તરફ મેઘથી વ્યાપ્ત થયેલા આકાશમાં સૂર્ય કિરણની એક છટા દીપી નીકળે છે તેમ તેની દુઃખ વ્યાપ્ત મુખ મુદ્રાપર, પ્રેમયુક્તસ્મિતની છટા આ વખતે પ્રકાશી રહી. પ્રેમાવેશમાં પોતાનો અશક્ત બાહુ ઉંચો કરી, અત્યંત ક્ષીણ થઈ ગયેલા અવાજથી નયનપાળ બોલ્યો—"ઇંદિરા! તારાં અશ્રુબિંદુ મારા મુખમાં પડતાં મારા આખા જન્મનું સાર્થક થયું છે!" આટલું બોલી જેવો નયનપાળ તેને ગળે વળગી પડવા જાય છે કે તરત, "નયનપાળ! ખરેખર તેં તારા જન્મને સાર્થક કરી લીધો, માટે હવે તો અવશેષ આયુષ્યને પરમાત્માના સ્મરણમાં જ ગાળ!" આવા ધીર ગંભીર શબ્દો કાને પડયા ને તે પડતાં જ બેંઉ જણાં ઉંચે જોવા જાય છે તો વૈકુંઠયોગી સામે ઉભેલા તેમની નજરે પડયા. ઇન્દિરાએ ઝટ ઉઠી તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. નયનપાળથી તેમ બની શકવું અશકય હોવાથી, સુતે સુતે જ ઉંચો હાથ કરી, નમસ્કારરૂપે તેમને માનસિક પ્રણામ કર્યાં. યોગીરાજે નીચે બેસી નયનપાળના શરીર ઉપર હાથ ફેરવ્યો, અને બોલ્યા—"બેટા! આ જન્મમાં હવે તારે કાંઇ અન્ય કર્તવ્ય રહ્યું નથી. પ્રથમ જરા તું વિપથગામી થયો હતો. તોપણ તારા કર્મસંયોગથી તને ઇન્દિરાની ભેટ થતાં જ શુદ્ધિપર આવી જઇ, તેં તારો જન્મ સાર્થક કરી લીધો છે. હવે તારે માટે સ્વર્ગદ્વાર ખુલ્લાં થઇ ગયાં છે. માટે બીજી આડી અવળી વાતોનું મનમાં ચિંતવન કરી, પુનઃ વૃથા શામાટે વિશ્વચક્રમાં અવટાય છે? આ જન્મમાં તારી જે ઇચ્છા છે તે સફળ થનાર નથી જ, પણ બીજો જન્મ લેતાં......"

નયનપાળ વચ્ચે જ બોલી ઉઠયો, "પણ મહારાજ! બીજો જન્મ લેતાં તો થશે ને? તે વગર........" આવું બોલતાં એક વખત તેણે ઇન્દિરાના સામું જોયું, અને આગળ બોલવાનો પ્રયત્ન કરતાં જ એક ઉંડો નિશ્વાસ મુકી, પોતાની આંખો મીંચી દીધી.

ઇંદિરા ઘણી જ શોક વ્યાપ્ત થઇ ગઇ. તેના માથાપર હાથ મુકી યોગીરાજ બોલ્યા, "વત્સે! તું મારી સાથે આવવાની ઇચ્છા કરી શકે તેવી જ તારી યોગ્યતા છે, પરંતુ વનપર્વત સેવીને તારે તપશ્ચર્યા શું કામ કરવી પડે? સંસારમાં રહીને જે જે કર્તવ્ય તું કરશે, તેજ તને અમારા પૂર્વે વૈકુંઠમાં લઇ જવા સમર્થ છે. તારે હાથે કરાવવા જેવાં કામ કરાવી લઇ તને વૈકુંઠમાં લઇ જવામાં આવશે. તારે માટે તો ત્યાં ક્યારનીએ જગ્યા રાખેલી છે: અમારે તો હજી તે સંપાદન કરવાની બાકી રહી છે." આટલું બોલી વૈકુંઠયોગી ત્યાંથી અંતર્ધાન થઇ ગયા, તે ફરી તે પ્રદેશમાં જણાયા જ નહિ.

થોડીવારે દુર્ગાદાસ, શિવસિંહ આદિ મંડળી ત્યાં આવી પહોંચી. નયનપાળ તથા પેલા બે મુસલમાનો ને બાદશાહ વચ્ચે ઝપાઝપી ચાલતી હતી તે શિવસિંહની નજરે પડવાથી તેણે પોતાના પાંચ સાત ભિલ્લોને નીચે મોકલ્યા હતા, તેમણે નયનપાળને છોડાવી આણી ત્યાં લાવી મુકયો હતો. નયનપાળનું આવી રીતે મરણ થતાં તે સર્વત્રને ઘણું ખોટું લાગ્યું. પછી સર્વ જણાએ તેની અંતિમ વિધિકરી તેને અગ્નિ દાહ દીધો.



# સમાપ્તિ.

આપણી વાર્તાનો અંત આવ્યો છે એમ કહેતાં પહેલાં વાંચનારને એટલું જ કહેવાની જરૂર છે કે આપણી વાર્તાના બાકીના કેટલાક ભાગનો અંત તો વાંચનારની કલ્પના પ્રમાણે આવી ગયો છે; એટલે વાંચનારની વધારાની જીજ્ઞાસા પૂર્ણ કરવા માટે વાર્તાનાં મુખ્ય મુખ્ય પાત્રોની ટુંકામાં હકીકત જણાવી રામ રામ કરીશું.

રૂપનગર આગળનો સર્વ મામલો નિર્વિઘ્ને પુરો થતાં જ ઉદેપુરથી રૂપમતિને પાછી તેડી લાવી, રૂપનગરમાં વૃદ્ધ વિજયસિંહે, જાતે જ રૂપમતિનું કન્યાદાન, મહારાણા રાજસિંહને આપી, લગ્ન કાર્ય મોટી ધામધૂમથી કર્યું. આ પ્રસંગનો લાભ લઇ વૃદ્ધ વિજયસિંહે હદપાર કરેલા પોતાના પુત્ર શિવસિંહને પાછો બોલાવવા રાજસિંહે વિજ્ઞપ્તી કરતાં જ, તેને બોલાવવામાં આવ્યો, અને રૂપમતિની વિજ્ઞપ્તી સાંભળી, તેને જ હાથે પોતાની

પરમપ્રિય સામી પન્નાનો હાથ પોતાના ભાઇના હાથમાં અપાવી, પુત્રનાં લગ્ન પણ તેવી જ ધામધૂમથી કરી દીધાં. આ લડાઇમાં શિવસિંહે પોતાના ભિલ્લોની ખરી મદદ આપેલી હોવાથી વિજયસિંહનો ક્રોધ પુત્ર ઉપરથી ઉતરી ગયો હતો. પન્નાને પોતાની પુત્રીની દાસી તરીકે ન માનતાં, પુત્ર વધૂ પ્રમાણે જ ગણવામાં આવી, અને રૂપમતિ પતિગૃહ તરફ વિદાય થયા પછી, વિજયસિંહ તેને રૂપમતિ પ્રમાણે જ ગણવા લાગ્યો. પોતાની વૃદ્ધાવસ્થા થઇ જવાથી, સર્વ રાજકાર્યભાર પુત્રને સોંપી દઇ મહાત્મા વૈકુંઠયોગિરાજના ઉપદેશ પ્રમાણે, વૃદ્ધ વિજયસિંહ અવશેષ આયુષ્ય પ્રભુ સ્મરણમાં જ ગાળવા લાગ્યો.

યોગિરાજ તરફથી સોંપવામાં આવેલા બાળરાજા અજિતસિંહને હજી પણ પોતાની કેડમાં જ રાખી, ઇંદિરા તથા દુર્ગાદાસ જોધપુર તરફ રાણી ચંદ્રાવતિ પાસે ગયા. નયનપાળનું મન વિશુદ્ધ થતાં, તેણે પોતાના ઉપર કરેલા અનેક ઉપકારો રાણી ચંદ્રાવતીને કહી સંભળાવતાં, ચંદ્રાવતિએ પોતાના ભત્રીજા માટે અશ્રુપાત કર્યો. રાજ્યનો સર્વ ભાર દુર્ગાદાસને માથે નાંખવાથી, દુર્ગાદાસ બાળ રાજા અજિતસિંહને નામે રાજકાર્ય ચલાવવા લાગ્યો. દુર્ગાદાસે દિલ્લીમાંથી પોતાના મિત્ર જેઠમલ્લ તથા તેની વૃદ્ધ માને જોધપુર તેડાવી લઇ, જેઠમલ્લને સારા- ઓદ્ધાપર નીમી, મા દીકરાને સુખી કર્યાં. જેઠમલ્લ હવે પોતાની દિલ્લીવાળી ઝુંપડીને ભૂલી ગયો. ચંદ્રાવતી તથા ઇંદિરા, યોગીરાજની આજ્ઞા પ્રમાણે તપ, દાન, વ્રત, તથા પરમાત્માની ભક્તિમાં નિમગ્ન થઇ ગયાં. દિલ્લીમાં રહેતાં જે અપાર પ્રેમ ઉદેપુરીએ દેખાડેલો, તેથી કૃતજ્ઞ બની જઇ, પોતાની સુખરૂપતાનો પત્ર ઇંદિરાએ ઉદેપુરી બેગમને લખી મોકલ્યો.

પત્ર મળતાં જ ઉદેપુરી ઘણી ખુશ થઇ. તેણે હવે રૂપમતિ તરફની પોતાની ઇર્ષા તદ્દન વિસારી દીધી. તો પણ રાજસિંહ ઉપર વેર વાળવા સંબંધી ઔરંગજેબે કરેલો નિશ્ચય તેના મનમાંથી ખસ્યો નહિ. પ્રસંગ આવતાં પોતાને પાડેલી વિપત્તિનું વેર લેવા બાદશાહ તાકીને જ બેસી રહ્યો હતો.

નવવધૂ રૂપમતિને લઇ રાજસિંહ યોગીરાજનાં દર્શન કરવા માટે અચલેશ્વર તરફ ગયો; પરંતુ યોગીરાજનાં દર્શન ન થઇ શકવાથી, યોગીરાજ અંતર્ધાન પામ્યા હશે એમ મન વાળી પાછો ફર્યો ને ઉદેપુર આવી યોગીરાજની સુવર્ણ પાદુકા કરાવી, પોતાના સિંહાસન પાસે જ તેને એક બીજી ગાદીપર સ્થાપી રાખી, રાજકાર્યભારતેની કૃપાથી જ ચલાવવા લાગ્યો.

પોતાના ભવિષ્ય પ્રમાણે સર્વ પરિણામ આવ્યું જોઇ, દુર્ગાચરણ જોશી આનંદ પામ્યા. તેમને રાજ્ય દરબારમાંથી સારો આશ્રય મળવા લાગ્યો.

પરંતુ ઘણો વખત અહિં રહી કંટાળી જવાથી, થોડા જ વખતમાં તે કાશ્મિર તરફ ચાલ્યા ગયા.

અને, આપણો **શામલો**? સમયોચિત તથા રસીલી વાણીએ કરી, શાહજાદાના લશ્કરી અમલદારને રીઝવી, ભુલાવામાં નાંખી, પોબાર ગણી આવ્યો. **શામળ**પંડિત, કોઈ વખત **રૂપમતિ** પાસે તો કોઇ વખત **વિજયસિંહ** પાસે, કોઈ વખત **શિવસિંહ** પાસે, તો કોઇ વખત **પદ્મા** પાસે જતો આવતો હતો. તાજા બનેલા ઐતીહાસિક વૃત્તાન્તો ઉપર પોતેજ રચી કાડેલી કવિતાઓ તથા તાલ સુરનાં ગાયનો ગાઇ બતાવી, છેવટમાં સોરઠ રાગમાં જોડેલું કવિત પોતાના ખડા સૂરમાં ગાઇ નીચે પ્રમાણે આશિર્વાદ આપી સર્વને ખુશ કરતો હતો.

જે આ મંગલને ગાયેં,
તેનાં પાપ પ્રલય થઈ જાશે;
જે આ મંગળને સાંભળે,
કોટિ જન્મ પુણ્ય તેને ફળે.

રાજસ્થાન આનંદ ભયો, સુરનર દે આશિષ,
શામળ પંડિત એમ કહે, જય બઢાવે જગદીશ.

જય! જય! જય! વિજય! રાજસ્થાનનો જય!
વીરનો જય! રજપુતાણીનો જય! જય! જય! જય!



પૈસા ખરચી ખુવાર થએલા અને દવા વાપરી કાયર થયેલાઓને અમારી દવા અજમાયશ તરીકે વાપરવા ભલામણ કરીએ છીએ.

# ભીખા કલ્યાણજીની કંપનીની

# બક્ષીશ! બક્ષીશ!! બક્ષીશ!!!

દવાનું આપેલું વજન અથવા માપ પુખ્ત ઉમરના માણસ માટે સમજવું.



## બક્ષીશ લેવાની ઈચ્છાવાળાએ લક્ષ દઈ વાંચવું.



**ત્રણ વર્ષની અંદરનાં બચ્ચાંને દવાનો ચોથો ભાગ, અને ત્રણથી દશ વર્ષની ઉમ્મર સુધીના છોકરાંઓને દવાનો અર્ધો ભાગ આપવો. ચાવી ન શકે તેવાં બચ્ચાંને ગોળી વિગેરે થોડા પાણીમાં પીગળાવીને પાવી. દવા સાથે વાપરવાની રીત આવશે.**



**તાવની ગોળીયો**—તાવને માટે અકસીર ઇલાજ. આ ગોળીયો એકાંતરીયા, ચોથીયા, ટાઢીયા, ઉના વિગેરે તમામ જાતના જ્વર (તાવ) ઉપર રામબાણ ઇલાજ છે. ફકત દીવસમાં ચાર ગોળીયો લેવાથીજ તાવ ઉતરી જાય છે. દુધ અથવા પાણી સાથે ગોળી ત્રણ ત્રણ કલાકના અંતરે લેવી. કીંમત બાટલી ૧) નો રૂ. ૧-૦-૦

**જુલાબની ગોળીયો**—આ ગોળીયો ચમત્કારીક છે. આ ચાર ગોળીયો રાતે સુતી વખતે થંડા પાણીમાં લેવાથી સવારે ઉઠતાંજ પેટ સાફ આવે છે, કબજીઆત દુર થાય છે અને પેટમાં થતાં દર્દ મટી જાય છે. કાયમની કબજીઆતવાળાએ રાતે હમેશાં એક ગોળી લેવી. આ ગોળીથી મળમૂત્ર શુદ્ધ થાય છે, લોહીનો બીગાડ મટે છે, જઠરાગ્ની પ્રદિપ્ત થાય છે, વાયુ, અજીર્ણ, માથાનો દુખાવો, હાથ, પગ, કમરના સાંધામાં અકડી જવું, કળતર વિગેરેનો નાશ થાય છે. કીંમત બાટલી ૧) ના રૂ. ૦-૮-૦

**દાદરનો મલમ**—બકાલ ઓઇન્ટમેન્ટ—આ મલમ જુની હઠીલી કાલી તેમજ લાલ દાદરનો એકદમ જડમુળથી નાશ કરે છે. દવા બળતી નથી, ચામડીને ડાઘ પડતો નથી, તેમજ વળી ખુશબોદાર છે. દાદરવાળા ભાગ ઉપર આ મલમ આંગળીવતી ચોપડી ખુબ મસળવું. આંખમાં ન જાય તેને માટે સંભાળ રાખવી. ક.મત બાટલી ૧) ના રૂ. ૦-૪-૦

**વાનો મલમ**—ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ—આ મલમ જાદુની પેઠે અસર કરે છે, ખુશબોદાર છે તથા બળતો નથી. દર્દવાળા ભાગ ઉપર ચોપડી ખુબ માલેસ કરવું. આ મલમ સંધીવા, પક્ષાઘાત, શરીરનું કાંપવું, ધનુર્વા, હાથ પગનું રહી જવું, કોઇ ભાગ ઉપર આવેલો સોજો, માથાનો દુખાવો, સ્ત્રીયોને સુવાવડ પછી સોજો ચડેલો હોય તે, હાથ પગ અકડાઇ ગયા હોય તે, વિગેરે દર્દ ઉપર અકસીર છે. **આ મલમવાળાને વળી મેન્થોલની પણ જરૂર રહેતી નથી.** કીંમત બાટલી ૧) ના રૂ. ૦-૮-૦

# "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્તકો.



## વેદાન્ત.

૧ **પંચદશી**–વેદાન્ત જ્ઞાનનો આ ગ્રંથ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તાર સહિત **ચન્દ્રકાન્ત** નામનું **વિવરણ** આપવામાં આવેલું છે, જે એવી તો સરળતાથી આપવામાં આવ્યું છે કે સાધારણમાં સાધારણ વેદાન્તનો જિજ્ઞાસુ પણ, વેદાન્ત જેવા ગહનમાં ગહન વિષયની અંદર અતિ સરળતાથી પ્રવેશ કરી શકે. પ્રથમ ઉત્થાનિકા આપવામાં આવેલી છે, પછી મૂળ શ્લોક, પછી શબ્દાર્થ અને તેની નિચે વિસ્તારવાળું વિવરણ આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ પડે તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઇ પણ જાતની ટીકા ગૂજરાતી ભાષાના કોઈ પણ ગ્રંથમાં થઇ નથી. સૂપર રોયલ ઓકટેવો પૃષ્ઠ ૮૦૦; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગજપર છાપેલું છે... ૬– ૦–૦

૨ **ચન્દ્રકાન્ત**–પ્રથમ ભાગ ( પાંચમી આવૃત્તિ ) ... ... ૨– ૮–૦

૩ **ચન્દ્રકાન્ત**–બીજો ભાગ ( બીજી આવૃત્તિ )... ... ... ૨– ૮–૦

૪ **શ્રી**અધ્યાત્મ રામાયણ (સચિત્ર બીજી આવૃત્તિ) ... ૧– ૮–૦

૫ **પંચરત્ન** ગીતા ( રેશમી ) (ચોથી આવૃત્તિ) ... ... ૧– ૦–૦

૬ **શ્રીમદ્** ભગવદ્ગીતા ( શ્રીધરી ) શ્લોક અને ભાષાંતર સહિત રેશમી (પાંચમી આવૃત્તિ).. ... ... ... ૦– ૮–૦

૭ **શ્રીમદ્** ભગવદ્ગીતા–મૂળ શ્લોક, ગુજરાતી ટીકા હિંદી ને ગુજરાતી કવિતા. ... ... ... ... ... ... ૧– ૦–૦

૮ **શ્રીમદ્ ભગવદ્ગીતા**–મૂળ શ્લોક અને શ્રીધરી ટીકાને આધારે કરેલું ભાષાંતર, નિત્ય નિયમથી વાંચનારાઓને માટે આ ગ્રંથ બાળબોધ લીપીમાં મૂળ અને ભાષાંતર સહિત પોથીના આકારમાં છાપેલો છે. કથા કરનાર તથા પાઠ કરનારને અતિ ઉપયોગી છે. રેશમી પૂઠાં, શણનો દોરો અને દૂધની લાહીથી બાંધવામાં આવેલું હોવાથી પૂજામાં રાખવાને બાધકારક નથી. ... ૧– ૦–૦

૯ **ભર્તૃહરિ શતકત્રય સંગ્રહ**–પુષ્કળ સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. કોલેજના વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડે તેટલા માટે કૈલાસવાસી રા. રા. તીલાંગની આવૃત્તિ પ્રમાણે શ્લોકોની ગોઠવણ રાખવામાં આવી છે... ... ... ... ... ... ... ... ... ૦–૧૪–૦

## વેદાન્ત.

૧૦ **મુક્તિ પ્રકાશ**-વિચારસાગરના કર્તા સાધુ શ્રીનિશ્ચલદાસજી કૃત આ ગ્રંથ હિંદુસ્થાની ભાષામાં છે. એમાં વેદાન્તના સિદ્ધાંતો ૩૯ બહુ સરસ યુક્તિઓથી સિદ્ધ કરવામાં આવ્યા છે. નિશ્ચલદાસની વાણીથી સર્વ જિજ્ઞાસુઓ જ્ઞાતા હોવાથી વિશેષ જણાવાની કંઈ જરૂર નથી, પરંતુ જિજ્ઞાસુઓને આ ગ્રંથ બહુ ઉપયોગી છે. પૂઠાં પાકાં અને ઉંચા કાગજ. ... ... ... ... ૧-૦-૦

## ધર્મ.

૧૧ **શ્રીમદ્ભાગવત**-ગંગા, જમના પાનીયાના આકારમાં, વ્યાસો અને કથા કરનારા બ્રાહ્મણોને બહુ ઉપયોગી થઇ પડે તેટલા માટે આ ગ્રંથ ઘણા ઉંચા કાગજપર મૂળ શ્લોક, ભાષાંતર અને શ્રીધરી, બાળપ્રબોધિની તથા સુબોધિની ટીકા અનુસાર ભાષાંતર સાથે પ્રગટ કરવામાં આવ્યું છે. ગ્રંથની સુશોભિત રચના અને સુંદર છપાઇને માટે એટલું જ જણાવવાની જરૂર છે કે આ જાતનો કોઇ પણ બીજો ગ્રંથ લેતાં પહેલાં 'ગૂજરાતી' પ્રેસનું ભાગવત જોવાની ખાસ સૂચના કરવામાં આવે છે. પ્રારંભમાં શ્રીનાથજીની અદ્ભુત સુંદર શૃંગાર સ્વરૂપની છબી આપવામાં આવી છે, અને તે ઉપરાંત બીજાં સોળ ચિત્રો આપવામાં આવ્યાં છે. ગ્રંથનું પૂર એટલું મોટું થયું છે કે ગ્રંથના ફુલ્સકેપ સાઇઝનાં ૨૬૦૦ પૃષ્ઠનો આ ગ્રંથ છે. રેલ્વેથી મંગાવનારાઓને નૂર ઓછું પડશે. ... ... ... ૧૦-૦-૦

૧૨ **શ્રીમદ્ભાગવત**-કવિતામાં, મહા કવિ પ્રેમાનંદ, કવિ વલ્લભ અને કવિ સુંદર, એ ત્રણ કવિની પ્રાસાદિક વાણીનું આ ભાગવત છે. ધાર્મિક લોકને અને સ્ત્રીવર્ગને બહુ ઉપયોગી થઇ પડે તેટલા માટે એની કિંમત અર્ધો અર્ધ ઘટાડી દીધી છે અને પહેલી આવૃત્તિમાં જે ચિત્રો ન હોતાં આપ્યાં તે ચિત્રો આ બીજી આવૃત્તિમાં દાખલ કરવામાં આવ્યાં છે. મૂખ પૃષ્ઠપર શ્રીમોરલીધરની અને શ્રીનાથજીની શૃંગાર સ્વરૂપની રંગીન છબીઓ છે, ત ઉપરાંત બીજાં સત્તર ચિત્રો આપવામાં આવ્યાં છે. પ્રેમાનંદની વાણીની પ્રશંસા કરવાની કંઇ અગત્ય નથી, કારણ કે આ ભાગવત ચાતુર્માસમાં ગામેગામ અને શહેર શહેર અનેક કથાભટો વાંચે છે તે વખત લોકોનો એ કથા સાંભળવાનો જે ઉત્સાહ છે તે જ તની પ્રથમ પંક્તિ બતાવી આપે છે. ... ... ... ... ... ... ... ૫-૦-૦

૧૩ **શ્રી**મદ્ભાગવત મંગળાસ્વરૂપનું ગુજરાતી ગદ્ય ભાષાંતર... ૪-૮-૦

૧૪ **શ્રી**વાલ્મીકિ રામાયણ .. ... ... ... ... ... છપાય છે.

૧૫ **વ્ર**તરાજ. ... ... ... ... ... ... ... ... ૪-૦-૦

૧૬ **ધર્મ**વિચાર ( કવિ ન. લા. બીજી આવૃત્તિ ). ... ... ૧-૮-૦

## કાવ્ય.

૧૭ નર્મ કવિતા ( ત્રીજી આવૃત્તિ). ... ... ... ... ૭-૦-૦

૧૮ બૃહત્ કાવ્યદોહન ભાગ ૧લો ( ચોથી આવૃત્તિ). ... ... ૧-૮-૦

૧૯ બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ). ... ... ૨-૮-૦

## કાવ્ય.

૨૦ બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ જો.... ... ... ... ... છપાય છે.
૨૧ બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ થો.... ... ... ... ... ૩- ૦-૦
૨૨ બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ મો.... ... ... ... ... ૩- ૦-૦
૨૩ બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠો ... ... ... ... ... ૩- ૦-૦
૨૪ શ્રીકૃષ્ણ ચરિત્ર ( ગિરિધરકૃત ટપાલ સાથે ) ... ... ... ૨- ૦-૦
૨૫ દયારામકૃત કાવ્ય સંગ્રહ... ... ... ... ... ... છપાય છે.
૨૬ નર્મકવિતા ( નાની ) ભાગ ૧ લો. ... ... ... ... ૦- ૬-૦
૨૭ નળાખ્યાન ( કવિ ન. લા. ટેક્ષ્ટબુક )... ... ... ... ૦- ૫-૦
૨૮ સવિતાકૃત કવિતા... ... ... ... ... ... ... ૧- ૦-૦
૨૯ નભૂવાણી પ્રાસાદિક કાવ્ય નડિયાદવાસી કવિભક્ત નભૂલાલ ધાનતરાય સાઠોદરાનાગરકૃત... ... ... ... ... ૨- ૦-૦

## નવલ કથા.

૩૦ કથાસરિત્સાગર. ... ... ... ... ... ... ... ૬- ૦-૦
૩૧ અરેબીયન નાઇટ્સ ( ૧૭૫ ચિત્ર સાથે સંપૂર્ણ )... ... ૩- ૮-૦
૩૨ દિલ્લીપર હલ્લો. ... ... ... ... ... ... ... ૨- ૦-૦
૩૩ શાહજાદો અને ભીખારી... ... ... ... ... ... ૨- ૦-૦
૩૪ ઔરંગઝેબ અને રાજપૂતો. ... ... ... ... ... ૨- ૦-૦
૩૫ અઢારમી સદીનું હિંદુસ્તાન. ... ... ... ... ... ૧- ૮-૦
૩૬ હેસ્ટીંગ્સની સોટી... ... ... ... ... ... ... ૨- ૦-૦
૩૭ પાણીપતનું યુદ્ધ. ... ... ... ... ... ... ... ૨- ૦-૦
૩૮ બેગમ સાહેબ. ... ... ... ... ... ... ... ૨- ૦-૦
૩૯ નૂરજહાંન. ... ... ... ... ... ... ... ... ૨- ૦-૦
૪૦ બાજીરાવ બલ્લાળ... ... ... ... ... ... ... ૨- ૦-૦
૪૧ ગંગા—એક ગુર્જર વાર્તા... ... ... ... ... ... ૧- ૮-૦
૪૨ લીલા ( લૉર્ડ લીટન કૃત. યોગની એક વાર્તા ). ... ... ૧- ૪-૦
૪૩ મહાકવિ દંડીકૃત દશકુમાર ચરિત્ર. (૨ જી આવૃત્તિ). છપાય છે.
૪૪ માલતી માધવ. ... ... ... ... ... ... ... ૦- ૫-૦
૪૫ વિક્રમોર્વશીય... ... ... ... ... ... ... ... ૦- ૩-૦
૪૬ શકુન્તલા. ... ... ... ... ... ... ... ... ૦- ૩-૦
૪૭ સરલ કાદમ્બરી. ... ... ... ... ... ... ... ૧- ૦-૦
૪૮ ચાંદબીબી ( ઐતિહાસિક નૉવેલ ). ... ... ... ... ૨- ૦-૦
૪૯ હાજીબાબાનાં સાહસ કર્મો. ... ... ... ... ... ૧- ૪-૦

## નીતિ

૫૦ **શુક્ર**નીતિ (પાકાં પુઠાં)... ... ... ... ... ... ૨- ૪-૦
" કાચાં પુઠાં)... ... ... ... ... .. ૧-૧૨-૦
૫૧ **યમ** સ્મૃતિ... ... ... ... ... ... ... ... ૦- ૨-૦
૫૨ **પરમહંસ** રામકૃષ્ણનાં બોધવચન.. ... ... ... ... ૦- ૮-૦
૫૩ **વિદુર**નીતિ સંસ્કૃત... ... ... ... ... ... ... ૦- ૪-૦
૫૪ **વિદુર**નીતિ ગુજરાતી (ત્રીજી આવૃત્તિ)... ... ... ૦- ૨-૬

૫૫ **નીતિસુધાતરંગિણી**-આ પુસ્તક હિંદુસ્તાની ગ્રંથનું ભાષાંતર છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની પાંચ આવૃત્તિ થયલી છે. નીતિના સંબંધમાં એમાં જૂદી જૂદી સરસ વાર્તાઓ આપેલી છે. આબાળ વૃદ્ધ, સ્ત્રી પુરુષોના હાથમાં એક શૃંગારરૂપ થઇ પડે એવો ગ્રંથ છે. એમાંથી નીતિ સાથે ધર્મનાં એવાં સૂક્ષ્મ તત્ત્વો જાણવામાં આવે છે કે જેવાં બીજા ગ્રંથમાંથી ભાગ્યે જ મળી શકે... ૧- ૦-૦

૫૬ **કળા** વિલાસ (બીજી આવૃત્તિ). ... ... ... ... ૦- ૮-૦
૫૭ **ચારુચર્યા** (બીજી આવૃત્તિ)... ... ... ... ... ૦- ૨-૬
૫૮ **પુત્રી**શિક્ષા.... ... ... ... ... ... ... ... ૦- ૪-૦
૫૯ **નીતિ**બોધ.... ... ... ... ... ... ... ... ૦- ૬-૦
૬૦ **હિતવચન** માળા... ... ... ... ... ... ... ૦- ૧-૦
૬૧ **પંચતંત્ર**. ... ... ... ... ... ... ... ... ૧- ૮-૦
૬૨ **રાજધર્મ**. ... .. .. ... ... ... ... ... ૦- ૮-૦

## ઐતિહાસિક.

૬૩ **રાજતરંગિણી-ભાગ ૧ લો.** આપણા દેશમાં ઇતિહાસ જાણવાને અભાવે ઇતિહાસના કોઇ પણ ગ્રંથો ઉપલબ્ધ થતા નથી, તેમાં મહાભારતના કાળથી લખાયલો અને પ્રમાણભૂત કોઇ પણ ઐતિહાસિક ગ્રંથ હોય તો તે આ રાજતરંગિણી જ છે. કાશ્મિર દેશનો આ ઇતિહાસ ઠેઠ મહાભારતના કાલથી લખવામાં આવ્યો છે. એની અંદર જૂદા જૂદા રાજાઓનાં જે ચરિત્રો આપવામાં આવ્યાં છે, તે એવાં છે કે જેવાં બીજાં કોઈ પણ ઐતિહાસિક ગ્રંથોમાંથી મળી શકવાં દુર્લભ છે. આ ગ્રંથમાં મહાભારતના યુદ્ધથી તે ઇ૦ સ૦ ૮૦૦ લગીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. .. ... ... ... ... ... ... ... ૩- ૦-૦

૬૪ **હૈદરઅલિ** ને ટીપૂ સુલતાન (૨ જી આવૃત્તિ). ... ... ૧- ૪-૦
૬૫ **લૉર્ડ** લૉરેન્સ. ... ... ... ... ... ... ... ૧- ૪-૦
૬૬ **લૉર્ડ** વિલ્યમ બેન્ટીક. ... ... ... ... ... ... ૧- ૪-૦
૬૭ **ઔરંગઝેબ**... .. ... ... ... ... ... ... ૧- ૪-૦

## નાટક.

૬૮ **વિક્રમોર્વશીય નાટક.**—મહા કવિ કાલિદાસ કૃત. ગૂજરાતીમાં ભાષાંતર કરનાર રા. કિલાભાઈ ઘનશ્યામ ભટ્ટ. કૉલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા હેતુથી આ ભાષાંતર તૈયાર કરવામાં આવ્યું છે. મૂળ નાટકપર વિસ્તારવાળી ટીકા આપવામાં આવી છે, અને ભાષાંતર શબ્દે શબ્દનું છતાં સાધારણ વાંચનારને પણ પૂરતો આનંદ આપે તેવું થયું છે. મહા કવિ કાલિદાસનું જીવનવૃત્ત ગૂજરાતી ભાષામાં ન છપાયલું એવું વિસ્તારવાળું ને છેલ્લામાં છેલ્લી શોધને અનુસરી આપવામાં આવ્યું છે. ... ... .. ... ... ... ... ૧–૧૨–૦

૬૯ **શાકુન્તલ**મિક્ત વિડંબણ (બાણ). ... ... ... ... ૦– ૨–૦

૭૦ **ત**પ્તીસંવરણ નાટક... ... ... ... ... ... ... ૦– ૨–૦

૭૧ **બાલકૃષ્ણ** વિજય નાટક (ન. લા. પા. પુ.) ... ... ૦– ૮–૦

„ (કાચાં પુઠાં)... ... ... ... ૦– ૬–૦

૭૨ **દ્રૌપદી** દર્શન નાટક (ન. લા. ત્રીજી આવૃત્તિ) ... ... ૦–૧૨–૦

૭૩ **રામ** જાનકી દર્શન (ન. લા.)... ... ... ... ... ૦–૧૨–૦

૭૪ **સાર–શાકુન્તલ** (ન. લા.) ... ... ... ... ... ૦– ૮–૦

## બાલકો માટે.

૭૫ **સાન્વ**ત [illegible]માળા. .. ... ... ... ... ... ૦– ૪–

૭૬ બાળકોને આનંદ ભાગ ૧ લો. (બીજી આવૃત્તિ)... ... ૦–૧૦–૦

„ „ ભાગ ૨ જો. (બીજી આવૃત્તિ)... ... ૦–૧૦–૦

## પ્રકીર્ણ.

૭૮ અશ્વપંચાનન... ... ... ... ... ... ... ... ૦– ૨–૦

૭૯ પર્વોત્સવતિથ્યાવળી... ... ... ... ... ... ... ૦– ૪–૦

૮૦ ગુજરાતવાસી ન્યાતના ધારા. સર મંગળદાસ નથુભાઇ કે. સી. એસ. આઇ. એ છપાવેલા–વકીલોને ઘણા ઉપયોગી. બે વોલ્યમમાં ૧૦– ૦–૦

૮૧ દયારામ અને હાફેઝ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ. એલ. બી. કૃત. ... ... ... ... ... ૦– ૪–૦

